


ફિનિસ કવિતા

અજિત ઠાકોર

ટૂંકી વાતો

ડૉ. સુરેશ હ. જોષી

ગ્રેહામ સ્વિફ્ટ

(પ્રમોદકુમાર પટેલ)

વિવેચન

સતીશ વ્યાસ

વૃત્તાંતનોંધ

બકુલ ટેલર



દક્ષિણ ગુજરાતની વૈજ્ઞાનિક ઢબે ફોટોગ્રાફીનું શિક્ષણ
આપતી એક માત્ર સંસ્થા

## એંસા સ્કૂલ ઓફ ફોટોગ્રાફી

૧૨/૩૧૧૭, રાણીતલાવ મેઈનરોડ, સૂરત.



ભારતના સંજોગોને અનુરૂપ
**રોજગારલક્ષી** અભ્યાસક્રમો
બેઝીક કોર્સ

| કેમેરા એકસપોઝર | ડાર્કરૂમ ટેકનિક | પ્રીંટચીંગ, ફીનીશીંગ |
|---|---|---|
| | બ્લેક એન્ડ વ્હાઈટ | અને પાવડર ફીનીશીંગ |
| એડવાન્સ કોર્સ | એડવાન્સ કોર્સ | |

* લાઈટીંગ અને પોર્ટ્રેચર
* ફ્લેશોગ્રાફી
* કલર ફોટોગ્રાફી
* એડવાન્સ કેમેરા એકસપોઝર (વધુ ઊંડાણથી)

* કલર પ્રોસેસીંગ એડીટીવ અને સબટ્રેકટીવ પદ્ધતિથી
* સર્જનાત્મક ડાર્કરૂમ ટેકનિક

**પોસ્ટલ કોર્સથી પણ ફોટોગ્રાફી ગુજરાતીમાં શીખવવાની વ્યવસ્થા**

અનેક વિદ્યાર્થીઓ આ અભ્યાસ કરી પૂરક કે પૂરા સમયની આવક મેળવતા થયા છે.

# કંકાવટી

જાન્યુઆરી
૧૯૮૨

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

## વર્ષ ૨૪ : અંક ૨૭૩ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩; આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ००૨ સરનામે જ કરવો.





'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ००૨ સરનામે જ મોકલવી.





તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ००૨.

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ००૧

# ફિનિશ કવિ : પાવો હાવીકકો/અજિત ઠાકોર

પાવો હાવીકકોનો જન્મ હેલ્સિન્કી શહેરમાં (ફિનલેન્ડ) ૧૯૩૧માં થયો હતો. તેમણે હેલ્સિન્કીમાં જ શિક્ષણ મેળવ્યું. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ વીસ વર્ષની વયે પ્રગટ થયો હતો. તેમણે નવલકથાકાર મારજા લીસા વાર્ટીઓ સાથે લગ્ન કર્યાં. એમના પત્નીનું અવસાન ૧૯૬૬ના ઉનાળામાં થયું. તેઓ એમના બે સંતાનો સાથે હેલ્સિન્કીમાં જ શાંત જીવન ગાળે છે. પહેલા તેઓ તેમના ભાઈની રિયલ એસ્ટેટમાં કામ કરતા હતા, હવે એક પ્રકાશન સંસ્થા સાથે જોડાયા છે.

એમણે 'ધ બોમેન,' 'અર્થપ્લેસ, 'વીન્ટર પેલેસ' જેવા કાવ્યસંગ્રહો, ત્રણ નાટકો, ત્રણ નવલકથા અને એક વાર્તાસંગ્રહ પ્રગટ કર્યાં છે. એમના "ધ ડોલ્સ" અને અન્ય નાટકો એબ્સર્ડ થિયેટર સાથે સંકળાયેલાં છે.

૧૯૫૦ની આસપાસ થયેલા કવિઓમાં હાવીકકો સૌથી વધુ મૌલિક કવિ તરીકે બહાર આવ્યા. તેમની કવિતા ચિંતનશીલ, સજગ, વ્યંગ્યાત્મક સંભાષણ અને ચેતનાના એક સ્તર પરથી બીજા સ્તર પર ખૂલતી અણધારી કળોથી ભરેલી છે. આ કવિતા શુદ્ધ આત્મનિરીક્ષણાત્મક નથી. એથી ઊલટું વાર્તારૂપે પ્રતિબિંબિત થતો ઇતિહાસ આ કવિનાનું મહત્ત્વનું અંગ છે. ધીમે ધીમે ગતિ કરતો, સાવધાનીભર્યો આરોહ અવરોહભર્યો, ક્યારેક વશીભૂત કરી લેનારો એમાંનો અવાજ બોલાતો અવાજ છે. હાવીકકોની કવિતા ઇમેજરીની પ્રત્યક્ષતા અને કવિના આંતરવિશ્વના બહિર્વિશ્વ સાથેના વિરોધથી અંકિત થયેલી છે. તેમનો "વીન્ટર પેલેસ" કાવ્યસંગ્રહ વિઝનરી મેટાપોએટ્રીનું ઉદાહરણ ગણાયો છે.

અહીં પસંદ કરેલી રચનાઓ પૈકી "પુષ્પગીત" પહેલી નજરે તો વિફળ પ્રણયનું કાવ્ય લાગે, પણ નાયકનો અનુનયસર્યો સ્વર એને નવું પરિમાણ આપે છે. આ અનુનય વાચાળ કે રોતલ નથી, પણ સંયત ને

સાંકેતિક છે, અહીં ફૂલનું વૃક્ષ પ્રણયભાવનું સંકુલ પ્રતીક બની રહે છે. પાત્રવિશેષ (કાઠિક કન્યા)ની પસંદગી અને નાયકની ઉક્તિઓમાં ઉપસતું એનું વ્યક્તિત્વ કાવ્યસંદર્ભને સમૃદ્ધ કરે છે. સંબોધનાત્મક કથનરીતિને કારણે પ્રત્યક્ષતા આવી છે, આથી જ નાયકનો હૃદયભાવ કાકુઓ વડે સરસ રીતે પ્રગટ થઇ શકયો છે. કાવ્યના આરંભની પંક્તિની અંતિમ પંક્તિમાં જણાતી પુનરાવૃત્તિ કાવ્યભાવને પુષ્ટ કરે છે. વળી આરંભની પંક્તિના મુકાબલે અંતિમ પંક્તિની વિગતખચીતતા એકતાનતા તોડી આરંભથી અંત સુધીની ઘટનાના પ્રભાવનું પણ સૂચન કરે છે.

"જીહજૂરિયા" કાવ્યમાં ફ્રિનિટયુડની સરમુખત્યારશાહી સામેનો કરુણગર્ભ વ્યંગ છે. આ વ્યંગ નથી બની રહેતો તે એની રચનારીતિને કારણે. રચના અન્ય વ્યંગરચનાઓની જેમ સરમુખત્યાર સામેના આક્રોશ કે વ્યંગ્યાત્મક વિધાનોમાં સરી પડીને સપાટ બની ગઈ નથી. એ બે ખંડમાં વિભાગાયેલી છે. આરંભના પાંચ ચરણ સરમુખત્યારની ઉક્તિરૂપે અને પછીનાં ચાર ચરણ પ્રજાની ઉક્તિરૂપે હોવાથી રચના દ્વિપરિમાણી બને છે. સરમુખત્યાર પોતાને અનકૂળ હોય તેવું જ પ્રજા જુએ, સાંભળે, વિચારે ને વર્તે એવું ઈચ્છતો હોય છે. આથી જ તો તે પ્રજાની વિવેકબુદ્ધિને બહેરી કરી નાંખવા છેતરામણાં સૂત્રો આપે, પોકળ પ્રલોભનો આપે, પાશવી બળ પ્રયોજે અને ભ્રાન્તિ ઊભી કરે છે. પ્રથમ ખંડમાં આથી જ સરમુખત્યારની આદેશાત્મક, ઉદ્ઘોષણાત્મક અને વાક્છલભરી પુષ્પિતા વાણી કવિએ પ્રયોજી છે. "ને જે બેડીઓં ને સાંકળોમાં નથી તે સૈનિક્યે શા કામનો ?"/"આવી ચીજનો શો ખપ ?" એ પંક્તિઓમાં માનવીને નિર્જીવ ઉપકરણરૂપે જોતી ઉપયોગિતાવાદી દૃષ્ટિથી થતો માનવીય ગૌરવનો હ્રાસ સૂચવાયો છે. "ને જે જમીનનું તમને વચન આપ્યું'તું તે જમીન તમારી કને હશે"માંનું આશ્વાસન અને "ફેલાવો તમારા હાથ, મેળવો તમારું ઈનામ/ખોબામાં માય એટલી જમીન"માં એની પોકળતા તથા "એ ઉત્તરથી દક્ખણ લગી ફેલાયેલી

છે/એક ફરના ઝાડ તળે'માં વિસ્તાર અને સંકોચ વડે રચાતું કોન્ટ્રાડીકશન વાક્છલની જ એક પ્રયુક્તિરૂપે યોજાયું છે. બીજા ખંડમાં પ્રજાની હતાશા, કિંકર્તવ્યમૂઢતા ને નિર્ભ્રાન્તિ એમના જ ઉદ્‌ગારોમાં પ્રગટ થઇ છે. એમાં અંધારું તથા વનના આલેખન વડે પ્રતીકાત્મકતા આવી છે. પ્રથમ ખંડનાં વિધાનોમાં જે લાઉડનેસ છે તેની પડછે આ ખંડમાં દબાયેલો ગમગીન સ્વર કવિની ભાવાનુરૂપ અભિવ્યક્તિની ખોજનો પરિચાયક બની રહે છે. આમ આ રચનામાં ફિનિટયુડના નામે ઓળખાયેલા યુદ્ધખોર ફિનિશરાષ્ટ્રીય આદર્શવાદની સરમુખત્યારીના જુલમની નિર્મમ અભિવ્યકિત સધાઈ છે.

ત્રીજી રચના એકસ્ટસીના અનુભવને આલેખે છે. એના આલેખન માટે કવિએ વિલક્ષણ રીતિ યોજી છે. પ્રથમ ખંડમાં ખિસકોલીને હવામાંથી કોતરી કાઢી હોય તેવી બતાવી મૂર્તનું અમૂર્તિકરણ કર્યું છે, તો દ્વિતીય ખંડમાં પડછાયા સુદ્ધાં પવનની અંદર ઓચિંતા બોલી ઊઠે એવા વર્ણનમાં અમૂર્તનું મૂર્તિકરણ થયું છે. આમ કવિ વિપરીત રીતિથી મૂર્તતામાં રહેલી અમૂર્તતાની અને નિરવતામાં રહેલા રવની વાત કરે છે. એ દ્વારા ચેતનાની એક વિલક્ષણ અવસ્થાનું અંકન પણ અહી થઈ ગયું છે.

ચોથી રચનામાં ઋતુ, કાળ અને અવસ્થાના વિશિષ્ટ પરિવેશમાં કવિની ચેતના બહિર્જગતમાં–વૃક્ષમાં–સંક્રમણ સિદ્ધ કરે છે. તો બીજી તરફ ઊડતાં પંખીઓનું ટોળું આંખમાંથી પસાર થવાની ઘટનામાં બહિર્જગતનું કવિની ચેતનામાં થતું સંક્રમણ સૂચવાયું છે. એક તરફ ખાબોચિયાંઓનું થીજવું, બીજી તરફ આકાશનું આછું આછું થવું ને સ્થિર ન રહેવું–આ બે પ્રાકૃતિક ઘટનાએમાં ચેતનાદીપ્ત અસ્તિત્વની કુંઠાઓનું શમન સૂચવાયું છે. આમ અહીં વ્યક્તિચેતના અને સમષ્ટિચેતના વડે થતાં પરસ્પર સિમોલ્લંઘન દ્વારા બાહ્યાભ્યંતર તદાકારતાનો અનુભવ આલેખાયો છે. એ માટેના ઉચિત સંદર્ભની રચનામાં આ રચનાનો "વિશેષ" રહેલો છે.

## પુષ્પગીત

૧

ફૂરનાં ઝાડો ઝૂલે છે
ફૂળો નિરંતર વરસે છે
અરે ઓ કાષ્ટિક કન્યા ! તું
પર્વતો જેવી ગર્વીલી
એવી જ રુક્ષ ને એવી જ ઉન્નત
સાંભળ !
તેં જો પ્રેમ ન કર્યો હોત તો
મેં જો પ્રેમ ન કર્યો હોત તો
(આપણે જુદાં થયાં તે વેળાના
તારા કડવાશભર્યાં વેણ)
અરે સાંભળ–
ફૂળો તારા પર વરસે છે
અનરાધાર, નિરંતર,
દયાહીન થૈ.

## જીહુજૂરિયા

૨

જે સૈનિક નથી એ માણસ શા કામનો ?
કશાય કામનો નહીં
ને જે બેડીઓ ને સાંકળોમાં નથી તે સૈનિકેય શા કામનો ?

આવી ચીજનો શો ખપ ?
કશોય ખપ નહીં : ઊંચે જડી દો એને ભોંમાં ભંડારી દો એને
ધરતીના પેટાળમાં
વધારે ને વધારે ઝાડવાંઓને ઉગાડવા માટે

ને જે જમીનતું તમને વચન અપાયું'તું તે જમીન તમારી કને હશે
ફેલાવો તમારા હાથ, મેળવો તમારું ઈનામ
ખોબામાં માય એટલી જમીન

ઉઘાડો તમારી આંખો ને તમે પામશો એને તમારી આંખોની અંદર પણ
હું તમને જણાવી શકું તમારી જમીન વિશે
એ ઉત્તરથી દખ્ખણ લગી ફેલાયેલી છે
એક ફરના ઝાડ તળે

ને જે અમે જોઇએ છીએ એ દીવા જેવું ચોખ્ખું છે
જો તમે હજુ ય જોઇ શકતા ન હો તો
તમે સાંભળો એ માટે
હું શબ્દોને સ્તોત્રના સૂરે મેળવીશ

અંધારું ઘેરાઈ રહ્યું છે એ વેળાએ આપણે અહીં
અડોઅડ ઊભા છીએ
એ કઈ બાજુથી આવે છે તે
પાછું ફરીને જોવા માટે

આપણે જયાં છીએ
જે વનના સિમાડે એ સિવાય
બાકીનું બધું આપણે જાણીએ

આપણી આંખોએ જોવા ખૂબ જ ઝંખેલું
અંધારું
એ આપણને ઉઠાડે

અને જવાની ફરજ પાડે.

(" ઓમેન " માંથી)

૩

ખિસકોલી
હવામાંથી
કોતરી કાઢેલી
અહીં
પડછાયા સુદ્ધાં
ઓચિંતા બોલી ઊઠે
પવનની અંદર

("અર્થપ્લેસ"માંથી)

## નવમી કવિતા

૪

જે વેળા દિવસ ને રાત સમાન હોય છે, પાનખર હોય છે ચોતરફ
ને નિંદરમાં, હું જોઉં છું કે હું સદા વૃક્ષમાં હોઉં છું

પેલું પંખીઓનું ટોળું
એ ઊડયું
આંખોની આરપાર

અહીં, આકાશને તળિયે,
ખાબોચિયાં થીજી રહ્યાં છે એ વેળાએ
તમારી જાતને હૂંફાળી રાખો

જે વેળાએ આકાશ આછું આછું હોય છે
અને સ્થિર રહેતું નથી
ને આત્મા
મુક્ત થાય છે (“ધ વિન્ટર પેલેસ”માંથી)

## નિષ્ક્રમણ/સુરેશ જોષી

ત્યાં જઇ પહોંચતાંની સાથે જ રૂબી બોલી ઊઠી: વ્હૉટ એ ફાઇન સ્પોર્ટ!

જગ્યા ખરેખર સરસ હતી. ઝાડના ઝુણ્ડની વચ્ચે થોડી જગ્યા હતી. ત્યાં અમે પડાવ નાખ્યો. પાસે જ એક નાની ટેકરી હતી. એની ટોચ પર નાની દે'રી હતી. એની ધજા પવનમાં ફરફર ફરકી રહી હતી.

રોમેન બોલ્યો, 'ચાલો, પહેલાં આપણે જરા આજુબાજુ નજર નાખી આવીએ.'

રીટા શરીરે જરા સ્થૂળ હતી. એણે કહ્યું, 'ના રે ભાઇ, આપણે તો અહીં જ જમાવી દઇશું.'

હું પાસે જ ઊગી નીકળેલા એક જંગલી છોડના ફૂલ પર બેઠેલા પતંગિયાને જોઇ રહી હતી. વ્યોમેન જરા ચાંપલો છે. એ મારી પાસે

આવીને બોલ્યો, 'તું તો કાંઈ બોલતી જ નથી. તું કહે ને, આપણે ટેકરી પર જઈએ ?'

મેં કહ્યું, 'હું તો ક્યારની આ પતંગિયા જોડે બોલું છું.'

વ્યોમેન મોઢું બગાડીને બોલ્યો, 'ચાલો, કરવા માંડી કવિતા !' મને હસવું આવ્યું. કવિતાની ટીકા કરવા પૂરતો ય કવિતા શબ્દ એના હોઠ પર હજી છે ખરો.

'સ્ટારડસ્ટ'નું પાનું ફેરવતાં જય બોલ્યો, 'જો તો, રેખાનો બ્લો અપ કેવો સરસ છે !'

અમિતા છણકો કરીને બોલી, 'શું ધૂળ સરસ છે ! એની આંખો જ જો ને ! તું તો કશું સમજતો જ નથી. ફોટોજીનિક ફીચર્સ તો છે નહિ !'

રીટાએ કહ્યું, 'બધો ઝગડો છોડો, આપણે સહેજ ખાઇ લઇએ !' વ્યોમેન રીટા પાસે સરકતો ગયો. એના કાન ઝાલીને એનું મોઢું પોતાના તરફ ફેરવીને બોલ્યો, 'તેં મારા મનની વાત કહી.'

રીટાએ એને ધક્કો મારીને દૂર હડસેલ્યો ને ગાલ ફુલાવીને બોલી, 'મૂરખ, તારા મનની વાતને મારે શી લેવા દેવા ? આ તો હું મારા પેટની વાત કરતી હતી.'

આ દરમ્યાન મનોજ છાપું વાંચવા બેસી ગયો હતો તે જોઇને મંજુએ એની પાસેથીં છાપું ઝૂંટવી લીધું ને કહ્યું, 'હવે છાપું તો રોજ હોય જ છે ને! અહીં તો એને આઘું મૂક.'

મનોજ મોઢું ગમ્ભીર કરીને બોલ્યો, 'આ છાપું નથી, મરવા પડેલી સંસ્કૃતિનો આછો હૃદયધબકાર છે.'

મંજુ ખડખડ હસી પડી. મનોજનો હાંથ ખેંચીને એને બધાંની વચ્ચે લઇ ગઈ.

આ દરમ્યાન રીટાએ સેન્ડવીચ, કટલેસ, સોસ બધું બહાર કાઢી રાખ્યું હતું ને એ તો ખાવા પણ મંડી પડી હતી. એના મોઢામાંથી



[illegible] ગ્રંથાલય [illegible]

નોટી બોય' બોલતાંની સાથે જ મોઢામાંથી બધું બહાર ઊડયું.

ટેકરી ચઢવાની ને આજુબાજુ ફરવાની વાત વિસારે પડી. થોડી જ વારમાં બધાં ખાવામાં એવાં તો મશગુલ થઇ ગયાં કે દરેક જણના ચાવવાના જુદા જુદા અવાજ સિવાય બીજું કશું સંભળાતું જ નહોતું.

રૂખી અને જય બધાંથી થોડે દૂર બેઠાં હતાં. એમને જોઇને બ્યોમેન બોલ્યો, 'પેલી મેઇડ ફોર ઇચ અધરવાળી જાહેરખબરનાં કપલ જેવાં લાગે છે ને!'

ત્યાં એક નાનો અકસ્માત થયો. રૂખીના હાથમાંનો કોફીનો ગ્લાસ છટકયો ને સ્ટારડસ્ટમાંની રેખાની છબિ પર કોફી ઢોળાઇ ગઇ. જય ગરજી ઊઠયો, 'અરે, રેખા દાઝી ગઇ. આ તેં શું કર્યું? તને અદેખાઇ આવી, ખરું ને?'

રૂખી બોલી, 'એની અદેખાઇ? તે એ તે કોણ તારી સગલી છે?'

અમીતા હસતાં હસતાં બોલી, 'મને બહુ ગમ્યું. એવું જ થવું જોઇતું હતું. જો ને, હું કોલેજમાં જઇને તારી અમીને તારી આ ઘેલછાની વાત કહી જ દેવાની છું.'

જય ઊભો થઇને અમિતા પાસે ગયો અને એને ગાલે બચકું ભર્યું.

અમિતા બરાડી ઊઠી, 'યુ બ્રુટ!'

પાસે જ ક્યાંક ઝાડની ઘટામાં દૈયડ બોલતું હતું. પેલાં ફૂલ પરનું પતંગિયું કયાંક દૂર ઊડી ગયું હતું. બે પતરંગા તરાપ મારીને કશુંક પકડવા ઉડી રહ્યાં હતાં. ક્યાંક નજીકમાં જ હોલો ઘૂઘવતો હતો. તડકો હવે હૂંફાળો લાગતો હતો. થોડો છેટે બકરાં ચારતો નાનો, લગભગ નવસ્રો, છોકરો ઊભો આ બધું જોઇ રહ્યો હતો. અમારાથી થોડેક જ દૂર નિસ્તરંગ શાન્તિ વિસ્તરી રહી હતી.

પછી શું કરવું તે વિશે થોડી રકઝક ચાલી. રોમેનને હાર્મોનિકા વગાડતાં સરસ આવડે છે. અમિતાની ખાસ ફરમાયેશથી એણે બહુ જ

પ્રચલિત એવા ફિલ્મી ગીતની ધૂન વગાડી, પછી રમતો શરૂ થઇ. આંખો બંધ કરીને બેસવાનું ને જે ટચ કરી જાય તેને ઓળખી કાઢીને એનું નામ દેવાનું ને એવું એવું.

એટલામાં અમિતાએ ચીસ પાડી, 'શું થયું ? શું થયું ?' પૂછતાં બધાં એને વીંટળાઇ વળ્યાં. અમિતાએ કહ્યું, 'મારા પર કશુંક ચઢતું હોય એવું લાગ્યું'' વ્યોમેન બોલ્યો, 'કોની મગદુર છે કે તારો વાળ સરખો વાંકો કરે ?'

રૂબી બોલી, 'બસ કરો રાણા પ્રતાપ, જુઓ તો ખરા, સાપ તો નથી ને ?'

રીટા અમિતા એક સાથે ચીસ પાડી ઊઠી, 'બાપ રે, સાપ ?'

આ દરમ્યાન જયની શોધને પરિણામે જાણવા મળ્યું કે એ તો કાચીંડો હતો. એ જાણીને વ્યોમેન બોલ્યો, 'ક્યાં છે એ દુષ્ટ, એને હમણાં ને હમણાં પૂરો કરું.' વ્યોમેન મેદાને પડયો, એમાં જય જોડાયો. કાચીંડો દૂર જઇને ઝાડ પર ચઢી ગયો. એ બન્ને જણ પણ ઝાડ પાસે ગયા. ટારઝનની ફિલ્મ તો બાળપણમાં જોયેલી, પણ ઝાડ પર ચઢતાં આવડતું નહોતું, આથી બન્ને જોઇ રહ્યા. એમને પોરસ ચઢાવવા રૂબી બોલી, 'જોઈ શું રહ્યા છો. એ તો ફરી આવશે. એને પૂરો જ કરો.' બન્ને વીર ફરીથી મેદાને પડયા. હાથમાં પથ્થરો લીધા. આડેધડ ઝાડ પર ફેંકવા મંડયા. બીજાં બધાં હાકોટા પાડવા લાગ્યા. કેમ જાણે કોઇ રાજા વનમાં વાઘના શિકારે નહિ નીકળ્યા હોય! એવામાં વ્યોમેનનો પથ્થર જયના માથામાં વાગ્યો. લોહી નીકળ્યું ને એ તમ્મર ખાઇને નીચે બેસી પડયો. અમિતા એકદમ હાંફળી ફાંફળી જયની પાસે દોડી ગઈ. જયે આરામથી માથું અમિતાના ખોળામાં મૂક્યું. રૂબીએ લોહી સાફ કરીને ડેટોલ લગાડી ઉપર પોતાનો રૂમાલ બાંધી દીધો. વ્યોમેન હિમ્મત કરીને પાસે આવીને બોલ્યો, 'આઈ એમ એક્સ્ટ્રીમલી સોરી'.

રોમેન બોલ્યો, 'બેસ હવે, સોરીની પૂછડી. એને કંઇ થઇ નથી ગયું. હવે અર્ધા કલાક સિવાય એ અમિતાના ખોળામાંથી ઊઠે તો મને કહેજે !'

જય જાણે આ કશું સાંભળતો જ નહિ હોય એમ અમિતાના ખોળામાં આંખ બંધ કરીને પડી રહ્યો.

રૂમી બોલી, 'ડાયલોગ, ડાયલોગ–ક્યાં છે સ્ક્રીપ્ટરાઈટર ? હવે આ બે વચ્ચે શો સંવાદ ચાલે તે કહો.'

રોમેન સ્ત્રીના અવાજે બોલ્યો, 'ડાર્લિંગ જોય, આંખો ખોલ, એક વાર તુ આંખો ખોલ. હું તારી એ આંખમાં જોઇ લઉં કે તેં મને ક્ષમા આપી છે કે નહિ.'

પછી રોમેન પુરુષના અવાજે બોલ્યો, 'અમી, તું તારા હોઠથી મારી આંખોને ચૂમી લે, પછી હું આંખો ખોલી શકીશ.'

આ સાંભળીને બધાં ખડખડ હસી પડયાં. પણ જય એવી જ ગમ્ભીરતા ધારણ કરીને અમિતાના ખોળામાં પડી રહ્યો. અમિતાના પગે ખાલી ચઢી. એણે કહ્યું 'જય, મારે પગ બદલવો પડશે.'

એ સાંભળીને જય ભારે પ્રયત્નપૂર્વક બેઠો થયો અને અમિતાને અઢેલીને થોડીવાર બેસી રહ્યો. પછી અમિતાનો આધાર લઇને ધીમે ધીમે ચાલવા લાગ્યો.

એ જોઇને રોમેને હાર્મોનિકા પર કરુણ સૂર વગાડયા. આ બધો તાલ હું જોયા કરતી હતી. મોન્તાલેની કવિતા વાંચીને ગઈ સાંજે મેં અસિતને મારા આનન્દની વાત લખવા માંડી હતી. એ અધૂરા રહી ગયેલા પત્રની પંક્તિઓ મારા મનમાં ગોઠવાતી ગઇ : અહીં કશું જ બનતું નથી. સૂર્યની આંખનો ચમકારો જોઇને એનો ગૂઢ અર્થ ઘટાવવાનું મન થતું નથી. શબ્દો બધા કબ્રસ્તાનમાંની તૂટેલી કબરોની જેમ અહીંતહીં વેરાઇને પડેલા છે. અવતારી પુરુષ આ યુગને સમ્બોધવા જાય છે, પણ શબ્દોને બદલે એના મોઢામાંથી ફીણ બહાર આવે છે.

ક્યાંક ક્ષણેક્ષણે બાજ્યા કરે છે. એ કદાચ શૂન્યની જ જ્વાળા હશે. કવિઓ કાંઈ બોલતા નથી. એમના વાચાળ શબ્દો ઘૂરકતા કૂતરાની જેમ ઘૂરકિયાં કરતાં દૂર દૂર દોડી ગયા છે...

હું મનમાં આ પંક્તિ ગોઠવતી હતી ત્યાં જ બ્યોમેને આવીને મારે ખભે હાથ મૂક્યો. એના મોઢામાંથી બિયરની વાસ આવતી હતી. એણે મને પૂછ્યું, 'શું વિચારમાં પડી ગઇ? સાર્ત્રને ગયાને તો વરસ થવા આવ્યું એની સાથે ટાયલેક્ટિક્સ ને ડાયકોટોમી–બધું જ ગયું.'

એ સાંભળીને મને હસવું. મેં પૂછ્યું, 'તો શું રહ્યું ?'

એણે કહ્યું, 'આપણે,'

મેં કહ્યું, 'આપણે કરીશું શું ?'

એના જવાબમાં એ જાણીતા ફિલ્મી ગીતની પંક્તિ બોલી ગયો, મે. મારા મનમાંની મોન્તાલેની પંક્તિને ઊંડે ઊંડે સંતાડી દીધી.

એનાથી માંડ છૂટીને મેં ટેકરી તરફ ચાલવા માંડયું. જમીન પર લીલુંછમ ઘાસ છવાઈ ગયું હતું. મેં ખુલ્લા પગે ચાલવા માંડયું. દૂરનાં વૃક્ષો નજીક આવતાં ગયાં. સૂકાઇ જવા આવેલા ઝરણાના પટમાંથી સહેજ ભીના ગોળાકાર પથ્થરો લઇને મેં હથેળીમાં રમાડવા માંડયા. પછી તો વૃક્ષો ગીચ થતાં ગયાં. સૂર્ય વૃક્ષોનાં પાંદડાંમાંથી કદિક કદિક ડોકિયું જ કરતો દેખાયો. મારી ચારેબાજુ છવાયેલી નીરવતાના જ સમ્મોહક ધ્વનિથી વિવશ થઇને હું આગળ વધ્યે ગઈ. જંગલી વેલાની આંટીઘૂંટીમાંથી રસ્તો કરતી હતી ત્યાં મેં જોયું તો કોઇ જીર્ણ દેવાલયના શિખર પરથી નીચે પડેલું આમલક મને દેખાયું. હાથીનું સરસ શિલ્પ મારે હાથે ચઢયું. વનસ્પતિએ જેને પોતાના પાલવમાં સંગોપી દીધું હતું તેને મેં આમ આકસ્મિક રીતે જ જોઇ લીધું. પહેલાં અહીં જ સન્ધ્યાકાળે આરતી વેળાએ નગારું વાગતું હશે, ઘંટ રણકતો હશે. ક્યાં છે એ દેવ ? ક્યાં છે એ દેવી ? મારો પ્રશ્ન મારા મનમાં જ પડઘો પાડતો શમી ગયા. વર્તમાનની એ ક્ષણને જાણે કશું વજન જ

નહોતું. પવનનો અશરીરી ભાર પણ વર્તાતો નહોતો. કેવળ ઝીણી ધૂળ અને સૂકાં પાંદડાં કશુંક ધીમું અસ્પષ્ટ બોલતાં હોય એવો ભાસ થતો હતો. પછી જંગલી વેલાઓ વધુ ને વધુ ગીચ બનતા ગયા. વૃક્ષોનાં શિખર દેખાતાં બંધ થઈ ગયાં. ઘડીભર થમ્ભી જઈને કાન માંડીને મેં દૂર સરી ગયેલા સંસારને સાંભળવાનો પ્રયત્ન કર્યો, પણ મને એની કશી એંધાણી મળી નહિ. મેં મારી આંખ સ્થિર કરીને જોવાનો પ્રયત્ન કર્યો, મને લાગ્યું કે મારી ચારે બાજુ વનસ્પતિનો જ સમુદ્ર વિસ્તર્યો હતો. એનાં ઊંચાં ને ઊંચાં ચઢતાં મોજાં મને ઉપાડીને દૂર ફંગોળ્યે જતાં હતાં. હવે મારે ચાલવાનું રહ્યું નહોતું. આ મોજાંઓએ મને ઊંચકી લીધી હતી. આગળ-પાછળની કશી ગણતરી મારા મનમાં રહી નહોતી. ત્યાં એકાએક થોડેક જ દૂર મને કશુંક ચળકતું દેખાયું. મેં જોયું તો એ કોઈની આંખ હતી. કોઈ દેવીની આડી પડેલી મૂર્તિની એ આંખ કદાચ સૂર્યનું એકાદ કિરણ પડતાં ચમકતી હશે એવું મેં માન્યું. પણ એ આંખ તો મારી સામે જ મંડાયેલી હતી. એ મને સંકેતથી એની પાસે બોલાવી રહી હતી. ઘડીભર થતું કે એ મારી ભ્રાન્તિ હશે. પણ મારાથી પાછા વળી શકાતું નહોતું. જેમ જેમ પાસે જતી ગઈ તેમ તેમ એ આંખ મને વધુ ને વધુ જીવન્ત લાગવા માંડી. આ કોણ જાણે કેટલાય જુગની પ્રતીક્ષા હશે! ધીમે ધીમે હું જાણે મને જ ભૂલતી ગઈ. પછી તો હું એ આંખની સાવ પાસે પહોંચી ગઈ. એ આંખ મારી ચારે બાજુ છવાઈ ગઈ, એના અગાધ ઊંડાણમાં હું ડૂબતી ગઈ. હું અને એ આંખ અભિન્ન બની ગયાં. 

**હોટેલ**/લે. ગ્રેહામ સ્વિફ્ટ્
અનુ : પ્રમોદકુમાર પટેલ

એ લોકોએ જે દિવસે મને હોસ્પિટલમાંથી છુટ્ટી આપી હતી, તે દિવસે જ હું શેરીઓમાં દૂર દૂર સુધી ફરી આવ્યો હતો. માર્ગમાં સામે મળતાં લોકો મનોમન દુઃખી, અને જાણે કે બીજી જ દુનિયાનાં હોય તેટલાં અણજાણ, લાગ્યા કર્યાં. દરેકના ચહેરા પર કશીક ને કશીક, ભય ચિંતા કે તણાવની થોડીક રેખા અંકાઈ ચૂકી હતી. એ બધાં મારાથી વામણાં હોય, એ સૌમાં હું મોટો અને ઊંચો હોઉં એવી એક જાતની આત્મગૌરવની લાગણી હું ત્યારે અનુભવી રહ્યો હતો. જો કે પોતે ચાહે તો બીજાઓનો હવાલો સંભાળી શકે, તેમને માર્ગ ચીંધી શકે, અને સાંત્વન આપી શકે, એવા કેટલાક ઊંચા સમર્થ અને સ્વચ્છ દૃષ્ટિના લોકો પણ અહીં તહીં નજરે પડતા હતા ખરા.

મને છુટ્ટી આપવામાં આવી એ દિવસે ડૉ. આઝિમને બીજે કશેક જવાનું થયેલું, એટલે, પાછળથી મળી જઈશ એવા મારા વચન મુજબ બીજે જ દિવશે તેમની કને હું વિદાય લેવા પહોંચ્યો હતો. મેં તમને કહેલું, 'તમે જે કર્તવ્ય બજાવ્યું, તેથી હું તમારો કેટલો ઋણી બન્યો છું, તે કહેવાને જ હું હમણાં આવ્યો છું. તમે અને તમારા સાથી દાક્તરોઓ મારી જે રીતે સેવા બરદાસ્ત કરી, તેથી મારા પર ખરેખર ઘણું મોટું ઋણ ચઢયું છે, એમ મારે કહેવું હતું. મેં જોયું કે તેમના ચહેરા પર સ્મિત ફરકી રહ્યું હતું.

મારા શબ્દોથી અંતરમાં તેઓ પોરસાઇ ઊઠ્યા હોય એમ મને લાગ્યું હતું. વિદાયની ક્ષણનો ભાવ વ્યક્ત કરતાં મેં કહ્યું, 'મારી ખરેખર ક્યાં ભૂલ હતી તે હવે મને સમજાયું છે. બધું ચોખ્ખે ચોખ્ખું મને ભળાય છે, તમે બીજાઓની સેવાશુશ્રુષાનું પાત્ર બનો તે કરતાં તમે પોતે જ બીજાઓની સેવાશુશ્રુષા કેમ ન કરો ? સાદીસરળ વાત છે,' અને પછી મેં ઉમેર્યું હતું, 'અહીં હું ખૂબ સુખી હતો,' આ ક્ષણે ડૉ. આઝિમના ચહેરા પર આભા વિસ્તરી રહી હતી. પછી મેં વિદાય માગી એટલે તેમણે મારી સાથે હસ્તધૂનન કર્યું હતું. કોઈક દિવસ મારે પણ, એક સેવાપરાયણ અને આશ્રયદાતા વ્યક્તિ તરીકે એમના જેવી જ ભૂમિકા ભજવવી જોઇએ, એવી એક કામના ત્યારે મારા અંતરમાં ઊગી નીકળી હતી.

મારી મા ગુજરી ગઇ એ પછી તરતના ગાળામાં, ત્રણ માસથી ય વધુ સમય મારે હોસ્પિટલમાં રહેવું પડયું. તે દિવસે હું શેરી વચ્ચે મોટેથી બરાડાઓ પાડી રહ્યો હતો, અને જતાંઆવતાં લોકોને ભયનુ કારણ બની ગયો હતો. એ કારણે પોલિસો મને ત્યાંથી ઉઠાવી ગયા હતા. તેમણે કંઇક એમ ધારી લીધું હતું કે શરાબ ઢીંચીને કે એવી કોઈ દવા લઇને હું બેહાલ દશામાં પડયો હતો. પણ મેં એવું કશું જ લીધું નથી એમ તેમને ખાતરી થઇ, ત્યારે તેઓ મને ડૉ. આઝિમ અને તેમના સાથી દાક્તરો પાસે લઇ આવેલ.

પોલિસવાળા મને હોસ્પિટલને બારણે ઉતારી ગયા હતા, એ વાતનું મને અચરજ રહ્યા કર્યું. 'મનોચિકિત્સા' તરીકે ઓળખાવાતી એ બધી પ્રવૃત્તિઓ શરૂઆતમાં તો મને કોઇ અપરાધીની ઊલટતપાસ જેવી જ લાગ્યા કરી. હું કોઇક અપરાધી હતો, એટલે હું જો મારા અપરાધનો એકરાર કરી લઉં, તો તેમનો સૌનો શ્રમ અને સમય બચે એ વાત તેમને અગત્યની બની રહી. એટલે ફરી ફરીને દાક્તરોની ટૂકડીઓ મારી સામે પ્રશ્નોની બાઝી લઇ હાજર થતી ગઇ. અને તેમને સાચો ઉત્તર આપવામાં હું નિષ્ફળ નીવડયો છું એમ જાણતા તેઓ

સૌ નિરાશ વદને નિસાસા ફેંકતા રહ્યા, અને મને ફરીથી ઊંઘની ગોળીઓ આપી એક વધુ બેઠકની પ્રતીક્ષા કરતા રહ્યા. આ રીતે આગળ જતાં કોઇ વધુ કઠોર રીત તો નહિ અજમાવે—ને એવો પ્રશ્ન મને થતો રહ્યો, એટલે પછી લાગલું જ કહી નાખ્યું: 'સાચી વાત એ છે કે હું મારી માની હત્યા કરવા માગતો હતો.' અને મારા મોંમાંથી આ ઉદ્‌ગાર સરતાં હું પોતે અને સૌ દાક્તરો પણ એકદમ રાહતની લાગણી અનુભવી રહ્યા.

આટલું કહેવાથી, આમ જુઓ તો, કશુંય બદલાતું નથી એમ મને લાગતું હતું. માત્ર કહેવાતું એટલું જ, પણ ના, મારા દાક્તરો તો આથી રાજીરાજી થઇ ગયા, અને મને છોડી તેઓ હવે આપસ-આપસમાં જ રોકાઇ રહેતા લાગ્યા. એ દિવસથી જ મારા એમની સાથેના સંબંધોમાં પરિવર્તન આરંભાઇ ચૂક્યું. તેઓ સૌ મારા નિકટના મિત્ર જેવા બની રહ્યા, અને મને તેમના વિશ્વાસમાં લેવા મથી રહ્યા. એ દિવસથી હું પણ તેમને પ્રશંસાભાવે જોઇ રહ્યો.

માત્ર એક જ વસ્તુ રહી રહીને તેમને ખિન્ન કરી રહી હતી: 'શા માટે તું તારી માની હત્યા કરવા માગતો હતો? તને તારી મા માટે કોઇ પ્રેમભાવ જેવું નહોતું?' પણ તેમના આ પ્રશ્નનો કેમેય હું સ્પષ્ટ ઉત્તર આપી શકતો નહોતો.

એમના પ્રશ્નનો બીજો ભાગ મને મૂંઝવી રહ્યો હતો. મારા મનમાં પહેલાં તો તેમની સામે રોષની લાગણી જ જન્મી પડી હતી. કેમ કે, હું મારી માને ઉત્કટપણે ચાહતો હતો. પણ પછી મને એમ થયું કે આ રીતે હું મને પોતાને જ મુશ્કેલીમાં મૂકીશ. એટલે, ત્રણેક વરસ પહેલાં મારા પિતાજી ગુજરી ગયા. તે પછી અમે બંને પરસ્પરની કેવી તો સંભાળ રાખતાં હતાં, તેની કથા મેં તેમને કહી. અમે બધી વાતે સુખી હતાં; અને પિતાજી ચાલ્યા ગયા, એ પણ એક રીતે ઠીક થયું હતું, એવી એક સુખદાયી લાગણી મારા મનમાં જન્મી હતી (જો

કે મેં એ એ વિશે એ લોકોને કશી વાત ન કરી). પણ પછી હું જરીક મોટો થયો ત્યારે, મા મને ક્યારેક ઈજા તો નહિ કરે ને, એવી કશીક અકળ ભીતિ લાગવા માંડી હતી. તેને જોતાંવેંત જ કશાક રોષ અને ભયની લાગણી મારામાં ચમકી ઊઠતી, અને, પછી તો જેમ જેમ એ લાગણી બળવત્તર બનતી ગઈ, તેમ તેમ એના મૃત્યુની કોઈક ખેવના મારામાં સક્રિય બની રહી. અને, ખરેખર જ તે મૃત્યુ પામી. હાઇસ્ટ્રીટના રસ્તા પર, બહુ ઝડપી નહીં એવી કોઇ કારમાં તે આવી ગઈ હતી, એમ પછીથી મને જાણવા મળ્યું હતું પણ સાચે જ તે હવે મૃત્યુ પામી હતી. તેની ઓળખ આપવાને મારે હોસ્પિટલમાં હાજર થવું પડયું હતું.

એટલે મારા દાકતરોએ મને પ્રશ્ન કર્યો: 'તમને તમારી માનો ભય લાગવા માંડયો હતો, તે તમને કશીક ઇજા કરી બેસશે એમ થતું હતું, તો પછી તેને તમે છોડી કેમ ન દીધી' પણ મારી પાસે એનો જવાબ નહોતો. હકીકતમાં જ્યારે જ્યારે આ આખી કથા આ મુદ્દા પર આવી અટકતી, ત્યારે ત્યારે મારે માટે એકાદ ઇંજેકશનનો ઉપયોગ કરવાનો જ રહેતો.

એટલે માની હત્યા હું શા માટે કરવા માગતો હતો, તેનું સાચ્ચું કારણ ક્યારેય મેં તેમને જણાવ્યું નહોતું. પણ, કદાચ એમ બન્યું હોય કે, મેં જેટલી પણ વાત તેમની સમક્ષ ખુલ્લી કરી હતી, તેમાંથી તેમને ઘણી બધી સામગ્રી મળી ગઈ હતી. કેમ કે, મેં કહ્યું તેમ, અમારા સંબંધો સુધરતા રહ્યા હતા. ત્યાં હાજર ન હોય તેવી કોઇ ત્રાહિત વ્યક્તિની વાત આરંભી હોય, એટલા તાટસ્થ્યથી ઘણી વાર અમે મારા 'પ્રશ્ન'ની ચર્ચા કરતાં, પણ મા ગુજરી ગઇ તે પછી ગમે તેમ બરાડા પાડવાની કે વણથંભ્યા રુદનની મારી ટેવ બંધ થઇ ગઈ. ડૉ. આર્કિમે મારો કેસ હાથમાં લીધો હતો. તેમણે મને પછીથી કહેલું કે તમારું સ્વાસ્થ્ય સુધારા પર છે, અને તેમની વાતમાં મેં સંમતિસૂચક માથું હલાવ્યું હતું.

એક વાર ડૉ. આઝિમને મેં પૂછ્યું: 'તો પછી શું આનો અર્થ એમ જ થાય ને કે લોકો મને ગાંડો સમજે છે અને મારી માતાની હું હત્યા કરવા માંગતો હતો, એટલે જ મને અહીં રાખવામાં આવ્યો છે, ખરું ને ?'

ડૉ. આઝિમ સ્મિત વેરી રહ્યા. 'તમે બહુ સાદોસીધો ખ્યાલ કેળવી રહ્યા છો,' એ જાતનો ઇશારો એમાં જોઇ શકાતો હતો.

'ના, ના, તમે તમારી માતાની હત્યા કરવાની ઇચ્છા સેવી રહ્યા હતા, તેથી તમને અહીં રાખવામાં આવ્યા છે એવું નથી. એવી ઇચ્છા જન્મી તે પરત્વે તમારામાં અપરાધબોધ જાગ્યો, તેથી આમ બન્યું છે."

એટલે મેં એમને પ્રશ્ન કર્યો: 'તો શું તમે એવી ઇચ્છા તો સેવી શકો, એ ન અર્થ કરવો ?' ફરીથી તેઓ સ્મિત વેરી રહ્યા. એમાં તેમના અંતરની આસ્થા વરતાઇ આવતી હતી.

'ના ના, એટલી સરળ આ વાત નથી, ઇચ્છાઓ પણ તરેહતરેહની હોય છે ને !'

એ પછી મેં પાંચ છ અઠવાડિયાં જેટલો સમય ત્યાં વીતાવ્યો હતો. મારા જીવનની એ સૌથી મધુર ક્ષણો હતી એમ આજેય મને લાગ્યા કરે છે, મારી ચિકિત્સા ઘણું ખરું પૂરી થઈ હતી. મારી લાંબી માંદગી પછી પુનઃ સ્વાસ્થ્યપ્રાપ્તિનો જે ક્રમ ચાલે છે, તેવો જ એ મારે માટે સ્વાસ્થ્ય-પ્રાપ્તિનો ક્રમ હતો. વસંત ઋતુ બેસી ગઈ હતી. હવે હું હોસ્પિટલના પ્રાંગણમાં લોનમાં બેઠો નઠો સમય વીતાવવા લાગ્યો. વળી ક્યારેક બીજા દર્દીઓને નિહાળતો રહેતો, તો ક્યારેક મારા મનની ગુહ્ય ઇચ્છાઓ અને અપરાધવૃત્તિના પ્રશ્નો બાબત ડૉ. આઝિમ જોડે ચર્ચાવિચારણા કરતો રહેતો.

વિચાર કરતાં મને એમ લાગ્યું કે અંતરના ઊંડાણમાં સહેજ પણ અપરાધભાવ જાગ્યો ન હોય એવી વ્યક્તિ આ ધરતીના પટ પર ભાગ્યે જ વિચરતી હશે. એમાં કોઇક નિષિદ્ધ સુખભોગનો સંકેત નિહિત

રહ્યો હોય છે અને વળી વ્યક્તિના અંતરમાં જન્મી પડતાં અપરાધબોધના ભીતરમાં કશીક આનંદની ઊર્મિ સુપ્ત રહી હોય છે, ગ્લાનિભર્યા, અપરાધભાવથી લીંપાયેલા હરેક ચહેરામાં ક્યાંક સુખીપણાની રેખા અંકિત થઈ હોય છે. આ વિષચક્રમાંથી ઉગરવાને કદાચ કોઇ માર્ગ જ નથી હોતો, આમ છતાં આપણા અંતરમાં જાગી ઊઠેલા આ અપરાધભાવને સમજી શકે, અને છતાં ય એ માટે ઠપકો ન આપે, એવું કોઇક જણ નિકટમાં હોવું જોઇએ. આપણા મનની ગુહામાં ગુહ્ય ઈચ્છા જ્યાં પ્રગટ કરી શકીએ, અને આપણાં નિષિદ્ધ સ્વપ્નો જ્યાં ભોગવી શકીએ, એવું કોઈક સ્થાન તો હોવું જોઇએ. મતલબ કે, તમારી કોઈક માવજત કરે, એવું તો હોવું જોઇએ.

એટલે, પછીથી તો, હું જે સ્થાને હતો એ સ્થાન વિશે મારામાં એક જાતની અધિકારની લાગણી જન્મી પડી. ડૉ. આઝિમ અને તેમના સાથી ડાક્તરોનો સંયોગ થયો, તે માટે ઊંડે ઊંડે મગરૂબીભાવ જન્મ્યો. અને અહીં કદાચ પુનઃ સ્વાસ્થ્ય પામતા એકેએક દર્દીને, પોતે આદર-પાત્ર બન્યો હોય અને એક ભાગ્યશાળી અતિથિ તરીકે સ્વીકાર પામ્યો હોય એવી કોઇક લાગણી થઇ રહી છે, એમ મને સમજાયું. એટલે, એ સમયગાળામાં જ હોસ્પિટલના દરવાજા બહાર પહેલી વાર ઘૂમવા નીકળ્યો તે પહેલાં જ, કદાચ–હું પણ કોઈક દિવસ હૉટેલનો માલિક બનું, એવી મહત્ત્વાકાંક્ષા મારા અંતરમાં જન્મી ચૂકી હતી.

પણ, હોસ્પિટલમાંથી બહાર નીકળ્યો, ત્યારે હોટેલને અંગે મારા મનમાં કોઇક સ્પષ્ટ યોજના ઘડાઇ ચૂકી હતી, એવું ય નહોતું. મારે માટે ખરેખર તો એ ગજા બહારની વાત હતી. પણ મારી એ આકાંક્ષા પછીથી ધીરે ધીરે ફળીભૂત બનતી ગઇ. પહેલાં તો, માએ જે પૈસા મારે માટે બચાવી રાખ્યા હતા, તેમાંથી એક નાનકડું કાફે ખરીદી લીધું. અને વર્ષો સુધી હું એ કાફે ચલાવતો રહ્યો. મારું એ કાફે બીજાં કાફેથી ખાસ કોઇ રીતે જુદું નહોતું. પણ મારા એકેએક ગ્રાહકનો હું

સારી રીતે પરિચય કરું, તેઓ એ રીતે પોતાના મનની-ઊંડામાં ઊંડી વાત કહેવા પ્રેરાય, અને એમની વાત હું સાંભળતો જ રહું, એવું મેં મારા મનમાં નક્કી કરી લીધું હતું. અને કેટલાકને આ વાત ઘણી ગમી હતી. તો વળી બીજા કેટલાકને મારી આ જાતની વૃત્તિ વાંધાજનક લાગી હશે, એટલે ફરીથી તેઓ મારાથી કાફેમાં દેખાયા નહોતા.

અને, મેં હોસ્પિટલ છોડી અને પછી મારી હૉટેલનું ઉદ્‌ઘાટન થયું–વચ્ચે ય ખાસ્સાં વરસો વીતી ગયા હતાં, અને મારા જીવનમાં ય ઘણું બધું બની ચૂક્યું હતું, એ ભૂલવાનું નથી. આ ગામમાં મેં લગ્ન કર્યું હતું. મારી પત્નિ મને કાફેના કામમાં મદદ કરતી અને જરૂર પડી ત્યાં પોતાના પૈસા ય રોકતી, પણ અમારું દાંપત્યજીવન સરળ થયું હતું એમ તો ન કહી શકાય. અમે સુખી નહોતાં જ, પણ વિપત્તિને ય તટસ્થતાથી જોવાને હું કેળવાઇ ગયો હતો. તમે તો મને બાળક જેવી ગણી કાઢો છો, એમ ઘણી વાર તે મને કહેતી રહેતી; હું મારું ઘણી-પણું બતાવું છું, અને વાતવાતમાં તેને ઉતારી પાડું છું, એવી ફરિયાદ પણ કરતી, પણ વિચિત્ર બાબત તો એ હતી કે, આથી સાવ ઉલટા પ્રકારનો ભાવ મારામાં જાગતો હતો. એટલે, અમે છૂટાછેડા લઈ લીધા; અને ભવિષ્યમાં પુનર્લગ્ન ન જ કરવું, એવો મક્કમ નિર્ણય મેં એ જ ક્ષણે કરી લીધો. એ પછી વધુ રમ્ય એવા પરાંવિસ્તારમાં નવું કાફે ખરીદ્યું. એના પહેલા મજલા પર કેટલાક સરસ કમરાઓ હતા, તેને ગેસ્ટહાઉસ તરીકે ખપમાં લઇ શકાય તેમ હતું. પણ એમાં ય, સારી કમાણી ન મળી ત્યાં સુધી, લગભગ બધું જ કાર્ય મેં એકલે હાથે સંભાળ્યું. ખરેખર એ થકવનારું કામ હતું. પણ મને એ બરોબર ફાવી ગયું હતું. આ જાતના કામમાં મને કુદરતી સૂઝ છે, એમ પણ મને સમજાયું. અતિથિઓ માટે રાંધવું, પીરસવું, પથારીઓ કરવી, ધોલાઇનું સંભાળવું, એવું, એવું કામ તો મેં મારી મા પાસેથી શીખી લીધું હતું. એટલે, મારી પત્નિથી અલગ થયો હતો પણ, ક્યારેય

મને એકલતા જેવું લાગ્યું નહિ. આમેય, કાફે કે ગેસ્ટ-હાઉસના વ્યવસાયમાં પડ્યા હો, તો રાતદિવસ અતિથિઓની સરભરા કરતા રહેવું પડે; એટલે એકલતાની સ્થિતિ જ ન આવે. એટલે, ઠીક ઠીક સમય મેં આમ ચલાવ્યું; તે પછી જ હું બેચાર કાયમી નોકરો રાખી શક્યો. એટલે હવે તો વચ્ચે વચ્ચે સમય કાઢીને માતાના કબ્રસ્તાનની મુલાકાત લઇ આવતો, કે ડૉ. આઝિમના ખબરઅંતર માટે નીકળી પડતો. પણ જ્યારે મને જાણવા મળ્યું કે ડૉ. આઝિમ બિમારીને કારણે નિવૃત્ત થઈ ચૂક્યા છે, અને તેનું પૂરું ઠેકાણું મળતું નથી, ત્યારે તો મારું મન એકદમ ઉદાસ થઈ ગયું.

આ બધાં વરસો, દેખીતી રીતે તો કામમાં પરોવાયેલાં, પણ હકીકતમાં નીરસ રીતે વીતી ગયાં, પણ ત્યારે ય હું કશાકની પ્રતિક્ષામાં હોઉં, અને સમય વહેવાની રાહ જોઇ બેઠો હોઉં, એમ મને હંમેશાં લાગ્યા કર્યું. હૉટેલ ઊભી કરવાની મારી મહત્ત્વાકાંક્ષા જાણે કે નક્કર આકાર લઈ રહી હતી; અને મને ઊંડે ઊંડે એમ થતું રહ્યું કે, જરૂર એક એવી ક્ષણ આવશે જ્યારે-હોસ્પિટલ છોડ્યા પછી આ હૉટેલ શરૂ કરી ત્યાં સુધીના ત્રીસથી ય વધુ વરસોનો એ આખો ગાળો મને નગણ્ય લાગશે, એ તો માત્ર કશીકની તૈયારી રૂપ હતો એમ સમજાશે અને માત્ર બે બિંદુઓ વચ્ચેની ગતિ જેવો એ બની રહેશે.

પણ મારે અહીં એમ સ્પષ્ટ કરી દેવું જોઇએ, કે મારી હૉટેલ કંઇ મહોલ્લાઓનાં કાફે અને ટૂંક નિવાસનાં ગેસ્ટ હાઉસોથી કંઇક ચઢિયાતું એવું વિશ્રાંતિગૃહ બને એટલો જ માત્ર મારો ખ્યાલ નહોતો. એની એક આગવી ભાવના મારા મનમાં બંધાઇ રહી હતી. માત્ર રહેવા જમવાનો પ્રબંધ એમાં થાય, એટલા પૂરતો જ મને એમાં રસ નહોતો: જો કે ઇશ્વરેચ્છાથી એ જાતનો સરસ પ્રબંધ તો હું કરી શક્યો જ. પણ મારે તો મારી જૂની હોસ્પિટલના જેવી, અલબત્ત સ્વાસ્થ્ય અંગે જાહેર સૂચનાઓ આપતા ડિપાર્ટમેન્ટ વિનાની એક અનોખી હૉટેલ નિર્માણ કરવી હતી: ખરેખર સુખદાયી એવી એક હૉટેલ...

અને વરસોની પ્રતીક્ષા કરતાં, મારી એવી બચત અને ઘણી ઘણી શોધને અંતે, મને એવું એક અતિથિગૃહ થઇયું ય ખરું, અત્યંત-રળિયામણા કસબા વિસ્તારમાં, બિલકુલ નદીકાંઠા પર, બાર એડરૂમવાળું સુંદર નિવાસસ્થાન એ હતું. ત્યાંના કોઈક સ્થાનિક માણસો એના મૂળ માલિકો હતા. પણ આ જગ્યા કેટલી લાભદાયી નીવડી શકે, તેની કોઇ સૂઝસમજ તેમનામાં નહોતી. પાંચ જ વરસમાં મેં એ મકાનને એક સુંદર અતિથિગૃહમાં ફેરવી દીધું. અને પછી તો વસંતમાં ને પાનખરમાં અતિથિઓ આવતા જ ગયા. એમની એ મુલાકાતો તો એક રીતે મનો-રુગ્ણતાની ચિકિત્સારૂપ હતી, એમ હું કહેતો રહેતો; અને મારા ઘણા ખરા અતિથિઓ પણ આ વાતનું પુનરુચ્ચારણ કરતા રહેતા. આ કામની સફળતા અમુક અંશે પાસે વહેતી નદીના જળપ્રવાહના સાન્નિધ્યને લીધે મળી હતી, એમ મને સમજાયું. રેસ્ટોરાંની બહાર, ઘેરી લીલી લૉન પરનાં સફેદ ખુરસી ટેબલો વચ્ચેથી, જળપ્રવાહ સીધો જ નજરે પડતો હતો; અને વળી અહીંના એકેએક શયનખંડમાંથી નદીના બંધ પરથી સરતી જલધારાનો મૃદુ ઘોષ સંભળાયા કરતો. પાણીનું સાન્નિધ્ય લોકોને ખરેખર ગમતું હોય છે. એથી પોતાનું અંતર વિશુદ્ધ અને પવિત્ર બની રહ્યું છે, એવી કશીક લાગણી તેઓ અનુભવી રહે છે. કુદરતી ઝરણાંની આસપાસ ઊભાં થયેલાં નગરો આ કારણે જ કદાચ લોકોને આકર્ષ્યા કરતાં હશે.

પણ રમણીય કુદરત વચ્ચે વસેલાં નગરોના નદીકાંઠા પર નાની હૉટેલો તો ઘણી યે હોય છે. એટલે આવું કુદરતી વાતાવરણ એ જ કંઇ મારી હૉટેલની વિશિષ્ટતા નહોતી અને, છતાં ય એમાં કશુંક અનોખાપણું હતું જ એમ હું હજીયે માનવા પ્રેરાઉં છું. અતિથિઓ, જ્યાં મારી હૉટેલના પ્રવેશદ્વારમાં પગ મૂકી, ત્યાં જ પોતાની સેવાશુશ્રુષા કરનારા કોઇક હાથમાં પોતે સોંપાયાં છે, એવી સદ્ય પ્રતીતિ તેમને થઇ જતી એમ માનવાનું મને રુચે છે. મને કોઇક રીતે એમ થયા કરતું કે

એ લોકો કેવી જીવનદશામાંથી અહીં આવી ચઢયાં છે–'ત્યાં'ની એ ભૂમિમાં ખરેખર અનેકવિધ વસ્તુઓ પડી હતી, અપરાધગ્રસ્ત વસ્તુઓ ત્યાં સંચિત થઈ હતી–પણ 'ત્યાં' એ અપરાધોનો એકરાર કરવા એ લોકો તૈયાર નહોતા. અને, એટલે જ, એમાંથી ભાગીને તેઓ અહીં આવી પહોંચ્યાં હતાં અને, તેમની સૌની આ બધી વાતો હું જાણી ગયો હોઉં અને સમજી ગયો હોઉં, અને છતાંયે કદી હું તેમને ઠપકો આપનાર, કહો કે કદી તિરસ્કાર કરનાર નહોતો, એ વસ્તુ ય તેઓ કોઈક રીતે પામી જતાં હતાં. દરમ્યાન એકએ અઠવાડિયાં હું તેમને હળવા બનવાનું સૂચવતો અને, મારા એ અતિથિઓ પોતે જ બોલતા જાય, એ જાતના મારા પ્રયત્નો રહેતા એટલે, જ્યારે પણ હું તેમની જોડે વાતચીતમાં ઊતરું, ત્યારે એમ બનતું કે, અગાઉ જે વાત છેડતાં તેઓ રડી પડતા હોત કે જે વાત છેડવાની હિંમત કરી શક્યા ન હોત, તે વિશે તેઓ મુક્તપણે હસી લેતા અને, આ રીતે, આ જાતનું મૈત્રીભર્યું નિખાલસ વાતાવરણ પોતે જ તેમની ચિકિત્સાનો એક ભાગ બની જતું.

અલબત્ત, પોતે કશી વાત કરવા માગતા ન હોય, અને અંદરની કશીય વસ્તુ પ્રગટ કરવા ચાહતા ન હોય, તેવા લોકો ય ભેટી જતા. પણ, એવા લોકોના ચહેરા પોતે જ અંદરની સાચી વસ્તુ છતી કરી દેતા. મારી હૉટેલમાં લોકો હંમેશા સ્મિત ફરકાવતા રહેતા; ભલેને પછીથી/ અંદરની ગ્લાનિ અને વ્યગ્રતા એકાએક તેમના ચહેરા પર તરી રહેતી હોય. અને, મારી આટલી વાતથી ય તમને પતીજ પડતી ન હોય, તો તો જે લોકો ફરી ફરીને મારી હૉટેલમાં સુખશાંતિ માટે આવતા રહ્યા છે, તેમના નામની માત્ર સૂચિ જ રજૂ કરવાની રહે; કેટલાક તો વરસના ગાળામાં એકથી વધુ વાર રહી ગયા છે; અને કેટલાકે તો અહીં પોતે કેટલા સુખશાંતિથી રહી ગયા હતા, તેના પત્રો ય લખ્યા છે; એટલે એ ય તમને દસ્તાવેજના રૂપમાં બતાવી શકું. એમાંના ઘણા લોકો પાસે પૈસો પ્રતિષ્ઠા અને માનમોભ્ભો હતાં એમ મારે કહેવું જોઈએ. પણ એ

કંઇ એટલી મહત્ત્વની વાત નહોતી. મહત્ત્વની વાત તો એ હતી કે, તેઓ સૌ મને કૃતજ્ઞભાવે નિહાળી રહ્યાં હતાં; તેઓ સૌ મને વફાદાર બન્યાં હતાં અને હું જે કાર્ય બજાવી રહ્યો હતો તે માટે તેમના દિલમાં કદરની લાગણી અનુભવી રહ્યાં હતાં.

અને, મારે અહીં એ પણ ઉલ્લેખ કરવો જોઇએ કે, મારી હૉટેલમાં મારે જેમની ખૂબ નજાકતથી માવજત કરવાની રહે, અને આ મારી જગ્યા જેમને માટે અપરાધભાવની સાથેસાથ જ સુખભોગનું સ્થાન પણ બની રહે, એવા વિશેષ પ્રકારના અતિથિઓ પણ આવતા હતા. હું નિર્દેશ કરવા ચાહું છું–પ્રેમીઓનો, તરુણ યુગલોનો, આવા અતિથિઓ, અગાઉથી ખબર આપ્યા વિના કે બિલકુલ ટૂંક સમયની સૂચનાથી આવી પહોંચતા; અને હૉટેલના રજિસ્ટરમાં શ્રી અને શ્રીમતી સ્મિથ કે પછી શ્રી અને શ્રીમતી જોન્સ કે શ્રી અને શ્રીમતી કિલરોય તરીકે સહી કરતાં. આવાં તરુણ યુગલોને ક્ષણાર્ધ માટે ય ઉપેક્ષા જેવું ન લાગે તેની હું ખાસ કાળજી લેતો. તેમને નખશીખ પામી ગયો હોઉં અને છતાં ય તેમના આ જાતના ભાગેડુ વર્તનને મંજુર રાખતો હોઉં બલકે એ માટે આશીર્વાદ અર્પી રહ્યો છું, એવી લાગણી તેમનામાં જાગે તેવા પ્રયત્નો હું કરતો રહેતો. એટલે તેમને તેમના કમરા તરફ દોરી જતો હોઉં ત્યારે 'ભલે તમે તમારી ઇચ્છા પૂર્ણ કરો, અને નિષદ્ધ સુખભોગ તમને પ્રાપ્ત થાઓ' એવા શબ્દો જાણે કે મનોમન જ હું બોલી ઊઠતો અને, મારી હૉટેલના કમરાઓમાં નદીના બંધ પર સરતી જળધારાના મૃદુ સંગીત સાથે સંવાદ સાધીને, તેઓ ગૂઢ આનંદ સમાધિ પામતાં હતાં, એમ માનવાનું મને ગમ્યા કર્યું છે.

મારી હૉટેલના બીજા અતિથિઓ–પરિણિત સ્ત્રીપુરુષો કે એકલવાયાં સ્ત્રીપુરુષો–પોતાની અડખેપડખે આવાં વ્યભિચારી યુગલો આશ્રય લઇ રહ્યાં છે એમ જાણવા પામતાં, ત્યારે પણ તેઓ અસ્વસ્થ બનતાં નહોતાં.

હકીકત તો કંઈક જુદી જ હતી. તેમણે એ લોકોને જાણે કે જોયાં જ નથી, એવો દેખાવ તેઓ કરતાં; અથવા, એ યુગલોના સુખમાં પોતે એકરસ બન્યાં હોય એમ એ તરફ આંખમિંચાલી કરતાં; બલકે, આ સ્થળે જે કંઈ બની રહ્યું હતું, કદાચ પોતાની પડખેના કમરામાં જ જે કંઈ બની રહ્યું હતું, તેના ખ્યાલે તેઓ હળવાશની લાગણી અનુભવી રહ્યાં હતાં; અને, એનું કારણ એટલું જ કે, આપણે સૌ અપરાધી છીએ.

ખરી વાત એ છે કે, કસબાની હોટેલોમાં વારંવાર અનુભવવા મળતી રુંધામણ અહીં મારી હૉટેલમાં ક્યાંય નહોતી. સૌને અહીં ક્ષમા મળતી હતી.

અને, વરસો સુધી બસ આમ જ ચાલતું રહ્યું. મારા અતિથિઓ રેસ્ટોરાંમાં બેસતા રહેતા, કે પ્રાંગણમાંની સફેદ ખુરસીઓ પર છત્રીઓની છાયામાં આરામ કરતા રહેતા, ત્યાં બાજુમાં જ નાની નાની લહરોમાં વહેતાં નદીનાં પાણી નિહાળી રહેતા; શરાબ પીતા, ભોજન લેતા, પગદંડીઓ પર ફરવા નીકળી પડતા, કે માછલી પકડવા ગલ લઇને બેસતા; શહેરમાંથી પ્રાચીન કલાકૃતિઓ ખરીદી લાવતા; સ્મિત વેરતા રહેતા: પોતાની ખૂબ સારી બરદાસ્ત થઇ રહી છે એવો ખ્યાલ સેવતા રહેતા; અને વળી મારો આભાર માનવા પત્રો લખતા રહેતા, અને ફરી વાર તેઓ અહીં પધારવાના છે, એમ જણાવતા.

અને એવામાં એક દિવસ બીજાઓમાં સાવ નોખું તરી આવે એવું એક યુગલ મારી હૉટેલને આંગણે આવી ઊભું ખરેખર ફેર ક્યાં હતો, એ ઝટ પકડાય તેમ નહોતું. પેલો પુરુષ આધેડ વયનો, ચાળીસથી ય વધુ ઉંમરનો લાગતો હતો; જ્યારે તેની સાથે આવેલી તરુણીએ ભારે મેકઅપ કર્યો હતો, અને છતાંય તે ઘણી નાની ઉંમરની, કદાચ કિશોરી જેવી લાગતી હતી. એટલે તેમણે જ્યારે કમરાની માગણી કરી, ત્યારે ખરેખર તો, એ છોકરીનો વેશ જ તેમના ઈરાદાની ચાડી ખાઈ રહ્યો હતો. જો કે, બધાં ય યુગલો અહીં આવા કોઇ ઇરાદાથી જ તો આવ્યાં

હતાં. એટલે, એક માત્ર આ કારણે જ એ લોકોએ ધ્યાન ખેંચ્યું, એમ પણ નહોતું. મને જે લાગ્યું તે તો એ કે, મોટા ભાગના અતિથિઓ મારી હોટેલના પ્રવેશદ્વારે પગ મૂકતાં, ત્યારે એ જાતના તેમના ચહેરાઓ સાવ જુદા જ લાગ્યા હતા. વધારે પડતી સાવધાની, વધુ પડતો તણાવ, અને વધુ પડતો ક્લેશ એ ચહેરાઓ પર અંકાઈ ગયો હતો. આ ચહેરાઓ આવતીકાલે જરૂર સ્મિતમાં ખિલી ઊઠશે, એમ હું મનોમન વિચારી રહ્યો, અને બંનેને અગિયાર નંબરના કમરામાં દોરી ગયો.

પણ તેમના ચહેરા પર ક્યારેય સ્મિત ફરક્યું જ નહિ; તેમના મોં પર તેજની કોઇ રેખા ચમકી નહિ. આ વસ્તુએ મને પહેલી વાર ચિંતાતુર કરી મૂક્યો. ચાહી બૂઝીને તેઓ બીજાં અતિથિઓથી વેગળાં રહેવા લાગ્યાં હતાં. લાંબા સમય સુધી તેઓ કમરામાં જ ભરાઇ રહેવાનું પસંદ કરતાં હતાં. અને સૌ કોઇ ભોજનમાંથી પરવારી જવા આવ્યું હોય ત્યારે ખૂણાના કોઇક મેજ પર ઝડપથી પોતાનું ખાણું પતાવવાની પેરવી કરી રહેતાં. પણ, એથી તો તેમની ગ્લાનિ વધુ સ્પષ્ટ રૂપમાં દેખાઇ આવી.

મનોમન હું વિચારી રહ્યો: 'એમને માટે હું શું કરી શકું ? એમને કેવી રીતે સહાય કરી શકું ?'

અને, ત્રીજા દિવસે સવારે, બારમાં બેચાર અતિથિઓની સાથે એ લોકો નાસ્તો લઇ રહ્યાં હતાં, ત્યાં કોફી પીતી મારી નોકરડી એકાએક મારી નજીક આવી મને એક બાજુએ ખેંચી ગઈ, અને કહેવા લાગી, 'પેલી છોકરીને તમે બરોબર ધારધારીને જોઇ લો તો.'

ખૂબ સાવધાની સાથે, અને અમુક અંશે તો 'બાર' માંના પાછળ-ના ભાગના અરીસાઓની સહાયથી જ, આ દર્શન કરવાનું હતું. મારી એ નોકરડી શું કહેવા માગતી હતી, એ તો હું મારા પોતાના નિરીક્ષણથી જ પામી ગયો હતો, એમ મને થયું. એટલે કંઇક મારા ખભા હલાવતાં, એની આ જાતની કુતુહલવૃત્તિ માટે સહેજ ઠપકારતો હોઉં એવા ભાવ સાથે, ખૂબ મંદ સ્વરે મેં કહ્યું, 'ખરી વાત છે, એ જેટલી વયની દેખાવા મથે છે, તેથી ઘણી જ નાની વયની હોવાનું દેખાઇ આવે છે,'

'ભાગ્યે જ સોળની વય હશે; હવે ફરીથી નજર કરો, પેલા પુરુષને નિહાળી લો.'

એટલે, ધારી ધારીને હું તેના તરફ જોઇ રહ્યો. કેટલીય ક્ષણ સુધી હું કશું બોલ્યો નહિ, ત્યારે મારી નોકરડી કહે, 'શરત લગાઓ જોઉં, એ માણસ એ છોકરીનો બાપ જ છે.'

મારા અતિથિઓના ચહેરાનું નિરીક્ષણ કરવામાં કેટલો સમય મેં વીતાવ્યો, તોય આ વસ્તુ મેં નોંધી નહોતી, કે મેં એવી વાત માની નહોતી; પણ મને તેનું કારણ સમજાયું નથી. 'બેહૂદી વાત'–કોણ જાણે કેમ મારી નોકરડીને મેં એમ સંભળાવી દીધું. અને, વળી કોણ જાણે શાથી, એ ક્ષણથી જ મને કશોક ડર લાગવા માંડયો, અને હું મારી જ હૉટેલમાં ઊંડી અસ્વસ્થતા અનુભવી રહ્યો. નોકરાણીઓ ખરેખર ઉદાર અને સહિષ્ણુ વર્ગ છે. તેમને પોતપોતાની રીતે સેવાચાકરી કરવાની છે, પણ પેલી મારી નોકરાણી તો, હું જાણે કોઇક રીતે મારી ફરજ ચૂકયો હોઉં, અને આ અંગે જો હું કંઇ જ પગલાં ન ભરું તો આખો ય મામલો જાણે કે પોતે જ પોતાના હાથમાં લેવાની હોય તેમ, ઉપાલંભભરી દૃષ્ટિએ મને તાકી રહી.

પણ આ કંઈ માત્ર નોકરડીઓ અને સ્ટાફના બીજા થોડાક માણસોની જ વાત નહોતી, બીજા અતિથિઓ ય કંઇક આવું જ અનુભવી રહ્યાં હશે. એમની વચ્ચે કંઇક ગુસપુસ ચાલી રહી હોવી જોઇએ, એટલે મારે આ અંગે કશુંક તો કરવું જોઇએ, એવી કોઇ અપેક્ષા એ લોકો ય સેવી રહ્યાં હશે. એટલે, તેઓ મારા તરફ પ્રશ્નસૂચક વેધક દૃષ્ટિ ફેંકી રહ્યાં હતાં. પણ હું હજી યે કશું જ જોવા પામ્યો નહોતો, હું તો માત્ર એ યુગલને જ નિહાળી રહ્યો હતો; એ એક એવું યુગલ હતું, જેના ચહેરા સુખદાયી એવી મારી હૉટેલમાં ય ગમગીન અને કલેશભર્યા લાગતા હતા. તેમની જોડે હું વાતચીત કરવા ઝંખી રહ્યો. એ લોકો પોતાના અંતરની ગુહ્યમાં ગુહ્ય વાત પ્રગટ કરી દે, તે માટે

હું તેમને પ્રેરવા ચાહતો હતો. પણ કોણ જાણે કેમ, આ કાર્ય વિશેની મારી હંમેશની દક્ષતા જ હું ખોઈ બેઠો હોઉં, એમ મને લાગ્યું. અને વળી એ યુગલ સાથે મિત્રભાવે વાતચીતમાં ઊતરું, તો બીજા બધાય અતિથિઓનો વિરોધ મારે વ્હોરી લેવાનો રહેશે, એ વિશે ય હું સભાન બની ગયો. એ લોકોના મ્લાન ચ્હેરાઓ હું તાકતો જ રહ્યો. પણ એ એ ચહેરાઓનું નિરીક્ષણ કરતાં, મારા બીજા અતિથિઓના ચહેરા પરનાં સ્મિત હોલવાઇ રહ્યાં હતાં, એ વસ્તુ તરત તો હું કળી શક્યો જ નહિ,

પણ હકીકતમાં આમ જ બની રહ્યું હતું. જાણે કોઈ રોગચાળો ફેલાઇ રહ્યો હોય એમ મને ભાસવા લાગ્યું. એ બધાંના ચ્હેરા પર સ્મિતની રેખાઓને સ્થાને કશોક આક્ષેપનો ભાવ જન્મી રહ્યો હતો. પણ તો ય મને તો કશું જ દેખાતું નહોતું. એવામાં મારે ત્યાં અનેક વાર રહી ગયેલું અને આ વેળા ય હજી ચાર દિવસ રોકાવાની ઇચ્છા ધરાવતું એ રસેલ દંપતી વહેલી સવારે પોતાનો સરસામાન લઇ દાદર ઊતરી પડ્યું, અને મારી પાસે બિલની માગણી કરી રહ્યું. તમને ખરેખર શી તકલીફ છે એમ મેં તેમને પૂછ્યું, ત્યારે કશાક અવિશ્વાસના ભાવથી તેઓ મારી તરફ તાકી રહ્યાં. મને આ રસેલ દંપતીનું પ્રયાણ જાણે કે બીજાઓ માટે ય સૂચક બની રહ્યું. નાનાં બાળબચ્ચાંવાળું બીજું એક કુટુંબ પણ ચાલી નીકળ્યું. માછલી પકડવાનો શોખ ધરાવતા મેજર કર્ટિસ પણ ચાલતા થયા. 'અભદ્ર છે' 'પોલિસને બોલાવો' એવા શબ્દો તેઓ ગણગણ્યે જતા હતા. બીજું એક દંપતી બોલી ઊઠ્યું: 'ક્યાં એ લોકો જાય, ક્યાં અમે જઇએ.'

અને પછી મને બધું જ સ્પષ્ટ થઇ ઊઠ્યું. આ બધાં લોકોની કેટલી નિષ્ઠાથી મેં શુશ્રુષા કરી હતી, જ્યારે હકીકતમાં તેમને એવી કોઇ શુશ્રુષાની જરૂર જ નહોતી. અપરાધી ચહેરાઓ ધરાવતા એ લોકો અપરાધથી મુક્ત થતા અને પોતાના ક્લેશનું સ્મિતમાં રૂપાંતર કરાવવા આવ્યા હતા. પણ સાચા અર્થમાં એ લોકો અપરાધગ્રસ્ત હતા જ નહિ,

એમને સુખની એવી કોઈ જરૂર જ નહોતી. કુદરતી હવા અને પૌષ્ટિક ભોજન માણવા, અને એ બધાંથી અળગા થવા તેઓ આવ્યા હતા. અને એ કારણે જ તેમને ચહેરા પર સ્મિત ફરકી રહ્યું હતું. અને એ બધાંની વચ્ચે વળી રજા માણવા નીકળેલા બીજા કેટલાક લોકો ઑફિસના સાહેબો અને તેમની સેક્રેટરીઓ, અને પત્નીઓથી દૂર થઇ રંગરાગમાં મ્હાલતા કેટલાક પતિદેવો અહીં આવી ભળ્યા હતા. મેં એ સૌને માટે કેટકેટલી જહેમત ઉઠાવી હતી; અને આજે હવે તેઓ સૌ મને છોડી જઈ રહ્યા હતા.

આ ક્ષણે જ અગિયાર નંબરના કમરામાં ઉતરેલા પેલા યુગલની ચિંતા મેં છોડી દીધી. મારા દિલમાં એમને માટે રોપ જાગી ગયો. એ બધું ય સાચું છે એમ મેં જોઇ લીધું, હું એમ જોઇ રહ્યો હતો જ. અગિયાર નંબરના કમરાનું એ યુગલ પિતા અને પુત્રી જ હતાં; સાવ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. મારી હૉટેલમાં શય્યાસુખ ભોગવવા જ તેઓ ઉતર્યાં હતાં. અને આજે, આજે એ લોકો જ મારા અતિથિઓને–મારા મોંઘામૂલા અતિથિઓને, બહાર ધકેલી રહ્યાં હતાં: એ સૌ પોતપોતાના સામાન સાથે જઇ રહ્યાં હતાં.

આ અંગે હું કોઇક પગલાં વિચારી રહ્યો છું એવું જાણતાં, મારા જે કેટલાક કર્મચારીઓ મને છોડી જવા તૈયાર થયા હતા તે, મારી નજીક આવી ઊભા, એ યુગલ મારી હોટેલમાં આવી ઉતર્યાંને આજે પાંચમો દિવસ ઊગ્યો હતો. એ એમાં જવાબદાર વ્યક્તિ તરીકે પેલા પુરુષ જોડે જ મારે સીધી વાત કરી લેવી જોઇએ, એમ મને લાગ્યું. મારી નોકરડી એવી જાણકારી લઈ આવી કે, સવારે ચા–નાસ્તા પહેલાં–જો કે સાડાનવથી વહેલાં તો નહિ જ–પેલી છોકરી દાદર વચાળેના મજલા પરના બાથમાં સ્નાન માટે ઊતરે છે; ત્યારે પેલો પુરુષ ત્યાં કમરામાં એકલો જ બેઠો હોય છે, એ લોકોની તપાસ માટે સૌથી સારો એ જ મોકો ગણાય.

નવેક વાગ્યાની આસપાસમાં મારી નોકરડી કહેવા આવી કે, હમણાં બાથરૂમ રોકાયેલો છે, અને અંદરથી પાણીનો ખળખળાટ આવ્યા કરે છે. એ પુરુષ જોડે મારે શી વાત કરવી તે વિશે જો કે મેં કશું જ વિચાર્યું નહોતું. 'હમણાં ને હમણાં તમારે આ જગ્યા ખાલી કરવાની છે, અને એનું કારણ તમે સમજી જ ગયાં છો એમ હું ધારું છું,' કે પછી 'તમારે હમણાં ને હમણાં આ જગ્યા ખાલી કરવાની છે; તમે મારા ધંધાને કેટલું નુકસાન પહોંચાડયું છે, તેનું તમને ભાન નથી શું ?' કંઈક આવી રીતે શરૂ કરી શકાય એમ મનમાં ને મનમાં હું ઘડભાંજ કરી રહ્યો હતો. પણ આટલા શબ્દો પછીનું તો બધું અંદર ઝાંખું પડી જતું હોય, અને એકદમ જ હું સમસમી ઊઠયો હોઉં એવી લાગણી મને થઇ આવી. દાદરો ચઢી અગિયાર નંબરના કમરા આગળ હું જઇ ઊભો. બારણે જોરથી ટકોરા કરવા જતો હતો, પણ પછી આ જાતની પરિસ્થિતિમાં શિષ્ટાચાર છોડી સીધું જ બારણું હડસેલી દીધું.

અલબત્ત, અંદર પેલો પુરુષ જ બેઠો હશે એવી મારી સમજ હતી. પણ આજે એ લોકોએ સ્નાનવિધિ આગળપાછળ ગોઠવી લીધો હશે. કેમ કે, પેલી છોકરીને મેં ત્યાં જોઈ. ડ્રેસિંગ ટેબલની સામે ઝીણા ગુલાબી ફૂલબુટ્ટાઓવાળા સફેદ નાઇટડ્રેસમાં તે બેઠી હતી. તેના ચહેરા પર હજી મેકઅપ થયો નહોતો. કદાચ, મેકઅપ માટે જ તે ત્યાં તૈયારી કરતી બેઠી હતી. કોઇ વિશાળ કદના પિયાના આગળ નાનું બાળક બેઠું હોયને જાણે, એમ આખી આ પરિસ્થિતિ વચ્ચે તેની આકૃતિ મેળ વિનાની લાગી રહી હતી. તમે તરત માપી શકો કે તેની વય પંદર વરસથી ભાગ્યે જ વધુ હોય. ક્ષણાર્ધ પૂરતો ય હું તેનો પિતા હતો, એમ તેને પ્રત્યક્ષ થયું હશે જ; કેમ કે, એણે પોતાની દૃષ્ટિને ઊંચકી તે ક્ષણે જ એના પૂર્ણતયા નિર્મળ અને વિશુદ્ધ ચહેરા પર—અને જાહેર હૉટેલના કમરામાં હંમેશ જોવા મળતી તણાવની રેખાઓથી મુક્ત એવો ચહેરો તો એ ક્ષણાર્ધમાં જ પ્રત્યક્ષ કરી લીધો હતો—એનાં પર તત્ક્ષણ વાદળ

ઘેરાઇ આવ્યાં હોય, એમ મને ભાસ્યું. મેં તેને કશું જ ન કહ્યું; કારણ કે હું કશું જ બોલી શક્યો નહિ. એ ચહેરાને મેં તાકીને નિહાળી લીધો. આટલો અપરાધગ્રસ્ત અને આટલો ભયગ્રસ્ત કોઈ ચહેરો અગાઉ ક્યારેય મેં જોયો નહોતો. પણ એ ચહેરાની અતલ ગહરાઇમાં, એની વિક્ષુબ્ધ સપાટી નીચે, હું એક સુખેપણાને તાગી રહ્યો હોઉં, એમ મને લાગ્યું. સુષુપ્ત સ્મૃતિ શા ભમ્મરિયા કૂવાની મોહક અતલ ગહરાઇમાં તમિસ્રઘન જલની સપાટી પર કોઇ તેજરેખા ચમકી રહી હોય ને, એમ મને લાગ્યું. ક્ષણિક આવેગ મારામાં જન્મી પડ્યો કે, આ છોકરીના ગળા પર હાથ મૂકી એનું ગળું જ ઘોંટી દઉં. પણ ત્યાં સામે કમરાની એક બારી ખુલ્લી જ હતી: નદીના બંધ પરથી સરી જતા જળપ્રવાહનો ઘોષ હું એ ક્ષણે સાંભળી શક્યો.

અને ત્વરાથી મારી હૉટેલની ઑફિસમાં હું ઊતરી આવ્યો, ફટોફટ બારણાં કરી દીધાં, અને હું ત્યાં રોઇ પડ્યો. □

[૧૯૮૧ના એપ્રિલ/મેના 'લંડન મેગેઝિન'માં 'Hotel' નામે વાર્તા પ્રગટ થયેલી તેનો અનુવાદ: 'લંડન મેગેઝિન'નો આભાર]

**કાંટે કાંટે ગુલાબ** : (નવલકથા) ભા. ૧ અને ૨ લેખક શ્રી વજ્ર માતરી, પ્ર. સાહિત્ય સંગમ, બાવાસીદીનો ટેકરો, ગોપીપુરા, સૂરત. મૂલ્ય બંને ભાગના રૂ. ૩૮–૦૦.

**નિરંતરા** : લેંગ લાયબ્રેરી, (રાજકોટ) સવાશતાબ્દી ગ્રન્થ, સં. રમણિક પીઠડિયા, ડૉ. બળવંત જાની, એસ. એસ. રાહી, પ્ર. લેંગ લાયબ્રેરી, જ્યુબિલીબાગ, રાજકોટ.

## 'અશ્વત્થામા'નું રચનાક્રમ/સતીશ વ્યાસ

'અશ્વત્થામા' મધુ રાયના આ જ નામધારી એકાંકી સંગ્રહનું બીજા ક્રમે મુકાયેલું એકાંકી છે. ધૃષ્ટદ્યુમ્ને છળથી અશ્વત્થામાના પિતા દ્રોણની કરેલી હત્યા, રોષયુક્ત અશ્વત્થામાએ પાણ્ડવપુત્રોની પ્રતિકાર્ય રૂપે કરેલી હત્યા, કૃષ્ણનો અશ્વત્થામા ઉપરનો શાપ અને એ બનાવોની આસપાસ રચાયેલી સંવેદનસંકુલતા આ એકાંકીનો વિષય છે. એકાંકીનો પ્રારંભ નેપથ્યમાંથી સંભળાતા હજારો કાગડાઓને પીંખી ખાતા ઉલૂકના અવાજથી થાય છે. રંગમંચના રિક્ત અંધકારને ભરી દેવા માટે એ અવાજનો ઉપયોગ થયો છે. એકાંકીમાં મૃત્યુ અને તજ્જન્ય તીવ્ર શોક વિષયભૂત હોવાથી કાગડાઓના અને ઉલૂકના આ અવાજથી એકાંકીનો પ્રારંભ કરવામાં મધુએ વાતાવરણનિર્માણની સમુચિત સૂઝ દર્શાવી છે. એકાંકીનું સંયોજન રેડિયો-રૂપક પ્રકારનું હોવાથી આ અવાજોની સૃષ્ટિ એને વધારે પોષક સામગ્રી પુરવાર થાય છે. અવાજોની આ પાર્શ્વભૂમાંથી અશ્વત્થામાનો એક શ્લોક ફૂટે છે. "અશ્વત્થામા વિકર્ણ ઘોર મકરા... દુર્યોધનાવર્તિની... સોતીર્ણા ખલુ પાણ્ડવૈ રણનદી કૈવર્તીક: કેશવ:" (પૃ-૪૮) આ શ્લોકનું ઉચ્ચારણ પૌરાણિકતા સર્જવામાં સહાયભૂત બને છે. એકાંકીનું વસ્તુ પુરાણના એ વાતાવરણની માવજત કરતું હોઇ સંસ્કૃત શ્લોકથી થતો એનો આરંભ કોઇને નાન્દીની યોજનાનો પણ ખ્યાલ આપે, પણ અહીં એવો કોઇ પ્રયત્ન

નથી. હવે કાગડાઓનો અવાજ અને શ્લોકના ઉચ્ચારો એકસાથે ચાલે છે. આ અવાજની વચ્ચેથી પ્રગટે છે એક કિરણ. એ કિરણને કૃષ્ણની શાપવાણીનું મૂર્તરૂપ ગણવાનું સૂચન પણ કર્તાએ કૌંસમાં આપેલી રંગસૂચનામાં મૂક્યું છે. એને આપણે કેવળ પ્રકાશયોજનાનો એક ભાગ ગણી શકીએ. (રેડિયો ઉપર આ યુક્તિ સફળ ન જ થાય.) કૃષ્ણની શાપવાણી હવે પ્રગટે છે. લગભગ સમગ્ર એકાંકી દરમ્યાન વાગ્મિતાનો જ આશ્રય લેવાયો છે. તત્સમ વર્ણપ્રધાન પદાવલિ દ્વારા સર્જાયેલી આ વાગ્મિતા પૌરાણિક વાતાવરણની માવજત કરવાના હેતુથી પ્રયોજાયેલી છે. મુનશીએ એમનાં પૌરાણિક નાટકોમાં આ જ શૈલીનો અનેક સ્થળે વિનિયોગ કરેલો છે.

કૃષ્ણની શાપવાણીમાં ભાષાનો એક વિશિષ્ટ લય રચાતો અનુભવાય છે :

"તારાં અગણિત જઘન્ય દુષ્કૃત્યોનો ભાર વહેતો વહેતો તું શત-સહસ્ર વર્ષો સુધી પૃથિવી પરનાં દુર્ભેદ્ય વનોમાં સંગીહીન, વાણીવિહીન, એકાકી નિર્માલ્ય પર્ણની જેમ વાયુમાં ફેંકાતો રહેશે, ઓ હતભાગ્ય, માનવસૃષ્ટિમાં એક પ્રહર માટે પણ તું સ્થાન પ્રાપ્ત કરી શકશે નહીં, તારા દેહમાંની રક્તપિત્તની દુર્ગન્ધથી તું જ્યાં હશે ત્યાં તારી આસપાસ નર્કનું વાતાવરણ સાથે લઈને જશે, મનુષ્યમાત્રની સર્વ આધિ-વ્યાધિ ઉપાધિ તારા આત્માને આજન્મ પીડતી રહેશે" (પૃ. ૪૮)

'રહેશે,' 'શકશે,' 'હશે' અને 'જશે' જેવાં ભવિષ્યવાચક ક્રિયારૂપો ગદ્યખણ્ડને એકસરખી સંવાદિતાથી બાંધી રાખે છે. એમાંનો 'શે' કારાન્ત વાગ્મિતાજન્ય પ્રાસ રચતો હોઈ ગદ્યખણ્ડના લયને પણ અસરકારકતા અર્પે છે. એ જ રીતે 'વહેતો વહેતો'ની દ્વિરુક્તિ, 'સંગીહીન,' વાણીવિહીન' તથા 'આધિ–વ્યાધિ–ઉપાધિ'ની પ્રાસાત્મક યોજના પણ એ બંધને વિશિષ્ટ બળ પૂરું પાડે છે. 'જઘન્ય', 'દુષ્કૃત્ય', દુર્ભેદ્ય' નિર્માલ્ય', 'દુર્ગન્ધ' અને 'સહસ્ર'માં છે એવા અન્ત્ય સ્થાને સંયુક્ત વર્ણ ધરાવતા

ત્રણ વર્ણ યુક્ત શબ્દોમાંથી પણ એક પ્રકારનું નિશ્ચિત વજન સુવ્યવસ્થિત સ્વરૂપે બંધાતું આવે છે. પહેલા ચાર શબ્દોમાં તો અંત્ય 'ય'નું પણ સંવાદી સ્વરૂપ રચાયેલું જોઈ શકાશે. એવા શબ્દોને 'પર્ણ', 'રક્તપિત્ત', 'હતભાગ્ય' અને 'મનુષ્યમાત્ર' શબ્દોના અન્ત્ય સંયુક્ત વર્ણો વધારે મજબૂત બનાવી વાગ્મિતાની સભરતા નિર્મે છે. આ બધું થયું છે અત્યન્ત સાહજિક રીતે અને એથી એ કૃષ્ણની શાપવાણીને સહેજે કૃત્રિમ બનાવતું નથી. વાણીનું આ આર્ષ રૂપ કૃષ્ણના પુરાકલ્પન સાથે સંકળાયેલી દિવ્યતાને અનુરૂપ છે.

આ ગદ્યખણ્ડને આપણે નીચે પ્રમાણે લયવિભાગમાં વહેંચી શકીએ :

તારાં અગણિત/જઘન્ય/દુષ્કૃત્યોનો ભાર વહેતો વહેતો તું/શતસહસ્ર વર્ષો સુધી/પૃથિવી પરનાં દુર્ભેદ્ય વનોમાં/સંગીહીન, વાણીવિહીન/એકાકી નિર્માલ્ય પર્ણની જેમ/વાયુમાં ફેંકાતો રહેશે/આ હતભાગી/માનવસૃષ્ટિમાં એક પ્રહર માટે પણ/તું સ્થાન પ્રાપ્ત કરી શકશે નહીં/તારા દેહમાંના/ રક્તપિત્તની દુર્ગન્ધથી/તું જ્યાં હશે ત્યાં/તારી આસપાસ/નર્કનું વાતાવરણ સાથે લઈને જશે/મનુષ્યમાત્રની/સર્વ આધિ–વ્યાધિ–ઉપાધિ/તારા આત્માને/ આજન્મ/ પીડતી રહેશે." પ્રત્યેક લયપ્રભાગમાંની બદલાતી રહેતી શબ્દ-સંખ્યાને કારણે આરોહ–અવરોહમાં સર્જાતું વૈવિધ્ય આસ્વાદ્ય બને છે. આ સમગ્ર ખણ્ડમાં 'ત' વર્ણનું પ્રાચુર્ય છે, જે સંવાદ–અપેક્ષિત કઠોરતાના ભાવને ઔચિત્ય અર્પે છે. 'અગણિત', 'જઘન્ય', 'દુર્ભેદ્ય' અને 'નિર્માલ્ય' જેવાં વિશેષણો પણ ગદ્યખણ્ડની વાગ્મિતાને પરિપુષ્ટ કરે છે.

શાપવાણી સમાપ્ત થતાં અશ્વત્થામાનો રંગમંચ પર પ્રવેશ થાય છે. એ જાણે બેઠો બેઠો કશુંક સ્મરતો હોય એવી સંયોજના મધુએ વિચારી છે. સ્મરણમાં એને સંભળાય છે દ્રોણના મૃત્યુની જાહેરાત કરતા યોદ્ધાઓના અવાજો. એ જાહેરાતનું ઉદ્ઘોષણા સ્વરૂપ છે.

"દ્રોણાચાર્યનો વધ થયો છે, ઓ બ્રહ્મપુત્ર અશ્વત્થામા, તારા પિતાની પાણ્ડવોએ છળથી હત્યા કરી છે." સંબોધનને ક્રિયાપદ પછી

નથી. હવે કાગડાઓનો અવાજ અને સ્પષ્ટ
છે. આ અવાજની વચ્ચેથી પ્રગટે છે એક
શાપવાણીનું મૂર્તરૂપ ગણવાનું સૂચન પણ
રંગસૂચનામાં મૂક્યું છે. એને આપણે કેવળ
ગણી શકીએ. (રેડિયો ઉપર આ યુક્તિ સ
શાપવાણી હવે પ્રગટે છે. લગભગ સમગ્ર
જ આશ્રય લેવાયો છે. તત્સમ વર્ણપ્રધાન
આ વાગ્મિતા પૌરાણિક વાતાવરણની માવજ
છે. મુનશીએ એમનાં પૌરાણિક નાટકોમાં
વિનિયોગ કરેલો છે.

કૃષ્ણની શાપવાણીમાં ભાષાનો
અનુભવાય છે :

"તારાં અગણિત જઘન્ય દુષ્કૃત્યોનો
સહસ્ર વર્ષો સુધી પૃથિવી પરનાં દુર્લંઘ્ય વનો
એકાકી નિર્માલ્ય પર્ણની જેમ વાયુમાં
માનવસૃષ્ટિમાં એક પ્રહર માટે પણ તું સ્થ
તારા દેહમાંની રક્તપિત્તની દુર્ગન્ધથી તું જ
નર્કનું વાતાવરણ સાથે લઇને જશે, મનુષ્ય
ઉપાધિ તારા આત્માને આજન્મ પીડતી રહે

'રહેશે,' 'શકશે,' 'હશે' અને 'જશે' જે
ગદ્યખણ્ડને એકસરખી સંવાદિતાથી બાંધી રા
વાગ્મિતાજન્ય પ્રાસ રચતો હોઈ ગદ્યખણ્ડના
અર્પે છે. એ જ રીતે 'વહેતો વહેતો'ની દ્વિરુક્તિ,
તથા 'આધિ–વ્યાધિ–ઉપાધિ'ની પ્રાસાત્મક
વિશિષ્ટ બળ પૂરું પાડે છે. 'જઘન્ય', 'દુષ્કૃ
'દુર્ગન્ધ' અને 'સહસ્ર'માં છે એવા અન્ત્ય સ્થાને

"મહાપરાક્રમી ભીષ્મપિતામહની સામે વ્યંઢળ શિખંડિનને ધરી લડવા માટે હાથ સુદ્ધાં નહિ ઉગામતા પરમ યોદ્ધાની હત્યા કોણે કરી? જીવનપર્યંત જેને હડધૂત કર્યો એ મહારથી કર્ણ પાસેથી માત્ર પોતાના પ્રાણની રક્ષા માટે માતાને દાન લેવા કોણે મોકલી? અને એ જ પ્રાણનું વરદાન આપનાર સમર્થ કર્ણની નિઃશસ્ત્ર દશામાં ક્રૂર હત્યા કોણે કરી? કોણે જયદ્રથને કપટથી માર્યો અને એના નિર્દોષ પિતા વૃદ્ધ ક્ષાત્રની અકારણ હત્યા કોણે કરાવી? સતત કપટનો પ્રશ્નય લઇ પરમાદરણીયોના રક્તથી પૃથિવીને સંચિત કરનાર એ નરાધમોના પ્રાણ હું હરું નહિ ત્યાં સુધી શાન્ત કઇ રીતે થાઉં? પાપની એ શૃંખલા પૃથિવી પરથી નામ-શેષ ન થાય ત્યાં સુધી હું નિદ્રા કઇ રીતે કરું કૃતવર્મા?" (પૃ. ૫૨) સંવાદમાં રહેલી દીર્ઘસૂત્રતા પણ આ પ્રશ્નાર્થોની આવલિને કારણે વિગલિત થઇ જતી અનુભવાય છે. પૃ. ૫૪ પરની અશ્વત્થામાની 'બોલો, બોલો, દિશાઓ, વૃક્ષલતાઓ બોલો...'થી શરૂ થતી ઉક્તિમાં પણ વાક્છટાનું આવું જ બળ છે. ત્યાં 'કેમ' જેવા પ્રશ્નાર્થદર્શકનાં પંદરેક જેટલાં આવર્તનોથી એ કામ લેવામાં આવ્યું છે. પૃ. ૫૫ પર ફરી 'કોણ' શબ્દના પ્રયોગ દ્વારા આવો પ્રયાસ થયો છે. વારંવારના આવા પ્રયોગથી એકવિધતા પણ સર્જાઇ હોઇ ઘણે સ્થળે નાટ્યાત્મક તીવ્રતા અળપાય છે.

પૃ. ૫૭ પરના અશ્વત્થામા–કૃષ્ણ વચ્ચેના સંવાદો અત્યન્ત ટૂંકા છે, જે આ દીર્ઘ સંવાદોની વચ્ચે એક પ્રકારની વિલક્ષણતા સર્જે છે, એ સંવાદોનું આયોજન પણ વિશિષ્ટ છે.

"કૃષ્ણ : ક્ષમાનો બ્રહ્મગુણ ત્યજી તેં વેરને પ્રશ્નય આપ્યો હતભાગી.

અ. : મારા પિતાનું શ્રાદ્ધ કર્યું હતું મેં મહાબાહો!

કૃષ્ણ : તારા પિતાએ દુર્જનોને સાથ આપ્યો હતો અશ્વત્થામા,

અ. : મારા પિતાએ ધર્મ નિભાવ્યો હતો પુરુષોત્તમ."

અને બે વાક્યોની વચ્ચે પ્રયોજનાથી સમગ્ર વાક્યને ઉદ્દેશોપણાનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. પણ એ પછીનો અશ્વત્થામાનો પ્રતિભાવ ઘણો શિથિલ છે. આ શિથિલતાનું કારણ વાક્યબંધનું શૈથિલ્ય છે. એનો પહેલો પ્રતિભાવ છે: "કોણે હત્યા કરી? કૃપાચાર્ય." એને પિતાના મૃત્યુના શોક કરતાં હત્યારા પ્રત્યેનો વૈરભાવ જ વધારે ઈષ્ટ છે. પછીનું વાક્ય વધારે પડતું લાંબું થઇ ગયું હોઇ ભાવની શિથિલતા સર્જે છે. "યુદ્ધમાં પરાક્રમક્રમે મારા પિતાનું વીરોચિત મૃત્યુ સંભવ્યું નથી?" (પૃ-૪૯) અહીં 'નથી' નિષેધવાક્યની જેમ જ ગોઠવાયો છે એટલે પછીનો પ્રશ્નાર્થ સર્જવા કૃત્રિમ વજન મૂકવું પડે છે. 'પરાક્રમક્રમે' જેવો શબ્દ પણ ભાવને શબલતા અર્પવામાં વ્યવધાનરૂપ બને છે આવી તત્સમપરસ્તીએ આ એકાંકીમાં ઘણે સ્થળે આવી બાધા ઊભી કરી છે. ઉદા.

"દ્રોણ–એમણે સમસ્ત સમૃદ્ધિ અન્ય બ્રાહ્મણોમાં વિતરિત કરી દીધી હતી, અશ્વત્થામા, તત્પશ્ચાત હું મારા બાલસ્નેહી, ગુરુબંધુ દ્રુપદ પાસે ગયો હતો, બ્રાહ્મણશ્રેષ્ઠ પરશુરામે મને શસ્ત્રવિદ્યામાં પરમપારંગત કર્યો હતો; મિત્ર દ્રુપદ મહારાજાધિરાજ દ્રુપદ બની ચૂક્યો હતો, મિત્ર માની હું તેની સમક્ષ મારી વિદ્યા શિખવી પારિશ્રમિક ગ્રહણ કરવા ગયો હતો." (પૃ-૫૦)

અહીં પણ 'વિતરિત કરી,' 'તત્પશ્ચાત' 'પરમપારંગત' અને 'પારિશ્રમિક' જેવી પ્રયોગો નાટ્યોચિત સરલતા નીપજાવતા નથી, 'અશ્વત્થામા' માં આવાં સ્થાનો ઘણાં છે.

એકાંકીમાં આશ્વત્થામાના સ્મૃતિખંડોને કોઈ નિશ્ચિત ક્રમ વિના અવળસવળ મૂકવામાં આવ્યા છે. એકાંકીની અખિલાઇ નિર્માણ કરવામાં એ ક્રમ આડે આવે છે. સમગ્ર એકાંકીને બળકટતા આપનારું તત્ત્વ એની વાણી છે. ખાસ કરીને અશ્વત્થામાના મુખમાં મુકાયેલા સંવાદો એને એક બલિષ્ઠ એકાંકી બનાવે છે. મધુએ વાક્છટાઓની વિવિધ રીતિઓનું અહીં સંયોજન કર્યું છે. અશ્વત્થામાના એક સંવાદમાં પ્રશ્નોની ઝડીઓ દ્વારા એણે વાક્છટા ઉપજાવી છે.

"મહાપરાક્રમી ભીષ્મપિતામહની સામે વ્યંઢળ શિખંડિનને ધરી લડવા માટે હાથ સુદ્ધાં નહિ ઉગામતા પરમ યોદ્ધાની હત્યા કોણે કરી? જીવનપર્યંત જેને હડધૂત કર્યો એ મહારથી કર્ણ પાસેથી માત્ર પોતાના પ્રાણની રક્ષા માટે માતાને દાન લેવા કોણે મોકલી? અને એ જ પ્રાણનું વરદાન આપનાર સમર્થ કર્ણની નિઃશસ્ત્ર દશામાં ક્રૂર હત્યા કોણે કરી? કોણે જયદ્રથને કપટથી માર્યો અને એના નિર્દોષ પિતા વૃદ્ધ ક્ષાત્રની અકારણ હત્યા કોણે કરાવી? સતત કપટનો પ્રશ્રય લઇ પરમાદરણીયોના રક્તથી પૃથિવીને સંચિત કરનાર એ નરાધમોના પ્રાણ હું હરું નહિ ત્યાં સુધી શાન્ત કઇ રીતે થાઉં? પાપની એ શૃંખલા પૃથિવી પરથી નામ-શેષ ન થાય ત્યાં સુધી હું નિદ્રા કઇ રીતે કરું કૃતવર્મા?" (પૃ. પર)
સંવાદમાં રહેલી દીર્ઘસૂત્રતા પણ આ પ્રશ્નાર્થોની આવલિને કારણે વિગલિત થઇ જતી અનુભવાય છે. પૃ. ૫૪ પરની અશ્વત્થામાની 'બોલો, 'બોલો, દિશાઓ, વૃક્ષલતાઓ બોલો...'થી શરૂ થતી ઉક્તિમાં પણ વાક્છટાનું આવું જ બળ છે. ત્યાં 'કેમ' જેવા પ્રશ્નાર્થદર્શકનાં પંદરેક જેટલાં આવર્તનોથી એ કામ લેવામાં આવ્યું છે. પૃ. ૫૫ પર ફરી 'કોણ' શબ્દના પ્રયોગ દ્વારા આવો પ્રયાસ થયો છે. વારંવારના આવા પ્રયોગથી એકવિધતા પણ સર્જાઇ હોઇ ઘણે સ્થળે નાટ્યાત્મક તીવ્રતા અળપાય છે.

પૃ. ૫૭ પરના અશ્વત્થામા–કૃષ્ણ વચ્ચેના સંવાદો અત્યન્ત ટૂંકા છે, જે આ દીર્ઘ સંવાદોની વચ્ચે એક પ્રકારની વિલક્ષણતા સર્જે છે, એ સંવાદોનું આયોજન પણ વિશિષ્ટ છે.

"કૃષ્ણ : ક્ષમાનો બ્રહ્મગુણ ત્યજી તેં વૈરને પ્રશ્રય આપ્યો હતભાગી.
અ. : મારા પિતાનું શ્રાદ્ધ કર્યું હતું મેં મહાબાહો!
કૃષ્ણ : તારા પિતાએ દુર્જનોને સાથ આપ્યો હતો અશ્વત્થામા,
અ. : મારા પિતાએ ધર્મ નિભાવ્યો હતો પુરુષોત્તમ."

ચારેય વાક્યોમાં છેલ્લે આવતાં સંબોધનો આ સામસામે ઉચ્ચારાતી પટાબાજીનો કૌવત આપે છે. જો કે કૃષ્ણને થયેલાં સંબોધનો સાર્થક નથી. માત્ર વાગ્મિતા સર્જવા જ એ નામો–સંબોધનો બદલાતાં રહે છે. 'અશ્વત્થામા' નાટક બને છે આ સંવાદ દરમિયાન જ એ પણ નોંધવું રહ્યું. કૃષ્ણની પૃચ્છાઓ સામે આવતા અશ્વત્થામાના ઉત્તરોમાં રહેલો વિરોધ આ એકાંકીમાં નાટ્યોચિત સંઘર્ષ પૂરો પાડે છે.

આમ છતાં સમગ્ર એકાંકી વર્ણનાત્મક, નિવેદનાત્મક છે. વાગ્મિતા ન હોત તો એ ઘણી બધી રીતે નિષ્ફળ ગયું હોત! લગભગ બધાં જ પાત્રો લેખકે ઉપજાવેલ આ વાગ્મિતાયુક્ત પદાવલિનો પ્રયોગ કરતાં હોઇ નાટકમાં એકવિધતા સર્જાય છે. પાત્રોચિત ભાષાનો અહીં અભાવ છે. અશ્વત્થામા, કૃષ્ણ, કૃતવર્મા, દ્રોણ, યોદ્ધાઓ તથા ઉત્તરાની ભાષામાં એક સરખી જ લઢણો પ્રયોજાઇ છે. સંવાદોની દીર્ઘસૂત્રતા પણ કૃતિની વર્ણનાત્મકતાને તાકે છે. નાટક તો વર્ણનનું વિરોધી છે. એકાંકી 'સંવાદ' બનવામાં પણ ઘણે સ્થળે ઊણું ઊતરે છે. અશ્વત્થામાની ઉક્તિઓ 'મોનોલોગ'ની કક્ષાએથી આગળ વધતી નથી. એકાંકીમાં સંવાદ રચાય છે, પાત્રો પાત્રો વચ્ચે છતાં સમગ્ર એકાંકી કેવળ અશ્વત્થામાની એકોક્તિ હોય એવી છાપ પડે છે. કૃષ્ણના શાપને કૃતિની વચ્ચે વચ્ચે વારંવાર આવર્તિત કરીને એકાંકીને ઘૂંટવાનો અને એમ ઊર્મિકાર્યક્ષમ બનાવવાનો પણ મધુનો પ્રયાસ છે, પણ એકાંકીમાં સદંતર ખૂટે છે તે તત્ત્વ તો છે કાર્યનું. અહીં કાર્યનો અભાવ છે. પ્રત્યક્ષતા અને ગતિના અભાવને કારણે 'અશ્વત્થામા' એક નિષ્ફળ એકાંકી બન્યું છે. □

## 'ક્યારેક' કાવ્યસત્ર/એક પ્રતિભાવ

ગઈ તારીખ ૧૪ નવે. '૮૧ના દિવસે બપોર ૩–૩૦ થી રાત્રે ૧૦–૩૦ સુધીની ત્રણ બેઠકોમાં 'ક્યારેક'નું કાવ્યસત્ર યોજાઈ ગયું. પહેલી બેઠકમાં શ્રી ગુલામ મોહમ્મદ શેખની કવિતા અને ચિત્રકળા, શ્રી સિતાંશુ યશશ્ચન્દ્રની કવિતા અને સરરિયાલીઝમ, શ્રી લાભશંકર ઠાકરની કવિતા અને અનર્થકલા શિર્પકાનુગત વિષયસંદર્ભે અનુક્રમે શ્રી નીતિન મેહતા, શ્રી જયંત પારેખ અને શ્રી કાન્તિ પટેલે વકતવ્યો રજુ કર્યાં.

શ્રી નીતિન મહેતાએ પોતાના વક્તવ્યવિષયસંદર્ભે, બે જુદાં કલા-સ્વરૂપોની સ્વાત્તતાનો પ્રશ્ન તેની સૈદ્ધાંન્તિક અને તાત્વિક ભૂમિકા દર્શાવી સ્પષ્ટ કર્યો. શ્રી શેખની કવિતાને મૂલવતી વેળા આપણા વિવેચકો આ ભૂમિકા અને તેની તાર્કિક ઉપપત્તિઓની ભેદરેખા સ્પષ્ટ કર્યા વિના જે રીતે તારણો ઉપર આવવા મથે છે અને તેથી સર્જક–કૃતિને સમજ-

વામાં જે અનુપકારક અને ક્લિષ્ટ ભૂમિકા રચાય છે તેનો નિર્દેશ કર્યો. શ્રી શેખની કૃતિઓની સંરચનાને જુદાં જુદાં પરિપ્રેક્ષ્યોથી તપાસતાં તપાસતાં સ્પષ્ટ કર્યો. શ્રી શેખ છંદ, લય, પ્રતીક, કલ્પનોના તૈયાર માળખાને ફગાવી, પરિચિત ભાષાના પરિચિત સંદર્ભો તોડી ભાષામાં કેવા વિધાયક સ્વરૂપે કામ કરે છે, અને આ મથામણમાંથી તેઓએ ભાષાને ગતિ, ભાવાવેગને મૂર્તતા આપી છે અને જે રીતે સ્ફટિકઘન પ્રતીકો રચ્યાં છે તેને ઉપસાવી આપ્યાં. ચિત્રકળા સાથેના સર્જકના પૂર્વરંગને તપાસતાં કહ્યું કે તેઓની રચનામાં રંગનો નિર્દેશ લાગણીના પ્રતીકરૂપે થાય છે. અન્તે શેખની કવિતાનાં મુખ્ય લક્ષણો આદિમતા, ફિઝિકલ વાયોલન્સ અને ઐન્દ્રિય સંવેદનોની ઘનતાને તારવી આપ્યાં. સમાપન કરતાં તેઓએ શ્રી શેખની સર્જક-ચેતના અને અભિવ્યક્તિ આગલી પેઢીથી કઈ રીતે જુદી તરી આવે છે અને આધુનિકોમાં અગ્ર-ગણ્ય બની રહે છે તેની નોંધ કરી.

શ્રી જયંત પારેખે પોતાના વકતવ્ય વિષય ઉપર જતાં પહેલાં સત્ર આયોજનમાં રહેલી ખાત્રીઓનો નિર્દેશ કર્યો. બે વર્ષ પહેલાં આવા જ આધુનિક કવિતાના પરિસંવાદમાં શ્રી શેખનો નામોચ્ચાર સુદ્ધાં ન થયેલો તે વાત તેમણે કહી. અહીં એ ભૂલ સુધારી લેવામાં આવી છે. પરંતુ બે બેઠકો વચ્ચે બહુ મોટો ગાળો રહી જાય છે તેનો નિર્દેશ બીજી બેઠકો-ના સર્જક-વકતાઓ સંદર્ભે કર્યો. શ્રી સિતાંશુની કવિતા તપાસતાં પહેલાં તેમણે સરરિયાલિઝમની સૈદ્ધાન્તિક ભૂમિકા તેના પ્રવર્તકોની વિચારણામાં રહી સ્પ ષ્ટ કરી. આ સર્જવા પાછળ સર્જકની રહેલી નેમ તર્કગમ્ય નહીં પણ તર્કાતીત ભૂમિકાએ જઇ વાસ્તવિકતાનું અખિલાઇ-ભર્યું સ્વરૂપ પ્રગટાવવાની રહી છે. યુરોપીય સાહિત્યમાં પ્રગટેલાં પરિબળોનો ખ્યાલ આપી, રેમ્બો, બોદલેયર, માલામેંની સિદ્ધિઓને નિર્દેશી શ્રી સિતાંશુની કવિતામાં આ તત્ત્વ યદૃચ્છા અને સ્વપ્નમય અનુભૂતિ રૂપે પ્રગટ થાય છે, તેમની સર્જકીય મથામણ ભાષાને એના

ભૂતવળગણોથી દૂર લઇ જઇ સૂક્ષ્મ રીતે 'ફોલો' થવાની રહી છે. અલબત્ત રૂઢ સંકેતોથી તે મુક્ત થતી નથી તે નોંધ્યું. શ્રી સિતાંશુએ પોતાના સંગ્રહની અમુક રચનાઓનાં શિર્ષકમાં તેના સરરિયાલિઝમ સાથેના સંદર્ભને સ્પષ્ટ કર્યો છે. આ સર્જકીય વલણ પાછળ ઘણાં કારણો હોઇ શકે. કદાચ સર્જક પોતે સ્વીકારેલ શૈલીની ગેરસમજમાં રાચતા હોય, કદાચ વિવેચકોને મૂંઝવવા આમ કરતા હોય, અથવા આ શૈલીનાં રસસ્થાનો વધુ સભાનપૂર્વક ભાવકસમક્ષ પ્રગટ કરવાનું અપેક્ષિત હોય. આ બધું છતાંય, વિવેચકે સભાન રહેવું ઘટે, નહિતર સર્જક વિવેચક બેઉને ગુમાવવું પડે. આપણા વિવેચકો પણ જ્યારે તપાસે છે ત્યારે ગૃહીતો સ્વીકારીને ચાલે છે અને તેથી સર્જનને અનુપકારક એવાં પરિપ્રેક્ષ્યો રચાય છે. અન્તે 'પાંચ રસ્તા', 'મૃત્યુ' અને 'જટાયુ' આ ત્રણ કૃતિઓ સર્જકની વિકાસ પ્રક્રિયાના મહત્ત્વનાં સૂચક સ્થાનો છે એમ કહ્યું. સમાપન કરતાં તેમણે નોંધ્યું કે સર્જક સિતાંશુ પોતાની શૈલીનાં વળગણોમાંથી મુક્ત થઈ વિકાસ માટે આગવી રીતે મથતા રહ્યા છે, વિવેચક ભલે હજુય ગઇકાલમાં રાચતો હોય.

આ જ બેઠકનું ત્રીજું વક્તવ્ય શ્રી કાંતિ પટેલે રજુ કર્યું. વક્તવ્ય વિષયે જતાં પહેલાં આધુનિક વિવેચનની પદ્ધતિ કૃતિને સમગ્રતાથી તેના સંવિધાનમાં જઇ તપાસવાની રહી છે તે વલણની નોંધ કરી. આયોજકોએ અહીં સર્વાંગીણ મૂલ્યાંકનની અપેક્ષા રાખી નથી. અનર્થતા તો એક મૂલ્ય બને છે, સર્જકે તે સિદ્ધ કરવાનું હોય છે પોતાની સર્જકીય મથામણ વડે. વળી આવા સીમિત દૃષ્ટિકોણથી અનુચિત ભૂમિકા રચાઇ રહે છે. આ વિશે તેમણે આક્રોશ પ્રગટ કર્યો. સત્રમાં પોતાને જે મર્યાદામાં રહી કામ કરવાનું આવ્યું છે તેની સ્પષ્ટતાઓ કરી તપાસના કેન્દ્રમાં આવ્યા. 'વહી જતી પાછળ રમ્યઘોષા'ની અંતિમ રચનાથી આજ સુધીની કવિતામાં ભાષાકીય નવપ્રસ્થાન મહત્ત્વની બાબત બની રહે છે, ભાષા અને શબ્દને પોતાનું નિશાન બનાવ્યાં છે. સર્જક લાભશંકર પોતાની ભૂમિકાની અભિવ્યક્તિ

સાધના છેક સામે છેડે જઈ "લઘરા કવિ"નો સ્વાંગ સજી કવિતાપ્રવૃત્તિમાં અર્થ શોધવાની પ્રવૃત્તિને કાવ્યવિષય બનાવે છે. પરંપરા અને પ્રયોગ બન્નેનો સમન્વય સાધી તેમણે સંવેદનની તીવ્ર અભિવ્યક્તિ સાધી છે. 'બૂમ કાગળમાં કોરા'ની રચનાઓનો સરરિયલ તત્ત્વ સંદર્ભે વિશેષ ઉલ્લેખ કરતાં કહ્યું કે સ્વના કેન્દ્રમાં રહી તેમણે અનર્થમય સ્થિતિના સંવેદનને કાગળમાં ઉતાર્યું છે. અનર્થકતા સંદર્ભે તેમણે વિવેચનની ભૂમિકા વિશે કહ્યું કે, 'સર્જકનું પૂર્વધારી આત્માનુવલણ અત્મપ્રતારણા તો બની જતું નથી ? તે તપાસવું જોઇએ. શ્રી લાભશંકર વળગણ તરીકે ઓળખાવાય ત્યાં સુધી આવર્તનો દોહરાવતા રહ્યા છે. તેઓનું વક્તવ્ય અનેક પરિપ્રેક્ષ્યો અને અભ્યાસથી વિશદતાપૂર્વક રજૂ થયું.

બીજી બેઠકમાં "સમાજ અભિમુખતા અને યશવંત ત્રિવેદીની કવિતા" વિશે પ્રા. શ્રી રમેશ શુક્લે નિબંધ રજુ કર્યો, સમાજ અભિમુખતા જેવા બૃહત ભાવવિષયને કોઇ રચનાકાર વર્ણવતો હોય ત્યારે તેને તપાસતી વેળા વિવેચકે પોતાના ગૃહીતો અને તાત્ત્વિક ભૂમિકાને સ્પષ્ટ કરવા અનિવાર્ય બની રહે અને સિદ્ધિ મર્યાદાની ગમ્ભીર આલોચના રજુ કરવી પડે. શ્રી શુક્લ પોતાની વિવેચક તરીકેની ભૂમિકાથી અને સત્રની સમયમર્યાદાથી પણ મુક્ત જણાયા. અંગતલક્ષી પરિપ્રેક્ષ્ય અને આત્મલક્ષી વિધાનોને કારણે પોતાના 'અભ્યાસ'ને પ્રશસ્તિપત્રના રૂપમાં ફેરવી નાંખ્યો. ભારતીય તત્ત્વજ્ઞાન અને પશ્ચિમની તત્ત્વવિચારણાને સેળભેળ કરી પોતાને ખપપૂરતી ભૂમિકા ઊભી કરી તેવાં જ ધોરણો રચી પરિધિ રચ્યો. અથવા કદાચ આમ ધારીશું કે તેઓ વિવેચન કૃતિની aesthetic બાજુની સ્વીકારતા ન હશે, કદાચ ગૌણ માન્યતા હશે.

પ્રા. શ્રી મફત ઓઝાએ "સુધીર દેસાઇની કવિતામાં કલ્પનબળ" વિશે નિબંધ વાંચ્યો. શરૂઆત તેમણે પોતે કવિતા કોને કહે છે અને મેજર પોએટ વિશે, વ્યાખ્યા બાંધવાનો કાવ્યપદાર્થ વિશેની ગેરસમજભરી ભૂમિકામાં રહી પ્રયત્ન કર્યો. કૃતિની સંરચનામાં આ સર્જક સંદર્ભે

કલ્પન કેવાંક વિધાયક સ્વરૂપે અનિવાર્ય ઘટક બળ બની રહે છે તેની તાર્કિક રજુઆત કર્યા વિના અલગ તારવેલાં કલ્પનોની યાદી રજુ કરી. ક્યારેક એવાં કલ્પનોના દેખીતાં લક્ષણો જોડે સર્જકસંદર્ભે જોડી વિવેચન કર્મ કરી છૂટી પડયા. વિવેચનની પરિભાષા પણ શિથિલપણે અને બહુધા અસ્પષ્ટ સંકેતવાળી પ્રયોજતા હતા. રજુઆતની શૈલી અને ભાષા પણ આ બેઠકના અગાઉના વકતા સાથે મળતી ન હતી. આવું "પાઘ ઊંચકીને ચાલનારું વિવેચન" સર્જક પોતા પ્રત્યે અપ્રમાણિક હોય તો 'ગલગલિયા' કરનારું નીવડે.

બેઠકના અન્તે શ્રી યશવંત ત્રિવેદી આજની કવિતા સંદર્ભે બોલ્યા. શરૂઆતમાં અનુચિત અભિનિવેશથી સર્જન વિવેચનની પ્રવૃતિ વિશે શ્રોતાઓમાં બેઠેલા કોઈ ખાસ એક વ્યક્તિને સંભળાવતા હોય એમ બોલ્યા. ત્યાર બાદ શ્રોતાઓમાં જે ઉપસ્થિત કવિઓ હતા તેમની તરતની ઉધરાવેલી રચનાઓ લઈ આજની કવિતા વિશે ઉન્નતભ્રૂ આંક લગાવી પ્રબોધક ભાવે બોલ્યા. આ ઉપરથી તો એમ લાગતું હતું કે તેઓ આજની સર્જાતી (?) કવિતાના સંપર્કમાં જ નથી ! તેઓ ગમ્ભીર પર્યેષણાપૂર્વક કશુંય બોલ્યા નહીં તેથી કશીય અપેક્ષા રાખવી પડે એમ ન હતી.

સત્રારંભે એક અપેક્ષા બંધાતી હતી, પણ બીજી બેઠક બાદ સત્રને વટાવવાનું વ્યાપારી વલણ દેખાવા માંડયું. પોતાના પ્રચારાર્થે સર્જક પસંદગીનો ક્રમ ચૂકી જે પ્રકારનો અવિવેક દાખવ્યો તે અન્યાયી ગણાય. રાવજી, મણિલાલ, સુ. જો.થી માંડી પ્રબોધ, નીતિન સુધીના સર્જકો શા માટે આ ક્રમમાં ઉપેક્ષિત છે તેની સ્પષ્ટતાઓ આપણા સર્જન વિવેચનની આબોહવામાં યોગ્ય પરિપ્રેક્ષ્ય રચી દર્શાવવી અનિવાર્ય બને.

છેલ્લી બેઠકમાં શ્રી યોસેફ મેકવાનના સંચાલન હેઠળ કવિ સંમેલન આયોજાયું હતું. 

# 'કંકાવટી'

છેલ્લાં ચોવીસ વર્ષોથી પ્રગટ થતા 'કંકાવટી' માસિકે શુદ્ધ સાહિત્યિક સામયિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા અને વિવેચનની સાથે જ સમકાલીન સાહિત્યનો પરિચય પણ તેના પ્રકાશનમાં સહકાર આપનાર સર્જકો વડે અવારનવાર, પણ નિયમિત-પણે કરાવાતો રહ્યો છે.

આપને વ્યક્તિગત રીતે અને આપની સંસ્થાને આવા સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા સામયિકના ગ્રાહક બનીને સહકાર આપવાની વિનંતી કરીએ છીએ. સાહિત્યિક રુચિ ધરાવતી વ્યક્તિ/સંસ્થા પાસે રાખેલી આટલી અપેક્ષા વધુ પડતી ન જ ગણાશે એવી અમને ખાતરી છે.

નમૂનાનો અંક મંગાવવાથી મોકલવામાં આવશે.

આપ, આપનું/આપની સંસ્થાનું વાર્ષિક લવાજમ રૂ. ૧૫–૦૦ નીચેના સરનામે યા કોઇ પણ જાણીતા પુસ્તક વિક્રેતાને ત્યાં ભરી શકશો.

'કંકાવટી', ૯, આનંદનગર, સોસાયટી,
સગરામપુરા, સૂરત–૨,

**આપ**

વ્યાપારી છો ?
ગવર્નમેન્ટ સર્વન્ટ છો ?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો ?
બિઝનેસ એક્ઝીક્યુટિવ છો ?
શાળા–મહાશાળામાં શિક્ષક છો ?
રાજકીય–સામાજિક સંસ્થાના કાર્યકર છો ?
પત્રકાર છો ?
લાયબ્રેરીઅન છો ?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને ?

**તો**

**આપ**

**વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો**

જ્યાં આપનાં કામકાજને સુઘડ અને સરળ બનાવતાં ઑફિસ-ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે.

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે,

**અમદાવાદ–૩૮૦૦૦૬**

**ટે. નં. ૭૯૨૫૫**

△ પ્રેસ્ટોસાઇન ડીસ્પલે બૉર્ડસ △ એવાટ ડુપ્લીકેટર્સ △ વીનાર સ્લોટેડ એન્ગલ્સ △ ડફ્રા ફાઈલીંગ સીસ્ટમ્સ △ બીમકો વુડન ફર્નિચર △ ઉષા પંખા તથા વૉટરકુલર્સ △ પી. ઍન્ડ ટી. એડ્રેસીંગ મશીન્સ

✻ રોટેક્ષ ડેસ્ક બ્લોકસ ✻

**તદુપરાંત** : ફોટો કૉપીયર્સ વીઝયુઅલાઈઝર્સ, ચેક રાઈટર્સ કેલક્યુલેટર્સ, ઈલેકટ્રીક તથા ઈલેકટ્રોનિક ઑફિસ પ્રસાધનો

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચીએ છીએ, જેથી આપ પણ તે ખરીદ્યા બાદ અમારો ફરી ફરીને વિચાર કરો.

# નોકરી-ધંધા સાથે કમાણી કરો

સમગ્ર ગુજરાતનાં સ્માર્ટ અને લોકસંપર્ક ધરાવતાં યુવક-યુવતીઓ, શિક્ષકો, બેન્ક કર્મચારીઓ, સંઘોના કાર્યકર્તાઓ પોતાની નોકરી કે ધંધા સાથે દરરોજ બે કલાક પિયરલેસ વિમા-બચત યોજનાનું કામ કરી કાયમની કમાણી ઊભી કરી શકે છે. એજન્ટ બનવા, બચત યોજનાનું સાહિત્ય મેળવવા જવાબી કવર સાથે નીચેના સરનામે લખો અથવા અગાઉથી પત્ર લખી રૂબરૂ મળો.

શ્રી રાજુ આર. રૂપાવાળા, ૩-આનંદનગર સોસાયટી,
સગરામપરા, સૂરત-૨.

---

ઉત્કૃષ્ટ KHARWARS
ઇલેક્ટ્રિકલ
એક્સેસરીઝ
666

ટ્રિપલસિક્સ
ઇલેક્ટ્રો એંજિનિયર્સ

લીમડા ચોક, ખરવર શેરી
સુરત (ભારત)

## ભૂપત વડોદરિયાની નવલકથાઓ

પલ પલ વ્યાકુળ પ્રાણ ૧૯–૫૦
તારા હૈયે મારી પ્રીત ૧૯–૫૦
જપતપ જૂઠાં, સાચી પ્રીત ૧૫–૫૦
ભવોભવની પ્રીત ૧૯–૫૦
મોતના પીંજરે તરસ્યાં પંખી ૧૫–૦૦
સ્વપ્નપંખી ૧૩–૦૦
એક નઠારી છોકરી ૧૩–૦૦
બીજું યૌવન ૧૨–૦૦

## શાળા-ઉપયોગી નાટકો

નાટકોની દુનિયા —યશવંત મહેતા
શાળા-ઉપયોગી નાટકો —રજની શેઠ
ભજવો નાટકો —બળદેવ મોલિયા
સહેલાં નાટકો —સુરેશ ગાંધી
કિશોરોનાં નાટકો—પ્રા. હસિત બૂચ
(દરેકના રૂ. અઢી, સેટના રૂ. ૧૫)

તિતરબિતર : જનક નાયક ૬–૦૦
ઈતરેતર : વિજય શાસ્ત્રી ૧૫–૦૦
ઘરેબાહિરે (ચિંતનલેખો) ૧૨–૦૦
પંચગવ્ય (ચિંતનલેખો)
પ્રીતમલાલ મજમુંદાર ૮–૦૦

## કાવ્યસંગ્રહો

સૂર્યના ગોળાને ભેદવા જતાં – નાગરાજ ૩૦–૦૦
કાલિન્દી — જનક નાયક ૧૨–૦૦
ફૂલડાં — હેતલ મોદી ૨–૦૦

## વજ્રમાતરીની નવલકથા

કાંટે કાંટે ગુલાબ
ભાગ ૧–૨ ૩૮–૦૦

ઊંડા કૂવા ને ટૂંકાં દોરડાં
મૂલ્ય : ૧૮ રૂપિયા

કાળરાત્રિની ઘૂમતી ભૂતાવળ
મૂલ્ય : સાડાતેર રૂપિયા

## ભજવવાલાયક નાટકો

નવાં નવાં નાટકો –પ્રા. હસિત બૂચ
તખ્તાલાયક નાટકો –રજની શેઠ
નાટકો જ નાટકો –સુરેશ ગાંધી
રંગલીલા –ચં. ચી. મહેતા
હસાહસનાં નાટકો –હરીશ નાયક
(દરેકના રૂ. ૫ સેટના રૂ. ૩૦-૦૦)

## આયુર્વેદનાં પુસ્તકો

લાભશંકર ઠાકર 'પુનર્વસુ'ની બાર રોગપુસ્તિકાઓ : સેટના રૂ. ૨૪–૦૦
ઘર ઘરનો વૈદ ૧૩–૫૦
ઘર ઘરનાં ઔષધો ૧૩–૫૦
અભિનવ કુદરતી ઉપચાર ૧૩–૫૦
યોગાસનો અને આરોગ્ય ૧૩–૫૦

**સાહિત્ય-સંગમ, બાવા સીદી, ગોપીપુરા, સૂરત-૧.**

# કંકાવટી

ફેબ્રુઆરી
૧૯૮૨

**ભૂપત વડોદરિયાની નવલકથાઓ**

પલ પલ વ્યાકુળ પ્રાણ ૧૯–૫૦
તારા હૈયે મારી પ્રીત ૧૯–૫૦
જપતપ જૂઠાં, સાચી પ્રીત ૧૫–૫૦
ભવોભવની પ્રીત ૧૯–૫૦
મોતના પીંજરે
તરસ્યાં પંખી ૧૫–૦૦
સ્વપ્નપંખી ૧૩–૦૦
એક નઠારી છોકરી ૧૩–૦૦
બાંઝું યૌવન ૧૨–૦૦

**શાળા-ઉપયોગી નાટકો**

નાટકોની દુનિયા —યશવંત મહેતા
શાળા-ઉપયોગી નાટકો —રજની શેઠ
ભજવો નાટકો —બળદેવ મોલિયા
સહેલાં નાટકો —સુરેશ ગાંધી
કિશોરોનાં નાટકો—પ્રા. હસિત બૂચ
**(દરેકના રૂ. અઢી, સેટના રૂ. ૧૫)**

તિતરબિતર : જનક નાયક ૬–૦૦
ઈતરેતર : વિજય શાસ્ત્રી ૧૫-૦૦
ઘરેબાહિરે (ચિંતનલેખો) ૧૨–૦૦
પંચગવ્ય (ચિંતનલેખો)
પ્રીતમલાલ મજમુંદાર ૮–૦૦

**કાવ્યસંગ્રહો**

સૂર્યના ગોળાને ભેદવા
જતાં – નાગરાજ ૩૦–૦૦
કાલિન્દી — જનક નાયક ૧૨–૦૦
ફૂલડાં — હેતલ મોદી ૨–૦૦

**વજુ માતરીની નવલકથા**
**કાંટે કાંટે ગુલાબ**
ભાગ ૧–૨ ૩૮–૦૦
**ઊંડા કૂવા ને ટૂંકાં દોરડાં**
**મૂલ્ય : ૧૮ રૂપિયા**
**કાળરાત્રિની ધૂણતી ભૂતાવળ**
મૂલ્ય : સાડાતેર રૂપિયા

**ભજવવાલાયક નાટકો**

નવાં નવાં નાટકો –પ્રા. હસિત બૂચ
તખ્તાલાયક નાટકો –રજની શેઠ
નાટકો જ નાટકો –સુરેશ ગાંધી
રંગલીલા –ચં. ચી. મહેતા
હસાહસનાં નાટકો –હરીશ નાયક
**(દરેકના રૂ. ૫ સેટના રૂ. ૩૦–૦૦)**

**આયુર્વેદનાં પુસ્તકો**

લાભશંકર ઠાકર 'પુનર્વસુ' ની બાર
રોગપુસ્તિકાઓ : સેટના રૂ. ૨૪–૦૦
ઘર ઘરનો વેદ ૧૩–૫૦
ઘર ઘરનાં ઓષધો ૧૩–૫૦
અભિનવ કુદરતી ઉપચાર ૧૩–૫૦
યોગાસનો અને આરોગ્ય ૧૩–૫૦

**સાહિત્ય–સંગમ, બાવા સીદી, ગોપીપુરા, સૂરત–૧.**

# કંકાવટી

ફેબ્રુઆરી
૧૯૮૨

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૪ : અંક ૨૭૪ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ સૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

**ત્રણ ગદ્યખંડ**/કાફ્કા અનુ. અજિત ઠાકોર

## વૃક્ષો

કેમકે આપણે બરફમાં રહેલા વૃક્ષોનાં થડિયાં જેવા છીએ.
પહેલી નજરે એ સાફ સુથરા પડેલાં હોય છે.
અને એમને ગબડતાં કરી દેવા માટે એકાદ હળવો ધક્કો બસ છે.
ના, એમ થવું શક્ય નથી,
કેમકે એ ધરતીને દઢપણે વળગીને રહેલા હોય છે.
પણ જુઓ! એ પણ કેવળ ભાસ છે.

## બાજુનું ગામ

મારા દાદા કહ્યા કરતા કે, "જિંદગી દંગ કરી દે એટલી ટૂંકી હોય છે."
હું પાછું ફરીને જોઉં છું તો,
જિંદગી પહેલા કરતાં એટલી તો ટૂંકી લાગે છે કે
હું ભાગ્યે જ સમજી શકું,
દા. ત. સરેરાશ સુખી જિંદગીનો ગાળો
–અકસ્માતોને લેખામાં ન લઇએ તો–
પણ આવી સફર માટે જરૂરી સમયાવધિ કરતાં
ઘણો ઓછો પડે એવો ડર રાખ્યા વગર એક જુવાન માણસ
બાજુના ગામ સુધી ઘૂમી આવવાનો ફેંસલો
કેવી રીતે કરે ?

ત્રણ ગદ્યખંડ/કાફ્કા અનુ. અજિત ઠાકોર

## વૃક્ષો

કેમકે આપણે બરફમાં રહેલા વૃક્ષોનાં થડિયાં જેવા છીએ.
પહેલી નજરે એ સાફ સુથરા પડેલાં હોય છે.
અને એમને ગબડતાં કરી દેવા માટે એકાદ હળવો ધક્કો બસ છે.
ના, એમ થવું શક્ય નથી,
કેમકે એ ધરતીને દઢપણે વળગીને રહેલા હોય છે.
પણ જુઓ ! એ પણ કેવળ ભાસ છે.

## બાજુનું ગામ

મારા દાદા કહ્યા કરતા કે, "જિંદગી દંગ કરી દે એટલી ટૂંકી હોય છે."
હું પાછું ફરીને જોઉં છું તો,
જિંદગી પહેલા કરતાં એટલી તો ટૂંકી લાગે છે કે
હું ભાગ્યે જ સમજી શકું,
દા. ત. સરેરાશ સુખી જિંદગીનો ગાળો
—અકસ્માતોને લેખામાં ન લઇએ તો—
પણ આવી સફર માટે જરૂરી સમયાવધિ કરતાં
ઘણો ઓછો પડે એવો ડર રાખ્યા વગર એક જુવાન માણસ
બાજુના ગામ સુધી ઘૂમી આવવાનો ફેંસલો
કેવી રીતે કરે ?

## ઇન્કાર

જ્યારે હું એક નમણી છોકરીને મળું છું ને એને યાચું છું કે, "તું મારી સંગાથે આવવા જેટલી ભલી થા" અને એ કશું ય બોલ્યા વગર બાજુમાંથી પસાર થવા લાગી, એ જે કહેવા માંગતી હતી તે કંઈક આવું હતું :

"તમે કોઇ ખ્યાતનામ રાજકુમાર નથી, નથી તમે રેડઇન્ડિયન દેહસૌષ્ઠવભર્યા, દીર્ઘદૃષ્ટા, મોભાદાર, વિચારમગ્ન આંખોવાળા. અને પ્રેરીનાં મેદાનોની હવા ને એમાંથી વહી આવતી નદીઓથી સ્નિગ્ધ ત્વચાવાળા કોઈ અમેરિકન, તમે કદી સાત સમંદરનો–જો કે મને ખબર નથી એ ક્યાં આવેલા છે, ખેર એ જ્યાં આવેલા હોય ત્યાં–પ્રવાસ કર્યો નથી ને એમની સફર ખેડી નથી. તો પછી મારા જેવી નમણી છોકરીને તમારી સંગાથે આવવા શા સારું વિનવો છો ?"

"તું ભૂલી જાય છે કે, કોઈ મોટરકાર તને શેરીમાંથી સડસડાટ ઝૂલાવતી લઇ જતી નથી. હું જોઉં છું કે, તારા સ્કર્ટસને પછવાડેથી દબાવતો ને તારા મસ્તક પર આશીર્વચનો ગણગણતો કોઈ સજ્જન તારી આસપાસના ઘેરાવામાં તારું રખોપું કરતો નથી. તારાં સ્તન તારી બોડીસમાં રીતથી સરસ બંધાઇ ગયાં છે, પણ તારાં સાથળ અને કટિ એ લક્ષ્મણરેખાને ઓળંગી જાય છે. તું ચપટાવાળા સ્કર્ટ સાથેનો ટેફિટા ડ્રેસ પહેરે છે, કે જેણે અમને બધાંને ગઇ પાનખરમાં ખુશ કર્યાં હતાં, ને છતાં તું ઘડી ઘડી સ્મિત કરે છે વિનાશક ભયને નોતરતી."

"હા, આપણે બંને ખરા રસ્તે છીએ, ને આપણી જાતને એનાથી વેગળી રાખવા સજાગ રહીએ, આપણે અલગઅલગ રસ્તે ઘરે જઇએ એ જ બરાબર ના'તું ?"

પ્રભુત્વ ભોગવે એટલા માટે તેમને આપી.
ત્રીજે દિવસે તેણે બધા લોકોને એકઠા કર્યા અને
જુદા જુદા સ્વાદ શીખવાડયા :
સુખનો, પ્રેમનો, વેદનાનો સ્વાદ,
ઈર્ષ્યાનો, કીર્તિનો અને એવા બીજા
છેવટે કોઈ સ્વાદ બાકી ન રહ્યા
પછી કેટલાંક પાત્ર પાછળથી આવ્યાં.
સર્જકે તેમના માથા પર અનુકંપાથી હાથ ફેરવ્યો અને કહ્યું:
હવે તમારે માટે તો વિવેચકો બનવા સિવાય અને મારી કૃતિઓને
નકારવા સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો નથી.
ચોથો અને પાંચમો દિવસ હાસ્ય માટે ફાળવ્યા,
ગુલાંટો ખાવા માટે વિદૂષકોને છૂટા મૂક્યા,
જેથી રાજામહારાજાઓ અને બીજા દુર્ભાગી લોકો
થોડી ગમ્મત માણી શકે.
છઠ્ઠે દિવસે તેણે કેટલાક વહીવટી પ્રશ્નોનો નિકાલ કર્યો
તેણે ઝંઝાવાત ઊભો કર્યો.
અને સળેકડીઓનો મુગટ પહેરતાં રાજા લિયરને શીખવાડયું.
જગતનું સર્જન કરતાં કરતાં હજુ થોડો કચરો વધ્યો હતો
એટલે તેણે રિચાર્ડ ત્રીજો સર્જ્યો.
સાતમે દિવસે હવે કંઈ કરવાનું બાકી તો નથી ને એવો
વિચાર કરવા લાગ્યો.
રંગભૂમિનિર્દેશકોએ આ ધરતીને પોસ્ટરોથી ખચી દીધી હતી
એટલે શેઈકસ્પિયરને થયું કે આટલી મજૂરી પછી
નાટક જોવાને હું લાયક છું.
પણ એ ખૂબ જ થાકી ગયો હતો
એટલે પહેલાં તો થોડી વાર માટે ઊંઘી ગયો.

**આ છે એક માણસ**/કિશોર યાજ્ઞિક

આ છે એક માણસ
તમે ધારો તે એને કહી શકો
તમે એને પ્રાણીશ્રેષ્ઠ કહી શકો.
એને ગંદી ગાળ પણ ભાંડી શકો,
તમારી સામે એ સરકારી નોકરની જેમ નથી દાંતિયા કરવાનો,
નથી એ આભાર માનવાનો

ઘણીવાર તમે એને ઢોર કહીને બોલાવ્યો છે,
સાચું જ બોલ્યા છો તમે
એ તો છે જ ચોપગો.
પણ એણે તમારી જેમ બે પગે ચાલવાનો પ્રયત્ન નથી કર્યો
એમ તો કેમ કહેવાય ?
પણ એવે વખતે એને તો નીકળી ખૂંધ.
એનામાં કીડીની જેમ પરિશ્રમ કરવાની અદ્ભુત શક્તિ છે,
એ છે તો સાવ હાડપિંજર
પણ હાડપિંજર પર ગેંડાના જેવી ચામડી ચોંટાડી રાખી છે,
એ આજન્મ બાણશય્યા વેઠી શકે છે,
ઘણીવાર તમે એને મોક્ષ માર્ગે ચઢાવવા મથ્યા છો.
અસ્તેય અને અહિંસા શીખવાડતાં શીખવાડતાં
એના બે હાથ તમે કાપી લીધા તેની ય એને ખબર ન પડી.
અળસિયાના ટુકડા કરો તેમ એના ટુકડા કરો
તો ય તે અવિનાશી.
કાપો, ટીપો, ગુંદો, કચડો, ભીંસો
મન ફાવે તે કરો ને.
તે સમજણો થયો ત્યારથી જ
તેના મગજને કેન્સર થયો છે,
તેના હૃદયનો ધબકાર તે પોતે જ સાંભળી શકતો નથી.
એ છે તો મહાવીર
તોયે તમે કહો છો પામર.
ઇશ્વરના અસ્તિત્વનું પ્રમાણ એને કદી મળ્યું નથી
તોય તમે એને અસ્તિત્વવાદી કહેતા નથી.
સ્ત્રી, બાળકને વેચી બેઠો છે
તોય તમે એને હરિશ્ચન્દ્ર બીજો–પાંચમો કહેતા નથી.

# નિશાદુર્ગ

## ત્રણ રચના/બકુલ ટેલર

(૧)

એક છોકરી
ઉછળતા સમુદ્રમાંથી કોરી કાઢેલી
ઝાંખી બદામી ટેકરી પાછળ પાંપણ નમાવી ઊભેલી
વૃક્ષછાયામાં અડધી કપાયેલી
પાછલી રાતના ચંદ્ર શી ગભીર ખણ્ડિત કામાયીત
સમુદ્રના પેટાળમાં ઊભરાતા અંધકાર શી આંખોવાળી
ઘન-કુન્તલ તારાંકિત આકાશને રજ રજ ખેરવતી
હવાની પાતળી ત્વચા ઉપર નખક્ષત કરતી
અંગાંગથી સહસ્ર સમુદ્ર શી છલકતી
નિરભ્ર છતો ઉપર હિમપાત શી વરસતી
ટપકતી પરાળની કાયામાં કેસરિયાળી હેપામાં
કેવડિયા ગંધે ડંખતી-સૂસવતી
હડસેલતી ક્ષત ક્ષત રેશમિયા ઉષ્ણ અંધારામાં.

( ૨ )

હજાર હજાર પગોથી ઉભરાયું
એના પગતળિયેથી કીડીપગું રજસ્વલા અંધારું
તણાવા માંડયાં કૃષ્ણધવલ ઘર
ફાટયા સઢ શી પછડાઇ રતાંધળી દિવાલો
ચીકણા ફેનિલ લીલા સમુદ્રમાં
ફંગોળાયા એક આંખવાળા પદાર્થો
રાતી–પીળી કીકીઓમાં તણાવા માંડયા
મીનાક્ષ અર્ધ–મૃત પુરુષો
અંગૂઠે અદ્ધર ખોડાયેલી અડધી ખવાયેલી પૃથ્વી
ચંદ્રનો ગર્ભ ફાડી
ઘુમરાતું–વીંટળાતું વિષાકત–યૌનગંધી અંધારું
પંચેન્દ્રિય કિલ્લાના કોટ–કાંગરા તોડી ધસમસતું.

( ૩ )

શરીરો સમુદ્ર બનીને ફેલાઈ ગયા ઉણ્ડે ઉણ્ડે
તૂટી ગઈ દિશાઓની નાળ
એક એક કરીને ખરી ગયા ચંદ્રનાં અંગો
પીળા માંસલ પહાડોની ટોચેથી
ઊંધે માથે ખર્યા આંખ વિનાના પદાર્થો
ક્ષિતિજની પેલી તરફ ઝૂલી પડયું અંધકારનું કવચ
સમુદ્રની નાભિતળે પોલા વાંસે રઝળતી રાત
ફાટતા આકાશમાંથી સફેદ ફુદડાં બની ઊડતાં ઘરો
સહસ્ત્રપાદ કીડીઓ ફેલાતી ત્રણે ત્રણોમાં.

—યોગેશ જોષી

મારી ભીતર
સુરંગ ફોડું તો કદાચ
લોખંડી હિમાલયો
સળવળે.
મારા બેય ખભા પર ફૂટી નીકળેલા થોર
ઈશ્વરોના લમણામાં જોરથી વીંઝું
તો એમના અવાવરું ભેજાંમાંથી
કટાયેલા કરોળિયા સળવળતાં બહાર નીકળે.
ને પતંગિયાંનું ટોળું
ફરી પાછું ઊડવા લાગે થીજેલા રક્તોમાં
ને મેઘધનુષની હોડી
ફરી પાછી તરવા લાગે જરઠ વાગેશ્વરીમાં.
આમ વિચારતો હું
ગ્રીષ્મના સૂરજને આશ્લેષમાં લઈ કચડી નાખું છું
સૂરજ ઓગળી જાય છે
છતાંય મારામાં
નથી પ્રગટતું ઉષ્માનું એક ટપકુંય !
છેવટે
શિશુ સ્લેટમાંથી આંક ભૂંસે એમ
ભૂંસી નાખું છું બધીય નદીઓ અને પર્વતોને-
એક તાડનું વૃક્ષ હાથમાં લઇ
તોડી ફોડી નાખું છું નક્ષત્રોના ઝુમ્મરોને-
બ્રહ્માની દૂંટીમાંથી ઉદ્‌ભવેલા કમળને
મૂળસોતુ
ફૂલસોતુ ઊખાડીને ફેંકી દઉં છું સૃષ્ટિની બહાર
ને બોગદામાંથી પસાર થતી ટ્રેનની જેમ
પસાર થઇ જઉં છું બ્રહ્માના પેટમાં કાણું પાડીને
પણ... પણ...
તેમ છતાંય...

૧૦-૬-'૮૬

## એક કવિતા/મહંમદ બેગ

અરીસો મારી સામે ઊભો છે.
અરીસો મને જોતો નથી.
હું અરીસામાં પ્રવેશવા મથું છું.
અરીસો સ્થિતિશૂન્ય છે.
શૂન્ક ચીમળાયેલા જલમૂકા તળાવમાં પડેલાં ચોસલાં
કાંપની Abstvact આકૃતિઓમાં ભર્યે મોંઢે
માટી ચાટતી વસૂકેલી ગાયો, પિકાસોની પીંછીનાં ઉદગ્રીવ પ્રતીકો.
રેતી ચાવતી શ્વેત–રક્ત–પીળી કીડીઓનાં કટક-ફ્યુહરરનાં અસ્કરી સ્વસ્તિકો.
અરીસાની આંધળી લીસી સપાટી પર
"હરે કૃષ્ણ હરે રામ" કરતા હિપ્પી અણુઓ, પરમાણુઓ
અરીસો જોતો નથી. અરીસો સાંભળતો નથી.
આશ્રયવિહોણો પનાહગીર ચિંતનોનાં લપસીલાં પગરખાં
કોહેલી વાસી વસંતના વનવાસી
મરસિયાં ગાતા પાનખરિયા મધુકર
સૌરભકૂટની અવહેલના કરતી ઉકરડાની આળનૂસી બિલ્લોરી આંખો
નિસ્તેજને મીંચકારતો–શૂન્યને પુચકારતો
અરીસો કશું જ જોતો નથી.
વરસો પૂર્વે...અરીસા સામે

ઇસપ અને પંચતંત્રનાં કથાપાત્રો ઊભાં હતાં
ત્રણ વાંદરાં પણ હતાં
પ્રમાણ જુદાં હતાં, પ્રમેય જુદાં હતાં
ભૂમિતિ ભૂગોળની અધુના ભૂલભૂલામણીઓમાં
આંખ-કાન-જીભ અટવાયાં છે.
અરીસો આંધળો છે.
અરીસો બહેરો છે.
અરીસો મૂંગો છે,
હિમશીત સ્થિતિશૂન્યતામાં
અરીસાની સંભાવનાઓ
શક્યતાઓ
ઠરીને સ્થગિત થઇ ગઇ છે.

### ગઝલ/યોગેશ જોષી

હું યુગોથી કેટલું તરસ્યું થયું ?
છેવટે મૃગજળ સૂરજને પી ગયું !

હાથમાં ખાડો કરી દાટી તરસ
થોર જેવું ટેરવે ફૂટી ગયું !

સ્લેટ મેં હમણાં જ તો કોરી કરી ;
કોણ આવી શૂન્યને ઘૂંટી ગયું ?

મોત આવ્યું 'તું પવનનું રૂપ લઇ,
આંસુ માફક દેહને લૂછી ગયું !

**બગાસું** / રમેશ પારેખ

આજ હવે આવિયું બગાસું
કે ભાઈ, મારે "૪૦"ની સાલથી…ઉજાગરા

વાચાના પ્હેરવેશ ખીટીંએ ટીંગાડીને
પ્હેરીશું મૌલાના લૂંગી

લોઢ લોઢ નીંદરમાં આંખોની નાવડીઓ
ડૂલતાં જ–એકલતા મૂંગી

નીરખશું પછી એવાં સ્વપ્ન જેના ચિત્રકાર હોય જાણે પીરાજી સાગરા

પછી મંન અખરખની ફોતરી હશે
ને સ્હેજ ભિડશે કે ગુમ થઇ જાશે

પછી માત્ર હૈયાતી શ્રી અનિલ જોશીના
ગીતોમાં ગીત–ગીત ન્હાશે

પછી સાવ ઠટ્ઠણ સો પટ્ટણ આ છ એ છ અક્ષરના કોઠા ને કાંગરા

## ચાર ગઝલ/કિસન સોસા

### ( ૧ )

વા તો ફરે છે, પાંદડું પણ ક્યાં તુરત ફરે
ફરતો ફરું છું હું જ, ન મારી વિગત ફરે

સંયોગ જીવલેણ નહિ જિવતા જિવત ફરે
કરપીણ એ વિચારમાં એ પ્રેતવત્ ફરે

આષાઢના પહાડ જેવો દૂરનો સમય
ફૂત્કાર વીજળીનો જ્યાં ક્ષણ ક્ષણ સતત ફરે

હેંડીગ...કેરી બૂમ તરૂણી સડક ઉપર
શબ્દોનો બોજ હો અહીં માસૂમિયત ફરે

એવી જ રીતે ઘર તરફ હું જઈ રહ્યો હવે
છાતીએ ડાઘ હો ઘણા પાછું કો' ખત ફરે

### ( ૨ )

જ્વાળા હતી જરાક, ધુમાડો ઘણો હતો
રૂંધાતો જીવ હોય કોનો, આપણો હતો

એમાં એ માછલી સતત ફરતી'તી ગોળગોળ
પ્હેરો ય ગોળ કાચની ભીંતો તણો હતો

કાગળ ઉપર વિરાટ જે પડછાયો પાડતો
એ આદમી યથાર્થમાં બહુ વામણો હતો

બ્રહ્માંડમાં જે ઘોર નિનાદે બની રહ્યો
ઢાંકણ ઉઘાડી જોયું તો ખાલી ચણો હતો

લોહી વહ્યું ઘણું ને ઉઝરડા થયા ઘણા
શબ્દોનો પંથ આમ તો સોહામણો હતો

( ૩ )

તરસ્યું ફરે છે તોય રણથી નીકળે નહીં
મૃગજળનો મોહ છે, હરણથી નીકળે નહીં

મારા સમયનો સૂર્ય એમાં ગર્ક થૈ ગયો
એ તારી બુન્દ સમાન ક્ષણથી નીકળે નહીં

ચ્હેરા વગરનો હું અરીસા બ્હાર તરફડું
ચ્હેરો અરીસાના કણથી નીકળે નહીં

મક્કમ હું સ્થિત વર્તુળે સ્હેજે ચસું નહીં
ને એય નિજ સજ્જડ વલણથી નીકળે નહીં

રસ્તાઓ ઘાસ થૈ ગયા, ઉજ્જડ થયા તરૂ
કોઇ જ પાંખ કે ચરણથી નીકળે નહીં

( ૪ )

સૂરજ, સમો હું નીકળું છું બારસાખથી
'પપ્પા'...નો સરતો સાદ ત્યાં શેરીની કાખથી

અસ્તિત્વના અડાબીડે તડકાના શોરમાં
ટપકયાં કરે છે લોહીમાં ટહુકો વિશાળથી

બંધાઉં છું સંધાઉં છું ખડકાઉં છું અને
સિલ થાઉં છું સતત હું શતીચોળ લાખથી

ખીલ્યું રહે છે હોઠ પર એ સુરખીનું ગુલાબ
છો પર્ણ સહુ ખરી જતાં દિવસની શાખથી

જ્યાં ચોડિગેથી અંકમાં લઉં સાંજના ઘરે
જાણે થતો સજીવ હું ફિનિક્સ રાખથી

## ગારબો / ચન્દ્રવદન મહેતા

['કંકાવટી'ના ડિસેમ્બર '૮૧ના 'અંકમાં ગારબો' શબ્દ ઉપર ઇટાલિયન વિસ્તરણ કર્યું', તે સ્પષ્ટ કરવા છતાં મારા પર બે–ત્રણ કાગળ આવ્યા કે ગ્રેટા ગારબો વિશે તમે કશું જાણતા નથી, અને આ ગારબો ગારબો શું ચીતર્યું રાખો છો ? ઉપરાન્ત, બીજું ઘણું લખ્યું છે. એ ભાઇઓના સંતોષ ખાતર આ લેખ લખું છું; તંત્રીને ઠીક લાગે તો છાપે. –ચં.]

ના, અમે ગ્રેટા ગારબોને જાતપરિચયથી નથી ઓળખતા, પણ મારા જન્મ પછી ચાર વર્ષે જન્મેલી એ રૂપસુન્દરીને, અભિનય સામાજીને 'આના કરીના'માં પ્રથમ જોઇ હતી, અને પછી 'માટા હારી'– એ બે ફિલ્મોમાં જોઇ હતી. એ ચિત્ર હજી સ્મરણપટ પર અંકાયેલું છે, એના સૌન્દર્યની ઝલકથી, એના અનુપમ અભિનય થકી.

પણ, અહીં એની ફિલ્મોની વાત કે ચર્ચા કરવાની આ જગ્યા નથી. એના વિશે, એના અભિનય વિશે ઘણું લખાઇ ચર્ચાઇ ગયું છે. છતાં એનું જીવનવૃત્તાંત મારલિન ડ્રિઅટ્રીચ કે ઇન્ગ્રીડ બર્ગમાનની જેમ સિલસિલાબદ્ધ હજી લખાયું નથી. ચેપલિન ઉપર ત્રણચાર પુસ્તકો, પણ ગારબો પર છૂટાછવાયા લેખો, એની સાથે જેમને સમ્બન્ધ બંધાયો એમની નોંધો, એ નાયકોની હતાશા નિરાશા, એ નાયકોના ઉમળકા સંવેદના, પ્રેમપત્રો એના મિત્રોના છુટક લખાણો–કો'કે એ ઉપરથી કડીબદ્ધ જીવન લખવાનો પણ પ્રયોગ કર્યો છે–પરન્તુ તે બધું આછકલું અરધું અધૂરું, વેરવિખેર કણિકાઓમાં ઉપજાવેલા ચિત્રની રજુઆત–રીતસરની સિલસિલાબંધ જીવનકથા કે હકીકતેસર ચારિત્ર નથી.

પણ ગ્રેટા ગારબો જેટલી મહાન છે, અભિનેત્રી તરીકે, એટલી એ સુન્દર નથી, એવો પણ એક રૂઢ મત પ્રચલિત છે. અહીં આપણે એનાં તેત્રીસેક ચિત્રો કે ૧૯૨૬થી હોલીવુડમાં કે મેટ્રો ગોલ્ડવિનમાં દર ફિલ્મે સરેરાશ ત્રણત્રણ લાખ ડોલર એ કમાઇ એની ચર્ચા કરવા નથી માંગતાં

'ગારબો' ઈટાલિયન શબ્દનો જે અર્થવિસ્તાર આપણે ચર્ચ્યો એનાથી અવળા જ અર્થમાં આજે ગ્રેટા ગારબો–નામ તો એનું ગ્રેટા લોવિસિયા ગુસ્તાવસન, સ્વીડનની સુદ્રા હોસ્પિટલમાં જન્મ. ગરીબી, નછેવું ભણતર સ્ટોકહોમ્મમાં નાની નાની નોકરી, ફિલ્મમાં કામ કરવાની હોંસ, ધગશ, સ્ટોરમાં કામ કર્યું, સંજોગો ફળ્યા, ઉમેદો ફળી, કીર્તિ અને ધન અઢળક આવી મળ્યાં–એ બધાંથી યા તો કોઈક વાર, ગારબો પણ અનાયાસ ગ્રેટા સાથે બંધબેસતું નામ પસંદ કર્યું કોણે, ક્યારે તે માટે પણ એક મત નથી. એકવાર એક સ્નેહીના ફાર્મ ઉપર એ ગઈ હતી, એ ફાર્મનું નામ 'ગારબોડા', એની મિત્ર તે મિમિ પોલક, એણે ગારબોડા નામ પસંદ કર્યું, તેને લઈ એક મિ. સ્ટીલર સાગા ઓફ ગોસ્ટા બરલિન–૧૯૨૪ માં પહેલી ફિલ્મ ઉતારી એમાં પાઠ આપતાં એ કથા. બીજા મિત્રોએ ગારબોડાનું 'ગારબો' કરી સુધાર્યું. તે તરત સ્વીકાર્યું આમ ૧૯૨૪થી 'ગ્રેટા ગુસ્તાવસન' ગ્રેટા ગારબો થઈ, બાકી ગારબો શબ્દ કોઈ મૂળ ધાતુ ઉપરથી નિપજાવાયેલું નામ નથી, કશો અર્થે નથી, પણ ૧૯૨૬ પછીના જમાનામાં ફિલ્મી દુનિયામાં ગ્રેટા ગારબો એક સન્નાટો ફેલાવે એવું નામ પંકાઈ ગયું.

પણ, ગ્રેટાને આજે યે કોઈ સંપૂર્ણ રીતે ઓળખતું નથી, ઓળખી શક્યું નથી. લોકો ટોળે વળે કે એ ન્હાસે. જુદાં જુદાં નામે એ પ્રવાસ કરે–છાપાવાળા એની પાછળ દોડે એમને એ વિવિધ રીતે ટાળે. એના ત્રણ ચાર પ્રેમીજનો સ્ટીલર, ગિલ્બર્ટ, જ્યોર્જ શ્લી કે લિયોપોલ્ડ સ્ટોકોસ્કી, કોઈની સાથે, ગાઢ મૈત્રી છતાં એ પરણી નહીં, પરણવાની બધી તૈયારી થાય, નોતરાં ફરે, પ્રિસ્ટનું નક્કી થાય કે છેલ્લી ક્ષણે એ અલોપ–પરણવાના નામે કમ્પી ઊઠે, ધ્રુજારી અનુભવે–તે લગ્ન ન કર્યાં તે ન જ કર્યાં, તેમ એના ખુલાસા પણ ના કર્યાં તે ન કર્યાં ચાર–પાંચ ગાઢ પ્રેમીઓમાંથી બે–ત્રણ મરણશરણ થયા તે થયા, પણ લગ્ન નહીં કરવા સમ્બન્ધી કશા ખુલાસા નહીં તે નહીં, છાપાવાળાઓ સાથે મુલાકાતો નહીં તે નહીં જ–જાહેરાતની ય સૂગ, ફોટાફોટી પણ

આમ એક સ્ત્રી. એક પુરુષ બંનેને પરસ્પર માટે...

પછી વચ્ચે ચાનો કપ હોય એ ગૌણ વાત છે.

ચાનો કપ ન હોય એ પણ સાવ ગૌણ વાત છે.

છતાં ચાનો કપ વત્તા સ્ત્રી વત્તા પુરુષ વત્તા હીંચકો વત્તા હાથા પરનું ઊખડી ગયેલું પોલિશ વત્તા જાંબલી રંગનો સાડલો એ બધું અને એ બધાંની વચ્ચે માણસનું સોમવારે હોવું.

ઇન્ટરવલ.

પછી ખલનાયક આવ્યો.

'કેમ છો ?'

'મજામાં'.

'આ બાજુ ?...'

'હા...જરા...'

'ચાલો...આવજો.'

'......' સ્ત્રી. આંખેથી જ વિદાય.

બીજો સોમવાર.

સ્ત્રી. સાડલો–જાંબલી રંગનો. મુખે પ્રતીક્ષા. હીંચકાના હાથા એવા જ, ઊખડી ગયેલા પોલિશવાળા. તકિયે ચાના કપનાં કુંડાળાં.

વગર ઇન્ટરવલે ખલનાયક આવ્યો.

સ્કુટર પાર્ક કર્યું. પગથિયાં ચડી ઘરમાં આવ્યો. સ્ત્રી હસી. સાવ ફિક્કું. બૅગ હાથમાંથી લઇ લીધી.

'ચા ?'

'ભૂલી ગઈ. નથી મૂકી હજુ. હમણાં જ કરી દઉં.'

ખલનાયકનો ચહેરો રુક્ષ. કડક. સ્ત્રી સડક. ભયગ્રસ્ત. પછી સોમવારે પૂરા થવા માટે રાત્રિમાં પ્રવેશ કર્યો.

રાત્રિ...સ્ત્રી...ખલનાયક...હીહીહીહી...પ્રસ્વેદ...હાંફ....નાઇટલૅમ્પ...નું...દર્પણિયું અજવાળું...અરધુંપરધું અંધારું...કરાર મુજબ...

કમાન્ડમેન્ટ મુજબ...સતીત્વ મુજબ...પતિત્વ મુજબ...અબળા મુજબ...
રાક્ષસ મુજબ...આ મુજબ ને તે મુજબ...મજબૂરી મુજબ...જજબબ
 બજબબ બજજ બજજ હોઠ ને...આખલો ઢળી પડ્યો...

સ્ત્રી અંધકારને ખુલ્લી આંખે પીતી રહી. સવારે સ્ત્રીની આંખો ઉજાગરાથી લાલ. એ જોઈ આખલાએ પૂછ્યું :

'ઊંઘ નહોતી આવી ?'

'આવી'તી ને.'

'તો પછી ? આંખો કેમ...' પૂછતો આખલો કમર પરનો પટો ઢીલો કરતો હતો એટલે સ્ત્રીને જોતો નહોતો. દિવસના અજવાળામાં સ્ત્રીને જોવાની ઝાઝી ગરજ નહોતી.

સ્ત્રીએ કશો જવાબ આપ્યો નહીં. થોડું હસી. માયકાંગલું. ખલનાયકે સ્કુટર ચાલુ કર્યું. એમાંથી છૂટેલો ધુમાડો સ્ત્રીની આંખો સામે અટવાતો રહ્યો એટલે સ્ત્રી અને આખલા વચ્ચે અપારદર્શકતા ઊપસી આવી.

ત્રીજો સોમવાર.

'બે ટિકિટ છે, ચાલ.' આખલો.

'પણ'

'એટલે ? શું સમજે છે તું ? કોઈની રાહ જુએ છે તે ખબર છે હં,...એમ ન સમજતી કે... શું હું તને ચાહતો નથી ?' આખલાએ હાકોટા છીંકોટા કર્યા.

સ્ત્રીએ હા કહી માંડ માંડ. આખલો ઘોઘરું ઘોઘરું હસ્યો. સ્ત્રી હસી કે નહિ ?.

ચોથો સોમવાર.

પ્રતિક્ષા ?

હા...ના...ના...હ...હા...ન...આખલો...ન...ના...પણ...હા ...આખલો...ફળી ?

એ જ. કેટલા દિવસે !...આખરે.

પણ...એમનો આવવાનો સમય થઈ ગયો છે.

ઓ...ઓહ...

'કેમ દેખાયા નહિ આટલા 'દિ ?'

'......'

'પ્લીઝ, તમે જાઓ હવે...'

'હેં ? કેમ ?'

'બસ. એમ જ.'

'તો તું શું મને ચાહતી...? !'

'...'

'પણ...'

'તમે જાઓ...'

'પણ તું શું...'

'તમે...'

માણસ એ જ હીંચકે બેઠો છે. પોલિશ કરેલ હાથા છે. ચાનો કપ 'જલદી જલદી' સ્ત્રીએ પીવડાવી દીધો છે. સ્ત્રીએ જાંબલી રંગનો સાડલો જ પહેર્યો છે. તકિયે ચાના કપનાં કુંડાળાં ચોથા સોમવારે પણ પહેલા સોમવારની જેમ જ તગતગે છે.

સ્ત્રી પણ છે. પુરુષ પણ છે. ચાનો પ્યાલો પણ છે. વાર પણ સોમ જ છે. બધું જેમનું તેમ છે.

બધું જેમનું તેમ જ છે ? 

૨૯ જુલાઈ, ૧૯૮૧

## સૂકોવહેવાર/ધીરુ મોદી

'યે કહાં આ ગયે હમ...'

ઑલ ઇંડિયામાં આવતું ગીત અચાનક અટકી ગયું. શ્રુતિ થોડી-વાર આંખો મીંચીને પડી રહી. હમણાં પાછું શરૂ થશે, ક્યાં જવાનું છે ? બે મિનિટ, ત્રણ મિનિટ, ચાર મિનિટ...છતાં ય કશું સંભળાયું નહિ. શ્રુતિએ આંખો ખોલી નાખી. કેમ જાણે આંખો ખોલવાથી જ ગીત ફરી શરૂ થવાનું ન હોય !

ગીત શરૂ ન થયું. પરંતુ આજની શાંતિ પણ શ્રુતિને અગમ્ય લાગી. રેડિયો પર આવતાં ગીત તો ઘણીવાર બંધ થઇ જતાં હતાં પરંતુ આવી શાંતિ તો કોઇ વખત પણ અનુભવી ન્હોતી. વળી આ તો બપોરનો સમય ! નીચે ઘરમાં બૈરાંઓની વાતો સંભળાતી હોય, રસ્તા પર જતાં વાહનોનો ખખડાટ સંભળાતો હોય. કાગડાઓના કા...કા, ચકલીઓનાં ચીં...ચીં...નાનાં બાળકોની કિકિયારીઓ અને દૂરથી આવતા કશાક ઝઘડાઓના બરાડા—આમાંનું કંઇ કરતાં ય કશું નહિ ! મેડા ઉપર શ્રુતિ એકલી હતી. આવી ભયંકર શાંતિ ક્યાંય જોઈ ન્હોતી. ભયની એક આછી ધ્રુજારી શ્રુતિના દિલમાંથી પસાર થઇ ગઇ.

"મમ્મી...ઓ...મમ્મી...મમ્મી...ઓ...મમી..." એમ બૂમ પાડતી શ્રુતિ નીચે દોડી. ઘરમાં જાણે કોઈ ન્હોતું. કોઈ જવાબ નહિ, કોઇ અણસાર નહિ.

"મમ્મી...ઓ...મમ્મી...! તું ક્યાં છે ?" બોલતી શ્રુતિ ઓટલા પર આવી.

ઘરમાં મમ્મીનું નામ નિશાન નહિ. વળી રસ્તા ઉપર કોઇ માણસ જ નહિ. સામે ઝાડ ઉપર કાગડો કે ચકલી નહિ. છાપરા પર કબૂતરનું ટોળું બેસી રહેતું, એને બદલે એકલદોકલ કોઇ કબૂતર પણ નહિ ! કોઈ વાહન નહિ, કોઈ વ્યવહાર નહિ.

શ્રુતિને હવે ખરેખર બીક લાગવા માંડી. એણે રડવા જ માંડયું.

"મમ્મી, ઓ મમ્મી ! ઓ મારી મમ્મી રે !"

શ્રુતિને આજે સત્તર વરસ થયાં. આજે સવારે તો વર્ષગાંઠ નિમિત્તે ઘરમાં મેળાવડો હતો. કેટલી બધી બહેનપણીઓ અને સ્વજનો આવ્યા હતા. એને કારણે શ્રુતિ થોડીક કંટાળી પણ હતી. અભિનંદન ઝીલવાનો પણ જાણે કે થાક લાગ્યો હતો. બપોરે મેડે એકલી સૂતી હતી. એક સારી ઊંઘ કાઢયા બાદ, રેડિયો સાંભળતાં સાંભળતાં આંખો મીંચીને પડી રહી હતી. અને 'યે કહાં આ ગયે હમ...' પછી રેડિયો બંધ !

શ્રુતિ ઘરમાં પાછી ફરી.

"ઓત્તારી, ઘરમાં કે વાડામાં કોઈ નોકર ચાકરો પણ નથી ! બધાં ક્યાં ગયા ! આખું ગામ ક્યાં જતું રહ્યું ?"

એના આશ્ચર્યની સીમા રહી નહિ. એમ તો એ સ્વભાવે આટલી ઉંમરે પણ બીકણ હતી. અને છતાં આજે કોણ જાણે કેમ, આવી ભયંકર જણાતી શાંતિ અને એકલતામાં પણ જાણે એ કશીક સમતા ધારણ કરી રહી હતી. શ્રુતિને પણ આ બાબતમાં થોડીક નવાઈ જેવું પણ લાગ્યું.

હવે જોરજોરથી એ બૂમો પાડવા લાગી. પડોશીને ત્યાં જઈ આવી. "ઓ રતનકાકી !"

"અરે, ઓ વિમળા ફોઇ."

"ઓ, અહીં પણ કોઇ નથી ? અરે, ઓ મનોરદાદા !"

"ઓ લલિતા કાકી !"

કોઇ કરતાં કોઇ નહિ મળે ? માણસો બધાં ક્યાં ગયાં ? અરે, ઝાડ પર જતી ખિસકોલીઓ પણ જણાતી નથી. પક્ષીઓ પણ આકાશમાં ઊડતાં જણાતાં નથી. વૃક્ષો સહેજ હાલતાં જણાય છે. પણ ક્યાંય જરા સરખો અવાજ નથી. અને સૌથી વધુ તો આશ્ચર્યકારક ભેંકાર અગમ્ય જણાતી શાંતિ હતી. ટાંકણી પડે તો ય સંભળાય એવા પ્રકારની શાંતિ કરતાં પણ વધુ રહસ્યમય આ શાંતિ લાગતી હતી. અહીં તો રસ્તે ચાલતી કીડીનો પણ અવાજ સંભળાય એટલી બધી શાંતિ હતી.

શ્રુતિ રડી પણ કેટલું શકે ? વળી, ખુદ શ્રુતિને પણ નવાઇ લાગતી હતી કે આજે અહીં કંઈ કરતાં ય કંઈ નથી, નથી પશુ, નથી પક્ષી, નથી જંતુ, છતાં ય પોતાને જાણે કોઇ પ્રેરી રહ્યું હોય એમ નથી બીક લાગતી કે નથી ધ્રુજારી છૂટતી. આવા સંજોગોમાં તો કોઈ ફાટી પડે કે છળી જ મરે, અને છતાંય...શ્રુતિ ખરેખર અડગ પગે આગળ વધતી જ રહી.

શ્રુતિ નગરની બહાર નીકળી. એકલપંથે આગળ વધવા લાગી. સીમમાં પણ પક્ષીઓના કોઇ ટહુકા નહિ ! કોઇ ગાયબળદ, ઢોરઢાંખર કે કોઇ ગોવાળિયા પણ નહિ ! એક ઝાડ નીચે શ્રુતિ બેઠી. સૂરજ ક્યારે ડૂબી ગયો એની એને કોઇ ખબર રહી નહિ. એ કશાક ગૂઢ વિચારમાં ડૂબી ગઇ. લમણે હાથ રાખીને ક્યાંય સુધી બેસી રહી. એની આંખો ક્યારે બિડાઈ ગઈ એની સૂધ એને ન રહી. જ્યારે જાગી ત્યારે તો પૂર્વે દિશામાંથી ઝાંખું અજવાળું નીકળતું હતું.

"બાપ રે ! આખી રાત હું આ ઝાડ નીચે જ ઊંઘતી રહી !" શ્રુતિને ખૂબ નવાઇ લાગી.

એને થયું કે મને બીક કેમ લાગતી નથી ! ઘરમાં સ્હેજસાજ રાતે ખખડાટ થતો તો ચોરની બીકથી છળી ઊઠતી. મમ્મીને વળગી જતી. એને થયું કે બીક લાગવા માટે થોડોક ખડખડાટ પણ જરૂરી હોવો જોઇએ. એક પથ્થર લઇને એણે ઝાડના થડ ઉપર ફેંક્યો.

"ઓહ ! આ પથરાનો જરા ય અવાજ નહિ !" શ્રુતિથી લગભગ ચીસ પડાઈ ગઈ-

"કે પછી મારા કાનમાં મેલના દાટા ભરાઇ ગયા છે ?" આંગળી નાખીને શ્રુતિએ કાનમાંથી મેલ કાઢવા માંડયો. કાન તો એકદમ સાફ હતા.

તો પછી આ દુનિયાનને થયું છે શું ?" બબડતી અને જેમ ફાવે તેમ બૂમો પાડતી શ્રુતિ પછી નગરમાં પોતાના ઘરના ઓટલા ઉપર આવી બેઠી.

"મમ્મી, ઓ મમ્મી ! ઓ મારી મમ્મી રે !"

શ્રુતિને આજે સત્તર વરસ થયાં. આજે સવારે તો વર્ષગાંઠ નિમિત્તો ઘરમાં મેળાવડો હતો. કેટલી બધી બહેનપણીઓ અને સ્વજનો આવ્યા હતા. એને કારણે શ્રુતિ થોડીક કંટાળી પણ હતી. અભિનંદન ઝીલવાનો પણ જાણે કે થાક લાગ્યો હતો. બપોરે મેડે એકલી સૂતી હતી. એક સારી ઊંઘ કાઢયા બાદ, રેડિયો સાંભળતાં સાંભળતાં આંખો મીંચીને પડી રહી હતી. અને 'યે કહાં આ ગયે હમ...' પછી રેડિયો બંધ !

શ્રુતિ ઘરમાં પાછી ફરી.

"ઓત્તારી, ઘરમાં કે વાડામાં કોઈ નોકર ચાકરો પણ નથી ! બધાં ક્યાં ગયા ! આખું ગામ ક્યાં જતું રહ્યું ?"

એના આશ્ચર્યની સીમા રહી નહિ. એમ તો એ સ્વભાવે આટલી ઉંમરે પણ બીકણ હતી. અને છતાં આજે કોણ જાણે કેમ, આવી ભયંકર જણાતી શાંતિ અને એકલતામાં પણ જાણે એ કશીક સમતા ધારણ કરી રહી હતી. શ્રુતિને પણ આ બાબતમાં થોડીક નવાઈ જેવું પણ લાગ્યું.

હવે જોરજોરથી એ બૂમો પાડવા લાગી. પડોશીને ત્યાં જઇ આવી. "ઓ રતનકાકી !"

"અરે, ઓ વિમળા ફોઇ."

"ઓ, અહીં પણ કોઇ નથી ? અરે, ઓ મનોરદાદા !"

"ઓ લલિતા કાકી !"

કોઇ કરતાં કોઇ નહિ મળે ? માણસો બધાં ક્યાં ગયાં ? અરે, ઝાડ પર જતી ખિસકોલીઓ પણ જણાતી નથી. પક્ષીઓ પણ આકાશમાં ઊડતાં જણાતાં નથી. વૃક્ષો સહેજ હાલતાં જણાય છે. પણ ક્યાંય જરા સરખો અવાજ નથી. અને સૌથી વધુ તો આશ્ચર્યકારક ભેંકાર અગમ્ય જણાતી શાંતિ હતી. ટાંકણી પડે તો ય સંભળાય એવા પ્રકારની શાંતિ કરતાં પણ વધુ રહસ્યમય આ શાંતિ લાગતી હતી. અહીં તો રસ્તે ચાલતી કીડીનો પણ અવાજ સંભળાય એટલી બધી શાંતિ હતી.

શ્રુતિ રડી પણ કેટલું શકે ? વળી, ખુદ શ્રુતિને પણ નવાઇ લાગતી હતી કે આજે અહીં કંઈ કરતાં ય કંઈ નથી, નથી પશુ, નથી પક્ષી, નથી જંતુ, છતાં ય પોતાને જાણે કોઇ પ્રેરી રહ્યું હોય એમ નથી બીક લાગતી કે નથી ધ્રુજારી છૂટતી. આવા સંજોગોમાં તો કોઈ ફાટી પડે કે છળી જ મરે, અને છતાંય...શ્રુતિ ખરેખર અડગ પગે આગળ વધતી જ રહી.

શ્રુતિ નગરની બહાર નીકળી. એકલપંથે આગળ વધવા લાગી. સીમમાં પણ પક્ષીઓના કોઇ ટહુકા નહિ ! કોઇ ગાયબળદ, ઢોરઢાંખર કે કોઇ ગોવાળિયા પણ નહિ ! એક ઝાડ નીચે શ્રુતિ બેઠી. સૂરજ ક્યારે ડૂબી ગયો એની એને કોઇ ખબર રહી નહિ. એ કશાક ગૂઢ વિચારમાં ડૂબી ગઇ. લમણે હાથ રાખીને ક્યાંય સુધી બેસી રહી. એની આંખો ક્યારે બિડાઈ ગઈ એની સૂધ એને ન રહી. જ્યારે જાગી ત્યારે તો પૂર્વે દિશામાંથી ઝાંખું અજવાળું નીકળતું હતું.

"બાપ રે ! આખી રાત હું આ ઝાડ નીચે જ ઊંઘતી રહી !" શ્રુતિને ખૂબ નવાઇ લાગી.

એને થયું કે મને બીક કેમ લાગતી નથી ! ઘરમાં સ્હેજસાજ રાતે ખખડાટ થતો તો ચોરની બીકથી છળી ઊઠતી. મમ્મીને વળગી જતી. એને થયું કે બીક લાગવા માટે થોડોક ખડખડાટ પણ જરૂરી હોવો જોઇએ. એક પથ્થર લઇને એણે ઝાડના થડ ઉપર ફેંક્યો.

"ઓહ ! આ પથરાનો જરા ય અવાજ નહિ !" શ્રુતિથી લગભગ ચીસ પડાઈ ગઈ-

"કે પછી મારા કાનમાં મેલના દાટા ભરાઇ ગયા છે ?" આંગળી નાખીને શ્રુતિએ કાનમાંથી મેલ કાઢવા માંડયો. કાન તો એકદમ સાફ હતા.

તો પછી આ દુનિયાનને થયું છે શું ?" બબડતી અને જેમ ફાવે તેમ બૂમો પાડતી શ્રુતિ પછી નગરમાં પોતાના ઘરના ઓટલા ઉપર આવી બેઠી.

"અરે, ગામમાં કોઈ જ નથી!" શ્રુતિએ ઓટલા ઉપર આમતેમ નજર કરી. ઓટલા પર કે નીચે, નથી મંકોડાની હાર કે નથી માખી કે નથી મચ્છર નથી પક્ષીઓના કલરવો કે નથી જંતુના ગણગણાટ. એક નાનું તમરું પણ જાણે કશીક બીકથી બોલતું નથી.

શ્રુતિને થયું કે કશુંક ખાઉં. રસોઈની શી પડી છે! બજારમાં મીઠાઇઓની અને ફળોની દુકાનો ઉઘાડી પડી છે. થોડેક જઇને એણે એ મિઠાઇઓ આરોગી. ફળ ખાધાં. પાણી પીધું. એને સહેજ તાપ જેવું લાગ્યું. થયું કે ઉપલા ટોપના બટન ખોલી નાખું. એણે બટન ખોલી નાખ્યાં. જોનારમાં કાળો કાગડો ય નથી તો પછી શેહ શરમ પણ શાની! સ્કર્ટ મેલું જણાવા માંડયું. શ્રુતિને થયું કે લાવ, બદલું. પછી થયું કે ક્યાં જઇને બદલું? બાથરૂમમાં? અરે, બાથરૂમમાં જવાની જરૂર શી છે? ટુવાલથી અહીં બદલી શકાય છે. પણ તરત થયું કે ટુવાલ કોને માટે? કોની શરમ? શ્રુતિએ સ્કર્ટ ખોલી નાખ્યો. એણે કબાટમાંથી એક નવો સ્કર્ટ લીધો. પછી થયું કે આ કમર પર આ સ્કર્ટની પણ શી જરૂર છે? અહીં કોણ છે તે માટે સ્કર્ટ પણ પહેરવું પડે? આ નગ્નતા માટે શરમ અને સંકોચ પણ કોનાં રાખવાનાં? મારે ન્હાવાનું પણ કોના માટે અને પહેરવાનું પણ કોના માટે? પોતાનાં નગ્ન શરીરને એ હાલતાં ચાલતાં નિરખી રહી. એને એ શરીર જાણે પોતાનું ન લાગ્યું. આમ તો બાથરૂમમાં એ કેટલીય વાર નગ્ન દેહે સ્નાન કરી ચૂકી હતી. પરંતુ ત્યારે એમાં સંકોચ હતો, શરમ હતી અને બંધ બાથરૂમ છતાં પણ બહારની દરકાર હતી. આજે હવે એને કોઈ દરકાર ન્હોતી લાગતી. નગ્નદેહે એ ઘરમાં ફરવા લાગી. ઓટલા પરથી નીચે ઊતરીને શેરીઓમાં ફરવા લાગી. એને પોતાનું શરીર પણ બીજાનું લાગવા માંડયું. એને ગમ્મત પડવા માંડી. જાણે એને કોઇ બહેનપણી મળી હોય એવું લાગ્યું. એને એ ચાંપવા લાગી, દબાવવા લાગી, એને પંપાળવા લાગી, એની સાથે વાતોએ વળગી. ઓરડામાં દસબાર અરીસાઓ

ગોઠવીને એનાં પ્રતિબિંબમાં એણે અનેક ટોળે મળેલી સહિયરની મુલાકાત લીધી. અરીસામાં જોઇને એ કોઇકવાર એક આંખ મીંચતી, કોઇકવાર જીભ બહાર કાઢતી, કોઈકવાર હસતી, કોઇકવાર મુખ ત્રાંસું અને વિકૃત બનાવી દેતી. આ રીતે જાણે એ અનેક જુદી જુદી મિજાજવાળી વ્યક્તિઓને મળી આવી હોય એવો સંતોષ માનતી. કોઈકવાર, ખીજમાં આરસો નીચે પછાડીને કચ્ચરઘાણ કરી નાખતી. અને એમાં અનેક આકૃતિને નિહાળીને જાણે કે પોતે બજારમાં ફરતી હોય એવા ચેનચાળા કરતી.

રાત આવે છે ને જાય છે. દિવસો આવે છે ને જાય છે. શ્રુતિ પોતાની એ બહેનપણી સાથે સમય નિગર્મન કરે છે. કહે છે. "બોલ રે, તું આટલા દિવસ સુધી ક્યાં સંતાઇ રહી હતી ?"

'શું કહે છે ? તું મારી અંદર જ હતી ?" ખડખડ હસીને શ્રુતિ બોલી ઊઠે છે.

"જા, જા, લુચ્ચી, તું અહીં હતી જ ક્યાં ? તું તો પરી છે, તુ તો પરી છે. તું જ એકમાત્ર મારી સગી છે."

હવે એને કપડાં જોઇતાં નથી. એ હવે વાળ પણ હોળતી નથી. એ હવે વાંચતી પણ નથી.

કહે છે, "હવે 'ક' કોને કહેવો ? 'ખ' કોને કહેવો ? સો અને હજારમાં ભેદ પણ શા માટે રાખવો ?"

પાગલ બનીને શ્રુતિ હસ્યા કરે છે.

પહેલાં તો શેરીમાં કોઇ ગાળો ભાંડીને લડતું ઝઘડતું હોય તો શ્રુતિ કાન ઉપર હાથ ઢાંકી દેતી હવે...

એક દિવસે તો શ્રુતિએ હાથો ઊંચા કરીને રસ્તા પર ઊભા રહીને ઊંચે સાદે જેટલી આવડતી હતી એટલી બધી ગાળો ભાંડી નાંખી. પેલી નગ્ન બહેનપણી આનંદથી ઠૂઠકા મારીને ખૂબ હસવા માંડી. "ચાલો, આજે થોડો ચેઇન્જ મળ્યો."

પછી બપોરના સમયે શ્રુતિ ઓટલા પર આવીને બેઠી. બહાર શાંતિ તો હતી જ, અંતરમાં પણ હતી. થોડીક વાર, ચુપચાપ બેઠી રહી.

અચાનક શ્રુતિ ચમકી ગઇ ! એના માથામાં કશોક સળવળાટ થયો. એ રોમાંચિત થઇ ઊઠી.

વાહ ! માથામાં કશુંક સળવળે છે ખરું.

માથામાં આંગળી નાખીને હળવેકથી સ્નેહથી એણે એક જૂ ચૂંટી કાઢી અને પોતાની હથેળીમાં મૂકી.

ઓહ ! હાલતી ચાલતી જીવતી જૂ !

શ્રુતિ આનંદિત બની ગઈ. આજે પહેલી વાર એણે જીવતું પ્રાણી જોયું......

એને બાળપણ યાદ આવી ગયું. માથામાં ક્યાંકથી પોતે જૂ ભરી લાવેલી. મમ્મીએ એને ખૂબ ધમકાવેલી. મમ્મી કાંસકીમાંથી જૂ કાઢતી જાય અને નખ વતી ટઠ ટઠ ફોડતી જાય, એ દશ્ય શ્રુતિને યાદ આવી ગયું. જૂ સમું જાણે કોઈ કટ્ટર દુશ્મન ન હોય એવી એ વખતની દુનિયા હતી ! અને આજની દુનિયા ?

હથેળી પર ચાલતી જૂને શ્રુતિ વહાલભરી નજરે જોઇ રહી... આખી સૃષ્ટિમાં પોતાની સહિયર બની શકે એવી માત્ર આ એક 'જૂ' જ રહી ગઇ હતી. શ્રુતિને ઉમળકો આવી ગયો કે જૂને બચીઓથી નવરાવી દઉં.

"તું આટલો સમય ક્યાં સંતાઇ રહી હતી રે ! તું જરાક તો સળવળતે, જરાક વહેલી તો મને અણસારો આવત. તારા વિના મારું અહીં કોણ છે તે ?"

જૂ હથેળીની નીચે સરકી ગઇ. હળવેકથી શ્રુતિએ એને પાછી હથેળી ઉપર મૂકી. આમ ને આમ, જોયા કરવામાં અને રમતમાં રાત પડી ગઈ. શ્રુતિને થયું કે આને રાખું ક્યાં ? શ્રુતિએ પ્લાસ્ટિકની ડબ્બી કાઢી એમાંથી સોનાના બુટ્ટી કાઢીને રસ્તા પર ફેંકી દીધી. એ ડબ્બીમાં જૂ મૂકી અને ડબ્બી ઢાંકી દીધી. જરાક વાર રહીને એને થયું કે જૂ ગભરાઇને મરી જશે તો ? એણે ડબ્બી ઉઘાડી નાખી. જૂ ડબ્બીની બહાર

નીકળી ગઇ તો શ્રુતિએ એને હળવેકથી પકડીને વળી પાછી ડબ્બીમાં મૂકી અને ડબ્બી ઢાંકી દીધી.

સવારે ઊઠીને જોયું તો ડબ્બીમાં જૂ જીવતી તો હતી, છતાં મરણતોલ હતી. શ્રુતિને થયું કે આને જીવડાવવા માટે તો એને ખવડાવવું પડશે. એને ખોરાક કઇ રીતે આપું ? એને તો તાજું લોહી જોઇશે. અને એ માટે તો અહીં કોઇ જ બીજું પ્રાણી નથી. પાણી પીવડાવવા જાઉં તો કદાચ જૂ એમાં ખેંચાઇને મરી પણ જાય તો આઘાત શી રીતે જીરવાશે ?"

"જો આમ જ રહેશે તો મારી એક માત્ર બહેનપણીને હું ગુમાવી દઇશ. એને કશું થઇ જશે તો આઘાત શી રીતે જીરવાશે ?"

શ્રુતિને કશું સૂઝયું નહિ. બપોર થતાં થતાં તો જૂ છેક જ લથડી ગઇ. શ્રુતિ ખૂબ જ ચિંતિત થઇ ગઈ.

જૂને શું ખરેખર તાપની અવળી અસર થઇ હશે ? શ્રુતિ એના પર પંખો ઢોળવા લાગી. પણ પંખો વીંઝવામાં જોર વધુ પડી જતું અને જૂ કાગળ પરથી ઊડીને નીચે પડી જતી. શ્રુતિ પરેશાન થઈ ગઇ. રડમસ બની ગઇ.

એકાએક એની આંખમાં ચમક આવી ગઇ. હળવેકથી એણે જૂને ચપટીમાં ઊંચકી અને સાચવીને પોતાના વાળમાં છુટ્ટી મૂકી દીધી. જૂને તો જાણે માથામાં મોકળું મેદાન મળી ગયું હોય એમ સર સર કરતી એ તો આ પારથી પેલે પાર દોડી ગઇ.

અને શ્રુતિ પણ આટલા દિવસમાં પહેલી વાર જ આનંદમાં આવી જઇને તાળી પાડી પાડીને નાચવા લાગી...... 

## 'ડીમ લાઇટ'-એક અવલોકન/સતીશ વ્યાસ

એકાંકીના માધ્યમ તરીકે લોકબોલીનો વિનિયોગ ઉમાશંકરના 'સાપના ભારા'થી પ્રારંભાયો. ઉત્તર ગુજરાતના ગ્રામજીવનની વસ્તુ-સામગ્રીને એની યથાર્થતા અને જીવંતતા સાથે વ્યક્ત કરવા એમ કરવું ઉમાશંકર માટે અનિવાર્ય હતું. એ પછી તો મડિયા, પન્નાલાલ, ચંદ્રવાકર આદિએ પણ, એના પ્રયોગો કર્યા. રઘુવીર ચૌધરીના 'ડીમ લાઇટ'માં પણ ઉત્તર ગુજરાતની તળપદી ભાષાનો વિનિયોગ થયેલો જોવા મળે છે. આજે તો ભાષાકર્મ પ્રત્યે સભાનતા વધી છે ત્યારે 'ડીમ લાઇટ' જેવામાંનો આ પ્રયોગ વધારે અભ્યાસ માગી લે છે. એકાંકીનું વસ્તુ અને ઘટનાસ્થળ ઉત્તર ગુજરાતના કોઇ ગામડાનાં છે. પાત્રો પણ ગ્રામજીવનના હોઇ લોકબોલીના વિનિયોગથી પાત્રોચિત ભાષા સર્જાય છે અને એનાથી વસ્તુલક્ષિતા તથા યથાર્થતા પણ નિષ્પન્ન થાય છે. બોલચાલના સરળ લહેકાઓથી આ આખું ય એકાંકી એક પ્રકારની તરલતાનો પરિચય કરાવે છે.

'ડીમ લાઇટ' સર્જાય છે ત્યારે ગુજરાતી એકાંકી સાહિત્યમાં અનેક પ્રકારના પ્રયોગો થાય છે. છતાં 'ડીમ લાઇટ' એવી પ્રયોગાત્મકતાથી દૂર રહ્યું છે. એમાં દૃશ્યયોજનાના પણ કોઇ વૈવિધ્યયુક્ત પ્રયોગો નથી. એ પરંપરાને પગલે ચાલે છે. એનો અર્થ એવો નથી કે પરંપરાગત શૈલીએ નાટક થાય જ નહીં. પરંપરામાં પણ નીવડી આવેલી શૈલી લાભપ્રદ હોય તો એનો વિનિયોગ કરવામાં કશો છોછ ન હોવો ઘટે. રઘુવીરે પૂરી સર્જતા અને સભાનતા સાથે સ્વાભાવિકતા અને સહજતા સાથે 'ડીમ લાઇટ'માં ભાષાકર્મના વિશિષ્ટ ઉન્મેષ દ્વારા નાટ્યાત્મકતા સર્જવાનો પ્રયાસ કર્યો છે.

વાયર જોડીને વીજળી ચાલુ કરવાની એક સ્થૂળ ઘટનાની આસપાસ આ એકાંકીનો વસ્તુપ્રપંચ આકાર લે છે. એકાંકીનો નાયક રામુ અને એનો સાથી લખમણ વીજળી ચાલુ કરવાના પ્રયાસો કરે છે. એ વખતે ગામનો આ કામનો જાણકાર મગન પસાર થાય છે ને રામુ એને રોકે છે. મગન ત્રણ રૂપિયાનું મહેનતાણું જણાવે છે ત્યારે રામુ એની સામે છાસિયું કરતાં કહે છે: "કાલ અતારે તો હિયોર ટકાનો ય નતો નં અવં તેણ રૂપિયા લેતો થૈ જયો ! તારા ડોહાઇ તો ઇના જનમારામાં ય તેણ રૂપિયા નતા ભાળ્યા.' ને પછી તો મગનની સંમતિથી એને ઊંચે ચઢવા માટે માંચી લાવવાની, 'જગુની વઉ તેડવા'ની, રામુ અને પ્રધાનની બીડી–છીંકણીના વ્યસનત્યાગની વાતો પણ કામ કરતાં ચાલે છે. મગન–રામુના અહીંના સંવાદો રમૂજયુકત છે.

"રામુ...બેશ અંવ, ઉતાવળ કર, મારે અજી બળદિયા પાવા જવું છ.

મગન : (પથ્થર પર બેસતાં) તમે રામભાઇ બળદ જેવા ક્યાં સુધી રેહેશો ?

રામુ : મું બળદ જેવો છું ? તો તે હિયોર ગાંમાત પાડો બનીને ચ્યાં માલતા નહીં ? આખો દહાડો ગામમાં જ રો છો ને ?"

તિરસ્કાર દર્શાવવા અહીં એકવચનમાંથી માનાર્થે બહુવચનની ઉત્તર ગુજરાતની બોલી સહજ લાક્ષણિકતાનો સારો વિનિયોગ થયો છે. સંવાદમાં સ્થૂળતા છે, પણ પાત્રોનાં વ્યકિતત્વ જોતાં એ સાહજિક લાગે છે. રામુ આખાબોલો છે, પ્રગલ્ભ છે. એના ચરિત્રની આ લક્ષણિકતા એકાંકીપર્યંત સુરેખ રીતે ઉપસે છે. મગન ચા માગે છે ત્યારે રામુ તરત જ રોકડું પરખાવી દે છે: "અતારે ચા–બા ના મળે. તારે આવવું વોય તો આવજે, નઈ તો પડજે કરશન ડોહાના ખાંડિયામાં. જોને હિયોર મોટા કંટરાટી થૈ જયાં છ તે !" ને આ બોલચાલમાં તો રામુ મગનનો હાથ જોરથી દબાવે છે ને કરશનકાકાના ખેતરમાં જઇ આવવાને બહાને મગન ત્યાંથી જતો રહે છે. બાકીનું કામ લખમણ સંભાળી લે છે.

એકાંકીમાં આ એક જ સ્થૂળ અને નાની ઘટના હોવાથી એકાંકી મુખ્યત્વે સંવાદ દ્વારા વિકસ્યું છે. એમાં વર્ણનાત્મકતા ઘણી છે ને એવે સ્થળે નાટયાત્મકતામાં અવરોધ સર્જાય છે. અપ્રસ્તુત વાતો પણ હાસ્ય-સર્જન અર્થે આવ્યા કરે છે. પાટલી બદલવાની ને છાપામાં ફોટો છપાવવાની કે કેરી ખાવાની વાતો એકાંકી માટે પોષક નથી. લખમણ વાયર ખેંચે છે ને તૂટતો નથી ત્યારે રામુ કટાક્ષમાં કહે છે: "હિયોર લાંબો ગ્યો પણ તૂટયો નઇ. મેડીન ઇન્ડિયા લાગે છે" ત્યારે લેખકનો કટાક્ષ કામિયાબ બને છે. લોકબોલીની વચ્ચે પ્રવેશેલો અંગ્રેજી શબ્દસમૂહ પણ અહીં કઠવાને બદલે કટાક્ષાનુરૂપ ધાર પકડે છે. લખમણ વાયર કાપવા ઘરમાં કંઈક સાધન લેવા જાય છે ત્યારે રામુની પત્ની પ્રધાન બહાર આવે છે અને રામુ–પ્રધાનના પ્રસન્ન દામ્પત્યને વ્યક્ત કરતા સંવાદોથી એકાંકી વળાંક પ્રાપ્ત કરે છે.

રામુ : આપણ ભટકાઇ પડીએ ઇનો વાંધો નઈ, પણ આજ ઊજણાના દાડે કોઈ પારકું અથડાઇ પડે ઇની ચન્ત્યા છે.

પ્રધાન : અવં ઊંધું બોલ્યા વના ધતંગ મેલાં, મું લાજી મરું છું." રામુ ગીત ગાય છે ત્યારે પ્રધાન 'ચાળા મેલાં' કહે છે. એ વખતે મણિ પસાર થાય છે. રામુ મણિને લાજ ન રાખવા સૂચવે છે અને એના કારણમાં જણાવે છે કે એનો પતિ અને એ વયમાં સરખાં છે. અહીં પણ રામુ–પ્રધાનના દામ્પત્ય જીવનની સુરખી ઉપસે છે.

"રામુ : કશુ નઇ. મૂઢું હારું વોય તો હઉનં જોવાનું મન થાય. જે દાડો આનું મૂઢું ના જોઉં એ દાડો બરાબર કાંમ નાં થાય.

પ્રધાન : બળ્યું લાજાં, અવં તો લાજાં. મારું આણું કર્યે ય ચાર વરહ થ્યાં." પછી તો રામુ જાતે જ મણિનો ઘૂંઘટ હટાવી દે છે. મણિ પૂછે છે: "બશ ધરાઈ જ્યા ?" ત્યારે રામુ "ઇમ તો અમે ધરાયેલા જ છીએ. પરધાંન જેવી વઉ વોય ઇન અજંપો શો ?" એવો પ્રત્યુત્તર વાળે છે. પ્રધાન પણ મીઠો તુંકારો કરીને કહે છે, "મેર મારા

પીટ્યા, શરમાતો નહીં નામ દેતાં." રામુ–પ્રધાનના આ સંવાદો આ એકાંકીનું સૌથી મિષ્ટ અંગ છે.

એ પછીના રામુ લખમણ મણિના લગભગ પાંત્રીસ છત્રીસ જેટલા સંવાદો શુષ્ક છે. એમાં નિરર્થક લંબાણ અને વર્ણન છે. વાયર જોડવાની લખમણની ક્રિયા દરમ્યાન ચાલતા એ સંવાદોમાં ઘણું અપ્રસ્તુત દાખલ થઇ ગયું છે. પ્રધાન આવીને મણિને લઈ જાય છે ત્યાર પછીના રામુના ઉદ્‌ગારોમાં સાંપ્રતકાલીન સામાજિક પરિસ્થિતિનું પારદર્શી ચિત્ર રઘુવીર ઉપસાવે છે :

"હાચું રઉં લખા ? (ટેબલ પર બેસતાં) જવાન માંણહનું ઢીલું જોઇને મારો તો જીવ બળી જાય છે! મારો ડોહો વાત કરતા ક પેલાંના જમાંનામાં માંણહ પચાહાઇઠ વરહ હુંધી તો પાડા જેવાં રેતાં! આ દૈણા દળવાનાં જ્યાં, પાણીની ચકલીઓ મુકાણી, વીજળી આઈ, મોટરો આઈ, અલ્યા હિયોર, ટેકટરે આયાં પણ આપણી વેળાં ના વળી! ઊલટાનાં દવા ખાતાં થ્યાં! મનં ઘણી વાર વચાર આવ છ નં કાળજું કંપ છ! આપણું હું થવા બેઠું છ!...આ માયકાંગલી પરજા જોઇનં મવં થાય છ ક હાળું આપણું બી તો બગડી નહી જયું ન ? આ મસીનોઈ આરાંમ આલ્યો ક વસનો વધાર્યાં ? અનં હિયોર બીજી બાજુ લાંચરુશવત; ચ્યાંથી ઊંચા આવવાના'તા ?" અહીં બે સંવાદો અવતરણ બદ્ધ કર્યા છે. રામુનું ભીતર એમાંથી પ્રગટ થાય છે. વાણી પણ ભાવને અનુરૂપ અસ્ખલિતતા ધારણ કરે છે. 'આપણું બી તો બગડી નહીં જયું ન ?' વાળો પ્રશ્ન તો અત્યન્ત માર્મિક અને વેધક છે. એ ઉક્તિ જ મુખરતાને ઓગાળવામાં કારગત બની છે એ નોંધવું રહ્યું.

–ત્યાં તો વીજળી ખાતાના સાહેબના આગમનના સમાચાર આવે છે. એની સાથે રામુ બાખડે છે. અહીં ફરી રામુનો મિજાજ પૂર્વવત્ પ્રગટ થાય છે. મગનને તો ફરી એકવાર રામુ મારવા લે છે ને મારે પણ છે. સાહેબની જીપમાંથી છોકરાંઓને હવા કાઢી નાખવાનો આદેશ

આપતાં યે એ અચકાતો નથી. એની નફફરાઈ લેખકે અહીં સુપેરે પ્રગટ કરી આપી છે. એ એટલો તો પ્રગલ્ભ છે કે સાહેબની રુશ્વત-ખોરીને પણ સરેઆમ જ પ્રગટ કરે છે. એમના ગયા પછી પ્રધાન રામુને એની સાથે ઝઘડવા બદલ ઠપકો આપે છે. લખમણ પ્રધાન પાસેથી પાંચ રૂપિયા લઇ સાહેબને આપવા જાય છે ત્યારે રામુ વચ્ચેથી જ એ લઇ લે છે. સાહેબને મૂકીને પાછો આવેલો મગન સમાચાર લાવે છે કે સાહેબને તો જોઇતાકાકાએ મનાવી લીધા. રામુને ખબર છે કે મગન જ સાહેબને બોલાવી આવ્યો હતો. બધી માથાકૂટને અંતે જ્યારે ગોળો જોડાય છે ત્યારે કેવળ ડીમ લાઇટ જ થાય છે. રામુ તો કહે પણ છે કે "લાઇટ થઇ તો ડીમ લાઈટ !" સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના ઉજ્જ્વળ ભવિષ્યની આશાનું પ્રતીક બને છે આ ડીમ લાઇટ. જોડવાના પ્રયાસો તો ઘણા થાય છે પણ અમલદારી અવરોધ-રૂપ છે. નાટકકારે આ વ્યંજના ઘણી સહજતાપૂર્વક વ્યક્ત કરી છે. એ દૃષ્ટિએ રઘુવીરની કટાક્ષકલા અહીં સફળ થતી અનુભવાય છે. એકાંકીમાંના કેટલાક પ્રસંગો હેપનિંગ્સના સ્વરૂપના છે પણ એમાં સાતત્યનો અભાવ છે. 'દિવાહળી મેલીએ,' 'ટકાના ય ન હોવું,' 'છત્રીવાજાં વાગવાં,' 'ટૈણ-પૈણ ચાલતી,' 'બુહાગીરી ચલાવવી,' 'બી બગડી જવું,' 'લેણમાં હોવું", 'ચોખા મેલવા,' 'કંકુપગલાં કરવાં,' જેવા રૂઢિપ્રયોગો, 'ચમડી છૂટે પણ દમડી ના છૂટે,' 'વખાણેલી ખીચડી દાંતે વળગે' અને 'પાણીમાં રેવું ને મગર સાથે વેર' જેવી કહેવતો; 'લુંડિયાના હાળા', 'દિયોર,' 'નેંનળિયા', 'હગલો' જેવી હળવી ગાળો અને તળપદા શબ્દોની ભરમારથી બોલીની નૈસર્ગિકતામાં ઓર કૌવત સર્જાય છે. 'આ કઇ દઇ શું ઇમના છોકરાની વઉનં. કાઢી નઇ નાંખે છેડો' 'લાંબો થયો પણ તૂટયો નઈ,' 'એમ તું ક્યાંય ચડી જ નહીં,' 'અઇંથી પડીશ તો તારા ઉપર જ પડીશ,' 'આ તારી ભાભી તરવા દેતી નથ' જેવા સંવાદો-માંની દ્વિઅર્થી ચાતુરીથી સ્થૂળ ચમત્કૃતિ સર્જાય છે પણ એ ટાળી શકાઈ હોત ! રામુના પાત્રની પ્રગલ્ભતાને પ્રગટ થવાનો અવકાશ એમાંથી પ્રાપ્ત

થાય છે પણ એ વિના પણ અન્ય પ્રયુક્તિઓ દ્વારા લેખકે એ પ્રગટ કરી છે. અહીં તો માત્ર થોડો 'ધંધાદારી' અભિગમ પ્રચ્છન્નપણે પ્રવર્તતો લાગે છે.

જો આ ભાષા–બળ ન હોય તો આ એકાંકી આટલું સફળ ન થયું હોત. એના નિર્વહણમાં પ્રસ્તાર ઘણો છે. વસ્તુમાં પણ સોંસરાપણાની ઊણપ છે. હેપનિંગ્સના સ્વરૂપમાં એક સાથે ઘણું બધું રજુ કરી દેવાની ઇચ્છાએ કરીને એમાં ઘણું બિનજરૂરી પ્રવેશી ગયું છે. ભાષાના સઢે કરીને હાલકડોલક થતી એકાંકીની નાવને રંગભૂમિનાં વારિ ઉપર એના પૂરેપૂરા જોખમ સાથે રઘુવીરે ભમતી મૂકી દીધી હોવાનો અનુભવ 'ડીમ લાઇટ'માંથી પસાર થતાં થાય છે. ૨૪–૧–૮૨ □

**અન્તર** / નિર્મલ વર્મા

બસમાંથી ઊતરીને બજારના ચોકમાં આવ્યો. સામે ટાઉનહૉલની ઇમારત હતી–લાંબી અને ભયાનક. પહેલા માળે લાંબી, મેલી બારીઓ હતી, તેના કાચ પર સાંજનો તડકો વધારે મેલો લાગતો હતો. તે પછી થોડીક દુકાનો હતી એક પબ, એક હેરકટિંગ સેલુન અને બે જનરલ સ્ટોર–આગળ નાનકડું સ્કવેયર હતું.

'છેલ્લી બસ કેટલા વાગે આવશે?' એણે પોતે આવ્યો હતો એ જ બસના કન્ડકટરને પૂછ્યું.

'દસ વાગ્યે' કંડકટરે ઊડતી નજરે એને જોયો અને ઓવરકોટના ગજવામાંથી બિયરની બાટલી કાઢી.

એ દુકાનો તરફ ચાલ્યો ગયો. અહીં તે પહેલી વાર આવ્યો હતો પણ એથી ખાસ ફેર પડતો નથી. એ પ્રાગથી દૂર જાય છે ત્યારે નાનાં શહેરો બધાં એક સરખાં જ લાગે છે. ટાઉનહૉલ, ચર્ચ અને એક ઊંઘરેટિયું વાતાવરણ.

હવા ઠંડી હતી, જો કે મેનો મહિનો આગળ વધી ચૂક્યો હતો. એણે ડફલ બૅગમાંથી મફલર કાઢયો. મોજાં ગજવામાં હતાં પણ અત્યારે પહેરવા નહોતાં. એની પીઠે સ્લીપિંગ કિટ હતું. રાતની બસ ન પકડી શકે તો બહાર સૂવાનું વધારે ગમે છે–ઠંડી વધારે ન હોય તો.

ગયા ઉનાળે એ એની સાથે મોરાવિયા આવી હતી, ત્યારે પણ બહાર સૂતાં હતાં એક જ સ્લીપિંગ કિટમાં અને એમ જ આખું મોરાવિયા ફર્યાં હતાં, એની સાથે પ્રથમ વાર બહાર સૂવાની ટેવ પડી ગઈ હતી. એથી હૉટલના ભાડાની બચત થતી તે પૈસા બિયર પીવામાં ખર્ચાતા.

એ થોડો સમય ગયા ઉનાળા વિશે વિચારતો રહ્યો પછી એણે મફલર બરાબર ગળે કાન પર લપેટયો, ઠંડી ઘણી છે–એણે વિચાર્યું–પણ અસહ્ય નહીં.

અસહ્ય કહાય કશું જ નહીં. એને માટે પણ નહીં. શરુઆતમાં એ બહુ ડરી ગઇ હતી, હવે એ ઠીક હશે. હવે કશો ડર નથી...એણે વિચાર્યું ...હવે કશો ડર નથી–એણે ફરી પોતાને કહ્યું.

એ થોડો સમય ખાદ્ય પદાર્થોના સ્ટોર સામે ઊભો રહ્યો, શોવિન્ડોમાં ધ્યાનપૂર્વક જોતો રહ્યો, પછી કશુંક વિચારીને અંદર ચાલ્યો ગયો.

દુકાનમાં 'સેલ્ફ સર્વિસ' હતી, એણે 'કાઉન્ટર'ની નીચેથી એક ટોપલી કાઢી. બંને બાજુએ લાંબી કતારમાં નાના મોટા ડબ્બા હતા. એ દિવસોમાં તાજાં ફળો તો જોવાયે મળતાં નહોતાં. એણે અનેનાસ આદિ ફળના બે ડબ્બા ટોપલીમાં મૂક્યા. અડધો કિલો સલામી અને ફ્રેન્ચ પનીરના પેકેટ કવરમાં બંધાવ્યાં. એને ફ્રેન્ચ ચીઝ બહુ પસંદ હતી. રાતે જ્યારે એના ઓરડામાં સૂતી હતી ત્યારે ઉંદરની જેમ ચીઝને કાતરતી રહેતી.

સ્ટોરમાંથી બહાર નીકળતી વખતે એને કશુંક યાદ આવ્યું, ફરી જઈને 'લીપા'નું એક પેકેટ ખરીદી લાવ્યો. હૉસ્પિટલમાં કદાચ એની પાસે સિગારેટ નહીં હોય—એણે વિચાર્યું.

તમામ ચીજો એણે ડફલ બેગમાં મૂકી દીધી. સ્ટોરની બહાર આવ્યો ત્યારે એણે તરસ લાગ્યાનું અનુભવ્યું. એણે વિચાર્યું કે સમય ઘણો છે, મોટી નહીં તો બિયરની નાની બાટલી ચાલી રહેશે. સ્કવેયર પસાર કરીને એ પબમાં ચાલ્યો ગયો.

એ બેઠો નહીં, કાઉન્ટર પર ઊભો રહ્યો.

'એક નાનો બિયર' બારવાળાએ એની સામે જોયા વિના મગ બિયરના નળ નીચે મૂકી દીધો મગમાંથી ફીણ ઉભરાવા માંડયું તે પછી ચકલી ફેરવી, મેલા ટુવાલથી મગ સાફ કરીને એને આપ્યો. એણે મગ મોઢે માંડયો. બિયર કડવો એને હુંફાળો હતો, તોયે ખરાબ ન લાગ્યો. બારમેન એ દરમ્યાન ગજવામાંથી કશુંક કાઢીને ખાવા લાગ્યો હતો—એ એક આધેડ વયનો માણસ હતો, એની ભૂરી આંખો આંસુમાં તરતી હતી.

'તમે કહી શકશો, હૉસ્પિટલ કઈ તરફ છે ?' એણે પૂછ્યું.

બારવાળાએ ધારીને એની સામે જોયું. એની નજર સ્લીપિંગ કિટ પર ગઇ. 'શું પ્રાગથી આવો છો ?'

એણે માથું હલાવી હા પાડી.

એ જરાક શંકાભરી નજરે એની સામે જોતો રહ્યો.

'ટાઉનહૉલની જમણી તરફ... સિમિટ્રીથી જરા આગળ.

'શું વધારે દૂર છે ?' એણે પૂછયું.

ખાતો હતો તે અડધી કાતરેલી ચીજ અશ્લીલ રીતે ઊંચે કરી કહ્યું, 'એક કિલોમીટર...' એણે હસીને કહ્યું.

એણે બારવાળાનો આભાર માન્યો. ત્રણ ક્રાઉનની ભૂરી નોટ કાઉન્ટર પર મૂકી, પરચુરણ પાછું લીધા વિના એ બહાર આવ્યો.

બહાર વસંતની ચમક હતી...ઉનાળે હોય એવું બોઝિલ વાતાવરણ નહોતું...હળવું સ્વચ્છ વાતાવરણ લાંબા શિયાળા પછી હોય છે એવું.

દશ મિનિટનો રસ્તો હતો અને એ ઝડપથી પગલાં ભરતો હતો. હવે એને બસમાં થતી હતી એટલી ગભરામણ નહોતી થતી. બિયર પીધા પછી હળવાશ લાગતી હતી. સ્કવેયર પસાર કરીને એ ખુલ્લા રસ્તે આવ્યો. પવન થંભી ગયો હતો. દૂર ખેતરમાં ટ્રેક્ટર ચાલવાનો અવાજ આવતો હતો.

સિમિટ્રી પાસે આવીને એણે સિગારેટ સળગાવી, પછી ડફ્લ બેગ એક સ્કંધ પરથી ઉતારીને બીજા સ્કંધે ભરાવી. સિમિટ્રીની આસપાસ બર્ચના ઝાડ પર નવાં પાંદડાં તડકે ચમકતાં હતાં. કાચા રસ્તા પર બરફ પીગળવવાથી કાદવ થયો હતો, મોટરલારી ટ્રકના પૈડાંના નિશાન દેખાતાં હતાં. એણે પેન્ટના પાયજા ઊંચે ચઢાવ્યા—કોઈ જોનારું નહોતું એટલે એને ખુશી થઇ. પણ એ મને જોઇને જરૂર આશ્ચર્યમાં પડી જશે. એ કદાચ ખુશ પણ થશે-પણ એને વિશે ચોક્કસ કહી ન શકાય. એ પ્રાગથી અહીં આવી ત્યારે મને ના પાડી હતી. કોઇને સંદેહ જાય એવું તે ઇચ્છતી નહોતી. બંનેએ નક્કી કર્યું હતું કે એ ત્રણેક દિવસ હૉસ્પિટલમાં રહેશે, પછી પ્રાગ પાછી ફરશે—કોઇને કશી ખબર નહીં પડે.

હૉસ્પિટલની ગેટ સામે એ થોભ્યો. નાની ટેકરી ઉપર આવેલી એ ઇમારત કોઇ કૉલેજ—હૉસ્ટેલ જેવી લાગતી હતી—એટલી જ આત્મીય અને નિર્દોષ, હૉસ્પિટલની ઇમારતોમાં થથરતી નગ્નતા હોય છે તે એમાં નહોતી.

એણે પેન્ટના પાયજા નીચે ઉતાર્યા અને બારણું ખોલી અંદર ગયો. સામે લામ્બો કોરીડોર હતો. વચ્ચે વચ્ચે પુષ્પછોડ હતા. ચોખ્ખી ફર્શ પર કોરીડોરના થાંભલાના વાંકા પડછાયા તડકામાં લંબાયા હતા.

ઓટલા પાસે મોટી ડેસ્ક દેખાઇ. ઉપર રિસેપ્સનનું બોર્ડ હતું, એની પાછળ એક સ્ત્રી નર્સના પોશાકમાં બેઠી હતી. તે છાપું વાંચતી હતી- એનો ચહેરો દેખાતો નહોતો.

એ સહજ ક્ષોભ સાથે ડેસ્ક પાસે ગયો.

નર્સે માથું ઊંચું કરીને એની સામે જોયું, 'કોને મળવા માંગો છો?'

એણે નામ જણાવ્યું. એણે જોયું કે આ માત્ર નર્સ નથી, નર્સના પોશાકમાં સ્ત્રી પણ છે, એ વિચારે એને સાંત્વન મળ્યું.

નર્સે ડેસ્કના ખાનામાંથી લિસ્ટ કાઢ્યું. 'મેટર્નિટી વોર્ડમાં?' એણે પૂછ્યું.

એ ક્ષણેક અવઢવમાં ઊભો રહ્યો, માથા પરનો પરસેવો લૂછ્યો, 'એ હું નથી જાણતો. હું પ્રથમ વાર અહીં આવું છું. તમે લિસ્ટમાં જોઈ શકો તો સારું.' એણે એમ કહ્યું તો ખરું, પણ એની જરૂર નહોતી, તે લિસ્ટ જ જોતી હતી.

'મેટર્નિટી વોર્ડમાં તમારી પત્નીનું નામ નથી.' નર્સે પ્રશ્નસૂચક નજરે જોતાં કહ્યું.

'એ મારી પત્ની નથી, મતલબ કે હજી અમે પરણ્યાં નથી...' એણે હસવાનો પ્રયત્ન કર્યો. એને લાગ્યું આ સ્પષ્ટિકરણ જરૂરી નથી, મૂર્ખાઈભર્યું છે.

નર્સે અજબ નજરે એની સામે જોયું, પછી શિરકેશ પાછળ વાળ્યા. 'તમારે મને પહેલાં જ કહેવું જોઈતું હતું.' એણે કહ્યું. એના સાદમાં ખીજ નહોતી, માત્ર ટાઢી વિરક્તિ હતી. એણે બીજું લિસ્ટ કાઢ્યું. ફરી નામ પૂછ્યું.

એ ચૂપચાપ પ્રતીક્ષા કરવા લાગ્યો.

'પહેલો માળ, જમણી તરફ સર્જિકલ વોર્ડ' એટલું કહીને એ છાપું વાંચવા લાગી.

એ ચાલને છેડે પહોંચીને પગથિયાં ચઢવા લાગ્યો. બંને બાજુએ બારણાં ખુલ્લાં હતાં. સ્ત્રીઓ લાંબા સ્કર્ટ પહેરી બિછાને બેઠી હતી. બારણાં બહાર નાયલોનના કપડાં, બ્રેસિયર, અંડરવેર વગેરે સૂકાતાં હતાં. હવામાં ખાટી ભીનાશભરી ગંધ વ્યાપેલી હતી, સ્ત્રીઓ ઘરમાં હોય ત્યારે એમના શરીરે કે કપડાંમાંથી આવે છે એવી. રેલિંગ પર રેતીભરેલી લાલ ભૂરી ડોલ લટકતી હતી—કદાચ આગ ઠારવા માટે—એણે વિચાર્યું.

એ સર્જિકલ વોર્ડ તરફ વળ્યો ત્યારે એને લાગ્યું કે કોઈએ મારો હાથ પકડ્યો છે. એણે ચોંકીને પાછળ જોયું. સામે લાંબો નગડો માણસ ઊભો હતો. એણે ડૉક્ટરનો પોશાક પહેર્યો હતો.

'કોને મળવું છે?' એણે પૂછ્યું.

એણે નામ આપ્યું.

'વારુ, પણ આ સ્લીપિંગ કિટ અહીં મૂકી દો.' એણે કહ્યું.

એણે સ્લીપિંગ-કિટ પીઠેથી ઉતારીને ખૂણે મૂક્યો.

'આમાં શું છે?' એણે ડફલ બેગ સામે જોયું.

એણે ચૂપચાપ ખભેથી બેગ ઉતારીને મૂકી દીધી.

ડૉક્ટરે ઉપલક નજરે બેગમાં રાખેલા ડબ્બા જોયા, પછી ધીમે હસ્યો.

'સો...યૂ આર...ધિ મેન...' એ અંગ્રેજીમાં બોલ્યો.

'મતલબ ?'

'કંઇ નહીં...' એ ફરી પોતાની ભાષા પર આવ્યો.

'બેડ નં. ૧૭...માત્ર અડધો કલાક, એ હજી બહુ કમજોર છે. તમે અંદર જઇ શકો છો.'

પરન્તુ એ પછી એ તરત અંદર જઈ શકયો નહીં, થોડીવાર એ બાળકની જેમ ડફલ-બેગ બંને હાથે પકડીને ઊભો રહ્યો.

બારણા પાસે એક ખાલી વ્હીલચેર હતી, સામે એક મોટો હૉલ હતો. બંને તરફ નાના નાના કયુબિકલ હતા અને એની વચ્ચે લાંબા ગુલાબી પડદા લટકતા હતા. પ્રત્યેક કયુબિકલની પાછળ ઝાંખો પ્રકાશ ટમટમતો હતો. હૉલના એક ખૂણે સ્ટ્રેચર પડયું હતું. એના પર કેટલાક રૂના ગંદા પાટા હતા-કદાચ કોઈ નર્સ ઉતાવળમાં ઉપાડવાનું ભૂલી ગઈ હતી.

એ અંદર આવ્યો. સ્લીપિંગ-કિટ ઉતાર્યા પછી એને પીઠ બહુ હળવી લાગી. સત્તર નંબર આગળ ઊભો રહ્યો. કદાચ એ સૂતી હતી- એણે વિચાર્યું. પહેલી ક્ષણે એ નજરે ન પડી.

સામે એક મોટું બિછાનું સપાટ હતું. સમતલ અને સફેદ-ઉપર બે લાંબી ચાદરો પણ સાવ સફેદ હતી, માથું કઇ તરફ છે એ જાણવું પણ મુશ્કેલ હતું, બિછાનું સપાટ હતું. એક ક્ષણ તો એને લાગ્યું કે એ ખાલી છે. પણ ખાલી નહોતું. ચાદરમાંથી એણે માથું બહાર કાઢયું, આંખો ય. તે એને જોતી હતી. એણે આંખોથી સ્ટૂલ તરફ સંકેત કર્યો, એના પર ભર્યો કપ હતો.

'તેં પીધું નહીં ?' એણે નમીને પૂછ્યું.

'પછી...એને નીચે મૂકી દો.'

એણે સ્ટૂલ બિછાના નજીક ખસેડયું.

'ક્યારે આવ્યા ?'

'થોડીવાર પહેલાં...'

એના હોઠ જાંબુડિયા થઇ ગયા હતાં. ઠેરઠેર લિપ્સ્ટિકની લાઇન તૂટી ગઇ હતી.

'ક્યારે થયું ?' એણે પૂછ્યું.

'સવારે...તમારો કોટ ઉતારી દો.' એણે કોટ અને ડફલ બેગ ઉતારી સ્ટૂલની પાછળ મૂક્યાં. બારી બંધ હતી. નીચે તેનું સૂટકેસ પડયું હતું. પ્રાગથી તે સાથે લાવી હતી.

'બહુ વાર તો નથી લાગી ને ?' એણે પૂછ્યું.

'ના એમણે ક્લોરોફોર્મ સુંઘાડયું હતું. મને કશી જ ખબર ન પડી.'

'મેં તને કહ્યું જ હતું, ખબર પણ નહીં પડે... તું માનતી જ નહોતી.' એણે હસવાનો પ્રયત્ન કર્યો.

એ ચૂપચાપ એની સામે જોતી રહી.

'મેં તમને આવવાની ના પાડી હતી.' એણે કહ્યું.'

'હું જાણું છું–પણ હવે હું અહીં છું.'

એ બિછાને ઝૂક્યો. એના ભૂરા વાળને ચૂમ્યા... પછી હોઠોને. ઓરડાની ગરમી છતાં એનો ચહેરો સાવ ટાઢો હતો. એ ચૂમતો રહ્યો. એ તકિયા પર માથું સીધું કરીને સૂતી રહી.

'તમે હવે સુખી છો ?' એનો સાદ બહુ ધીમો હતો.

'આપણે બંને પહેલાં પણ સુખી હતાં.' એણે કહ્યું.

'હા, પણ હવે તમે સુખી છો ?'

'તું જાણે છે...આ આપણ બંને માટે ઠીક હતું...મેં તને પહેલાં પણ કહ્યું હતું.'

ચાદર એના વક્ષનીચે સરકી ગઇ. એણે લીલા રંગનું નાઈટ શર્ટ પહેર્યું હતું, એના પર કાળા રંગનાં પુષ્પ હતાં. પોતાના ઓરડામાં એ પુષ્પો જોઇને એના શરીરમાં મીઠી તાણ ઉત્પન્ન થઇ જતી હતી. હવે એ એની આંખોને ચૂભતાં હતાં.

'આ શું છે. ?' એણે ડફ્લ-બેગ સામે જોયું.

'કંઈ નથી...મેં થોડી ચીજો ખરીદી હતી...' એ વારાફરતી બધી ચીજોને કાઢીને બિછાને મૂકવા લાગ્યો. ફળના ડબ્બા, સલામી, ફ્રેન્ચ પનીર, લીપાતું પેકેટ.

'તું અત્યારે એક પનીર લેશે ?'

'ના...પછી' એ બિછાને પડેલી ચીજો જોતી રહી.

'આ દિવસોમાં તારે ખાવામાં બેદરકારી ન કરવી જોઇએ.' એણે કહ્યું.

ત્યાં કોઇએ મારા વિશે પૂછ્યું તો નહોતું ને ?'

'તું અહીં છે એ કોઇ જાણતું નથી.' એણે કહ્યું. એ થોડીવાર આંખો મીંચીને પડી રહી. એના વાળ પહેલેથી જ ગાઢ હતા...તકિયા પર માથું હોવાથી હવે એ વધારે સમેટાઇ આવ્યા હતા. ગયા ઉનાળે કાળા શેડથી રંગ્યા હતા–માત્ર એને ખુશ કરવા માટે. એને ખાસ ગમ્યા નહોતા. ત્યારથી તે ધીરે ધીરે ભૂરા થવા લગ્યા. જો કે હજી ક્યાંક ક્યાંક કાળા શેડ દેખાતા હતા.

'તને થાક લાગે છે ?' તેનો હાથ પોતાના હાથમાં લીધો. 'ના.' તેણે એની સામે જોયું. પછી તેણે એનો હાથ ચાદર નીચે ખેંચ્યો. ધીરે ધીરે પેટ પર લઈ ગઈ.

'કશો ફરક પડે છે ?' એનો હાથ ખુલ્લા ગરમ પેટ પર પડયો.

'તને કશી તકલીફ તો નથી ને ?'

'ના–' એ ધીરેથી હસી પડી, 'હવે મને બહુ હળવાશ લાગે છે. હવે અહીં કંઇ પણ નથી' તેણે એની સામે જોયું...એના હોઠો પરની રુક્ષ લિપસ્ટિક ચમકતી હતી. એણે ધીરેથી પોતાનો હાથ બહાર ખેંચી લીધો.

'તારે બહુ ન બોલવું જોઇએ.'

'મને બહુ હળવાશ લાગે છે.' તેણે કહ્યુ."

'ડોકટરે તને કંઈ કહ્યું ?'

'ના, પણ એક મહિના પહેલા આવતે તો આટલી કમજોરી ન આવત.'

'તું બહુ કમજોરી અનુભવે છે ?' એણે પૂછ્યું.

'ના હું બહુ હળવાશ અનુભવું છું.'

'મેં તને પહેલાં પણ, વહેલા આવવા કહ્યું હતું...પણ તું ટાળતી રહી.'

'તમે દરેક વાત અગાઉથી જ ઠીક કહો છો.'

એ ચૂપ રહ્યો અને બીજી બાજુ જોતો રહ્યો.

'તમને ખોટું લાગી ગયું ?' એ કોણીના ટેકે બેઠી થઈ એની સામે જોવા લાગી.

'ના...પણ તારે બહુ બોલવું ન જોઇએ.' તેના વાળ પસવારતાં એ બોલ્યો.

'જુઓ, હવે કશી ફિકર નથી, હવે હું ઠીક છું.' તેણે કહ્યું.

'પણ, તું હજી યે એનો વિચાર કરે છે.' એ બોલ્યો.

'હું કોઇને વિશે નથી વિચારતી.' પછી એણે કોટનાં બટન ખોલી નાખ્યાં.

'તમે સ્વેટર નથી પહેર્યું ?' તેણે પૂછ્યું.

'આજે ખાસ ઠંડી નહોતી.' એ બોલ્યો. બંને થોડીવાર ચૂપ રહ્યાં. વચમાં નર્સ આવી હતી. એ બ્લોન્ડ હતી. એને જોતાં, ઘણી ખુશમિજાજ લાગતી હતી. તેણે એ બંનેને જોયાં, પછી એ બિછાના પાસે ચાલી ગઈ.

'તમારે હમણાં આમ ન બેસવું જોઇએ.' નર્સે તેનું માથું તકિયે ટેકવ્યું. પછી એક નજર એની સામે કરી.

'એના પર વધારે સ્ટ્રેન નાખવું ઠીક નથી. હું થોડી વારમાંમાં જ ચાલી જઇશ.'

નર્સે બિછાને પડેલી ચીજો જોઈ. તે તરફ વળી અને હસી, 'તમારે ભવિષ્યે સાવધ રહેવું જોઇએ.' એ બોલી; એમાં આછી મજાક હતી. એ ચૂપ રહ્યો અને બીજી બાજુએ જોવા લાગ્યો, જતાં જતાં એ થોભી ગઈ.

'તમારી પાસે વધું રૂ છે ને ?' એણે પૂછ્યું.

'હા, ધન્યવાદ સિસ્ટર'. એણે કહ્યું. નર્સ બહાર ચાલી ગઇ.

તકિયાની નીચેથી કશું કાઢી રહી હતી.

'હું બહાર ચાલ્યો જાઉં છું.'

'ના, એવી કશી જરૂર નથી, માત્ર માથું ફેરવી લો...?'

એ પાછળ ભીંત તરફ જોવા લાગ્યો. એને બહુ પહેલાંની રાતો યાદ આવી. જ્યારે તે એના ઓરડામાં બિછાનેથી ઊઠીને કપડાં પહેરતી ત્યારે એ ભીંત તરફ મોઢું કરી એના સ્કર્ટની સરસરાહટ સાંભળતો રહેતો. 'બસ, ઠીક છે...' તેણે કહ્યું.

એણે સ્ટૂલ ખસેડીને માથા તરફ ખસેડયું. હવામાં આછી ગંધ હતી, તે ક્લોરોફોર્મ કરતાં જુદી હતી. એની નજર પલંગ નીચેના એક પાત્ર પર પડી. એમાં લોહીથી ભિંજાયેલી ઘણી પટ્ટી હતી. આ લોહી એનું હોઈ શકે છે એવો એને વિશ્વાસ ન બેઠો.

'શું તને હજી પણ...' એ વચ્ચે અટકી ગયો.

'ના, હવે બહુ ઓછું પડે છે.' એણે પેલા પાત્રને પલંગની પાછળ ખસેડયું.

'તમારી પાસે સિગારેટ છે?' તેણે પૂછયું અને સૂઈ ગઈ.

એણે લીપામાંથી બે સિગારેટ કાઢીને મોઢામાં મૂકી બંનેને દિવાસળીથી સળગાવી અને એક એને આપી.

'તું અહીં સિગારેટ પી શકે?'

'ના...તમારે હવે જવું જોઈએ.'

'હું જઈશ, હજી સમય છે.'

તેણે પોતાની આંખ મીંચી દીધી, લાંબી ભૂરી પલકો એના પીળા ચહેરા પર મીણની પૂતળીની પલકો જેવી લાગતી હતી.

'તને શું ઊંઘ આવે છે?' એણે પૂછયું.

'ના,' તેણે આંખો ખોલી, એનો હાથ પોતાના હાથમાં લઈને ધીમે મસળવા લાગી.

'મેં ધાર્યું હતું, તમે આવશો.'

'સાંભળ...હવે આપણે પહેલાની જેમ રહી શકીશું' એના સાદમાં આછો વિસ્મયભાવ હતો.

'તમને યાદ છે.–' તેણે એનો હાથ દબાવતાં કહ્યું–'ગયા ઉનાળે આપણે ઇટાલી જવાં માંગતાં હતાં...હવે આપણે ત્યાં જઇ શકીશું.'

'હવે આપણે જવું હોય ત્યાં જઈ શકીશું' એણે તેની સામે જોયું, 'હવે કોઇ ઝંઝટ નથી.'

એને ફરી તેનો સાદ કંઇક અજબ જેવો લાગ્યો, પણ તે હસતી હતી એટલે એ આશ્વસ્ત થઇ શકયો.

કોરિડોરમાં વ્હિલચેરનાં પૈંડાં ચાલવાનો અવાજ સંભળાયો... પાસેના કયુબિકલમાં કોઇ ઊંચા સાદે ચીસો પાડતું હતું. કોઇ સ્ત્રીએ પરદા ઉઠાવી અંદર જોયું હતું, પણ ત્યાં એને બેઠેલો જોઇને એ ગભરાઇને પાછી વળી ગઈ હતી.

એણે ઘડિયાળમાં જોયું અને ઓવરકોટ પહેરવા લાગ્યો.

'તારે આ ચીજો ખાવાની છે.' એણે અંગ્રેજીમાં આગ્રહ કર્યો. બંને ધીમેથી હસી પડયાં.

એણે મફલર ગળે વીંટાળ્યું. ખાલી ડફલ બેગને ખભે લટકાવી સ્ટૂલ પરથી ઊભો થયો. 'તમે હવે જશો ?'

'હા, પણ કાલે હું આ જ સમયે આવીશ.' એણે કહ્યું. તે અપલક એની સામે જોતી રહી. કહ્યું, 'આમ આવો.'

'એ એના માથા નજીક નમ્યો. તેણે બંને હાથે ચાદર ખસેડી અને બંને હાથે એનું માથું વક્ષ પર ખેંચી લીધું.

'કોઇ આવશે' એણે ધીમેથી કહ્યું.

'આવી જવા દો...'

થોડી વાર પછી એ બહાર આવ્યો. વસન્તની રાત ઝૂકી આવી હતી, હવામાં ધરતીની સુગંધનો આભાસ હતો. એણે નિશ્ચિંત થઇને ઠંડી તાજી

હવામાં શ્વાસ લીધો. હૉસ્પિટલના જરૂરથી વધારે ગરમ ક્યૂબિકલ પછી એને બહારનું ખુલ્લું વાતાવરણ સુખદ લાગ્યું. એણે ઘડિયાળમાં જોયું. હજી દસ મિનિટ બાકી હતી. એણે આછો આનંદ અનુભવ્યો કે પ્રાગ જતાં પહેલાં પોતે બિયર પી શકશે.

થોડી વાર સુધી તે પલંગ પર આંખો મીંચીને પડી રહી. એ હૉસ્પિટલથી દૂર નીકળી ગયાનો વિશ્વાસ થયો ત્યારે તે ધીરેથી ઊઠી. બારી ખોલી નાખી. બહાર અંધકારમાં નગરના દીવા ઝગમગતા હતા. એને પ્રાગમાંનો પોતાનો હોસ્ટેલનો ઓરડો યાદ આવ્યો. પોતે માત્ર બે દિવસ પહેલાં એ છોડીને આવી હતી, પણ તેને લાગતું હતું કે જાણે ખાસ્સો લાંબો સમય પસાર થઇ ગયો છે. તે થોડા સમય સુધી નિશ્ચળ ઊભી રહી. મેટર્નિટી વૉર્ડમાંથી કોઇના રડવાનો અવાજ સંભળાયો, પછી બંધ થઈ ગયો.

એ ચૂપચાપ બિછાના પાસે આવી. પોતાના સૂટકેસમાંથી એક જૂનો ટુવાલ કાઢ્યો. એમાં બરાબર તમામ ચીજોને લપેટી–એ આપી ગયા હતા તે–બારી પાસે આવીને બહાર અંધકારમાં ફેંકી દીધી.

તે પોતાના બિછાના પાસે પાછી ફરી ત્યારે એનું માથું ચકરાતું હતું. સ્ટૂલ પર લીપાનું પેકેટ હજી પડયું હતું. એણે એક સિગારેટ કાઢીને સળગાવી, પણ તેને એનો સ્વાદ અજબ જેવો લાગ્યો. એને ફર્શ પર બુઝાવી પલંગ પર સૂઇ ગઇ. એક નાનું ગરમ આંસુ આંખોની કોરેથી વહેતું તેના ગાલો પર ખોવાઈ ગયું, પણ ખબર ન પડી. એ આરામથી સૂઇ રહી હતી. □

## સાભાર સ્વીકાર

સાહિત્ય સંશોધનની પદ્ધતિ: લે. 'ચંપૂ' વ્યાસ, પ્ર. યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, અમદાવાદ–૩૮૦ ૦૦૬, મૂલ્ય નવ રૂપિયા.



દુનિયાની સાત વ્યક્તિઓમાં
એક ભારતીય છે -
વિભિન્ન જાતિઓમાં વહેંચાયેલ
આપણે એક પ્રજા
ભારતીય હોવાનું આપણને .

# ઉંડાવટી

કવિતા

ડેનાઈઝ઼ લેવરટોવ
(કાન્તિ પટેલ)

વિવેચન

ડૉ. સુરેશ હ. જોષી
ડૉ. સતીશ વ્યાસ

ગદ્યખંડ

જયન્ત પાઠક

વાર્તા

વિલિયમ સારોયાન
(શિશિર તાંબાવાળા)
નિર્મલ વર્મા

ચિંતન

ડૉ. વિજય શાસ્ત્રી

વ્યંગ્ય

અલગારી

# ઉંડાવટી

માર્ચ
૧૯૮૨

કવિતા

ડેનાઈઝ લેવરટોવ
( કાન્તિ પટેલ )

વિવેચન

ડૉ. સુરેશ હ. જોષી
ડૉ. સતીશ વ્યાસ

ગદ્યખંડ

જયન્ત પાઠક

વાર્તા

વિલિયમ સારોયાન
(શિશિર તાંબાવાળા)
નિર્મલ વર્મા

ચિંતન

ડૉ. વિજય શાસ્ત્રી

વ્યંગ્ય

૧૫૯

# કંકાવટી

માર્ચ ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૪ : અંક ૨૭૫ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

૧૫૯૩


# કંકાવટી

માર્ચ ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૪ : અંક ૨૭૫ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯

કંકાવટીને શુભેચ્છાઓ

# એન્પી જેમ્સ

લાલ દરવાજા, ગુંદી શેરી,
સૂરત-૩૯૫ ૦૦૩.

સૌજન્ય : પ્રફુલ્લ જૈન ☐ નવીન કે. જૈન

---

કંકાવટીને શુભેચ્છાઓ

# સ્ટાર-રેમ્ઝ

મણિયારા શેરી,
મહિધરપરા
સૂરત-૩૯૫ ૦૦૩.

ફોન : ૩૦૦૪૫

સૌજન્ય : દિલીપ મહેતા ☐ રાજેશ શાહ

# રહસ્ય / ડેનાઇઝ લેવરટોવ

અનુ. કાન્તિ પટેલ

બે બાલિકાઓ
કવિતાની અચાનક હાથ લાગેલી પંક્તિમાં
જિંદગીનું રહસ્ય શોધી કાઢે છે.
એ પંક્તિની લખનાર મને એ રહસ્યની જાણ નથી.
(ત્રીજી એક વ્યક્તિ મારફત)
મને ખબર પડી કે તેમને એ જાણવા મળ્યું છે.
પણ એ શું છે
તથા એ પંક્તિ કઇ છે
તેની મને ભાળ નથી.
એ શક્ય છે કે આજે હવે
સાત દિવસથી પણ વધારે સમય બાદ
તેઓ એ રહસ્ય, પંક્તિ અને કવિતાનું શીર્ષક સુદ્ધાં
વિસારે પાડી ચૂકી હોય !
મને જે જડ્યું નહિ
તે તેમણે શોધી કાઢ્યું,
અને વળી મને અને મારી લખેલી પંક્તિને પ્રેમ કર્યો,
ને પાછી તેને ભૂલી ગઇ
જેથી યમદેવતા તેમને શોધી કાઢે ત્યાં સુધીમાં
હજારો વાર તેઓ અન્ય પંક્તિઓમાં, બનાવોમાં
એ રહસ્ય શોધતી રહે.
એ માટે હું તેમને ચાહું છું.
ખાસ તો, રહસ્ય જેવી કોઇ બાબત છે
એમ ધારીને એ જાણવાની
તત્પરતા તેમણે દાખવી
તે બદલ હું તેમને ચાહું છું.

સર્જક ડૉ. સુરેશ હ. જોષી

કાફ્કાએ એની ગદ્ય કૃતિઓનો પ્રથમ સંગ્રહ પ્રકાશકને છાપવા માટે મોકલ્યો ત્યારે સાથે એક પત્ર લખ્યો હતો. એમાંની કેટલીક વિગતો નોંધવા જેવી છે. એણે લખ્યું હતું, "આ સાથે, તમે જોવા માગેલા તે, કેટલાક નાના ગદ્યખણ્ડો મોકલું છું; એક નાનકડું પુસ્તક થાય એટલા એ છે. હું જ્યારે આ હેતુથી એનું સંકલન કરતો હતો ત્યારે મારે બે રીતે પસંદગી કરવી પડતી હતી: એક તો મારી જવાબદારીની ભાવનાને સંતોષે એ રીતે, બીજું તમારાં સુંદર પુસ્તકોની શ્રેણીમાં મારું પણ પુસ્તક હોય એવી ઉત્સુકતાથી પ્રેરાઇને. આ બાબતમાં દરેક પ્રસંગે હું સ્પષ્ટ અને અસંદિગ્ધ નિર્ણય લઇ શક્યો છું એવું નથી. પણ તમને જો એથી પ્રસન્નતા થાય અને જો તમને આ છાપવા જેવું લાગે તો સ્વાભાવિક રીતે જ મને ખુશી થશે. ગમે એટલી નિપુણતા હોય અને ગમે તેટલી ઉત્તમ સમજ હોય તે છતાં એમાં જે નબળું રહેલું છે તે પહેલી નજરે તરત પકડી શકાય એવું નથી. દરેક સર્જક પોતાનું નબળું પોતાની આગવી રીતે પ્રચ્છન્ન રાખી શકે છે તે જ એ સર્જકની વિશિષ્ટતા નથી બની રહેતી ?"

આ પત્રની પારદર્શક નિખાલસતા આપણને સ્પર્શી જાય છે. એમાં પ્રસિદ્ધિ માટેની ઉત્સુકતા તથા એથી થતા આનંદને કાફ્કાએ ઢાંક્યાં નથી. તેમ છતાં, બીજા સહેલાઇથી પારખી નહિ શકે તેવી, પોતાની નિર્બળતાનો એ એકરાર કરી દે છે. પછી જે એ કહે છે તે આપણને વિચાર કરતાં કરી મૂકે એવું છે, એમાં પ્રથમ દૃષ્ટિએ વક્રતાપૂર્વક કરેલો કટાક્ષ દેખાશે પણ એમાં સત્ય પણ રહેલું છે. નિપુણતા નિર્બળતા ઢાંકવા માટે જોઇએ, બાકી સર્જનકર્મમાં તો નિરાડમ્બર સાહજિકતા જ હોય. કૃતિમાં વધુ પડતું ચાકચિક્ય હોય, ચતુરાઇ હોય તો એ કશીક નબળાઇ-ને ઢાંકવા માટે જ હોય. વધારે પડતાં શૈલીનાં નખરાં કોઇ કરે તો તે કશી નિર્બળતાને ઢાંકવા માટે જ હોય. આ વાત સાચી લાગે છે. રસકીય દૃષ્ટિએ

કશુંક સિદ્ધ કરવા માટે શૈલી યોજવી પડે છે. એવા કશાં પ્રયોજન વિનાની શૈલી પોતે પોતાના તરફ ધ્યાન ખેંચે છે. જેને કશું આગવું રસકીય પ્રયોજન સિધ્ધ કરવાનું નથી તેને માટે શૈલીપ્રપંચ નિરર્થક છે. ચાતુર્યથી જ મુગ્ધ થઇ જનારાને કાફકા સાચી દિશા ચીંધે છે. સર્જન પ્રવૃત્તિના પ્રારંભમાં જ આ વિવેકભરી સૂઝ હતી એ એક આશ્ચર્યકારક ઘટના છે. આપણે તો પૂર્વગ્રહના પાયા પર વિવેચનની ઇમારત રચીએ છીએ અને એને અપ્રમાણિકતાના ટેકા આપીએ છીએ. આમ છતાં એની પાછળ ઉદાત્ત દૃષ્ટિ રહી હોવાનો આપણે દાવો કરીએ છીએ. પ્રકાશકને કે વાંચકોને રિઝવવાની વૃત્તિ રાખવી અને પછી એને જીવનાભિમૂખતા અને વાસ્તવપરાયણતાને નામે ઓળખવાનો દંભ કરવો તે ઉચિત નથી. સર્જનકાર્ય શરૂ કર્યા પછી, પ્રસિદ્ધિના ચક્રવાતમાં ફસાયા પછી, સર્જકોના જીવનમાં એવા તબક્કા આવે છે જ્યારે કશું રચી શકાતું નથી. આ ગાળો ભારે કસોટી કરનારો નીવડે છે. પ્રસિદ્ધિની આસક્તિ અને સર્જન કરવાની આસક્તિ હોય તો કંઇક ને કંઇક રચી કાઢવાના ઉધામા ચાલુ રહે છે. આવી, પરાણે રચાતી કૃતિઓની નિર્બળતા પૂરેપૂરી ઢાંકી શકાતી નથી. આથી વિવેચકોનાં મંતવ્યો જીરવી શકાનાં નથી. ફોકનર અને હેમિંન્ગ્વેએ જ આથી આપઘાતના પ્રયત્નો કરેલા તે સુવિદિત છે. બીજી બાજુથી વાલેરી જેવાના પણ દાખલા છે. સતત વીસ વર્ષ સુધી એક કૃતિને મઠાર્યા કરવાની એની ધીરજ એક વિરલ ઘટના છે. માલ્કમ લાવરીએ ચારેક નવલકથા લખી છે. એ પૈકીની છેલ્લી તો મરણોત્તર પ્રસિદ્ધ થઇ. એક વાક્યને એ શક્ય તેટલી જુદી જુદી રીતે લખી જોતો. અઢી ત્રણ હજાર પાનાંના લખાણમાંથી બસો-એક પાનાં ઉધ્ધારીને એને એ આખરી રૂપ આપતો. સર્જન માટેની ઊંડી નિષ્ઠા વિના આ ન બની શકે.

કાફકાની ડાયરીમાં ઘણીવાર આવી નોંધો આવે છે: 'કશું લખી શકાયું નહિ, કશું જ નહિ,' પુસ્તક પ્રસિદ્ધ કરવા સાથે સંકળાયેલી

બધી પળો જાણે એને ઉદ્વિગ્ન કરી મૂકે છે. જૂનું લખીને રાખી મૂક્યું હોય, પોતે જ જેને પ્રસિદ્ધિને યોગ્ય નહિ ગણ્યું હોય, તેને પછીથી મળેલી પ્રસિદ્ધિને કારણે પ્રકટ કરવાના પ્રલોભનને કેટલાય લેખકો વશ થતા હોય છે તે આપણે ક્યાં નથી જાણતા! કાફ્કા આવી વૃત્તિને સાચા સર્જન માટે વિઘાતક લેખે છે. આ પ્રકારના ખોટા અભિમાનને એ હાસ્યાસ્પદ લેખે છે. આત્મતુષ્ટિની ગર્તામાં પડ્યા પછી ઘણા એમાંથી કદી બહાર આવી શકતા જ નથી. સર્જકને તો પોતાની જાત સાથે ઝઘડ્યા કરવાનું કૌવત મેળવી લેવું ખૂબ જરૂરી છે. પુસ્તકના પ્રકાશન પછી વળી બીજા જ ઉધામા શરૂ થઈ જાય છે. અનુકૂળ વિવેચનો મેળવવાની તરકીબો, પુસ્તક વિશે એકાદ પંક્તિ લખાઈ હોય તો તે જાણવાની ઉત્સુકતા, સામયિકો પર નજર નાખ્યા કરવાની લાચારી, અણગમતા વિવેચનથી થતી નારાજી—આ ગાળો પણ ઓછો સુખદ હોઈ શકતો નથી. આ બધા ઉધામામાં સર્જનકાર્યને માટે અનિવાર્ય એવી અવિક્ષુબ્ધતા એ ક્યાંથી પામી શકે? કાફ્કાએ તો નિશ્ચય કરેલો કે કોઈ સામયિક જોવાં જ નહિ, એકેટ પણ પોતાની કૃતિઓનાં વિવેચનથી સાવ અજાણ જ રહેવાનું પસંદ કરે છે. સર્જનકર્મ સાથે ગંભીરતાથી કામ પાડનારને જ આ પરવડે, કારણ કે સર્જન કરતી વખતે એનામાં રહેલો વિવેચક સદા જાગૃત રહે છે.

ઉત્તમ કવિતાની એક પંક્તિ વાંચું છું ત્યારે મારું મન કૃતજ્ઞતાની લાગણીથી ભરાઈ જાય છે. એ પંક્તિ લખવા માટે એના સર્જકે શું શું નહિ વેઠ્યું હોય! પોતાની જાતિથી દૂર સરી જવાની નિર્મળતા કેળવનારની રચેલી પંક્તિ આપણામાં કેટલી મમતા જગાડે છે! પણ સર્જકને તો સર્જનની પળે અણિશુદ્ધ રહેવા માટે કેટલું મથવું પડે છે! જગતને જોનારી દૃષ્ટિ પર પોતાનો ઓછાયો નહિ પડે તેની એણે કાળજી રાખવી પડે છે. પણ સર્જનકર્મ પત્યા પછી જ એની સાચી સાધના શરૂ થાય છે, પછી એણે માનવસહજ નિર્બળતાઓને વશ થવાનું નથી.

સમયને આપણા પક્ષમાં લેવાની મહત્ત્વાકાંક્ષામાંથી બચવું ઘણું અઘરું છે. કીર્તિ આપણને ઇતિહાસના કોટકિલ્લા પર ધ્વજા ફરકાવી આપવાની બાંહેધરી આપતી હોય છે. પણ દરેક કીર્તિનો સ્વાદ પાછળથી તો તૂરો જ આવતો હોય છે. કારણ કે મોટે ભાગે કીર્તિ થોડી વ્યક્તિઓએ રચેલા ષડયંત્રનું જ પરિણામ હોય છે; પછી ભલે આપણે એને ઘણાં રળિયામણાં નામે ઓળખાવીએ. પણ મેં જોયુ છે કે તમે નરી નિઃસ્પૃહતા કેળવો તે ય સમાજને તો ખૂંચતું હોય છે. એમાં એ આપણા અહંકારને જ રહેલો જુએ છે. આ અહંકારનું મારણ સામાજિક માન્યતા છે એવી સમજથી સમાજ તો ચાલતો હોય છે. ચાર પંક્તિના જોરે કાળસાગરને તરી જવાની હામ ભીડનારા સમાજને તો મૂરખ જ લાગે છે.

સર્જકનું અલગારીપણું એ શાપ પણ છે ને વરદાન પણ છે : શાપ એ વ્યક્તિ તરીકે પોતાને માટે, વરદાન એના સર્જનકર્મ માટે, વ્યક્તિ તરીકે એ માનવીય સંબંધની ઉષ્માને ઝંખતો હોય છે. ઘણીવાર આ સંબંધોની માત્રા એને સર્જનકર્મ વૈતથ્યપૂર્ણ છે એવું પણ બતાવતી હોય છે. ચાર માણસ જોડે સાવ નકામી વાત કરવાનો પણ આનંદ છે. એ આનંદ તે માનવ્યને અનુભવવાનો આનંદ છે. જિંદગી કેવળ માનવ્યને અનુભવવામાં, એમાંથી પ્રાપ્ત થતી હૂંફને માણવામાં જ વીતી જાય તો ય શું ખોટું ? રિલ્કેના જીવનમાં આવા બે તબક્કાઓ વારાફરતી આવતા હતા. એક તબક્કામાં એ બહિર્મુખ થઇને વસ્તુજગતની વિગતોમાં ખોવાઇ જવાનો આનંદ માણે તો બીજા તબક્કામાં આ માનવસંબંધોથી દૂર સરી જઇને એકાંતમાં સર્જનકર્મમાં ઓતપ્રોત થઈ જાય. આમ સર્જકના બે ભવ હોય છે. આ બધું જિરવવાની તાકાત નહિ હોય તો સર્જક થવાય જ નહિ, લહિયા થવાય.

આપણે ત્યાં તો સર્જનકર્મ એ એક ગૌણ આનુષંગિક પ્રવૃત્તિ માત્ર છે. ઘણાંને મેં એમ કહેતા સાંભળ્યા છે: હવે તો વ્યવસાયમાં એવા પડયા છીએ કે બે લીટી લખવાની તો વાત જ જવા દો, બે લીટી વાંચવાનો પણ સમય મળતો નથી ! એ સાચું કે આજીવિકા માટેનો સંઘર્ષ આપણે વેઠવાનો રહે છે, છતાં જો વોલેસ સ્ટિવન્સ બેન્કના

કામકાજમાંથી સમય મેળવીને કે વિલિયમ કાર્લોસ વિલિયમ્સ બાળરોગના નિષ્ણાતની ફરજો બજાવતાં સમય મેળવીને ઉત્તમ કાવ્યો લખી શક્યા તો વ્યવસાયનું નામ દઈને એને જ ગાળ ભાંડવાની જરૂર નથી એવું મને લાગે છે.

આપણી સાહિત્યિક પ્રવૃત્તિ પરત્વે મને એક વાતનો અસંતોષ સદા રહ્યા કર્યો છે. એમાં અનુચિત રીતે સ્વદેશીની ભાવના પ્રવૃત્ત થતી દેખાય છે. આને પરિણામે સાચા પરિપ્રેક્ષ્યમાં આપણી કૃતિઓને મૂકીને આપણે મૂલવી શકતા નથી. સંસ્કૃત કાવ્યસાહિત્યનું પરિશીલન તથા રવીન્દ્રનાથમાં થયેલું એનું પ્રતિફલન આ બેને આધારે પ્રારંભમાં મેં મારી ભાષા ઘડી. પણ ત્યાં જ અટકી રહેવું તો જોખમકારક જ ગણાય. આથી, અપવાદરૂપે દોસ્તોએવસ્કી અને કાફકા જેવાના ગદ્યનો પરિચય થયો. રેમંડ શેન્ડલર જેવા જાસૂસી વાર્તાકારના ગદ્યમાંથી હેમિંગ્વેએ પ્રેરણા મેળવેલી. મારી મુખ્ય પ્રવૃત્તિ ગદ્યમાં છે, આથી ગદ્યને કેળવવાને માટે જે કરવું ઘટે તે કરવાની મને હોંશ છે, પણ આપણે ત્યાં તો શુદ્ધિ ને સ્વદેશીને નામે બિનસાહિત્યિક સંકુચિત વલણો પ્રવર્તતાં જોઉં છું. કાફકાનું નામ દેતાં જ હજી ઘણાનાં નાકનાં ટેરવાં ચઢી જતાં જોઉં છું. જે લોકો સ્વેચ્છાએ આવા લેખકોથી વંચિત રહ્યા છે તેમની મને અદેખાઈ નથી આવતી. ઘણા ઓછી મૂડીએ ગાદી સ્થાપીને કણ્ઠી બાંધી આનંદ લેતા હોય તો તેમની પણ મને ઈર્ષ્યા નથી. મારી ઇચ્છા સાહિત્ય ગજું કાઢે એ માટેની છે. આપણું મુખ્ય ધ્યાન અત્યારે નવલકથા અને ગીત ગઝલો પર છે. એથી લોકોની તાળીના ગડગડાટની વધુ નજીક રહી શકાય એવી એક માન્યતા છે. આપણે તો સર્જનકર્મની નિકટ કશાં વ્યવધાન વિના, રહેવું જોઈએ. હું એક સામાજિક તરીકે લોકસંપર્કથી વંચિત રહી શકું નહિ. પણ તારતમ્યનો વિવેક મારે જાળવવો જોઈએ. આપણે સાહિત્યથી દૂર ભાગવાનું જ નક્કી કર્યું હોય તો પછી એને ગાળ ભાંડીને દૂર રહેવાની અસંસ્કારિતા આપણે દાખવવી નહિ જોઈએ.



## 'હું પશલો છું': એક અભિનય એકાંકી / સતીશ વ્યાસ

ઈન્દુ પુવારનું 'હું પશલો છું' ૭ દશ્યોમાં વહેંચાયેલું એકાંકી છે. પહેલું અને પાંચમું દશ્ય જંગલને અને બાકીનાં દશ્યો રાજમહેલને સ્થળ તરીકે પસંદ કરીને રચાયાં છે. પહેલા દશ્યના પ્રારંભે નાયકનો પશલાનો મિત્ર ભગલો લાકડાના ઘોડા જેવું કશુંક બનાવે છે. પશલો લાકડાં લાવી આપે છે. આ અભિનય માઈમથી જ ચાલે છે. આધુનિક એકાંકી સામગ્રી વિના કેવળ અભિનયને જ લક્ષ્ય બનાવી ચાલે છે એનો નિર્દેશ આ એકાંકી કરે છે. ભગલો ઊડતો ઘોડો બનાવવામાં પ્રવૃત્ત છે. એની આ સૂઝ એકાંકીમાં પાછળથી ઊડતું ગરુડ બનાવવાની એની પ્રયુક્તિની પૂર્વભૂમિકા રૂપે ઉચિત રીતે ઉપયોગમાં લેવામાં આવી છે. એવામાં એની સખી ચંપા સાથે રાજકુમારીનો પ્રવેશ થતાં બંને સંતાઈ જાય છે. મનોકામનાની પૂર્તિ અર્થે રાજકુમારી જંગલમાં આવેલા એક મંદિરમાં આવે છે. ચંપા મજાકમાં 'કુંવરીબાને મજાના રાજકુમાર મળશે' કહી એકાંકીમાં આવનાર રાજકુમારી પશલાના પ્રેમની ભૂમિકા પણ રચી આપે છે. એકાંકીમાં હાસ્યનો વિનિયોગ ઘણી સફળતાથી થયો છે અને એનાથી એકાંકીની નાટ્યાત્મકતામાં વધારો થયો છે. રાજકુમારી પ્રભુને પ્રસન્ન કરવા ગીત ગાઈને નૃત્ય કરે છે. દરમિયાનમાં પશલો બહાર નીકળવા અને ભગલો એને રોકવા મથે છે. રાજકુમારી 'ડાબુ અંગ ફરકવા'નો નિર્દેશ કરી કશુંક શુભ થશે એમ વ્યક્ત કરે છે. અહીં આ

પરંપરાગત શુકનના કવિસમયને ઉપયોગમાં લેવામાં આવ્યો છે. બંને જાય છે. પછી તો પશલો રાજકુમારીમાં અત્યન્ત આસક્ત બની જાય છે. ભગલો એને લાકડાં લાવવાનું કહે છે ત્યારે પશલો મંદિર આગળ જ ચિતા ખડકી આત્મહત્યા કરવા વિચારે છે. એ આત્મહત્યાને બુદ્ધિગમ્ય ઠેરવવા પછી પશલાનું આ વાક્ય નાટકકાર મૂકે છે: "મને ખબર છે ભગા, હું રહ્યો વણકર. સપનામાં પણ રાજકુંવરીનો વિચાર કરું તો ય નકામું છે, પણ રાજકુમારી વગર હું જીવી શકું એમ નથી એટલે મને મરવા દે ભગા, મને મરવા દે." ભગો મિત્રભાવે એને રાજકુમારી મેળવવાના ઉપાયોના ભાગ તરીકે ભગવાન વિષ્ણુ તરીકે ગરુડ પર બેસી રાજમહેલમાં જવાની યુક્તિ દર્શાવે છે. ભગલાની ઝડપથી ગરુડ બનાવવાની અને પશલાની વિષ્ણુમાં રૂપાંતરિત થવાની પ્રક્રિયા માધ્યમને સર્જકીય કુશળતાથી અવકાશ આપે છે. પશલો ભગવાન વિષ્ણુની જેમ પદ્માસન વાળી બેઠો હોય છે ત્યાં પહેલું દૃશ્ય પૂરું થાય છે.

બીજા દૃશ્યમાં રાજકુમારી અને વિષ્ણુરૂપધારી પશલા વચ્ચેની પરિચયવિધિ છે. રાજકુમારી પૂરી મુગ્ધતા સાથે પશલાનાં ચરણોમાં ઢળી પડે છે. એકદમ ટૂંકા દૃશ્યમાં પુવારે આ વસ્તુ સંકલના રચી છે. રાજકુમારીના મનમાં "પ્રભુ અને માનવીનું મિલન?" જેવો એક પ્રશ્ન મૂકવામાં આવ્યો છે પણ "આવું કશું જ વિચાર્યા વગર મારી માગણી સ્વીકારી લે બાલે!" એ આદેશ સાંભળી રાજકુમારી શંકાહીન બની "હું યુગોથી આપની જ છું" કહી પશલાનું શરણ સ્વીકારે છે. રમૂજનો સૂક્ષ્મ સૂર તો આ બીજા દૃશ્ય દરમિયાન પણ સતત વહે છે.

ત્રીજા દૃશ્યમાં વિચારમગ્ન રાજા અને આંટા મારતાં રાણી વચ્ચેના સંવાદો છે. રાજાને પહેલેથી જ ઠઠ્ઠાચિત્ર સમા બતાવવામાં આવ્યા છે. કપાળે આંગળી ટેકવીને બેસવાની એની ટેવનો નિર્દેશ, એમની ભૂલકણાવૃત્તિ, વાક્યોને પુનરાવર્તવાની એમની ટેવ આદિમાં આ પાત્રની હાસ્યોત્પાદકતા વ્યક્ત થઈ છે. જો કે રાજા, રાણી અને સેનાપતિ

ત્રણેયના પાત્રનિર્વાહમાં આવી હાસ્યક્ષમતા મૂકવાનો પ્રયાસ કરી એકાંકી-કારે ત્રણેય પાત્રોને એક જ દોરે હાંક્યા હોવાની પ્રતીતિ થાય છે. એ દૃશ્યમાં ખબર પડે છે કે રાજકુમારી હવે પશલાલીન બની ચૂકી છે. પરોક્ષ રીતે રાજકુમારીનો પ્રેમવિકાસ દર્શાવવામાં અહીં લેખકે સારી સફળતા મેળવી છે. રાજકુમારીની સખી અભયદાન માગી વિષ્ણુ સાથેના રાજકુમારીના પ્રેમની વાત કરે છે ત્યારે તો રાજા–રાણી–સેનાપતિ પ્રસન્ન પ્રસન્ન થઈ જાય છે. જો કે આ દૃશ્યના વિકાસમાં હાસ્યોપાર્જન કરવા થોડી વધારાની સામગ્રી દાખલ થઇ ગઇ છે. સેના-પતિના પાત્રપ્રવેશથી એકાંકીમાં સ્થૂળતાનું તત્ત્વ બિનજરૂરી રીતે દાખલ થઇ ગયેલું લાગે છે.

ચોથા દૃશ્યમાં ત્રણ ખંડ છે. પહેલામાં ચંપા અને રાજકુમારીનો વાર્તાલાપ છે. રાજકુમારી ભક્તિભાવે જ હજી પશલાને જુએ છે ને પશલો તો પ્રેમભાવે રાજકુમારીને ઈચ્છે છે એ ભેદનો એમાં નિર્દેશ છે. એકાંકીમાં આટલી વિગત પૂરતું સંઘર્ષનું તત્ત્વ છે. બીજા ખંડમાં રાજકુમારી પશલાને બેસાડી એની પૂજા કરે છે. એ પહેલાં પણ સંવાદોમાં રમૂજ ચાલે છે.

“પ : સખી, હું તમારી પૂજાનો ભૂખ્યો નથી, હું તમારા પ્રેમનો ભૂખ્યો છું.

રા : આપની વાત સાચી પ્રભુ, પરન્તુ મારા પ્રભુની પૂજા કરવી એ મારી પવિત્ર ફરજ છે.

પ : ચાલો સખી, પ્રેમની વાતો કરવામાં પવિત્ર ફરજ સમાયેલી છે.” ને પછી વિજય તો રાજકુમારીનો જ થાય છે. ત્રીજા ખંડમાં ત્યાં આવી ચઢેલાં રાજા રાણી સેનાપતિ પણ પશલાના પગમાં પડે છે ને પછી તો પાછો ‘શાન્તાકારમ્...’નો શ્લોક અને ‘નારાયણ’ની ધૂન ચાલે છે. અહીં પણ હાસ્યની સેર વહેતી રહી છે.

પાંચમા દૃશ્યમાં ભગલા–પશલાના સંવાદો છે. પશલાને પ્રેમ જોઇએ છે એની એ રજૂઆત કરે છે. આખું નગર કઈ રીતે એને

ભગવાન માનતું થઇ ગયું એની પણ વાત એ ભગલાને કરે છે, પણ એકાંકીની પરાકાષ્ટા હવે જ આવે છે. ખુદ ભગલો પણ પોતાના મિત્રને ભગવાન માનવા માંડે છે. પદ્માસનસ્થિત પશાને જોઇ ભગો પણ બોલી ઊઠે છે :

"એ જ મૂર્તિ, એ જ મૂર્તિ, મેં કાલે સપનામાં જોઈ હતી એ જ મૂર્તિ, મારા પ્રભુ પુરુષોત્તમની તું...તું...તમે...પ્રભુ"–ને પશાના પ્રત્યુદ્દગારો પણ સબળ છે.

"મારે ભગવાન નથી થવું. મારે પશલો જ રહેવું છે. હું પશો પશો છું." પણ ભગલો તો 'તમે જ પ્રભુ છો મારા નાથ !' કહીને એકાંકીની ગતિને ઓર તંગ બનાવે .

"સમગ્ર એકાંકીનું સબળ દૃશ્ય આ જ, પાંચમું છે. છઠ્ઠું દૃશ્ય થોડું ફિસ્સું લાગે છે. પશલાની રાહ જોઇ બેઠેલાં રાજારાણી પશલો આવતાં આરતી શરૂ કરે છે 'જય કમળાસ્વામી'ની; ને પશલો બરાડા પાડતો રહે છે "ના, ના, હું પશલો છું," હું પશલો છું. અહીં એકાંકી છોડી દેવામાં, અલબત્ત, સચોટતા સમાયેલી છે. છઠ્ઠું દૃશ્ય પાંચમા દૃશ્યના અનુસંધાન જેવું છે.

કોઇને ભગવાન બનાવી દેવાનું મોટીફ આપણે ત્યાં નવું નથી. આર. કે. નારાયણના 'ગાઈડ'માં એ મોટીફ સરસ રીતે વ્યક્ત કરવામાં આવ્યું છે. અહીં એના કરતાં પુવાર જુદા એ રીતે પડે છે કે પશલાને એમણે છેવટ સુધી અંદરથી માણસ જ રાખ્યો છે. એનું ઉર્ધ્વીકરણ ન કરીને એના ચરિત્રની સંકુલતા પ્રગટાવવામાં એમની પ્રતિભાનો આગવો વિશેષ આવિષ્કૃત થયો છે. એ રીતે લપસણી ભૂમિમાં સર્યા વિના પુવારે નાટ્યાત્મકતા સિદ્ધ કરી છે.

એકાંકીના પ્રારંભમાંની ઉપહાસવૃત્તિ એને તીર્યતા સુધી પહોંચાડવામાં બાધક બને છે. એનાથી નાટ્યાત્મકતા અને અભિનયક્ષમતા વધ્યાં છે. પણ એકાંકીની સઘનતા ઘટી છે. દૃશ્યોની અતિશયતા ભજવણીના આડ-

ખીલીરૂપ બનતી નથી. લગભગ એકે એક માત્ર પણ ગતિશીલ બને છે. જો કે રાજા–રાણી–સેનાપતિના પાત્ર નિર્વહણમાં મજાકનું તત્ત્વ વિશેપ હોઈ એ પાત્રો એકાંકીને અન્તે આવતી ગંભીરતાને હણવામાં સારો એવો ફાળો આપે છે !

એકંદરે 'હું પગલો છું' અભિનયક્ષમ એકાંકી હોવાની છાપ પાડે છે. એના સંવિધાનમાં વસ્તુવિકાસમાં પણ સાતત્ય છે. સંવાદોમાં રહેલું ચબરાકિયાપણું પણ એને વધારે નાટ્યાત્મક બનાવે છે. ત્રીજા દૃશ્યની રાજા રાણી સેનાપતિની આવર્તિત થતી ઉક્તિઓથી સેનાપતિના પાત્રનું જીહજૂરિયાપણું સરસ રીતે ઉપસે છે. ધૂન, આરતી, શ્લોકોચ્ચાર જેવી પ્રયુક્તિઓથી દૃશ્યવિધાનમાં બળ પુરાય છે. પગલાની પ્રભુત્વથી દૂર રહેવાની, મનુષ્ય જ રહેવાની, પ્રેમ પ્રાપ્ત કરવાની ઝંખના સુપેરે ઊઠાવ પામી છે. "મારે રાજકુમારીનો પ્રેમ જોઇએ છે ભગા, પ્રેમ. એની ભક્તિ નહીં" એ પગલાની ઝંખનાની આસપાસ આખું એકાંકી ગૂંથાય છે અને એ દોરને નિભાવી પણ રાખે છે, પણ વધુ પડતી ઉપહાસવૃત્તિને કારણે એક સારું એકાંકી બનવા તરફ ગયેલું 'હું પગલો છું' પાંખું પડે છે. *

તા. ૨૪–૨–'૮૨.

* નવે. '૭૭ના 'કંકાવટી'માં પ્રકાશિત લીલાનાટ્યરૂપ એકાંકી.

ઓટલેથી આ ઝાડનાં પીળાં પાન ખરખર ખરતાં જોવાની મજા આવે. એક સામટું જાણે કોઈ પીળી પાંખોવાળું પંખીટોળું હેઠે ઊતરી આવતું ના હોય! પીળાં પાન ખરવાથી લીમડો ઉઘાડો થાય ના થાય કે એનાં હાડ કુમળી કુમળી કૂંપળોથી ઢંકાઈ જાય ને વળી એક દિવસ લીલી પાંખોવાળા પંખીટોળાથી આખું ઝાડ ખીચોખીચ ભરાઈ જાય. પછી તો મંજરીઓની મહેક છેક ઓટલે આવીને અમારા ખાટલાને ઘેરી લે ને મળસ્કે જાગીએ ત્યારે ઉન્મત્ત શરીરમન સુગંધપાથર્યા પલંગમાં ક્યાંય સુધી આળોટ્યા વગર ઊઠાં ન થાય. પછી વળી કાગડા આંગણામાં પીળી પીળી લીંબોળીઓ લાવે. એમના કડવા મીઠા ચીકણા ગરને ચાખવાની મજા આવે, રાયણ ગણીને એને ખાઈએ.

અમારા ઘરથી પશ્ચિમ દિશામાં ઊભેલો આ લીમડો વરસાદના દિવસોમાં મારું પરમ ધ્યાનકેન્દ્ર બની રહે. પવનના સૂસવાટમાં એની ડાળીઓ વીંઝાય, આડી અવળી, ઉપરતળે થઈ જાય, જાણે આખું ઝાડ ભોંયસુધી ઝૂકીને અમળાઈને પાછું ઊભું થઈ જાય! ગામનાં કોઈ કોઈ બૈરાંને ભોંય ઉપર બેઠાં બેઠાં કાળો સાડલો ઓઢીને ધૂણતાં જોયેલાં, ભય અને કૌતુકના મિશ્ર ભાવથી. આ લીમડો પણ જાણે એવી કોઈ જીવંત વ્યકિત શરીરને અવનવા વળાંક આપી ધૂણતી હોય એવું લાગે. ને વરસાદ પણ પહેલો આ લીમડાને માથે પડે ને લીમડાનો આકાર ધારણ કરે. ક્યારેક ઝીણું ઝાપટું તો ક્યારેક વળી જાડી ધારાઓ. કોઈ કોઈ વાર તો ધારાઓ પાછળ લીમડાનાં અંગોપાંગ અદૃશ્ય થઈ જાય ને કેવળ એક ગોળાકાર શ્વેત ધૂંટા જ જણાય. 'નાગો' વરસાદ પડે ત્યારે જાણે આખો લીમડો પ્રવાહી સોનું થઈને દડતો જણાય. મારે માટે તો આ ઝાડ તે વર્ષામાપક યંત્ર પણ ખરું. ગામબહાર પાણી જાય એટલો વરસાદ થયો કે ક્યારડાં ભરાય એટલો—નેળમાં પાણી આવે એટલો થયો કે નદીએ પૂર આવે એટલો—નેળમાં આ બધું વરસાદની આરપાર લીમડો કેવો ને કેટલોક દેખાયો તે ઉપરથી મને કળાય. પછી દાદાને પૂછીને મારા અનુમાનનું સમર્થન મેળવવાનું.

## તરુરાગ—બુધાનો લીમડો / જયન્ત પાઠક

બુધાનો લીમડો તે ગોઠ ગામમાં જેઠાકાકાના ઘર સામે ઊભેલો લીમડો. જેઠાકાકાના એક દીકરાનું નામ બુધો (બુધવારે જન્મ્યો હશે તેથી કહેવાય) એટલે અમે આ ઝાડને બુધાનો લીમડો કહીએ. નાનપણમાં અમે આ લીમડાના ભેરુ, પણ બુધાભાઈ ઉર્ફે નંદકુમાર પાઠક (જેઓ આકાશવાણીમાંથી નિવૃત્ત થઈને હાલ અમદાવાદમાં વસે છે)ને તો જોયેલા જ નહીં; તેઓ તો મુંબઈમાં એમના મોટાભાઈને ઘેર રહે, અંગ્રેજી ભણે. પાંચ ઘરના આ ફળિયામાં ચારપાંચ આંબલીઓ ને એક શીમળા વચ્ચે આ લીમડો એની ગોળાકાર ઘટાળી કાયાથી નોખો તરી આવે. અમારે ઓટલેથી પશ્ચિમ દિશામાં જોઈએ તો પહેલો એ દેખાય; કાળી કાળી ડાળડાળીઓથી બાંધેલો, પવનથી પૃથ્વીને નંખાતો મોટોમસ વીંઝણો જ જોઈ લો! કોઈવાર જેઠાકાકાને મળવા કે થાણાના કામે આવેલા પરોળીના ઠાકોરનો કે પછી એરાલના કોઈ વાણિયાનો ઘોડો એના જાડા થડે બાંધેલો જોવા મળે.

રમતા રમતા ઘણીવાર અમે એ લીમડા હેઠળ જઈએ ને એને બાઝીએ. ક્યારેક કીડી મંકોડાની ચઢ ઊતર કરતી હારનો ચટકો હાથને લાલચોળ કરી મૂકે, ખંજવાળ ઊપડે; ક્યારેક થડને વળગીને ગોળાકારમાં ઉપર ચઢતા કાચંડાને છાનામાના પથરો મારી લઈએ; પણ અમારું ખાસ આકર્ષણ કેન્દ્ર તો બેત્રણ ટચકા કરીને ઝમતું કરેલું એનું થડ, એમાંથી દ્રવતો રસ ગુંદર. બાવળના ગુંદર જેવો મીઠો તો ન લાગે, પણ લાલ પીળા સફેદ રંગની ઝાંયવાળો એ અમારી આંખો મોહ પમાડે. અમને એ અમારા પગે વારંવાર થતાં ગુમડાં જેવો લાગે—ફૂટેલા ગુમડા જેવો. જેઠાકાકા તો ગામડામાં યજમાનવૃત્તિમાં ફરે ને એમનાં વૃદ્ધ, સદીએ પહોંચવા આવેલાં બા લક્ષ્મીડોશી બારણાં વાસી ઘરમાં પડી રહે એટલે અમને કોઈની બીક નહીં. ગુંદર ઉખાડી ખાઈએ ને પતંગના દિવસોમાં એક કોડિયામાં ભેગો કરી ઓગાળી પતંગ બનાવવા સાંધવામાં વાપરીએ.

એટલેથી આ ઝાડનાં પીળાં પાન ખરખર ખરતાં જોવાની મજા આવે. એક સામટું જાણે કોઇ પીળી પાંખોવાળું પંખીટોળું હેઠે ઊતરી આવતું ના હોય! પીળાં પાન ખરવાથી લીમડો ઉઘાડો થાય ના થાય કે એનાં હાડ કુમળી કુમળી કૂંપળોથી ઢંકાઇ જાય ને વળી એક દિવસ લીલી પાંખોવાળા પંખીટોળાથી આખું ઝાડ ખીચોખીચ ભરાઇ જાય. પછી તો મંજરીઓની મહેક છેક ઓટલે આવીને અમારા ખાટલાને ઘેરી લે ને મળસ્કે જાગીએ ત્યારે ઉન્મત્ત શરીરમન સુગંધપાથર્યા પલંગમાં ક્યાંય સુધી આળોટ્યા વગર ઊભાં ન થાય. પછી વળી કાગડા આંગણામાં પીળી પીળી લીંબોળીઓ લાવે. એમના કડવા મીઠા ચીકણા ગરને ચાખવાની મજા આવે, રાયણ ગણીને એને ખાઇએ.

અમારા ઘરથી પશ્ચિમ દિશામાં ઊભેલો આ લીમડો વરસાદના દિવસોમાં મારું પરમ ધ્યાનકેન્દ્ર બની રહે. પવનના સૂસવાટમાં એની ડાળીઓ વીંઝાય, આડી અવળી, ઉપરતળે થઈ જાય, જાણે આખું ઝાડ ભોંયસુધી ઝૂકીને અમળાઇને પાછું ઊભું થઈ જાય! ગામનાં કોઇ કોઇ બૈરાને ભોંય ઉપર બેઠાં બેઠાં કાળો સાડલો ઓઢીને ધૂણતાં જોયેલાં, ભય અને કૌતુકના મિશ્ર ભાવથી. આ લીમડો પણ જાણે એવી કોઇ જીવંત વ્યકિત શરીરને અવનવા વળાંક આપી ધૂણતી હોય એવું લાગે. ને વરસાદ પણ પહેલો આ લીમડાને માથે પડે ને લીમડાનો આકાર ધારણ કરે. કયારેક ઝીણું ઝાપટું તો કયારેક વળી જાડી ધારાઓ. કોઇ કોઇ વાર તો ધારાઓ પાછળ લીમડાનાં અંગોપાંગ અદૃશ્ય થઈ જાય ને કેવળ એક ગોળાકાર શ્વેત ધાબા જ જણાય. 'નાગો' વરસાદ પડે ત્યારે જાણે આખો લીમડો પ્રવાહી સોનું થઇને દડતો જણાય. મારે માટે તો આ ઝાડ તે વર્ષામાપક યંત્ર પણ ખરું. ગામબહાર પાણી જાય એટલો વરસાદ થયો કે કયારડાં ભરાય એટલો– નેળમાં પાણી આવે એટલો થયો કે નદીએ પૂર આવે એટલો–નેળમાં આ બધું વરસાદની આરપાર લીમડો કેવો ને કેટલોક દેખાયો તે ઉપરથી મને કળાય. પછી દાદાને પૂછીને મારા અનુમાનનું સમર્થન મેળવવાનું.

એટલેથી આ ઝાડનાં પીળાં પાન ખરખર ખરતાં જોવાની મજા આવે. એક સામટું જાણે કોઇ પીળી પાંખોવાળું પંખીટોળું હેઠે ઊતરી આવતું ના હોય! પીળાં પાન ખરવાથી લીમડો ઉઘાડો થાય ના થાય કે એનાં હાડ કુમળી કુમળી કૂંપળોથી ઢંકાઇ જાય ને વળી એક દિવસ લીલી પાંખોવાળા પંખીટોળાથી આખું ઝાડ ખીચોખીચ ભરાઇ જાય. પછી તો મંજરીઓની મહેક છેક એટલે આવીને અમારા ખાટલાને ઘેરી લે ને મળસ્કે જાગીએ ત્યારે ઉન્મત્ત શરીરમન સુગંધપાથર્યા પલંગમાં ક્યાંય સુધી આળોટ્યા વગર ઊભાં ન થાય. પછી વળી કાગડા આંગણામાં પીળી પીળી લીંબોળીઓ લાવે. એમના કડવા મીઠા ચીકણા ગરને ચાખવાની મજા આવે, રાયણ ગણીને એને ખાઇએ.

અમારા ઘરથી પશ્ચિમ દિશામાં ઊભેલો આ લીમડો વરસાદના દિવસોમાં મારું પરમ ધ્યાનકેન્દ્ર બની રહે. પવનના સૂસવાટમાં એની ડાળીઓ વીંઝાય, આડી અવળી, ઉપરતળે થઈ જાય, જાણે આખું ઝાડ ભોંયસુધી ઝૂકીને અમળાઇને પાછું ઊભું થઈ જાય! ગામનાં કોઇ કોઇ બૈરાંને ભોંય ઉપર બેઠાં બેઠાં કાળો સાડલો ઓઢીને ધૂણતાં જોયેલાં, ભય અને કૌતુકના મિશ્ર ભાવથી. આ લીમડો પણ જાણે એવી કોઇ જીવંત વ્યક્તિ શરીરને અવનવા વળાંક આપી ધૂણતી હોય એવું લાગે. ને વરસાદ પણ પહેલો આ લીમડાને માથે પડે ને લીમડાનો આકાર ધારણ કરે. ક્યારેક ઝીણું ઝાપટું તો ક્યારેક વળી જાડી ધારાઓ. કોઇ કોઇ વાર તો ધારાઓ પાછળ લીમડાનાં અંગોપાંગ અદૃશ્ય થઈ જાય ને કેવળ એક ગોળાકાર શ્વેત ધેરા જ જણાય. 'નાગો' વરસાદ પડે ત્યારે જાણે આખો લીમડો પ્રવાહી સોનું થઇને દડતો જણાય. મારે માટે તો આ ઝાડ તે વર્ષામાપક યંત્ર પણ ખરું. ગામબહાર પાણી જાય એટલો વરસાદ થયો કે ક્યારડાં ભરાય એટલો—નેળમાં પાણી આવે એટલો થયો કે નદીએ પૂર આવે એટલો—નેળમાં આ બધું વરસાદની આરપાર લીમડો કેવો ને કેટલોક દેખાયો તે ઉપરથી મને કળાય. પછી દાદાને પૂછીને મારા અનુમાનનું સમર્થન મેળવવાનું.

## તરુરાગ–બુધાનો લીમડો / જયન્ત પાઠક

બુધાનો લીમડો તે ગોઠ ગામમાં જેઠાકાકાના ઘર સામે ઊભેલો લીમડો. જેઠાકાકાના એક દીકરાનું નામ બુધો (બુધવારે જન્મ્યો હશે તેથી કદાચ) એટલે અમે આ ઝાડને બુધાનો લીમડો કહીએ. નાનપણમાં અમે આ લીમડાના ભેરુ, પણ બુધાભાઈ ઉર્ફે નંદકુમાર પાઠક (જેઓ આકાશવાણીમાંથી નિવૃત્ત થઈને હાલ અમદાવાદમાં વસે છે)ને તો જોયેલા જ નહીં; તેઓ તો મુંબઈમાં એમના મોટાભાઈને ઘેર રહે, અંગ્રેજી ભણે. પાંચ ઘરના આ ફળિયામાં ચારપાંચ આંબલીઓ ને એક શીમળા વચ્ચે આ લીમડો એની ગોળાકાર ઘટાળી કાયાથી નોખો તરી આવે. અમારે ઓટલેથી પશ્ચિમ દિશામાં જોઈએ તો પહેલો એ દેખાય; કાળી કાળી ડાળડાળીઓથી બાંધેલો, પવનથી પૃથ્વીને નંખાતો મોટોમસ વીંઝણો જ જોઈ લો! કોઈવાર જેઠાકાકાને મળવા કે થાણાના કામે આવેલા પરોળીના ઠાકોરનો કે પછી એરાલના કોઈ વાણિયાનો ઘોડો એના જાડા થડે બાંધેલો જોવા મળે.

રમતા રમતા ઘણીવાર અમે એ લીમડા હેઠળ જઈએ ને એને બાઝીએ. ક્યારેક કીડી મંકોડાની ચઢ ઊતર કરતી હારનો ચટકો હાથને લાલચોળ કરી મૂકે, ખંજવાળ ઊપડે; ક્યારેક થડને વળગીને ગોળાકારમાં ઉપર ચઢતા કાચંડાને છાનામાના પથરો મારી લઈએ; પણ અમારું ખાસ આકર્ષણ કેન્દ્ર તો બેત્રણ ટચકા કરીને ઝમતું કરેલું એનું થડ, એમાંથી દ્રવતો રસ ગુંદર. બાવળના ગુંદર જેવો મીઠો તો ન લાગે, પણ લાલ પીળા સફેદ રંગની ઝાંયવાળો એ અમારી આંખો મોહ પમાડે. અમને એ અમારા પગે વારંવાર થતાં ગુમડાં જેવો લાગે–ફૂટેલા ગુમડા જેવો. જેઠાકાકા તો ગામડામાં યજમાનવૃત્તિમાં ફરે ને એમનાં વૃદ્ધ, સદીએ પહોંચવા આવેલાં બા લક્ષ્મીડોશી બારણાં વાસી ઘરમાં પડી રહે એટલે અમને કોઈની બીક નહીં. ગુંદર ઉખાડી ખાઈએ ને પતંગના દિવસોમાં એક કોડિયામાં ભેગો કરી ઓગાળી પતંગ બનાવવા સાંધવામાં વાપરીએ.

એટલેથી આ ઝાડનાં પીળાં પાન ખરખર ખરતાં જોવાની મજા આવે. એક સામટું જાણે કોઇ પીળી પાંખોવાળુ પંખીટોળું હેઠે ઊતરી આવતું ના હોય! પીળાં પાન ખરવાથી લીમડો ઉઘાડો થાય ના થાય કે એનાં હાડ કુમળી કુમળી કૂંપળોથી ઢંકાઇ જાય ને વળી એક દિવસ લીલી પાંખોવાળા પંખીટોળાથી આખું ઝાડ ખીચોખીચ ભરાઇ જાય. પછી તો મંજરીઓની મહેક છેક એટલે આવીને અમારા ખાટલાને ઘેરી લે ને મળસ્કે જાગીએ ત્યારે ઉન્મત્ત શરીરમન સુગંધપાથર્યાં પલંગમાં ક્યાંય સુધી આળોટયા વગર ઊભાં ન થાય. પછી વળી કાગડા આંગણામાં પીળી પીળી લીંબોળીઓ લાવે. એમના કડવા મીઠા ચીકણા ગરને ચાખવાની મજા આવે, રાયણ ગણીને એને ખાઇએ.

અમારા ઘરથી પશ્ચિમ દિશામાં ઊભેલો આ લીમડો વરસાદના દિવસોમાં મારું પરમ ધ્યાનકેન્દ્ર બની રહે. પવનના સૂસવાટમાં એની ડાળીઓ વીંઝાય, આડી અવળી, ઉપરતળે થઈ જાય, જાણે આખું ઝાડ ભોંયસુધી ઝૂકીને અમળાઇને પાછું ઊભું થઈ જાય! ગામનાં કોઇ કોઇ બૈરાંને ભોંય ઉપર બેઠાં બેઠાં કાળો સાડલો ઓઢીને ધૂણતાં જોયેલાં, ભય અને કૌતુક-ના મિશ્ર ભાવથી. આ લીમડો પણ જાણે એવી કોઇ જીવંત વ્યક્તિ શરીરને અવનવા વળાંક આપી ધૂણતી હોય એવું લાગે. ને વરસાદ પણ પહેલો આ લીમડાને માથે પડે ને લીમડાનો આકાર ધારણ કરે. ક્યારેક ઝીણું ઝાપટું તો ક્યારેક વળી જાડી ધારાઓ. કોઇ કોઇ વાર તો ધારાઓ પાછળ લીમડાનાં અંગોપાંગ અદૃશ્ય થઈ જાય ને કેવળ એક ગોળાકાર શ્વેત ધાબા જ જણાય. 'નાગો' વરસાદ પડે ત્યારે જાણે આખો લીમડો પ્રવાહી સોનું થઇને દડતો જણાય. મારે માટે તો આ ઝાડ તે વર્ષામાપક યંત્ર પણ ખરું. ગામબહાર પાણી જાય એટલો વરસાદ થયો કે ક્યારડાં ભરાય એટલો– નેળમાં પાણી આવે એટલો થયો કે નદીએ પૂર આવે એટલો–નેળમાં આ બધું વરસાદની આરપાર લીમડો કેવો ને કેટલોક દેખાયો તે ઉપરથી મને કળાય. પછી દાદાને પૂછીને મારા અનુમાનનું સમર્થન મેળવવાનું.

હજી આજે પણ વરસાદને કોઇ ને કોઈ વૃક્ષના આકારમાં જ જોવાનું ને માપવાનું મને ફાવે છે. ઝાડ નીચે પડેલાં પીળાં પાન જરા આમતેમ કરીએ એટલે ભીની માટીની ને પાનની મિશ્ર મહેક આવે.

મુંબઇથી નંદકુમાર વેકેશનમાં આવે ત્યારે આ લીમડા નીચે ભમરડાની રંગત જામે. પેલો ગુલાબી, છેલ્લી આંગળી જેવડી લાંબી આરવાળો ભમરડો આજેય દેખાય છે. એને માથે એક રંગીન કાગળની ફૂદડી ચોંટાડી છે. ભમરડો ફરે, ઊંઘ લે ત્યારે એ ફૂદડી ફરતા ભમરડા ઉપર સ્થિર દેખાય તેનો ભારે અચંબો ! અમે નાના, આવડી લાંબી આરવાળો ભમરડો અમને ફેરવતાં ના ફાવે. નંદકુમાર એ ફેરવીને હથેળીમાં લઇ અમારી હથેળીમાં મૂકે ત્યારે અમારે એને જમીન ઉપર નાખી દેવો પડે, તીણી આર જાણે હથેળીની આરપાર ઉતરી-નીકળી જશે એવું લાગે. આ લીમડા હેઠળ ઉનાળામાં વળી ખાટલો પાથરીને મોડી રાત સુધી જેઠાકાકાના કુટુમ્બના બેત્રણ યુવાનો બેસે ને ગામ-ગપાટા મારે; ચાંદની રાત હોય તો પાનાં રમે. ઘણે વર્ષે, મોટા થયા પછી એક કાવ્યમાં લખ્યું: 'ચાંદની ફળિયામાં લીમડો ચીતરે.' આ પંક્તિ જ્યારે જ્યારે વાંચું છું, ત્યારે ત્યારે મારી આંખો સામે ચાંદની રાતમાં ડોલતો ને એમ પોતાની છાયાને ડોલાવતો આ લીમડો જ ઊભો હોય છે.

હા, ઊભો હોય છે. ઝાડને સ્થિતિ હોય છે, ગતિ નથી હોતી. એટલે તો જેઠાકાકા ગયા, નંદકુમાર અમદાવાદમાં વસ્યા ને હું સુરતમા છું, પણ એ લીમડો તો ત્યાંનો ત્યાં જ છે. અમને જેમ એની માયા તેમ એને અમારી ય હશેસ્તો; પણ શું થાય ? મૂળિયાં જ્યાં નાખ્યાં ત્યાં નાખ્યાં, ધારો કે મૂળ લઇને એ લીમડો નીકળી પડ્યો તો ય તે ફરી એમ ક્યાંય ઊભો થઈ કે રહી શકે ખરો કે ? છતાં ય ધારો કે એમ એ એના ને મારા વતનમાંથી હિજરત કરે તો મને ખાતરી છે કે એ અમદાવાદ ભણી નહીં, સૂરત ભણી જ ચાલી નીકળે ને અહીં મારા વાડામાં જ આવીને ઊભો રહે-એવી સઘન, ઘટાદાર અમારી ભાઇબંધી !

## મિસાક / વિલિયમ સારોયાન

અનુ. શિશિર તાંબાવાળા

મિસ ગામા મને કહેતી કે મારે વાળ કપાવવા જોઈએ. મારી માતા અને મારો ભાઈ ક્રિકોર કહેતાં કે મારે વાળ કપાવવા જોઈએ, આખી દુનિયા ઇચ્છતી કે મારે વાળ કપાવવા જોઈએ. મારું માથું આ જગત માટે ખૂબ મોટું હતું. દુનિયા કહેતી કે ખૂબ કાળા વાળ છે.

બધાં મને કહેતાં, "તું ક્યારે વાળ કપાવવાનો છે?"

મારા ગામમાં એક ખૂબ મોટો વેપારી કંટિંગ્ડોન નામનો માણસ હંમેશા મારી પાસેથી સાંજનું છાપું ખરીદતો. એ માણસનું વજન બસો ચાલીસ પાઉન્ડ હતું અને તેની પાસે બે કેડીલેક, છસો એકર જમીન અને વેલી બેન્કમાં કરોડ ડોલર કરતાં વધુ પૈસા હતા, વધારામાં હતું એક વાળ વગરનું માથું જે બધાં જોઈ શકતાં, મારું માથું જોવા તે રેલવેમાર્ગે માણસોને મોકલતો. ત્યાં તમારું કેલિફોર્નિયા છે. તે મહોલ્લામાં– આવું મોટે મોટેથી બોલતો રહેતો. તંદુરસ્તી માટે સુંદર આબોહવા છે. ત્યાં એક માથા પર વાળ છે. આમ તે બરાડ્યા કરતો.

મિસ ગામા મારા માથાના કદ માટે ખૂબ કટુ હતી. એક દિવસ તેણે કહ્યું કે હું કોઈનું નામ નથી દેતી પણ જો કોઈ માણસ અત્યારે વાળ કપાવે તો તેને અહીંની જગ્યા કરતાં પણ ખરાબ જગ્યા પર મોકલી દેવામાં આવશે.

તે વખતે તેણે કોઈનું નામ નહોતું કહ્યું પણ તે એકીટશે મારી સામે જોઈ રહી હતી.

'શું મહાન વિચાર છે!' મારા ભાઇ ક્રિકોરે કહ્યું,

હું ખુશ થયો કે ચાલો આખી દુનિયાં મારા પર ગુસ્સે થઈ છે, પણ એક દિવસ એક નાના પક્ષીએ મારા વાળમાં માળો બાંધવા પ્રયત્ન કર્યો અને હું તરત જ ગામમાં આવેલા વાળંદ તરફ દોડયો. હું મારા વાડામાં આવેલા એક ઝાડ નીચે ઘાસ પર સૂતો હતો ત્યારે એક નાનું પક્ષી ઝાડ પરથી નીચે આવી મારા વાળમાં રસ્તો કરવા માંડયું. તે શિયાળાના હુંફાળા દિવસે આખું જગત ઊંઘતું હતું. આખું જગત સ્થિર થઇ ગયું હતું. વાહનો આમ તેમ દોડતાં ન હતાં. જો કંઇક અવાજ સંભળાતો હતો તો તે આ દુનિયાની નીરવ શાંતિનું સુખોષ્ણ સુખ દુ:ખ ભરેલું સત્ય. આ વિશ્વમાં કયાંક જીવન હોવું જોઇએ. એકાદ ભવ્ય ઘર, રૂમ અને ટેબલ, ખુરશીઓ અને પલંગો, દીવાલ પર લટકતાં ચિત્રો હોવાં જોઇએ, આ જગતમાં વિચિત્ર અને આશ્ચર્યજનક કયાંક હોવું જોઇએ. જીવંત સ્થળકાળમાં થઇ પસાર થતા દિવસ બપોર અને રાત, શ્વાસ લેવો, ખાવું, પીવું, હસવું, વાતો કરવી, ઊંઘવું અને ઊઠવું, જોવું, સાંભળવું અને સ્પર્શવું: સૂર્યની નીચેના આ જગતમાં ચાલવું; જગત-આ દુનિયામાં હોવુંજ જોઇએ.

હું ખુશ થયો કે આવું જગત છે તો આવી સૃષ્ટિમાં કયાંક મારું અસ્તિત્વ હોવું જોઇએ. હું એકલો હતો એટલે હું ખૂબ દુ:ખી હતો પણ સાથે ખુશ પણ હતો. હું દરેક વસ્તુ માટે એટલો રાજી હતો કે હું ખૂબ જ દુ:ખી હતો. મારે સ્વપ્નોમાં ખોવાવું હતું, જોવી હતી એ જગ્યાઓ જે મેં કયારેક જોઇ નહોતી–દુનિયાનાં મશહુર શહેરો ન્યૂયોર્ક, લંડન, પારી, બર્લિન, વિયેના, કોન્સ્ટન્ટિનોપલ, રોમ, કેરો, ગલીઓ, મકાનો અને જીવંત માનવીઓ, બારણાંઓ અને બારીઓ, રાત્રીની ગાડીઓ અને સમુદ્રની સ્ટીમરો, અંધકારભરેલો દુ:ખી સમુદ્ર અને વીતી ગયેલાં, મૃત્યુ પામેલાં એ વર્ષોની યાદગાર પળો, સમયની સાથે દટાઇ ગયેલાં એ શહેરો અને નાશ પામેલી એ જગ્યાઓ, ઓહ! ૧૯૧૯ની

સાલનું એ સપનું. જેમાં મેં જીવનને સદા જીવંત જોયું, જેમાં પરિવર્તન, સડો અને મૃત્યુનો અંત જોયો !

અને ત્યારે પક્ષી ઝાડ પરથી નીચે ઊતરી આવી મારા વાળમાં માળો બાંધવા માંડયું. હું જાગી ગયો.

મને ખ્યાલ ન આવ્યો કે એ મારા માથામાં માળો બાંધી રહ્યું છે પરંતુ જ્યારે એ ગાવા માંડયું ત્યારે મને એનું ભાન થયું. મારી જિંદગીમાં ક્યારેય એ પક્ષીનું આવું સંગીત સાંભળ્યું નહોતું. જે સાંભળ્યું તે ખૂબ જ કુદરતી છતાં અનોખું હતું. જગતમાં ક્યાંય કોઇ અવાજ નહોતો અને અચાનક એ પક્ષીનો અવાજ સાંભળ્યો.

પછી મને સમજાયું કે આ યોગ્ય નથી. કોઈના વાળમાં પક્ષીનું હોવું એ યોગ્ય નથી અને તેથી હું કૂદ્યો અને ગામ તરફ દોડયો. પેલું પંખી ગભરાઇને એક જ શ્વાસમાં શક્ય એટલું દૂર ઊડી ગયું.

દુનિયા સાચું કહેતી હતી. મિસ ગામા સાચી હતી. મારો ભાઇ ક્રિકોર પણ સાચું કહેતો હતો. વાળ કપાવી નાંખવા જોઇએ, જેથી પંખીઓ વાળમાં માળો ન બાંધી શકે.

મેરીપોસા સ્ટ્રીટના નાકા પર આર્મ નામનો એક આર્મિનિયન વાળંદ રહેતો હતો, જે આમ તો એક ખેડૂત હતો કે પછી તત્ત્વજ્ઞાની હતો તેની મને જાણ નહોતી. હું એટલું જ જાણતો હતો કે મેરીપોસા સ્ટ્રીટના નાકે એની એક દુકાન હતી અને તે પોતાનો મોટા ભાગનો સમય આર્મિનિયન છાપું વાંચવામાં કે સિગારેટ પીવામાં અને ત્યાંથી પસાર થતાં લોકોને જોવામાં ગાળતો. મેં કયારેય એને કોઈના વાળ કાપતો જોયો ન હતો, છતાં મને લાગ્યું કે એકાદએ વ્યક્તિ ભૂલથી એની દુકાનમાં પહોંચી ગઈ હતી.

હું મેરીપોસા ગલીના નાકા પરની એ આર્મની દુકાનમાં ગયો અને એને જગાડયો. તે એક નાંના ટેબલ પર હાથમાં ખુલ્લી આર્મિનિયન ચોપડી રાખીને ઊંઘતો હતો.

મેં આર્મિનિયન ભાષામાં પૂછ્યું, 'તું મારા વાળ કાપશે? મારી પાસે પચ્ચીસ સેન્ટ છે.'

'આહ!' એ બોલ્યો, 'તો મળીને આનંદ થયો. તારું નામ શું છે? બેસ હું પહેલાં કૉફી બનાવીશ. આહ! સુંદર કેશભરપૂર માથું છે તારું!'

'બધાં ઇચ્છે છે કે મારે વાળ કપાવવા જોઇએ,' મેં કહ્યું.

'એ જ એક જગતની રીત છે.' તેણે કહ્યું, 'હંમેશાં કહેતું રહે છે કે શું કરવું જોઇએ. થોડા વાળ હોવામાં શું ખોટું છે? તેઓ આમ શા માટે કરે છે? તેઓ કહે છે કે પૈસા કમાઓ, ખેતર ખરીદો, આમ કરો, પેલું કરો. ઓહ! તેઓ માણસ શાંતિથી જીવે તેની વિરુદ્ધ છે.'

'તમે કરી શકશો! તમે આટલા વાળ કાપી શકશો કે જેથી તેઓ લાંબા સમય સુધી એ બાબતની વાત જ ન કરે?' મેં પૂછ્યું.

'કૉફી', એણે કહ્યું, 'ચાલો પહેલાં આપણે કૉફી પી લઇએ.' તે મારે માટે કૉફી લઈ આવ્યો. મને નવાઇ લાગી કે મેં આની કેમ ક્યારેય મુલાકાત લીધી નહીં, કદાચ આ શહેરનો તે સૌથી રસિક માણસ હતો. હું દુકાનમાં ચડ્યો ત્યારથી એની ઊઠવાની, એની ચાલવાની અને વાતો કરવાની રીત પરથી જ એ અસાધારણ માનવી લાગતો હતો. તે પચાસેક વર્ષનો અને હું અગિયાર વર્ષનો હતો. તે મારા કરતાં ઊંચો કે વજનદાર ન હતો પણ એનો ચહેરો એવા માણસનો હતો જેણે સત્ય શોધ્યું હતું, જે જાણતો હતો કોણ શાણું છે અને છતાં પણ તે બધાંને ચાહતો હતો, નિર્દય નહોતો.

જયારે તેણે આંખો ખોલી, ત્યારે એનો દેખાવ જાણે કહેવા માંગતો હતો કે આ જગત? હું આ જગત વિશે બધું જાણું છું. દુષ્ટતા, તિરસ્કાર અને ભય, છતાં હું બધાંને ચાહું છું.

મેં એ નાનો કપ મારા હોઠ સુધી ઊંચક્યો અને એ કાળું પાણી પીવા લાગ્યો. તેનો સ્વાદ અજબ હતો, જે મેં ક્યારેય માણ્યો ન હતો.

'બેસી જા,' તેણે આર્મિનિયન ભાષામાં કહ્યું. 'બેસ, બેસ, આપણે ક્યાંય જવાનું નથી. આપણે કંઇ કરવાનું નથી. તારા વાળ એક કલાકમાં નહીં ઊગી જાય.'

હું હસતાં હસતાં બેસી ગયો. એણે જગત વિશે કહેવા માંડયું. એણે મને એના કાકા મિસાક વિશે કહેવા માંડયું, જેઓ મોશ ખાતે જન્મ્યા હતા.

અમે કૉફી પૂરી કરી અને પછી હું ખુરશીમાં બેસી ગયો. એણે મારા વાળ કાપવા માંડયા. એણે સૌથી ખરાબ રીતે વાળ કાપ્યા પણ એણે એના ગરીબ કાકા મિસાક અને સરકસના વાઘ વિશે વાતો કરી. હું એની દુકાનમાંથી ખૂબ જ ખરાબ કપાયેલા વાળ સાથે બહાર નીકળ્યો પણ મને તેની ફિકર નહોતી. એ ખરેખર વાળંદ નહોતો. તે પોતે વાળંદ હોવાનો ફક્ત ઢોંગ કરતો હતો કે જેથી તેની પત્ની તેને હેરાન ન કરે. તે ફકત આ દુનિયાને સંતોષવા ખાતર આ કામ કરતો હતો. એને જો કંઇ કરવું હતું તો તે વાંચવું અને સારા માણસો સાથે વાતો કરવી. તેને પાંચ બાળકો હતાં, ત્રણ છોકરા અને બે છોકરી, પણ તેઓ બધાં જ તેની પત્ની જેવાં હતાં અને તેથી તે એ લોકો સાથે વાતો કરતો નહીં. બધા જ એ જ જાણવા આતુર રહેતાં કે તે કેટલા પૈસા કમાય છે.

'મારા બિચારા કાકા મિસાક', તેણે કહેવા માંડયું, 'બહુ સમય પહેલાં મોશ ખાતે જન્મ્યા હતા. તે ખૂબ અનાડી હતા પણ બે છોકરાઓને લડાવતા અને જરૂર પડે તો તેના માતા-પિતા કે દાદા-દાદીને પણ લડાવતા.

અને તેથી બધા જ એમને કહેતા-'મિસાક, તું ખૂબ જ શક્તિશાળી છે, તું લડીને પૈસા શા માટે નથી કમાતો ?' અને તેણે એમ કર્યું. વીસ વર્ષની ઉંમર પહેલાં તો તેણે અઢાર બળવાન માણસોના હાડકાં ભાંગી નાંખ્યાં. એ પૈસામાંથી તે ખાતો, મોજ કરતો અને બાકીના પૈસા બાળકોને વહેંચી દેતો. તેને પૈસાની જરૂર નહોતી.

આહ ! એ તો વર્ષો પહેલાંની વાત હતી. આજે તો બધાંને પૈસા જોઇએ છે. લોકો એને કહેતાં કે ક્યારેક તું પસ્તાશે અને ખરેખર તેઓ સાચાં હતાં. તેઓ એને પોતાના પૈસાની સંભાળ રાખવાનું કહેતાં કારણ કે કોઇક દિવસ તે આટલો શક્તિશાળી નહીં રહે ત્યારે તેની પાસે પૈસા પણ નહીં રહે, અને એ જ દિવસ આવ્યો. મારા ગરીબ કાકા મિસાક ચાલીસ વર્ષના થયા અને તે બળવાન ન રહ્યા, પૈસા પણ ન રહ્યા, બધાં તેને હસવા લાગ્યાં, અને તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા, તેઓ કોન્સ્ટન્ટિનોપલ ગયા. ત્યાંથી વિયેના ગયા.'

'વિયેના ?' મેં કહ્યું, 'તમારા કાકા વિયેના ગયા ?'

'હા સ્તો.' વાળંદે કહ્યું, 'મારા કાકા ઘણી જગ્યાએ ગયા. વિયેનામાં મારા બિચારા કાકાને કોઈ કામ ન મળ્યું અને લગભગ ભૂખે મરવા લાગ્યા અને છતાં તેમણે એક બટકું પાઉંની પણ ચોરી ન કરી. ત્યાંથી તેઓ બર્લિન ગયા. ત્યાં પણ મારા કાકા બિચારા ભૂખે મરતા રહ્યા.'

તે મારા વાળ કાપતો રહ્યો. ડાબી બાજુ ને જમણી બાજુ. હું જમીન પર પડતા વાળને જોઇ રહ્યો અને મારા માથાને ઠંડક થતી અનુભવી રહ્યો. મારું માથું નાનું થતું જતું હતું.

'આહ ! બર્લિન,' તેણે આગળ કહ્યું, 'દુનિયાનું ક્રૂર શહેર, ગલી-ઓ જ ગલીઓ, મકાનો જ મકાનો અને લોકો જ લોકો, પણ મારા કાકા માટે એક પણ દ્વાર ન હતું, એક પણ રૂમ નહીં, એક પણ ટેબલ નહીં, એક પણ મિત્ર નહીં.'

'ઓહ ! માનવીની એકલતા, જીવનનો એકાંતવાસ કેટલો ભયંકર છે !' મેં કહ્યું.

વાળંદ બોલ્યો, 'અને આવું જ પારીમાં, આવું જ લંડનમાં, ન્યૂયોર્કમાં ને દક્ષિણ અમેરિકામાં. બધે જ આવું હતું, ગલીઓ જ ગલીઓ, મકાનો જ મકાનો, પણ બિચારા કાકા મિસાક માટે દુનિયામાં કોઇ જગ્યા ન હતી.'

'હે ભગવાન ! એમને બચાવજે !' મેં પ્રાર્થના કરી.

'ચીનમાં', તેણે કહ્યું, 'મારા કાકા એક આરબને મળ્યા જે એક ફ્રેન્ચ સરકસમાં કામ કરતો હતો. મારા કાકા અને આરબ ટરકીશ ભાષામાં વાતો કરવા લાગ્યા. આરબે પૂછ્યું, 'ભાઇ, તમે માણસ અને પ્રાણી પ્રત્યે પ્રેમ રાખો છો ?' મારા કાકા મિસાકે કહ્યું, 'ભાઇ, હું આ ભગવાને બનાવેલી દુનિયામાં બધાંને ચાહું છું. માણસ અને પ્રાણી, માછલી અને પક્ષી, પત્થર અને અગ્નિ, પાણી અને જોયેલું ન હોય તેને પણ ચાહું છું. અને તે આરબે પૂછ્યું 'ભાઇ, તું એક જંગલી વાઘને પણ પ્યાર કરી શકે ?' મારા કાકાએ કહ્યું, 'મારો જંગલી પશુઓ પ્રત્યેનો પ્રેમ અમર્યાદિત છે.' મારા કાકા એક દુઃખી માણસ હતા.

તે આરબ મારા કાકાના જંગલી પ્રાણીઓ પ્રત્યેના પ્રેમ વિશે જાણી રાજી થયો કારણ કે એ પોતે પણ એક બહાદુર માણસ હતો. તેણે મારા કાકાને પૂછ્યું, 'ભાઈ, તમે વાઘના ખુલ્લા મોઢામાં તમારું માથું મૂકવા જેટલો પ્રેમ કરી શકશો ?'

'હે ભગવાન, એને બચાવજે !' મારાથી બોલાઇ ગયું.

આર્મ વાળંદે કહ્યું, 'અને મારા કાકા મિસાકે હા પાડી. આરબે તેને પૂછ્યું, 'તમે સરકસમાં જોડાશો ? ગઈ કાલે બેદરકારીથી વાઘે એનું મોઢું બિચારા સિમોન પેરીગોર્ડના ગળા ઉપરથી બંધ કરી દીધું અને આજે અમારા સરકસમાં ભગવાનના સર્જેલા આ પ્રાણી માટે કોઇ આટલો પ્રેમ દાખવી શકે એવો માણસ નથી.' મારા કાકા મિસાક આ દુનિયાથી કંટાળી ચૂક્યા હતા અને તેમણે કહ્યું કે 'ભાઇ, હું સરકસમાં જોડાઈશ અને ભગવાનના બનાવેલા આ પવિત્ર વાઘના મોઢામાં મારું માથું દિવસમાં બાર વખત મૂકીશ.' આરબે કહ્યું, 'એટલી બધી જરૂર નથી, દિવસમાં બે વખત બસ થશે.' મારા કાકા એ ફ્રેન્ચ સરકસમાં જોડાઇ ગયા અને વાઘના ખુલ્લા મોઢામાં માથું મૂકવા લાગ્યા.

આ સરકસ ચીનથી ભારત, ભારતથી અફઘાનિસ્તાન, અફઘા- નિસ્તાનથી પ્રર્શિયા ફરવા લાગ્યું અને પ્રર્શિયામાં એ જ બનાવ બન્યો. વાઘ અને મારા કાકા મિસાક ખૂબ જ ગાઢ મિત્રો બની ગયા. પ્રાચીન શહેર તેહરાનમાં વાઘ ફરી વાર જંગલી બન્યો. તે ખૂબ જ ગરમ દિવસ હતો, અને બધાને અણગમો ઘનો હતો. વાઘ ખૂબ જ ગુસ્સામાં આખો દિવસ આમ તેમ દોડતો રહ્યો. મારા ગરીબ કાકા મિસાકે પોતાનું માથું વાઘના ખુલ્લા મોઢામાં મૂક્યું. એ જ પ્રર્શિયાના ક્રૂર શહેર તેહરાનમાં, અને જેવું મોઢું બહાર કાઢવા જતા હતા કે તરત વાઘે આ જગત પરની જીવંત વસ્તુઓની ક્રૂરતાથી ઉશ્કેરાઇ પોતાનાં જડબાં ભીડી દીધાં.'

હું એકદમ ખુરશી પરથી ઊભો થયો અને એક અજાણ્યા માનવીને દર્પણમાં જોવા લાગ્યો–મારી જાતને જ. હું ગભરાઈ ગયો હતો અને મારા બધા વાળ કપાઇ ગયા હતા. મેં પચ્ચીસ સેન્ટ આર્મવાળંદને આપ્યા અને ઘરે આવ્યો. બધાં જ મને હસતાં હતાં. મારા ભાઇ ક્રિકોરે કહ્યું કે તેણે આટલા ખરાબ વાળ કપાયેલા ક્યારેય જોયા નહોતા. પણ એ બધું બરાબર હતું.

ઘણાં અઠવાડિયાં સુધી જો કંઈ હું વિચારતો રહ્યો હોઉં તો તે વાળંદના બિચારા કાકા મિસાક વિશે, જેનું માથું વાઘ ખાઇ ગયો હતો, અને હું એ દિવસની આશામાં મીટ માંડતો બેઠો હતો કે ક્યારે મારે વાળ કપાવવા પડે કે જેથી હું આર્મની દુકાનમાં જાઉં અને આ જગત પરના એ માનવીની વાતો સાંભળી શકું. ખોવાયેલા, એકલતા અનુભવતા અને સદાય ભયમાં રહેતા એના કાકા મિસાકની દુઃખદ કથા સાંભળી શકું, જે આ જગતના દરેક જીવંત માનવીની દુઃખકથા હોય. ☐

['Barber's uncle'નો અનુવાદ]

## જલતી ઝાડી / નિર્મલ વર્મા

હું એ શહેરમાં પ્રથમ વાર આવ્યો હતો. વિચાર્યું હતું કે થોડા દિવસ રહીને આગળ જઇશ, પણ અસાધારણ કારણોને લઇને રોકાઈ જવું પડયું. દિવસભર હૉટલમાં રહેતો અને કંટાળી જતો ત્યારે બહાર ફરતી વખતે એ સ્થળ તરફ પગ આગળ ધપતા. અજાણ્યા શહેરોમાં પ્રત્યેક પ્રવાસી પોતાનો પ્રિય ખૂણો શોધી લે છે...

આમ તો અગાઉ ઘણી વાર અહીં આવવાનું મન થયું હતું. રાત્રે કોઇ સસ્તા રેસ્ટોરાંની શોધ કરતી વખતે એ તરફ નજર જતી અથવા ટ્રામની બારીમાંથી પુલ પસાર કરતી વખતે એક દબાયેલો મોહ જાગી જતો. ઇચ્છા થતી કે અહીં ઊતરી જાઉં, પણ આછો ક્ષોભ થતો અને એમ કરી શકતો નહીં.

એ દિવસ, રોજ કરતાં જુદો જ હશે. હું આખો દિવસ હૉટલના ઓરડામાં સૂતો રહ્યો. પછી કેટલાક જરૂરી પત્ર લખ્યા, તે પોસ્ટ કરવા બહાર નીકળ્યો.

પાછા ફરતી વખતે મેં જાણી જોઇને રસ્તો બદલ્યો. એક અસ્પષ્ટ રીતે મેં મને ઢીલો મૂકી દીધો... એવું ઘણીવાર બને છે. જ્યારે હું આખો દિવસ ઊંઘીને બહાર નીકળું છું, ત્યારે મને નવેસરથી છૂટો મૂકી દેવાની ઇચ્છા થાય છે, ખાસ તો અજાણ્યાં શહેરોમાં—જ્યાં ડુંગરમાળ શરૂ થતી હોય.

એવો જ એક પાનખરનો દિવસ હતો ત્યારે હું ત્યાં પહોંચી ગયો હતો.

એ એક ટાપુ હતો–શહેરના કિનારે. ત્યાંથી ડુંગરમાળ શરૂ થય છે. નદીની એ ધારા કાતરની જેમ એને વચ્ચેથી કાપી ગઈ હતી. પુલની નીચે ઊંચું ઘાસ પાણીમાં ભિંજાતું રહેતું હતું. કિનારા પર દૂર દૂર સુધી લાલ બેન્ચ પડી હતી. એ દિવસોમાં એ બેન્ચો મોટા ભાગે ખાલી રહેતી હતી. સાવ ખાલી પણ નહીં...સૂકાં પાંદડાં એકધારા એના પર ખરતાં રહેતાં. વાયરો એમને ઉડાવી જતો. એ બેન્ચો એ રીતે વધારે સમય ખાલી રહેતી નહીં, પાણી વહેતું રહેતું. એના અવાજની સાથે એક બીજો અવાજ મનમાં આવતો...કોઇ દિવસ ત્યાં જઈશ.

અને એવા જ એક પાનખરના દિવસે હું ત્યાં જઇ પહોંચ્યો હતો.

કિનારે કિનારે ચાલતાં પુલ નીચે રમતા છોકરાઓથી હું અલગ હતો. એમણે કદાચ મને જોયો પણ નહોતો. એ લોકો સૂકાં પાંદડાંનો ઢગલો કરતા પછી એમાં દિવાસળી ચાંપી ભાગી જતા. સાંજના ઝાંખા તડકામાં ધુમાડાના ગોટા ઊડીને ફેલાઈ જતા. એક સોડમ જેવી ગંધ ટાપુ આસપાસની હવામાં વ્યાપી જતી.

હું પુલથી દૂર ચાલ્યો આવ્યો, બીજી બાજુ; ત્યાં વૃક્ષોની નગ્ન શાખાઓ પાણીની સપાટીને સ્પર્શતી હતી. ત્યાં ભીના ઘાસના નદીના કિનારા સુધી પહોંચી ગયો હતો. ઢોળાવ ઊતરતાં જ નજર અચાનક એના પર અટકી ગઇ.

એ એક બહુ ઘરડો માણસ હતો. એક નાનકડી સ્પોર્ટચેર પર બેઠો હતો–સાવ નિશ્ચળ અને મૂગો. મોઢામાં પાઇપ હતી–તે કોણ જાણે ક્યારની યે બુઝાઇ ગઈ હતી. હાથમાં માછલી પકડવાનો કાંટો હતો, નદીના ગંદા પાણીમાં ઊંડે સુધી ડૂબેલો. પણ એનું ધ્યાન કાંટા પર નહોતું. એ ટાપુની પેલે પાર શહેરના પુલો તરફ જોઇ રહ્યો હતો. રહી રહીને એના મોઢામાં દબાવેલી પાઇપ હાલી ઊઠતી હતી.

એ ટાપુનો નીરવ ખૂણો હતો. હું નિરુદ્દેશ ફરતાં થાકી ગયો હતો. મારી ચામડાની બેગ મેં ભીના ઘાસ પર મૂકી દીધી, અને ત્યાં જ બેસી ગયો.

પાસે, સાવ મારી પાસે એક બોડું વૃક્ષ હતું. વરસાદમાં ભિંજાયેલું પરન્તુ ગરમ. એનો ગરમાવો ધીરે ધીરે મારા સુધી પહોંચતો હતો. છેલ્લા એક સપ્તાહથી શહેરમાં વરસાદ વરસતો હતો. ઘાસનીચેની માટી એટલી નરમ હતી કે પગ નીચે દબાતા હતા.

વરસાદ થોભ્યાનો એ પહેલો દિવસ હતો. વાદળાં હજી યે આકાશમાં હતાં–થોડાંક ટાપુ પર, થોડાંક દૂર, ડુંગરમાળ પર, પણ હવે એ ખાલી અને હળવાં હતાં અને હવામાં સરતાં હોય એવાં લાગતાં હતાં.

હું ઘણીવાર સુધી ત્યાં બેસી રહ્યો–એ દરમ્યાન ડોસાએ એકે માછલી પકડી નહોતી. એકવાર કાંટો હાલ્યો હતો. એણે તરત લાકડી ખેંચી. તરફડતું માંસ ઉપર આવ્યું હશે એમ મેં ધાર્યું. હું પોતે ઘણો ઉત્તેજિત થઇ ગયો હતો, પણ કંઇ જ ન થયું. એણે પાણીમાંથી કાંટો બહાર કાઢ્યો, પછી મારી તરફ જોઇને હસ્યો. કાંટો ખાલી હતો. માછલી ચતુરાઇથી પોતાનો ખોરાક લઇ ગઈ હતી.

અમે બંને ફરી પોતપોતાની જગ્યાએ ચૂપચાપ બેઠા. ડોસાએ કાંટામાં ફરી માછલીનો આહાર ભરાવ્યો અને પછી હવામાં ઉછાળીને પાણીમાં નાખ્યો. વહેતા પાણીમાં કુંડાળાં થયાં અને શમી ગયાં–તડકામાં પારાની જેમ ચમકતાં.

એણે ફરી પાઇપ સળગાવી અને જૂના ઓવરકોટના કૉલર ઉપર કાન સુધી ચઢાવ્યા, પાણી પર તરતા તડકાનો એક ભાગ છોકરાઓના ભમરડાની જેમ ફરતો કિનારે પહોંચતો હતો, અને તૂટી જતો હતો, પરંતુ ડોસાનું ધ્યાન એ તરફ નહોતું. ઘણું વિચારવા છતાં હું ચોક્કસ નિર્ણય કરી શકતો નહોતો કે એની નજર કયા ખાસ બિન્દુ પર કેન્દ્રિત થઇ છે. એની આંખો ખુલ્લી છે કે બંધ–એ પણ ચોક્કસપણે કહેવું કઠણ હતું.

પરંતુ ધીરે ધીરે મારો વહેમ પાકો થતો ગયો અને એ વહેમ શેનો હતો તે આજે પણ હું ચોક્કસપણે સમજી શક્યો નહોતો, પરંતુ એ ચોક્કસ જ કોઇ અજ્ઞાત સંદેહનો દ્યોતક હશે. એ માત્ર એક જ વાર મને જોઇને હસ્યો હતો, પણ શું ત્યારે ય એણે મને બરાબર જોયો હશે ખરો ? જો ન જોયો હોય તો મારી તરફ વળીને એણે હસવાની જરૂર કેમ પડી ?

મને ભીતરમાં અજબ જેવી બેચેની થવા લાગી. એને મારી હાજરીનો બિલકુલ આભાસ પણ નહીં, જો કે હું એની પાસે બેઠો છું—એ મને સાવ અસ્વાભાવિક લાગતું હતું. અજાણ્યાં શહેરોમાં કોઇ કોઇ વાર આત્મીયતાની ભૂખ કેટલી ઉત્કટ થઇ જાય છે—એ આ ક્ષણ પહેલાં હું જાણી શક્યો નહતો.

નિસ્સંદેહ એ કોઇ ખાસ ચીજ પર નજર માંડીને બેઠો હતો—કંઇક એવું, જે મારી આંખના ઊંડાણે સ્પર્શ્યું તો ખરું, તે છતાં અસ્પૃશ્ય રહ્યું.

પરંતુ મેં પ્રયત્ન કર્યો. એની આંખ સામે શહેરનો સૌથી જૂનો પુલ હતો, એના પછી નેશનલ થિયેટરની પાતળી ભીંતો અને છત અને વચમાં પુલનો ટાવર—તે સાંજના અછવાતા પ્રકાશમાં ઝિલમિલ થતો હતો. પરંતુ આ બધી એવી ચીજો હતી, જે આ શહેરમાં રસ્તે ચાલતાં ગલીઓમાંથી પસાર થતાં રોજ દેખાય છે. મારો ભીતરનો વહેમ જાગ્રત થવા લાગ્યો—એ સિવાય પણ બીજું કશુંક છે. કંઇક

હતાં. માત્ર તડકાના થોડાંક ધાબાં રહી ગયાં હતાં–પથ્થરો પર, પાતળી ડાળખી પર. થોડી વારમાં સાંજ એને સમેટી જશે–માત્ર અમે બંને રહી જઇશું.

પણ, ના; એ જઇ રહ્યો છે. મારી આંખ અનાયાસ ઊંચી થઇ. એ ખરેખર જ જઇ રહ્યો હતો. એણે માછલી પકડવાનો કાંટો પાણીમાંથી બહાર કાઢયો, કેનવાસની ખુરશીને સમેટીને બગલમાં દબાવી દીધી. જૂની બાઉલર હેટ માથે મૂકી, પાઇપને મોઢામાંથી બહાર કાઢી ગજવામાં મૂકી મ લી પકડવાનો ખાલી ઝોળો કાંટાની લાકડી પર ટાંગી દીધો.

ન જાણે કેમ પણ મારા અંતરમાં એક અજબ જેવી ધ્રુજારી પ્રસરી ગઈ. એવું લાગ્યું કે જાણે હું એના પર એક જટિલ રહસ્યમય રીતે આશ્રિત છું. એ જશે અને જાણે હું કશુંક ખોઈ નાખીશ–મારામાં ઠીક સમયથી જે પોષાઇ રહ્યું છે તે. જાણે એનું અહીં હોવું એ ખુદ મારી સાથે સમ્બન્ધ ધરાવતું હતું...પણ એ ક્ષણે કદાચ કશુંક થયું, કદાચ સૂકાં પાંદડાંનો ખડખડાટ અથવા કદાચ કોઇ પથ્થર પાણીમાં ગબડી પડયો હશે અને એ ચોંકી ગયો. જાણે એના પગ ધરતી સાથે જડાઈ ગયા. જાણે કોઇએ પકડી લીધા હોય. એણે એકવાર પાછળ વળીને જોયું, નદીના વહેતા પાણીની તરફ અને પછી ઝડપી પગલે મારી સામેથી ચાલ્યા ગયા.

જતી વખતે એણે એકવાર પણ મારી તરફ ન જોયું. થોડીવાર સુધી ટાપુમાં એના પગતળે સૂકાં પાંદડાં કચડાવાનો અવાજ સંભળાતો રહ્યો... પછી, પહેલાં જેવું બધું શાંત થઇ ગયું.

એમ જ કેટલીક ક્ષણો પસાર થઇ ગઇ. હું મારી જગ્યાએથી ઊઠયો. થોડીવાર પહેલાં પેલો માછી ડોસો બેઠો હતો બરાબર ત્યાં જ જઇને બેઠો. ભીની માટી પર એના બૂટનાં નિશાન હજી દેખાતાં હતાં–બહુ લાંબાં નહીં, પણ ઠીક પહોળાં અને આગળની બાજુએ જરાક

પરંતુ ધીરે ધીરે મારો વહેમ પાકો થતો ગયો અને એ વહેમ શેનો હતો તે આજે પણ હું ચોક્કસપણે સમજી શક્યો નહોતો, પરંતુ એ ચોક્કસ જ કોઇ અજ્ઞાત સંદેહનો દ્યોતક હશે. એ માત્ર એક જ વાર મને જોઇને હસ્યો હતો, પણ શું ત્યારે ય એણે મને બરાબર જોયો હશે ખરો ? જો ન જોયો હોય તો મારી તરફ વળીને એણે હસવાની જરૂર કેમ પડી ?

મને ભીતરમાં અજબ જેવી બેચેની થવા લાગી. એને મારી હાજરીનો બિલકુલ આભાસ પણ નહીં, જો કે હું એની પાસે બેઠો છું–એ મને સાવ અસ્વાભાવિક લાગતું હતું. અજાણ્યાં શહેરોમાં કોઇ કોઇ વાર આત્મીયતાની ભૂખ કેટલી ઉત્કટ થઇ જાય છે–એ આ ક્ષણ પહેલાં હું જાણી શક્યો નહતો.

નિસ્સંદેહ એ કોઇ ખાસ ચીજ પર નજર માંડીને બેઠો હતો–કંઇક એવું, જે મારી આંખના ઊંડાણે સ્પર્શ્યું તો ખરું, તે છતાં અસ્પૃશ્ય રહ્યું.

પરંતુ મેં પ્રયત્ન કર્યો. એની આંખ સામે શહેરનો સૌથી જૂનો પુલ હતો, એના પછી નેશનલ થિયેટરની પાતળી ભીંતો અને છત અને વચમાં પુલનો ટાવર–તે સાંજના અજવાતા પ્રકાશમાં ઝિલમિલ થતો હતો. પરંતુ આ બધી એવી ચીજો હતી, જે આ શહેરમાં રસ્તે ચાલતાં ગલીઓમાંથી પસાર થતાં રોજ દેખાય છે. મારો ભીતરનો વહેમ ફરી જાગ્રત થવા લાગ્યો–એ સિવાય પણ બીજું કશુંક છે. કૈંક અન્યતમ, સાવ જ જુદું...

પરંતુ શું આ માણસ જોઈ શકે છે ? અચાનક મારા મગજમાં એવો વિચાર આવ્યો. એ બહુ ઘરડો છે...

આછો વાયરો આવ્યો–તડકો ધીરે ધીરે અજવાવા લાગ્યો. આખા ટાપુ પર એક પ્રકારની જડવત્ નિઃસ્તબ્ધતા ઘેરાવા લાગી. સૂકાં પાંદડાં પાણી પર ખરી પડતાં હતાં અને વહી જતાં

હતાં. માત્ર તડકાના થોડાંક ધાબાં રહી ગયાં હતાં—પથ્થરો પર, પાતળી ડાળખી પર. થોડી વારમાં સાંજ એને સમેટી જશે—માત્ર અમે બંને રહી જઇશું.

પણ, ના; એ જઇ રહ્યો છે. મારી આંખ અનાયાસ ઊંચી થઇ. એ ખરેખર જ જઇ રહ્યો હતો. એણે માછલી પકડવાનો કાંટો પાણીમાંથી બહાર કાઢ્યો, કેનવાસની ખુરશીને સમેટીને બગલમાં દબાવી દીધી. જૂની બાઉલર હૅટ માથે મૂકી, પાઇપને મોઢામાંથી બહાર કાઢી ગજવામાં મૂકી મ. લી પકડવાનો ખાલી ઝોળો કાંટાની લાકડી પર ટાંગી દીધો.

ન જાણે કેમ પણ મારા અંતરમાં એક અજબ જેવી ધ્રૂજારી પ્રસરી ગઈ. એવું લાગ્યું કે જાણે હું એના પર એક જટિલ રહસ્યમય રીતે આશ્રિત છું. એ જશે અને જાણે હું કશુંક ખોઈ નાખીશ—મારામાં ઠીક સમયથી જે પોપાઇ રહ્યું છે તે. જાણે એનું અહીં હોવું એ ખુદ મારી સાથે સમ્બન્ધ ધરાવતું હતું...પણ એ ક્ષણે કદાચ કશુંક થયું, કદાચ સૂકાં પાંદડાંનો ખડખડાટ અથવા કદાચ કોઇ પથ્થર પાણીમાં ગબડી પડ્યો હશે અને એ ચોંકી ગયો. જાણે એના પગ ધરતી સાથે જડાઈ ગયા. જાણે કોઇએ પકડી લીધા હોય. એણે એકવાર પાછળ વળીને જોયું, નદીના વહેતા પાણીની તરફ અને પછી ઝડપી પગલે મારી સામેથી ચાલ્યા ગયા.

જતી વખતે એણે એકવાર પણ મારી તરફ ન જોયું. થોડીવાર સુધી ટાપુમાં એના પગતળે સૂકાં પાંદડાં કચડાવાનો અવાજ સંભળાતો રહ્યો... પછી, પહેલાં જેવું બધું શાંત થઇ ગયું.

એમ જ કેટલીક ક્ષણો પસાર થઇ ગઇ. હું મારી જગ્યાએથી ઊઠ્યો. થોડીવાર પહેલાં પેલો માછી ડોસો બેઠો હતો બરાબર ત્યાં જ જઇને બેઠો. ભીની માટી પર એના બૂટનાં નિશાન હજી દેખાતાં હતાં—બહુ લાંબાં નહીં, પણ ઠીક પહોળાં અને આગળની બાજુએ જરાક

બેડોળ એ મને અસાધારણ જેવાં લાગ્યાં અને એના પર, મારું ધ્યાન લાંબો સમય ટકી શક્યું નહીં.

એ દરમ્યાન અવશ્ય થોડો સમય પસાર થયો હશે...એ પછી જ્યારે મારું ધ્યાન મારા પર ગયું ત્યારે મને થોડુંક આશ્ચર્ય જેવું થયું. વાસ્તવમાં થોડાક સમયથી હું એ જ તરફ કશા જ ચોક્કસ ઇરાદા કે સંકલ્પ વિના જોઇ રહ્યો હતો, થોડા સમય પહેલાં પેલા ડોસાની નજર જ્યાં મંડાઈ હતી ત્યાં. કિનારા પરની ઝાડી પર કેટલાંક પક્ષી ઊડયાં હતાં. એપ્અેર્મેન્ટની પાછળ એક બહુ જૂના દેવળના કાચ પર છેલ્લા તડકાનો ધબ્બો ચમકતો હતો. એની છાયા એક સહેજ સહેજ મીંચાતી લાલ આંખ જેવી નદીના પાણી વચ્ચે ચમકતી હતી.

કોઇ નહીં જાણે, મેં વિચાર્યું, કોઈ નહીં જાણે કે હમણાં થોડી વાર પહેલાં પેલો ડોસો અહીં, આ જ જગ્યા પર બેઠો હતો. એ વિચારે મને સાંત્વન મળ્યું કે મેં એનાથી છૂટકારો મેળવ્યો છે. બનવાજોગ છે કે એ મારો ભ્રમ હોય, આડ માર્ગે ચઢી જવા જેવું હોય–એવું મોટેભાગે અજાણ્યા શહેરમાં થઇ જાય છે. હોટલના ઓરડામાં પહોંચતાં જ, જ્યારે હું મને નવેસરથી એકલો અનુભવીશ, ત્યારે પ્રત્યેક ચીજ પોતાની સરેરાશ મૂળ મર્યાદામાં પાછી ફરશે.

સામેના પુલ પરથી ટ્રામ પસાર થતી હતી...એની બત્તીના ઓળા ચમકતી ઝાલર જેવા પાણી પરથી સરકતા જતા હતા. થોડાક લોકો બારીની બહાર આ ટાપુને જોતાં હતા–આરપાર જતી વખતે જુએ એમ સ્વાભાવિક રીતે–પરંતુ હું બારીની બહાર લટકતા એ ચહેરાઓ જોઇને કંઇક બેચેન થઇ ગયો. મને મારા પોતા પર શંકા થવા લાગી, જાણે અહીં આવીને મેં કોઇ ભૂલ કરી નાખી હોય...મને લાગ્યું કે મારે એ લોકોની જેમ પુલની પેલે પાર સીધા ચાલ્યા જવું જોઇતું હતું.

પ્રયત્ન કરું તો હજી યે જઇ શકું, માત્ર...

મને, મારી પાછળ આછો પદરવ સંભળાયો. એ છોકરા મારી

તરફ સાવ ધીમાં પગલે ચાલ્યા આવતા હતા. આ શહેરના બીજા દીકરાઓની જેમ એમના માથા ગોળ, ભૂરી ટોપીઓથી ઢંકાયેલાં હતાં. એઓ વૃક્ષનાં ખરેલાં પીળાં સૂકાં પાંદડાં રૂમાલમાં ભેગા કરતા હતા. બીજા કરતાં કદમાં ઊંચો મોટો છોકરો નિરુદ્દેશ હાથમાંની વૃક્ષની એક ડાળખી હવામાં ઘુમાવતો ચાલ્યો આવતો હતો. એ બંને ટાપુના છેક છેડે આવી ગયા હતા–કિનારા પરની ઝાડી પાણીમાં ભિંજાતી હતી ત્યાં સુધી. નાનો છોકરો દબાતે પગલે દોળાવ ઊતર્યો અને રૂમાલમાં ભેગા કરેલાં તમામ પાંદડાં પાણીમાં નાંખ્યાં. પછી કોટમાંનાં બંને ગજવામાંથી બીજાં થોડાં પાંદડાં કાઢ્યાં, ભીની માટીથી ખરડાયેલાં–અને એમને પણ વહેતા પાણીમાં વહાવી દીધાં. એ દરમ્યાન મેં અનુભવ્યું કે મોટો છોકરો મને જોઈ રહ્યો છે–પેલી ડાળખીને હવામાં ઘુમાવતો. એના દાંત વચ્ચે ઘાસનું તરણું હતું તે ચાવ્યા કરતો હતો. નાનો છોકરો સૂકાં પાંદડાને પાણીમાં તરતાં છોડી ઉપર આવી ગયો. હવે એ બંને એક સાથે મને જોઈ રહ્યા હતા.

એક સીધી અને નિશ્ચિત નજર હોય છે. એમાં આપણે બંધાઈ જઈએ છીએ, અને ખેંચાતી દોરીની જેમ ખેંચાતા જઈએ છીએ મને મોટે ભાગે એવું થઈ જાય છે. સોયની અણીનીચે કોઈ જન્તુ દબાય છે અકળામ તરફડે છે, પછી શાંત થઈ જાય છે... મંત્રમુગ્ધ જેવું, મૂર્ચ્છિત ...એમ જ, સાવ એમ જ.

પછી મોટો છોકરો આગળ આવ્યો. સાવ સહજ ભાવે મારી પાસે ચાલ્યો આવ્યો. એ આમ મારી પાસે આવ્યો એ સાવ સ્વાભાવિક હતું–જાણે છેલ્લી કેટલીક ક્ષણોથી હું પોતે એની પ્રતીક્ષા કરતો હતો.

'આજે કેમ છો ?' એણે પૂછ્યું. હું હજી કંઈ કહું, તે પહેલાં મેં જોયું કે પાછળ ઊભેલો નાનો છોકરો અતિ વિરક્ત ભાવે હસે છે.

'આજે પણ, ખાલી હાથે છો ?'

ખાલી હાથ ? અનાયાસ મારી આંખ મારા હાથો પર ઝૂકી, એ ખરેખર ખાલી હતા.

'મારા કહેવાની મતલબ એ નથી. આજે પણ તમે કંઇ પકડી શક્યા નથી ?' મોટા છોકરાએ એ જ સહજ, સંયત સાદે કહ્યું.

'પણ...તને ગેરસમજ થઇ છે. તમે જેને શોધો છો તે હું નથી. એ તો ક્યારનો ચાલ્યો ગયો.'

'ક્યાં ?'

મેં મારી ચારે તરફ જોયું. ટાપુ પર ડૂબતા સૂર્યની પીળી, મેલી જેવી લાલ આભા ફેલાઇ ગઈ હતી. દૂર પુલની પાસે સળગતાં સૂકાં પાંદડાંના ઢગલામાંથી હજી ધુમાડો નીકળતો, પણ તે ક્યાંય નહોતો. માત્ર વાયરો આવતાં સૂકાં પાંદડાં એન્ચો પરથી ઊડીને ધરતી પર પાછાં ફરતાં હતાં.

'એ હવે અહીં નથી' મેં કહ્યું, પણ કોણ જાણે કેમ, આ વખતે મારા સાદમાં પહેલાં જેવી દૃઢતા નહોતી.

'પરંતુ, તમે તો દરરોજ અહીં આવો છો–' નાના છોકરાએ કહ્યું, 'જુઓ, તમારા બૂટનાં નિશાન હજી છે.'

મેં જોયું, મારા પગ સાથે અડેલાં એ નિશાન હજીયે હતાં, ભર્યાં ભર્યાં જેવાં પહોળાં અને આગળની દિશામાં જરાક બેડોળ તૂટેલાં. ઉખડેલા ઘાસ વચ્ચે બૂટની ચોખ્ખી છાપ શરીરના એક કપાયેલા અંગની જેમ એ નિશાન ભીનપ સાથે ચોંટી ગયાં હતાં.

'પણ, એ મારાં નિશાન નથી...' અત્યન્ત અનિશ્ચય અને નબળા લહેજામાં મેં કહ્યું.

એ મૂગા મૂગા ઊભા રહ્યા, મને એવું લાગ્યું કે જાણે એઓ હું પ્રમાણ દેવા માટે મારા પગ ઊંચા લઈશ એવું ધારતા હતા. ખુદ મારે માટે એમ કરવું બહુ જ સ્વાભાવિક હોત પણ કોઈક શક્તિ મને એમ કરવા રોકતી હતી. હું મારી પૂરી તાકાતથી મારા પગને ઘાસમાં છુપાવી રહ્યો.

પછી કશું જ બન્યું નહીં. એવું લાગ્યું કે હવે મારામાં એમને કશી દિલચસ્પી રહી નહોતી. નાનો છોકરો પહેલાની જેમ રુમાલમાં

જમીન પર પડેલાં ખરેલાં પાંદડાં ભેગાં કરતો આગળ નીકળી ગયો. મોટો છોકરો અવશ્ય થોડીક ક્ષણ ઊભો રહ્યો હતો, મારી તરફ સાવ ઉદાસીન અને તટસ્થ ભાવે.

એવામાં હું અચાનક ચોંકી ગયો. પેલો ડોસો જતાં જતાં જ્યાં થોભ્યો હતો ત્યાં જ મોટો છોકરો ઊભો હતો... ખરાબર એ જ જગ્યા અને એની આંખ અજ્ઞાત બિન્દુ પર જ મંડાયેલી હતી–પેલા ડોસાની આંખ મંડાયેલી હતી ત્યાં જ...

કદાચ એ એક અકસ્માત, સંજોગ જ હશે, એથી વિશેષ કશું જ નહીં, કેમ કે થોડીવાર પછી એણે પાસે પડેલા એક ઢેફાને ઠોકર મારીને પાણીમાં ગબડાવી મૂક્યો. પાણી હાલ્યું. ક્યાંક બહુ નીચે ઘણાં બધાં પડ ખુલતાં ગયાં. ઝાડી પાસે ભીની માટી પર ચાલતી કીડીઓની હાર ક્ષણેક અટકી અને ફરી ચાલવા લાગી. મોટા છોકરાએ દાંતમાંનું તરણું પાણીમાં થૂંકી નાખ્યું. માથા પરથી ટોપી ઉતારીને હવામાં એક બે વાર ઝટકાવીને પહેરી લીધી અને ફરી એ જ અન્યમનસ્ક ભાવે ઝાડની સોટીને હવામાં ઘુમાવતો નાના છોકરાની પાછળ પાછળ ચાલ્યો ગયો.

એટલું જ થયું. એ ચાલ્યા ગયા હતા, મને પોતાના પર છોડીને. હું ફરી ત્યાં એકલો રહી ગયો હતો, પણ એમના ગયા પછી પહેલાં જેવી એકલતા પાછી ફરી નહીં. જ્યાં સુધી એકલતા સાથે રહે છે, ત્યાં સુધી સાચા અર્થમાં આપણે એકલા નથી હોતા. હવે હું માત્ર મારી સાથે હતો અને એ વિચાર મને બહુ ભયાનક લાગ્યો કે એ બંને છોકરા મારી પાસેથી કશુંક છીનવીને લઈ ગયા છે અત્યાર. સુધી મારી પાસે હતું તે.

એ પછી ઝાઝી વાર હું ત્યાં બેસી રહી શક્યો નહીં. હું ફરી મારી મૂળ બેઠકે આવીને બેઠો. વૃક્ષના થડ પાસે મારી બૅગ ત્યાં પડી હતી. આપણે કેટલા જલદી અને કેટલી બેચેનીથી સુરક્ષાનાં સગડ શોધી કાઢીએ છીએ...

શહેરની ટેકરીઓ હવે અંધકારમાં છુપાઈ ગઈ હતી, પણ એમની ઉપર પાછળની બાજુએથી ઊઠતા ગોથિક દેવળના મીનારા એક અધ-ભુલ્યા સ્વપ્નની જેમ હવામાં ટીંગાયેલા હતા. એમને જોતાં એવું લાગતું હતું કે જાણે એક વિશાળકાય પક્ષી ઊડતું અચાનક થંભી ગયું હોય, ટેકરીઓ અને ખુલ્લા આકાશની વચ્ચે એની બંને પાંખ ઉપરની બાજુએ ઊઠી હોય, હવા પર પથરાઇ ગઈ હોય...

ટાપુથી થોડે દૂર શહેરના જૂના પુલના દીવા ધ્રુજતા એક પછી એક સળગી ઊઠ્યા. વહેતા પાણીમાં એમના પડછાયા ટમટમી, મીણબત્તીની જેમ કમ્પતા હતા.

વહેતા પાણીને જોવું કદાચ બહુ અજબ જેવું છે. ઘણી વાર સુધી એકીટસે જોતાં રહેવાથી એવું લાગે છે કે આપણામાંથી પણ કશુંક તૂટી તૂટીને એની સાથે વહી રહ્યું છે, આપણા ભીતરમાં દૂરતાના જે હિસ્સા છે, જેમને કદી કદી સૂતી વખતે નીંદની થોડી લહરો ભિંજવીને પાછી ફરે છે, જે આપણી અડધી અંધારી જિંદગીનો ભાગ છે, લાગે છે કે જાણે એ શ્યામ ઘેરા પાણીની ભીતરેથી, એને ઝાંખે છે. આપણને જોઈ રહે છે.

શું પહેલાં મેં કદી જોયા છે—પેલા બે છોકરાને, હજી હમણાં જ જે અહીંથી ગયા છે? પરંતુ આ શહેરમાં હું અજાણ્યો છું. જો આજે રાત્રે હું અહીંથી એકાએક ચાલ્યો જાઉં તો હોટલના મેનેજર અને પોલિસ સિવાય કોઇને ય કશી જાણ થશે ખરી? ના, આ મારો ભ્રમ છે. એમણે જરૂર મને ઓળખવામાં ભૂલ કરી છે. એવી છેતરામણી મોટે ભાગે થઇ જાય છે. બનવાજોગ છે કે મજાક કરી હોય. છોકરાઓ હમેશાં વિદેશીને જોઇને મજાક કરે છે.

મને સહેજ ખુશી થઈ કે હવે એ ચાલ્યા ગયા છે, જાણે હું એથી શરમિંદો છું. ટાપુ પર માત્ર સળગતાં સૂકાં પાંદડાંમાંથી બેચાર વાર શમી જતા ભડકા ઊઠ્યા. છોકરાઓ એમને એમ જ સળગતાં છોડી ગયા હતા. અને હવે ચારે તરફ શાંતિ હતી—એવી જ અતૂટ અને અનવરત,

જાણે વહેતા પાણીનો રવ. એ દરમ્યાન ટાપુ અને નદીની સીમારેખા મટી ગઈ હતી અથવા નહોતી મટી. અંધારામાં પાણીને પિછાનવું મુશ્કેલ હતું. બહુ ધ્યાનથી જોવાથી એક આછી ઉજળી તરલતા દેખાતી હતી–તેના પર સાંજની હવા હતી, તે ક્યારેક થંભી જતી, ક્યારેક પાણીમાં પુલના દીવાઓને ઝંઝેડીને આગળ સરકી જતી હતી.

ઠંડી એકાએક વધી ગઇ. હું હવે અહીંથી ઊઠી જવાનો વિચાર કરતો હતો, પણ ત્યાં જ મને આભાસ થયો કે હું અહીં સાવ એકલો નથી. મારી જમણી તરફ ધૂંધળા જેવા પડછાયા દેખાયા, તે પછી હું એમને અલગ અલગ જોઇ શક્યો. છોકરીના સ્કર્ટનો આગલો ભાગ કદાચ ઝાડીમાં ફસાઈ ગયો હતો, એને છોડવવા તે નીચે નમી હતી. કદાચ ઝાડીની સસ્સરાહટે જ મારું ધ્યાન એ તરફ ખેંચ્યું હતું. એની જરા પાછળ એક બીજી વ્યક્તિ હતી. પહેલી નજરે હું એને બરાબર જોઈ શક્યો નહોતો, કદાચ એ હાલ્યા ચાલ્યા વિના, સ્થિર અને મૂંગી ઊભી હતી એટલે. કદાચ એટલા માટે પણ કે એને મારી હાજરીની જાણ હશે. કદાચ એટલા માટે પણ કે એના લાંબા ઓવરકોટે એને અંધકારમાં એવી રીતે છુપાવી દીધો હતો કે ધારીને ધ્યાનપૂર્વક જોયા વિના એના અલગ અસ્તિત્વની જાણ જ ન થાય.

મેં વિચાર્યું કે મારે હવે અહીંથી ચૂપચાપ ઊઠી જવું જોઇએ. હું જાણતો હતો કે અંધકાર ઘેરાતાં હમેશાં પ્રેમી યુગલો અહીં આવે છે. એમ તો મને અહીં બેસી રહેવામાં કશો વાંધો ન હતો, એમણે મને જોયો ન હોત તો. પણ જ્યારે હું એમણે જોઈ રહ્યો છું, અને એમને એવો ભ્રમ હોય કે અમે એકલાં છીએ તો મારું અહીં હોવું મને અરુચિકર લાગ્યું. પણ હું કંઇ નિશ્ચય કરું એ પહેલાં એ બંને ઝાડીમાં ચાલ્યાં ગયાં.

ટાપુમાં અત્યારે અસીમ, અભેદ્ય મૌન સમેટાઈ આવ્યું હતું અને દૂરનો હળવો દબાયેલો અવાજ પણ સ્પષ્ટ સંભળાતો હતો.

ઝાડી મારી બહુ નજીક હતી. માંડ ત્રણેક ગજ દૂર એ બંનેના ઘેરા હાંફતા તૂટતા હોય તેવા શ્વાસ સંભળાતા હતા, એક ધધકતો ગરમાટો ઝાડીની બહાર નીકળતો હતો, વચ્ચેની હવાને છોલતાં, ભેદતા મંત્રમુગ્ધ સાપની જેમ વળ ખાતા મને લપેટી લેતા હતા. ઝાડી વારંવાર હાલી ઊઠતી હતી, જાણે એમના ગરમ, બોઝિલ શ્વાસોનો ભાર ઝીલી ન શકતી હોય.

એક દબાયેલી, ઉફનતી જેવી ચીસ, પછી ડૂસકાતો કણસાટ, પછી તે પણ નહીં...એક ખાલી, આછી હવા–અને પછી બધું પહેલા જેવું શાંત થઈ ગયું.

મને આજે પણ એ વાતનું આશ્ચર્ય થાય છે કે હું ત્યારે, ત્યાંથી ચાલ્યો કેમ ન આવ્યો ? ઝાડીની પાછળ જે કંઈ બનતું હતું, તેને વિશે મારા મનમાં કશી જિજ્ઞાસા નહોતી, જુગુપ્સા નહોતી...કુતૂહલ પણ નહીં. તો પણ, મારા પગ ઊપડ્યા નહીં, હું જડવત્ બેસી રહ્યો.

થોડી વાર પછી બંને બહાર આવ્યાં. અથવા કદાચ મને આભાસ થયો કે એ બંને ઝાડીની બહાર આવ્યાં છે, જો કે એ ક્ષણે હું માત્ર છોકરીને જ ઠીક ઠીક જોઈ શક્યો હતો. એણે પોતાના વાળ સરખા કર્યા, સ્કર્ટ પર પાંદડાં અને તરણાં ચોંટી ગયાં હતાં એમને સફાઈથી એક એક કરીને કાઢી નાખ્યાં. પછી એ ઝાડીથી થોડે દૂર ચાલી ગઈ–નદીની પાસે. હું મારા આશ્ચર્યને દબાવી ન શક્યો, પહેલાં જ્યાં પેલો ડોસો અને તે પછી થોડીવાર માટે હું બેઠો હતો ત્યાં જ એ બેસી ગઈ !

હું એને જોઈ લઉં છું–સાત છોકરાઓ જેવી. કાળા રંગનો વરસાદી કોટ પહેર્યો છે– એની નીચે સ્કર્ટ ઘૂંટણ સુધી ઉપર ચાલ્યું આવ્યું છે. એક દબાયેલા, ખેંચાયેલા શ્વાસ સાથે વરાળ બહાર આવે છે... આંખો અધમીંચી રહી જાય છે...

'જોયું તમે ?' એ ધીમેથી બબડી. હું ચૂપ રહ્યો. એ 'અ'ને જ કશુંક કહે છે એવું વિચારી હું ચૂપ રહ્યો.

'રાતે એમ લાગ્યું કે તમે ચાલ્યા ગયા હતા.'

તમે મને કંઈ કહ્યું ?'

એ હસવા લાગી.

'બીજું અહીં કોણ છે ?'

તો પણ, એ મારી તરફ જોતી નહોતી. એ નદીને પેલે કિનારે જોતી હતી—એક જ બિન્દુ પર. મને સહસા ખ્યાલ આવ્યો કે માછી ડોસો પણ એ તરફ જ જોઇ રહ્યો હતો...પુલો અને ચર્ચના બુરજોની પેલી બાજુ—શહેરના દીવા ખતમ થાય છે ત્યાં...અંધકાર શરૂ થાય છે.

'તમે પહેલાં જ ચાલ્યા આવ્યા ?'

'હું...હું... અહીં જ હતો.' એણે જ પૂછ્યું હતું અને મને આ વખતે પહેલાં જેવું આશ્ચર્ય ન થયું.

'અને ત્યાં...?' એણે પાછળ વળીને ઝાડી તરફ સંકેત કર્યો.

હું કશું જ સમજયો નહીં, એની સામે પ્રશ્નસૂચક નજરે જોઈ રહ્યો.

'ત્યાં હું એકલી નહોતી ગઇ !'

પછી તે હસવા લાગી. આ વખતેનું હાસ્ય પહેલાં જેવું નહોતું. એમાં એક બીભત્સ અવિશ્વાસ ભર્યો હતો, જાણે હું પકડાઇ ગયો હતો; આપણે ભૂલથી કોઇ અજાણ્યા ઘરનું બારણું ખખડાવીએ અને આપણે પાછા ફરીએ તે પહેલાં કોઇ આપણો હાથ ખેંચી આપણને અંદર ઘસડી લે એવું હતું એમ.

'પરંતુ તમારી સાથે...'

હું સહસા સ્તબ્ધ થઇ ગયો. અનાયાસ મારી નજર ઝાડી પર ગઇ. પવન આવવાથી એકબીજામાં ભેરવાયેલી ડાળખીઓ અલગ થઇ જાય છે...વચમાં ફસાયેલાં પાંદડાં ફાટી જાય છે. પિછાની લેવું અઘરું નથી. હું પિછાની લઇશ અને એ જાણી જશે કે એ જે સમજે છે તે હું નથી.

'એ ત્યાં છે. મેં એને તમારી સાથે જોયો હતો.' મેં કહ્યું.

'ક્યાં જોયો હતો ?' એના અવાજમાં બહુ નિરીહ, કાતર-ી આશા ઉભરી આવી, જાણે મારા ઉત્તર પર એનું ઘણું બધું નિર્ભર છે, જાણે એની નિયતિનો દોર મારા શબ્દોમાં બંધાયો છે.

'ક્યાં જોયો હતો ?'

'જુઓ, ત્યાં ઝાડીમાં...એ હજી યે છે.'

'એ કોણ ?'

ઝાડી કંપે છે, જાણે એના ભીતરમાં કશુંક બળી રહ્યું છે.

એ મારી નજીક સરકી આવી...'શું હું સત્ય છું ?' એક નરમ જેવી સરસરાહટ થઈ, જાણે એણે મારા અંતરમાં એક પાનું ફેરવી નાખ્યું ન હોય.

અને જાણે એ છેલ્લું પાનું હોય, એમ એ પછી કશું નહીં.

એ સાંજે બીજી વાર કોઇએ મારી પાસે મારા 'સત્ય'નું પ્રમાણ માંગ્યું હોય એવું મને લાગ્યું. ઝાડી માત્ર મારાથી ત્રણ પગલાં દૂર છે- કદાચ એથી યે ઓછી. મને ત્યાં જતાં બહુ ઓછો સમય લાગશે. હું પહેલાં એક પગલું ભરીશ, પછી બીજું, અને પછી એ મારી સામે હશે. હું માત્ર એક પગલું ભરીશ અને પછી કશું જ વિચારીશ નહીં... બીજું પગલું ભરીશ અને ત્યારે...ત્યારે બહુ ઓછો સમય લાગશે અને હું એક એવી ઉંમરે પહોંચી ગયો છું જ્યાં આટલો સમય ખાસ અર્થ ધરાવતો નથી. જો હું મને કહું છું, જો એ પ્રતીક્ષા કરે છે. શ્વાસ રોકીને મારી સામે સંદેહભરી નજરે જોતા પેલો છોકરો ઘાસનું તરણું દાંતનીચે ચાવતો મને જોતો હતો એમ જ.

હું ઊભો થઇ જાઉં છું-ઝાડી તરફ આગળ વધુ છું. એની આંખ મારા પર મંડાયેલી છે. આજ સુધી કોઇએ મને આટલી આતુર, વિહ્વળ આંખે નથી જોયો. એક નજર એવી હોય છે, જેમાં આપણે બંધાઇ-સમેટાઈ જઇએ છીએ. એનું જોવું એવું નહોતું. એ જોતી હતી-મને ધકેલીને પોતાથી અલગ કરતી હોય તેમ. અને હું થોભી જાઉં છું-પોતાને ખેંચીને અટકી જાઉં છું. જીવનમાં જવાબદારીની ક્ષણ ક્યારે આવી

જાય છે, જ્યારે આપણે એની બહુ રાહ જોતા હોઈએ છીએ, જાણે એ આપણા માટે ન હોય, કોઈ બીજાને માટે આવી હોય, બીજાને માટે નહીં તો ત્રીજાને માટે, ત્રીજાને માટે નહીં તો ચોથા, પાંચમા, છઠ્ઠાને માટે, ચાહે ગમે તેને માટે–આપણે માટે નથી. પણ એ તો કંપતા ચીસ પાડતા હાથે આપણને પકડી લે છે–પણ આપણે બળવાન છીએ, આપણે પોતાને છોડાવી લઈએ છીએ, અને વિચારીએ છીએ: આ એક દુઃસ્વપ્ન છે, તે હમણાં જ વહી જશે અને આંખો ઉઘાડી જે જોવા ચાહીએ છીએ તે જ જોઈ લઈશું– આપણને એ જોવાની ટેવ પડી ગઈ છે, અને આપણે જવાબદાર નહીં રહીએ, કોઈને ય નહીં, કોઈના યે પ્રત્યે નહીં...

કોઈના યે પ્રત્યે નહીં. હું ભાગવા લાગ્યો છું અને પાછળ વળીને જોતો નથી. મારી પાછળ ઝાડી છે અને એનું બીભત્સ ભૂતિયા હાસ્ય ક્યાંય સુધી મારો પીછો કરે છે, લોહીનાં ટીપાંની જેમ મારા ભાગતા પગની પાછળ ટપકતું રહે છે...

એ રાતે હું હોટલે જઈ શક્યો નહીં, આખી રાત શહેરના શરાબ-ખાનાઓમાં ભટકતો રહ્યો. શરાબીઓ સાથે એમના ખભે હાથ મૂકી ગાતો રહ્યો. જ્યારે હું થાકીને શરાબખાનામાં ઊંઘી જતો ત્યારે મને ઘસડીને બહાર ફેંકી દેવામાં આવતો, પછી બીજા શરાબી મને બીજા શરાબખાને લઈ જતા અને એ રીતે હું ફરી ફરી સૂતો, જાગતો, ગાતો, ઘસડાતો આખા શહેરની અંધારી ગલીઓમાં ઘૂમતો રહ્યો.

તમે વિશ્વાસ કરજો, આજ સુધી મેં કદી આપઘાતનો વિચાર કર્યો નથી–મારા આપઘાતનો વિચાર. અલબત્ત, એક બૌદ્ધિક સમસ્યા રૂપે મિત્રો સાથે એની ચર્ચા કરી છે, કોઈ કોઈ વાર એક અજબ જેવો વિચાર તંગ કરે છે, વિચારું છું કે તે રાત્રે પ્રયત્ન કર્યો હોત તો, કદાચ કરી શક્યો હોત...

તમે જુઓ છો તેમ તે રાતે મેં આપઘાત ન કર્યો, એ પછી પણ નહીં, પરન્તુ એ હું જાણું છું કે હું જીવતો છું, પાનખરની તે સાંજ પછી કાયમ શંકા થાય છે કે મરવા માટે આપઘાત કરવો ખાસ જરૂરી નથી...

બીજા દિવસે સવારે એ શહેર હમેશાંને માટે છોડીને આગળ ચાલ્યો ગયો.

**રાગદ્વેષ** / ડૉ. વિજય શાસ્ત્રી

માનવચિત્તની અનેક લાગણીઓમાં રાગદ્વેષનો પણ સમાવેશ થાય છે. અનુકૂલ એવી બાબતો પ્રત્યે રાગ અને પ્રતિકૂલ એવી બાબતો પ્ર- દ્વેષ થવો એ કહાય સ્વાભાવિક છે. આમ તો સામાન્ય રીતે રાગદ્વેષથી પર થવાનો ઉપદેશ આપણા કાને વારંવાર અથડાતો રહે છે. પરંતુ તેમાંથી છૂટવું સહેલું નથી. સહેજ સાહસ કરીને કહીએ તો એવો છુટકારો સર્વથા જરૂરી પણ નથી.

રાગ યા પક્ષપાત સારી બાબતો માટે હોય એમાં કશું ખોટું નથી. પણ પ્રશ્ન એ છે કે અમુક બાબતો માટેનો રાગ પોતાને તેમ જ બીજા- ઓને માટે પણ ઇષ્ટ છે કે કેમ તેનો સાચો નિર્ણય થઇ શકે છે ખરો? કેમ કે માનવી અમુક બાબત માટે કઈ રીતે ઉપકારક છ એનું આખું તર્કશાસ્ત્ર બુદ્ધિ વડે ઉપજાવી કાઢતો હોય છે. માનવીની બુદ્ધિ ઘણી વાર તેને ગમતાં તારતમ્યો જ કાઢી આપે છે કેમ કે બુદ્ધિ અને તેના વ્યવ- હારને માનવી પોતાને અનુકૂલ આવે એ રીતે નાચ નચાવતો હોય છે. એટલે બુદ્ધિ તો ઝાઝી વિશ્વાસને પાત્ર બનતી નથી. એટલા માટે જ ભર્તૃહરિ મહારાજે "बोद्धारो मत्सरग्रस्ताः" અર્થાત જેઓ વિદ્વાન છે તેમને મત્સરે ખાધા છે" અને "वृद्धय कुब्जगामिन्यो भवन्ति महतामपि" "મોટાઓની બુદ્ધિ પણ વાંકા માર્ગે ચાલે છે" એવા ઉદ્‌ગારો કાઢયા હશે.

કહે છે કે કોઇની પ્રત્યે દ્વેપ ન રાખનારનો કોઈ દ્વેપ કરતું નથી. પરંતુ ઘણી વાર તો કોઇની પ્રત્યે દ્વેષ ન હોવો એ જ દ્વેપને નોતરનાર કારણ બની બેસે છે. કેમ કે માનવસ્વભાવ એવો તો ઈર્ષ્યાળુ છે કે દ્વેપ વિનાના સારા માણસ પ્રત્યે પણ તેને અદેખાઇ આવે છે અને એમાંથી દ્વેપ જન્મે છે, સારા હોવું એટલે નઠારાનો દ્વેષ વહોરવો. આમ ન હોત તો લિંકન અને ગાંધીની હત્યાઓ જગતને જોવી ન પડત.

એમણે કદી કોઇનો દ્વેપ નહોતો કર્યો. દલીલ ખાતર કહેવું હોય તો કહેવાય કે અનિષ્ટનો તેમણે દ્વેષ કર્યો હતો. અને ઈષ્ટ પ્રત્યે રાગ દાખવ્યો હતો. આ જોતાં રાગદ્વેપથી, શરૂમાં કહ્યું તેમ, છુટકારો જરૂરી પણ નથી. દ્વેપમાંથી ઘણાં અન્યાયો ને યાતનાઓ જન્મે છે તો રાગમાંથી પણ કંઇ ઓછા અન્યાયો થયા નથી. કૈકેયીના ભરત પ્રત્યેના રાગે જ રામ પ્રત્યે દ્વેપ જન્માવ્યો હતો. એ જોતાં આંધળો રાગ પણ અનિષ્ટ સરજાવી શકે છે.

પણ ખરી વાત તો એ છે કે રાગદ્વેપ તો માનવીના ચિત્તની અનેકવિધ સામગ્રીઓમાંની એક નાની અમથી હસ્તી છે. માનવીના મનમાં ને જીવનમાં રાગદ્વેપનું સ્થાન છે પણ એ જ માનવીનું સર્વસ્વ નથી. માનવી તો એનાથી ઘણો મોટો છે, વધુ છે. તેના રાગદ્વેષ તો તેની ચેતનાના અંશમાત્ર છે અને એવી આંશિક સામગ્રી પરથી સમગ્ર માનવીનું માપ કાઢવું યોગ્ય નથી. માનવીને તેના રાગદ્વેપ પરથી માપવો એ તેને હાડોહાડ અન્યાયકર્તા છે. જેમ વૃક્ષને માત્ર બાળવાના લાકડા તરીકે જ જોઇએ તો તેનાં ફળફૂલપાંદડાવાળા વૃક્ષ-પણાનો આપણે અનાદર કરીએ છીએ તેમ માણસને પણ તેના રાગદ્વેપથી જ માપીએ તો એ સિવાયના તેના માનવીપણાનો આપણે અનાદર કરીએ છીએ. માણસના માણસપણાને તેના રાગદ્વેપના કાટલે જોખીને હ્રસ્વ બનાવી દેવાથી તેની સમગ્ર છબીને આપણે નિહાળી શકતા નથી. આમ કરવાથી એ રાગદ્વેપ સિવાય પણ તેનામાં જે કંઇ છે તે પ્રત્યે આપણે આંખમીંચામણાં કરીએ છીએ.

ભર્તૃહરિ મહારાજે કહેલું કે

પ્રાપ્તા : સકલકામ દુધાસ્તતઃ કિમ્
ન્યસ્તં પદં શિરસિ વિદ્વિષતાં તત : કિમ્ ।
સમ્પાદિતા : પ્રણયિનો વિભવૈસ્તત : કિમ્
કલ્પસ્થિતાસ્તનુભૃતાં તનવસ્તત : કિમ્ ॥

અર્થાત્ સકલ કામ્ય ફલને આપનાર લક્ષ્મીને ધારો કે મેળવી પણ તેથી શું ? શત્રુના માથા પર ધારો કે પગ મૂક્યો, પણ તેથી શું ? વૈભવના જોરે ધારો કે અનેક મિત્રો મેળવ્યા પણ તેથી શું ? દેહધારીઓના દેહને ધારો કે કલ્પ સુધી ટકાવી રાખ્યા, પણ તેથી શું ?

અર્થાત્ આ બધી બાબતો કરતાં પણ માણસ મોટો છે, વિશેષ છે. જેમ આવા બધા કામનાના વિષયો દ્વારા માણસને માપવો તે માણસને હલકો પાડવા બરાબર છે તેમ પોતાના કે તેના પોતાના રાગદ્વેષને અનુલક્ષીને જ માણસને માપવો એ પણ માણસનું સાચું માપ કાઢવા પૂરતું નથી.

જો કે, આમ છતાં કેટલાંક માનવીઓ તેમના રાગદ્વેષના માપનાં પણ હોવાનાં જ, એમનું સમગ્ર જીવન અને વ્યક્તિત્વ તેમના રાગદ્વેષના માપનું જ હોય છે, એમની તો દયા જ ખાવી રહી. □

૨૪ સપ્ટેમ્બર ૧૯૮૧

તેણે જીવવાનો સંકલ્પ કર્યો હતો પણ મુઠ્ઠી વાળી નહોતી. દેશને સુવર્ણયુગમાં લઈ જવા જેવો ઐતિહાસિક સંકલ્પ એણે પ્રધાનો માટે અનામત રાખ્યો હતો! જીવવાનો સંકલ્પ કર્યો ત્યારે એની આસપાસ મેદની કે ટોળું નહોતું. માઇકની સામે, હાથ ઊંચો કરીને, મુઠ્ઠી વાળીને 'અમારી માગણી અમે લઇને જ જંપીશું!' એવો સંકલ્પ એણે કામદાર-નેતા માટે ફાઝલ રાખ્યો હતો. આપો નહીં તો ખુરશી છોડો એવી હઠ પણ તેણે કરી નહોતી. ઇશ્વરને એ ક્યાં શોધવા જાય? મંદિરમાં તો તેઓ સિંહાસન સાથે જોડાયેલા હતા, એઓ શી રીતે સિંહાસન છોડે? જે આસને બેઠા હતા તે આસન સાથે જોડાયેલા હતા. એણે સાંભળ્યું હતું કે એ ભગવાન તો કોઇક સ્થળપતિએ ઘડેલા હતા. એવા ઇશ્વર પાસે હઠ કરવી નકામી. બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર કરીને એમને મંદિરમાં પ્રતિસ્થિત કર્યા હતા, પણ એણે કોઈ પ્રતિષ્ઠિતે 'પ્રતિષ્ઠિત' કર્યો નહોતો. એને એવી કોઇ પ્રતિષ્ઠિત વ્યક્તિ થવું યે નહોતું. એણે તો બસ, શુભ શુકન અને મંગળ ચોઘડિયાં જોયા વિના જ જીવવાનો સંકલ્પ કર્યો હતો!

મુઠ્ઠી વાળીને, હવામાં વીંઝીને એને આકાશ સાથે અડાડવાનો અભિનિવેશ કરીને ટોળા સામે સંકલ્પ કર્યો એમનો સંકલ્પ મુઠ્ઠીભર નહોતો, ખુલ્લી સભા જેટલો વ્યાપક, ટોળાભર પણ હતો.

સંકલ્પ કરવા માટે ય મુઠ્ઠી વાળું અને કોઇ જોઇ જાય તો મને એનાર્કિસ્ટ નહીં સમજે તો યે અસામાજિક તત્ત્વ તો સમજી જ બેસે–એવા ભયે એણે સંકલ્પ કરવા માટે મુઠ્ઠી વાળવાનું માંડી વાળ્યું હતું એવું યે નહોતું.

ઇસુના જ બેસતે વર્ષે અહિંસક સંકલ્પ કરવો કે સંકલ્પમાં યે વિક્રમ કરવો એવા આશયે બેસતા વિક્રમ સંવતે પણ એણે જીવવાનો સંકલ્પ કર્યો નહોતો. સંકલ્પો શુભ જ હોય એવી કલ્પના યે એને નહોતી, પોતે હોય તે જ રહેવા, તેવા સ્તરે ટકી રહેવા માટે વળી સંકલ્પ હોતો હશે? હોઇએ તેનાથી વિશેષ થવા માટે સંકલ્પ કરવો પડે–એવી

કશી સૂઝ કે ડહાપણ એનામાં નહોતાં. નહિતર, જીવવા માટે તે સંકલ્પ કરવાના હોય ? સુખે જીવવાના, સમર્થરૂપે જીવવાના, મહાપુરુષ રૂપે જીવવાના સંકલ્પો હોઈ શકે, પણ કોઇ પણ રીતે જીવી જવા માટે વળી સંકલ્પો કરવાના હોય ? આવા પ્રશ્નો તેને થયા નહીં.

નિશ્ચય તો કોણ કરે ? કશુંક નિર્ધારિત લક્ષ્ય હોય ત્યાં પહોંચવા માટે ! એ માટે સંકલ્પ કરવો પડે, મુઠ્ઠી વાળવી પડે, પણ કોઈ માણસ હોય તે સ્થાને રહેવા માટે પ્રયત્ન કરે તે શું સંકલ્પ કહેવાય ? આવા પ્રશ્નો તો શિક્ષિતોને થાય, એ તો રહ્યો અભણ. મુઠ્ઠીભર માણસો રાજ્ય કરે, મુઠ્ઠીભર માણસો અમનચમન કરે, મુઠ્ઠીભર માણસો આલિશાન હોલ જેવા વિશાળ બંગલામાં રહે, મુઠ્ઠીભર માણસો મોટી મોટી સંસ્થા પર કાબૂ ધરાવે, મુઠ્ઠીભર માણસો વિરાટ કારખાનાના ધણી હોય એવા અર્થમાં 'મુઠ્ઠીભર સંકલ્પ' તો એ કરે જ શેનો !

મુઠ્ઠીભર–સંકલ્પનો એવો વ્યાપક અર્થ જોઇને તો એ ધાકમાં જ આવી ગયો હતો ! 'મુઠ્ઠીભર' શબ્દથી જ, આવો અર્થ જોઇ એ સ્તબ્ધ થઇ ગયો હતો. કોઇની મુઠ્ઠીમાં કોઈ સંસ્થા હતી, કોઇની મુઠ્ઠીમાં માણસો-નું મોટું ટોળું હતું, કોઇની મુઠ્ઠીમાં અબાધિત અધિકારો હતા ! રાક્ષસોની વાર્તામાં આવે છે કે રાક્ષસને મારો તોયે મરે નહીં ! એને મારવો હોય તો ભોંયરામાં એક પીંજરું છે, તેમાં એક લીલોછમ પોપટ છે, એના ગળા આસપાસ હાથને વીંટાળી દો– એટલે કે મુઠ્ઠી વાળી દો તો જ એ રાક્ષસ મરે ! એમ, જેની મુઠ્ઠીમાં સંસ્થા હોય, એ સંસ્થાને મારી નાખો તો જ એ મરે ! જૂની લોક-વાર્તાઓ હવે અર્વાચીન સ્વરૂપમાં વંચાય છે ! તે સાથે મુઠ્ઠીનો એક ભયાનક અર્થ પણ પ્રગટ થાય છે ! કેટલાક કહે કે ભાઇ હું તો કાળની મુઠ્ઠીમાં છું ! કોઇ કહે છે કે હું કાયદાની મુઠ્ઠીમાં છું–એ મુઠ્ઠી છૂટે તો હું છૂટું ! સંકલ્પ માટે વળેલી, બંધ થયેલી મુઠ્ઠીનો એવો અર્થ જાણે તો તો એ હેબતાઈ જ જાય ! એનો જીવવાનો સંકલ્પ જ અદ્ધર રહી જાય ! કોઇ કહે છે–સમય મારી મુઠ્ઠીમાં છે–કોઈ કહે છે,

ઇતિહાસ મારી મુઠ્ઠીમાં છે–પણ તે તો મારી મુઠ્ઠીમાં સંકલ્પ છે એમ પણ કહી શકે એમ નહોતો.

દોડવાનો સંકલ્પ કરનારા મુઠ્ઠી વાળીને ભાગે છે, પલાયનનો સંકલ્પ પણ મુઠ્ઠીભર હોય છે! મુઠ્ઠી વાળીને તે પીઠ પાછળ લઈ જવામાં અને નિશ્ચળ નજરે જોઈ રહેવામાં યે કશોક સંકલ્પ હોય છે. મુઠ્ઠી સાથે સંકલ્પને સંબંધ છે ખરો એટલું તો તે જોઇ શકયો હતો, પણ મારી જીતવાની વાત સાથે મુઠ્ઠી વાળવાને સંબંધ છે એવું એને લાગ્યું નહીં.

એને ભેદભરમમાં રસ હોત તો યે એણે મુઠ્ઠી વાળી હોત! 'બાંધી મુઠ્ઠી લાખની' એ સૂત્ર તો એણે વાણિયાની સોબત કરી હોત તો સાંભળ્યું હોત ને! પણ વાણિયો તો એને નોકર તરીકે યે નજીક આવવા દે એમ નહોતો 'અપના હાથ જગન્નાથ!' એમ કહેવામાં પણ કશાક સંકલ્પનું સૂચન રહેલું છે, પણ જગન્નાથનો પ્રસાદ મારા હાથમાં છે એવો અવબોધ એને ક્યારે ય થયો નહોતો! જગન્નાથનો રથ ખેંચવાની મજૂરી કરવા પણ તે તૈયાર હતો, પણ એવી મજૂરી પણ એને મળે નહીં. એ માટે કુલીન અને પવિત્ર હાથ જોઇએ! કુલીનતા અને પવિત્રતા પણ મુઠ્ઠીભર હાથોમાં જ રહેલી છે–અધિકાર તો એ હાથોને મળે! પવિત્રતા પામવા માટે સંકલ્પ કરવા પડતા નથી, એ તો પરંપરાથી જ પ્રાપ્ત થઇ જાય છે!

એને તો ઊંચો માણસ પણ નહોતું થવું ત્યાં મુઠ્ઠીઊંચેરો માણસ થવાનો સંકલ્પ તો એ શું કરે? અહીં તો મુઠ્ઠી ઉગામે તે ઊંચો માણસ થઈ જાય છે એવું એણે અનુભવ્યું હતું. એના વસવાટની ઝૂંપડપટ્ટીમાં પારસલના ખોખાં પર ઊભો રહીને એક માણસ હાથ ઊંચો કરી, મુઠ્ઠી વાળીને બોલતો તેને લોકો હેતથી 'દાદા'–મોટો માણસ કહેતાં. એ એના વસવાટમાં મુઠ્ઠીઊંચેરો માણસ હતો!

મુઠ્ઠી વાળવી એ તો ડાબા હાથનું કામ! એવી સરળતા એ ઝૂંપડપટ્ટીમાં જોઇ શકયો હતો. વાતવાતમાં કશા જ સંકલ્પ માટે નહીં, મુઠ્ઠી વળતી અને ઉગામાતી એણે જોઇ હતી. મુઠ્ઠીનો ભય પમાડે એવો અર્થ

એણે વીંઝાતી મુઠ્ઠીમાં જોયો હતો. મુઠ્ઠી વાળવામાં વળી સંકલ્પ શો કરવાનો—એ તો સહજ જ હોય—એવા વાતાવરણમાં તો એ ઉછર્યો હતો.

વહેલી સવારે ઊંચ વરણના લત્તામાંથી એકદા એ પસાર થયો ત્યારે મકાનોના ઓટલે બેઠેલા મુઠ્ઠીભર માણસોની નજર એને શંકાથી તાકી રહી હતી. સારું થયું કે ત્યારે એના હાથ ખુલ્લા હતા! એણે મુઠ્ઠી વાળી હોત તો કોઇકે તો ઓટલેથી ઊતરીને એની મુઠ્ઠી ખોલાવીને જોયું હોત. એમાં હવા અને પરસેવા વિના બીજું શું છે? એને શંકાશીલ નજરે જોઈ રહ્યા ત્યારે એ લોકો કબૂતરોને મુઠ્ઠીભર દાણા ફેંકતા અટકી ગયા હતા. કબૂતરો ઊડી ન જાય તે માટે સાવચેતીથી ધીમા દબાતા પગલે એ રસ્તાની કોરેથી પસાર થયો હતો.

છતાં બેચાર પારેવાં પાંખો ફફડાવીને ઊડી ગયાં હતાં ત્યારે એક દાણા ફેંકતી મુઠ્ઠી અટકી ગઇ હતી અને એની સામે રોષભેર જોયું હતું...એમની મુઠ્ઠીમાં પારેવાંનું સંતુષ્ઠ જીવન હતું—તેમાં ખલેલ પડે તો તેઓ ગુસ્સે થાય એ સહજ છે.

અહીં એણે મુઠ્ઠીનો એક બીજો જ અર્થ જોયો અને એણે મુઠ્ઠીભર જીવનની મનોમન ધારણા બાંધી. હા, ધારણા જ! નિશ્ચય કોણ કરી શકે? જેના હાથમાં, મુઠ્ઠીમાં કશુંક કે ઘણું બધું હોય તે!

એ ઝૂંપડપટ્ટીમાંથી નીકળી ગયો મુઠ્ઠીભર જીવનની ધારણાએ. જીવાશે, જીવી શકાશે, મુઠ્ઠીધાન તો મળી રહેશે—એવી ધારણાએ. મુઠ્ઠીભર અનાજ જેટલા પૈસા દિવસને છેડે શું હાથમાં નહીં આવે? ન આવે તે દિવસે બહુ તો પથરાભર ભૂખ મળશે, એ જ ને? પથ્થર તો હાથવગો જ હોય છે—તો બસ, જીવાશે એવી ધારણાએ એ રસ્તા પર નીકળી પડ્યો. સવાર હતી, કચરો હજી કઢાયો નહોતો. એણે નીચા વળી કાગળના ટુકડા વીણવા માંડ્યા...મુઠ્ઠીભર અનાજના જીવન માટે કેટલા શેર કાગળના ટુકડા જોઇએ એ તો ભેગા કરેલા કાગળના ટુકડા કુચા વખારે આપવા જશે ત્યારે એ જાણશે.

મુઠ્ઠીભર લોકો વેરાયેલા કાગળો વીણી મુઠ્ઠીભર અનાજ પામે છે એમાં એકનો વધારો થતાં, એમની મુઠ્ઠી સહેજ નાની થશે એનો ખ્યાલ એને નહોતો. ▢

**આપ**

વ્યાપારી છો ?
ગવર્નમેન્ટ સર્વન્ટ છો ?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો ?
બિઝનેસ એક્ઝીક્યુટિવ છો ?
શાળા–મહાશાળામાં શિક્ષક છો ?
રાજકીય–સામાજિક સંસ્થાના કાર્યકર છો ?
પત્રકાર છો ?
લાયબ્રેરીઅન છો ?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને?

**તો**

**આપ**

**વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો**

જ્યાં આપનાં કામકાજને સુઘડ અને સરળ બનાવતાં ઑફિસ-ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે.

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે,
**અમદાવાદ–૩૮૦૦૦૬**

**ટે. નં. ૭૯૨૫૫**

△ પ્રેસ્ટોસાઇન ડીસ્પલે બૉર્ડસ △ એવાટ ડુપ્લીકેટર્સ △ વીનાર સ્લોટેડ ઍન્ગલ્સ △ ડ્રા ફાઈલીંગ સીસ્ટમ્સ △ બીમકો વુડન ફર્નિચર △ ઉષા પંખા તથા વોટરકુલર્સ △ પી. ઍન્ડ ટી. એડ્રેસીંગ મશીન્સ

* રોટેક્ષ ડેસ્ક બ્લોકસ *

**તદુપરાંત :** ફોટો કૉપીયર્સ વીઝયુઅલાઈઝર્સ, ચેક રાઈટર્સ કેલક્યુલેટર્સ, ઈલેકટ્રીક તથા ઈલેકટ્રોનિક ઑફિસ પ્રસાધનો

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચીએ છીએ, જેથી આપ પણ તે ખરીદ્યા બાદ અમારો ફરી ફરીને વિચાર કરો.

એણે વીંઝાતી મુઠ્ઠીમાં જોયો હતો. મુઠ્ઠી વાળવામાં વળી સંકલ્પ શો કરવાનો—એ તો સહજ જ હોય—એવા વાતાવરણમાં તો એ ઉછર્યો હતો.

વંહલી સવારે ઊંચ વરણના લત્તામાંથી એકદા એ પસાર થયો ત્યારે મકાનોના ઓટલે બેઠેલા મુઠ્ઠીભર માણસોની નજર એને શંકાથી તાકી રહી હતી. સારું થયું કે ત્યારે એના હાથ ખુલ્લા હતા ! એણે મુઠ્ઠી વાળી હોત તો કોઇકે તો ઓટલેથી ઊતરીને એની મુઠ્ઠી ખોલાવીને જોયું હોત. એમાં હવા અને પરસેવા વિના બીજું શું છે ? એને શંકાશીલ નજરે જોઈ રહ્યા ત્યારે એ લોકો કબૂતરોને મુઠ્ઠીભર દાણા ફેંકતા અટકી ગયા હતા. કબૂતરો ઊડી ન જાય તે માટે સાવચેતીથી ધીમા દબાતા પગલે એ રસ્તાની કોરેથી પસાર થયો હતો.

છતાં બેચાર પારેવાં પાંખો ફફડાવીને ઊડી ગયાં હતાં ત્યારે એક દાણા ફેંકતી મુઠ્ઠી અટકી ગઇ હતી અને એની સામે રોષભેર જોયું હતું...એમની મુઠ્ઠીમાં પારેવાંનું સંતુષ્ઠ જીવન હતું—તેમાં ખલેલ પડે તો તેઓ ગુસ્સે થાય એ સહજ છે.

અહીં એણે મુઠ્ઠીનો એક બીજો અર્થ જોયો અને એણે મુઠ્ઠીભર જીવનની મનોમન ધારણા બાંધી. હા, ધારણા જ ! નિશ્ચય કોણ કરી શકે ? જેના હાથમાં, મુઠ્ઠીમાં કશુંક કે ઘણું બધું હોય તે !

એ ઝૂંપડપટ્ટીમાંથી નીકળી ગયો મુઠ્ઠીભર જીવનની ધારણાએ. જીવાશે, જીવી શકાશે, મુઠ્ઠીધાન તો મળી રહેશે—એવી ધારણાએ. મુઠ્ઠીભર અનાજ જેટલા પૈસા દિવસને છેડે શું હાથમાં નહીં આવે ? ન આવે તે દિવસે બહુ તો પથરાભર ભૂખ મળશે, એ જ ને ? પથ્થર તો હાથવગો જ હોય છે—તો બસ, જીવાશે એવી ધારણાએ એ રસ્તા પર નીકળી પડ્યો. સવાર હતી, કચરો હજી કઢાયો નહોતો. એણે નીચા વળી કાગળના ટુકડા વીણવા માંડ્યા...મુઠ્ઠીભર અનાજના જીવન માટે કેટલા શેર કાગળના ટુકડા જોઇએ એ તો ભેગા કરેલા કાગળના ટુકડા ડુચા વખારે આપવા જશે ત્યારે એ જાણશે.

મુઠ્ઠીભર લોકો વેરાયેલા કાગળો વીણી મુઠ્ઠીભર અનાજ પામે છે એમાં એકનો વધારો થતાં, એમની મુઠ્ઠી સહેજ નાની થશે એનો ખ્યાલ એને નહોતો. 

વ્યાપારી છો ?
ગવર્નમેન્ટ સર્વન્ટ છો ?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો ?
બિઝનેસ એક્ઝીક્યુટિવ છો ?
**આપ** શાળા–મહાશાળામાં શિક્ષક છો ?
રાજકીય–સામાજિક સંસ્થાના કાર્યકર છો ?
પત્રકાર છો ?
લાયબ્રેરીઅન છો ?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને?

**તો**

**આપ**

**વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો**

જ્યાં આપનાં કામકાજને સુઘડ અને સરળ બનાવતાં ઑફિસ-ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે.

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે,

અમદાવાદ–૩૮૦૦૦૬

ટે. નં. ૭૯૨૫૫

△ પ્રેસ્ટોસાઇન ડીસ્પલે બૉર્ડસ △ એવાટ ડુપ્લીકેટર્સ △ વીનાર સ્લોટેડ ઍન્ગલ્સ △ ડફ્રા ફાઈલીંગ સીસ્ટમ્સ △ બીમકો વુડન ફર્નિચર △ ઉષા પંખા તથા વૉટરકુલર્સ △ પી. એન્ડ ટી. એડ્રેસીંગ મશીન્સ

* રોટેક્ષ ડેસ્ક બ્લોક્સ *

**તદ્ઉપરાંત :** ફોટો કોપીયર્સ વીઝ્યુઅલાઈઝર્સ, ચેક રાઈટર્સ કેલક્યુલેટર્સ, ઈલેક્ટ્રીક તથા ઈલેક્ટ્રોનિક ઑફિસ પ્રસાધનો

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચી
જેથી આપ પણ તે ખરીદ્યા બાદ અમારો ફરી ફરીને (

## 'કંકાવટી' માસિક માટે નિયમ (ફોર્મ ૪ મુજબ)

૧. પ્રકાશનસ્થાન : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨.

૨. મુદ્રકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

૩. પ્રકાશકનું નામ : નાગરિકતા : સરનામું નં. ૨ મુજબ.

૪. સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા સૂરત–૩૯૫ ૦૦૨

૫. માલિકનું નામ : રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા.
૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

હું રતિલાલ મૂ. 'અનિલ', આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

સહી : **રતિલાલ મૂ. 'અનિલ' : પ્રકાશક**


KHARWARS

ઉત્કૃષ્ટ
ઈલેકટ્રિકલ
એકસેસરીઝ

666

ટ્રિપલસિક્સ
ઈલેક્ટ્રો એંજિનિયર્સ

લીમડા ચોક, ખરવર શેરી
સુરત (ભારત)

# ઊહાપોહ

એપ્રિલ
૧૯૮૨

# કંકાવટી

એપ્રિલ ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

## વર્ષ ૨૪ : અંક ૨૭૬ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨.

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

*With Best Compliments From*

# Chandan Weaving Works

Sagrampura, Zunda Sheri,
SURAT-395002.

**Art-Silk Cloth Manufacturers
and Yarn Merchants.**

Tele No. Resi. : **36949**
Fact. : **38975**

---

# ચીકુસ ક્રીમ્પર્સ

**ઠે. ખટોદરા સબજેલ પાછળ
ભગવાન ઇલેક્ટ્રીક કેબિનની સામે
ગણેશ સિલ્ક મિલ્સની બાજૂમાં
ખટોદરા, સુરત-૩૯૫૦૦૨.**

## ચીકુલોન ક્રીમ્પયાર્નના ઉત્પાદક

ફોન નં. ૩૩૫૬૦

અહલ્યાને-/ અજિત ઠાકોર

તું કુટિરઓકળી વિશે ખીલેલ પદ્મિની
હું તપોભૂમિ વિશે ઊગેલ દુર્વાંકુંર
હું જટાની જેમ બાંધું કસકસાવી ઇન્દ્રિગ્રામ
તું ય તપોરુદ્ધ
દક્ષિણાનિલે અચિંતું ફરફરી રહેલ
ઉત્તરીય ગાંઠતી કસી કસી ચકીત ભીંત...

કેમ રે પામી શકે
જ્યાં મુંજ છદ્મવેશ
નીવીબંધમાં કરે સુખદ પ્રવેશ ?

શાપતાની વાર શલ્યા
થૈ જઉં સ્વયં

રે અહલ્યા !
જગાડ રે મૂર્છિત મને જગાડ
મૃત્યુના તમિસ્ત્રલોક વીંધતી ઉન્મત્ત એ હ્રેષા થકી જગાડ

તવ પાદપદ્મના પરાગે રણઝણીત
થાઉં પીતધૂસરાનન હું ગૌત્તમ
થાય આ જરઠ તપોવને ય તવ ઉપવન....

## નિર્જનતા / જ્યોર્જ થિમેલિસ, અનુ. પ્રમોદકુમાર પટેલ

આપણી બહાર રહી જતી
વસ્તુઓ મૃત્યુ પામે છે.
રાત્રિની ક્ષણોમાં
તમે ચાહે ત્યાં વિચરતા હો,
જે શેરીઓમાં તમે ક્યારેય પગલું પાડયું નથી,
જે ઘરોની તમે ક્યારેય મુલાકાત લીધી નથી,
જે બારીઓ તમે ક્યારેય ઉઘાડી નથી,
જે નદીઓનાં જળ અંજલિમાં લેવા
તમે ક્યારેય ઝૂકયા નથી
જે વહાણમાં તમે ક્યારેય સફર કરી નથી,
—ત્યાંથી
કશાક દબાયેલા અવાજ જેવું કશુંક તમે સાંભળો છો.
જે વૃક્ષોને આપણે ક્યારેય ઓળખ્યાં નથી તે,
આપણી બહાર રહી જતાં જ મૃત્યુ પામે છે.
અને પછી મરુતો સૂસવે છે આભાસી અરણ્યોમાં,
અને પ્રાણીઓ અનામીદશામાં જ મોતને ભેટે છે,
અને પંખીઓ, કેવળ મૂક સ્તબ્ધતાથી.
જૂનાંપુરાણાં વસ્ત્રોમાં પરિવૃત્ત
આપણાં શરીરો
શબપેટીઓની એકલતામાં
ધીમે ધીમે મૃત્યુ પામે છે,
અને
જે હાથો આપણો સ્પર્શ પામ્યા નથી,
તે પણ એકલતામાં મરી જાય છે.
અને
જે સ્વપ્નો આપણી દૃષ્ટિમાં પ્રત્યક્ષ થયાં નથી
તે પ્રકાશહીન અવકાશમાં મૃત્યુ પામે છે.
આપણી બહાર
મૃત્યુની નિર્જનતા આરંભાય છે.

**ક્ષણભંગ** / ચન્દ્રકાન્ત ટોપીવાળા

કશું જ અટકતું નથી એટલે કશું જ ટકતું નથી. આ ભૂરો સાગર, આ પીળી રેત, આ ધોળાં બગલાં, આ લીલાં ઝાડ–બધું જ રાખોડી થઇ જશે–રાખોડી થઈ ગયું. હું જે આ જોઉં છું તે હું જે જોતો હતો તે નથી. સૂરજ હશે અને તોય સૂરજ નહિ હોય અને પછી પાછો સૂરજ હશે તોય એનો એ નહિ હોય. હું ઊભો થાઉં છું તે હું બેઠો હતો તે નથી. હું ચાલું છું તે હું ઊભો હતો તે નથી. હું એક ડગ માંડું છું તે હું બીજે ડગ નથી. આ રસ્તો એક ડગ પહેલાં જે હતો તે બીજે ડગ નથી. આ પગ પગલે પગલે જુદા છે. હું ઘર પહોંચું છું તે હું ઘરેથી નીકળ્યો તે નથી.

હું વસ્ત્ર બદલું છું પણ વસ્ત્રને ઉતારનાર, બીજા વસ્ત્રને અડકનાર અને વસ્ત્રને ચઢાવનાર જુદા છે. હું અરીસા પાસે જાઉં છું. અરીસામાં જોવા ગયેલો એ હું, જોતો ઊભો રહ્યો તે હું અને જોઇને પાછો ફર્યો તે હું એક નથી. તો અરીસામાં જે દેખાય છે તે હું તો ક્યાંથી એક હોય? એની પાસેથી ખસ્યો ત્યારનો અરીસો પણ ક્યાં એક છે?

બહાર, નલિકા, નલિકામાં દોડતું પાણી, પાણીનો ઊડતો ફુવારો, ફુવારામાં થઇ હોજમાં ઠલવાતું પાણી, પાછું નલિકામાં પહોંચતું પાણી, પાછું નલિકામાં દોડતું પાણી, પાણીનો ઊડતો ફુવારો, ક્યાં છે એનો એ

ફુવારો ? આ આંખ જે બહાર ફુવારો જોવા ગઈ અને પાછી ફરી અને ફરી ગઇ, નથી રહી એની એ, આ બારી એમાંથી જોવા ગયો અને એમાંથી જોયું ત્યાં એ બદલાઇ ગઇ. અરે પણ ઘર એનું એ ઘર ક્યાં છે ? ઘરનું રાચરચીલું પણ એનું એ ક્યાં છે ? હું જે બધું મૂકીને ગયો હતો તે હું આવીને જોઉં છું તે નથી. કશું જ ટકતું નથી, કારણ કશું જ અટકતું નથી.

પ્રાચીન ઇજિપ્તનો રાજાધિરાજ ઓઝિમેન્ડિયાઝ, શિલ્પની પ્રતિમામાં ઢળેલો રણ વચ્ચે ઉભેલો સત્તાવાહી ઓઝિમેન્ડિયાઝ અને શેલીની કવિતામાં બાકી રહેલા ખાલી બે પગ સાથે અને રેતીમાં તૂટી પડેલા ખુમારીભર્યા મસ્તક સાથેનો ઓઝિમેન્ડિયાઝ, કશું શેષ ન રહ્યું. નષ્ટ મહાખંડેરોની ફરતે સીમાહીન અને ખુલ્લી રેતીનાં, એકલી રેતીના, થરના થર દૂર સુધી વિસ્તરેલા. ફરી પાછો ત્યાં કોઇ ઓઝિમેન્ડિયાઝ, ફરી એની પ્રતિમા, ફરી રેતી...જગત બદલાયા કરે છે. હું બદલાયા કરું છું. ક્ષણેક્ષણ બદલાયા કરીએ છીએ એમ બે. ક્ષણેક્ષણ બદલાયા કરે છે. અક્ષુણ્ણ ક્ષણ ક્ષણાર્ધમાં ક્ષીણ થઇ ક્ષુણ્ણ થઇ જાય છે મારી આસપાસ. અક્ષુણ્ણ અને ક્ષુણ્ણની વચ્ચે સતત સંક્ષુબ્ધ હું ક્યાંય અટકતો નથી. જગત ક્યાંય અટકતું નથી. હું અટક્યા પછી પણ ક્યાં અટકવાનો છે ?

પંચમહાભૂતો ભમતાં પહેલાં યે અટકતાં નથી, ભળતાં ભળતાં યે અટકતાં નથી, ભળ્યા પછી યે અટકતાં નથી અને છૂટા પડયા પછી પણ અટકતાં નથી. બીજ બીજ નથી રહેતું, પાછું ઝાડ. ઝાડ ઝાડ નથી રહેતું, પાછું બીજ. એક નહિ પાછાં અનેક, અને એ અનેક પાછાં કોઇ એક તરફ.

કશું જ ટકતું નથી. કશું જ અટકતું નથી અને છતાં આશ્ચર્ય એ છે કે કશું જ વધતું નથી, કશું, કશું જ ઘટતું નથી. જે છે તે છે જ અને તેમનું તેમ જ રહે છે.



## 'એકાન્તની અડોઅડ'ની અડોઅડ / સતીશ વ્યાસ

બે 'પાત્રોથી એકાંકી વિકસાવવું કઠિન છે. શુષ્ક અને એકવિધ થઈ જવાનો સંભવ પૂરેપૂરો રહે. વસ્તુ સંઘર્ષમય ન હોય, કાર્યમાં ગતિશીલતા ન હોય અને નાટ્યાત્મકતાની પરખ ન હોય તો આવું એકાંકી નિષ્ફળ જવાની શકયતા રહે. શ્રીકાન્ત શાહે 'એકાન્તની અડોઅડ' માં, આ મર્યાદાઓથી દૂર રહીને, માત્ર બે પાત્રોની આસપાસ નાટ્યપ્રપંચની ગોઠવણી કરી છે. આ બે પાત્રો છે : નટવરલાલ કાલિદાસ જોબનપુત્રા અને હેમન્ત નાણાવટી. નટવરલાલ પૌરુષહીન વ્યક્તિ છે. એના નામમાંનો 'નટવર' શબ્દ, એની સાથે સંકળાયેલું 'લાલ'નું છોગું અને એની 'જોબનપુત્રા' અટક એના વ્યક્તિત્વનો ઉઘાડો ઉપહાસ કરવા પૂરતાં છે. જો કે હેમન્ત નાણાવટી, નામ આવું અર્થસૂચક નથી. શકય છે કે નટવરલાલનું નામ પણ સાંયોગિક, આકસ્મિક હોય. પણ 'જોબનપુત્રા' અટક ઉપર તો પાછળથી પણ ભાર મૂકવામાં આવ્યો છે. રંગભૂમિ ઉપર આ બન્ને પાત્રો સામાસામે છેડેથી પ્રવેશે છે. નટવરલાલ ચશ્માં, બાંડિયું અને જૂનના લઘરવઘર પાટલૂનમાં છે, તો હેમન્ત વ્યવસ્થિત બેલબોટમ અને બુશશર્ટમાં સજ્જ છે. બન્ને પાત્રો થોડો સમય તો જુદી જુદી ક્રિયાઓમાં પસાર કરે છે. પછી હેમન્ત નટવરલાલને ઇશારાથી નજીક બોલાવે છે. નટવરલાલ પહેલાં એમ ને એમ ને પછી અડધેથી પાછો ફરી બેગ ઊંચકીને એની પાસે જાય છે. થોડીવાર તો હેમન્ત નટવરલાલને તાકી રહે છે, પણ પછી એના બાંડિયાના ઢીલા થઇને લટકતા એક બટનને ઝાટકા સાથે તોડી નાખે છે. એકાંકીનો પ્રારંભ આમ શબ્દસંકેતથી નહીં, અંગસંકેતથી થાય છે.

આ બટન પૌરુષનું પ્રતીક છે. એનું લટકતાપણું, એની ઢીલાશ આદિમાંથી નટવરલાલની પૌરુષહીનતા વ્યંજિત થતી આવે છે, પણ બટનનું પ્રતીક જાણે થોડું આગન્તુક આરોપિત હોય એવું વિશેષ

લાગે છે. એકાંકીના પ્રવાહમાં એ વિગલિત થયેલું નથી લાગતું; અને આથી જ તો પછી બહુ સ્પષ્ટ રીતે નાટકકાર એવા પ્રસંગોની, સંવાદોની હારમાળા સર્જે છે જેમાંથી નટવરની પૌરુષહીનતા બહાર આવતી જાય છે. બટન તો માત્ર પ્રારંભના આલંબન પ્રતીક તરીકે પ્રસંદ કરાયું હોય એવું લાગે છે.

એકાંકીના પ્રારંભના સંવાદો સનસનાટીપૂર્ણ છે. હેમન્ત નાણાવટી નટવરની બધી જીવનચર્યા જાણતો હોય એમ એક પછી એક સંદર્ભો અને વિગતો રજૂ કરતો જાય છે અને નટવર(ની સાથે પ્રેક્ષકો પણ) આશ્ચર્ય અનુભવે છે. એ વિગતોમાંનું વૈચિત્ર્ય પણ નાટ્યાત્મકતા સર્જે છે. નટવરના કારતક વદ નોમને દિવસે કપડવંજમાં થયેલાં લગ્ન, લગ્ન સમયે છપાવેલી ગણપતિના ચિત્રોવાળી કંકોતરીઓ, એના પિતાની કરિયાણાની દુકાન, આઠ ધોરણ સુધીનું એનું શિક્ષણ, એના ભાઈઓ, નામાં લખીને અને અન્યનાં ઇલેક્ટ્રિકનાં બીલો ભરી આવીને ગાડું ગબડાવવાની એની પ્રવૃત્તિ આદિના ઉલ્લેખોથી હેમન્ત નટવરને ચકિત કરી દે છે. નટવર હેમન્તને આ માહિતી ક્યાંથી મેળવી એ પૂછે પણ છે, પણ વાતચીતના દોરમાં એ વાત ઢંકાઇ જાય છે ને લેખક પણ કોઇ સ્પષ્ટતા કરતા નથી. જેવો હેમન્ત પોતાના નામનો ઉલ્લેખ કરવા જાય છે કે તરત નટવરલાલ એના નામની જાહેરાત કરે છે. અહીં આપણને થાય કે હવે નટવરલાલ હેમન્તની વિગતો જણાવશે પણ એ તો જાણે સરપ્રાઇઝ આપતો હોય એમ સ્પષ્ટ કહી દે છે કે "મેં તમારી બેગ ઉપર વાંચી લીધેલું !" એકાંકીકારની આ સરપ્રાઇઝ આપવાની પ્રયુક્તિ પણ નાટ્યાત્મક છે.

પછી તો ક્રમશઃ નટવરલાલનું ક્લૈબ્ય અનાવૃત થતું જાય છે. પહેલાં તો એ એની પત્ની સવિતાનો વાંક કાઢવા પ્રયાસ કરે છે પણ હેમન્તની સ્પષ્ટતા પછી પોતાનો જ દોષ હોવાનું કબૂલ કરે છે. મહેણાં સાંભળી સાંભળીને ત્રાસેલો નટવર ભાગી જવા નીકળ્યો છે. એનું આ

ભાગેડુ માનસ અને એનું વ્યક્તિત્વશૈથિલ્ય એકાંકીકારે અત્યન્ત કુશળતાથી વ્યક્ત કર્યું છે. હેમન્ત એને તુંકારે બોલાવે છે ત્યારે 'આ કાંઈ તમને શોભતું નથી' કહી એ ચલાવી લે છે પણ નટવર જ્યારે હેમન્તને તુંકારે બોલાવે છે ત્યારે હેમન્ત એને મારે છે, ઢસડે છે. હેમન્તના પાત્રનું વર્ચસ્વીપણું dominance બડી હાહાગીરીથી લેખકે દાખવ્યું છે. એ પછી જરા વૈવિધ્ય સર્જવા હેમન્તને એમણે નટવરની મજાક કરતો પણ બતાવ્યો છે. હેમન્ત નટવરનું બટન એની સામે લટકાવી એને ટટળાવે છે પણ નટવર તો થોડી દોડધામ કરી થાકીને બેસી જાય છે. એકાંકીની આ ઘટના નટવરના વ્યક્તિતત્વમાંદ્યને બરાબર ઉપસાવી આપે છે. પછી હેમન્ત એ બટનને ફેંકી દે છે. બટન ફેંક્યા પછીના હેમન્તના સંવાદોમાં અનેરું ભાષાબળ લેખકે દાખવ્યું છે :

"નટીયા ! હવે બટન વગર શું કરીશ ? કેમ જીવી શકીશ હવે જિંદગીનાં બાકી વર્ષો ? તારી પત્નીને શું જવાબ આપીશ ? ઘરે જઇશ ત્યારે તને પૂછશે—ક્યાં ગયું તારું બટન—તો શું બોલીશ તું ? હવે ક્યા મોઢે તું ઘરે જઇશ ? બોલ, બોલ ! મોઢામાં મગ ભર્યા છે શું ? બોલબોલ, એઈ જોબનપુત્રા ! તારી સવિતા, તારું સુખ, તારી સલામતી, તારું બટન ક્યાં ગયું ? કોણ લઈ લઇ ગયું એને ? એક નાનું—અમથું બટન પણ ન સાચવી શક્યો ? ધિક્કાર છે તને. ઉંદરવંદાની જેમ તું જિંદગી જીવ્યો છે અને મરીશ પણ એવી જ રીતે. તારો બાપ સાચું કહેતો હતો. એ તને ઓળખી ગયો હતો. તને—ક્યાંયથી કશું મળવાનું નથી સમજ્યો લપોડશંખ ? તારા દૂઝતા ઘામાં જીવાત પડી છે—જે તને ધીમેધીમે કોચ્યા કરે છે—અને તું ખવાતો જાય છે. હવે તને કોઇ બચાવી શકશે નહીં. એઇ જોબનપુત્રા ! તારું બટન કોક લઈ ગયું. એઇ સારથિપુત્ર ! તારાં કવચ-કુંડળ કોક લઈ ગયું. હવે કેમ જીવીશ ?– બોલ કેમ જીવીશ ?" પ્રશ્નોની આ હારમાળા અને વાણીનો અસ્ખલિત વેગ દીર્ઘ સંવાદને પણ ધારદાર બનાવે છે. 'જોબનપુત્ર'નો વિરોધકાકુ પણ ધ્યાનાર્હ

છે. 'સારથિપુત્ર' અને 'કવચકુંડળવાળુ' વાક્યવિધાન એકાંકીકારની સર્જકતાનું દ્યોતક છે. એકાંકીના ઉત્તરાર્ધમાંના હેમન્તના એ બન્ને દીર્ઘ સંવાદોમાં ભાષાનું આવું કૌવત પ્રગટે છે. બીજા સંવાદમાં 'જો'-થી શરૂ થતાં વાક્યોથી અને પ્રશ્નાર્થોની આવલિથી બલિષ્ઠ વાક્છટાઓ સર્જાય છે. એકાંકીના મધ્ય ભાગમાં પણ હેમન્તના મુખમાં મુકાયેલા એક દીર્ઘ સંવાદમાં આવી જ પ્રશ્નાવલિઓ છે. લગભગ ચૌદેક જેટલી પ્રશ્નાર્થક ઉકિ. ઓથી ત્યાં પણ આવી જ પ્રભાવક વાક્છટા સર્જાઈ છે. શ્રીકાન્ત પાસે ભાષાની આવી બળકટ છટાની સાથે સાથે સંવેદન-શીલતા વ્યક્ત કરવાની પણ સારી સૂઝ છે. નટવર જ્યારે પોતાના પિતા એને શું કહેતા હતા એની વાત કરે છે ત્યારે એના સંવેદનને તીવ્રતા પ્રાપ્ત થાય છે.

"એ કહેતા હતા નટીયા! તારા શરીર ઉપર એટલા ઉઝરડા પડવાના છે, એટલા ઉઝરડા પડવાના છે કે એકેક ઘામાંથી આખી જિન્દગી લોહી–પરુ નીકળ્યા કરશે અને તું કણસતો કણસતો હાથપગ પછાડયા કરીશ...છતાં તને કોઈ પ્રેમથી બુચકારશે નહીં અને તું ચકળ-વકળ આંખ ફેરવતો ચારે બાજુ જોયા કરીશ કે ક્યાંકથી તને કોઈના પ્રેમનું ઘા–બાજરિયું મળી જાય!"

'પ્રેમનું ઘા–બાજરિયુ'નુ કલ્પન પણ હૃદ્ય છે. શબ્દોને બેવડાવીને અહીં એમણે વેદનાને ઘૂંટવાનું કામ કર્યું છે. નટવરની અત્યન્ત શિથિલ લાગતી ઉકિતઓની સામે અંતિમે હેમન્તની દમામદાર ભાષા મૂકીને વસ્તુ અને પાત્રની સાથે ભાષાનો પણ વિરોધ–સંઘર્ષ રચીને શ્રીકાન્તે એકાંકી-ની નાટ્યક્ષમતામાં વધારો કર્યો છે. 'બસો રૂપલ્લી,' 'ચલમચલ્લુ', 'ચસળચસળ', 'લપોડશંખ', 'રણસીંગડા', 'છાંટાસારની તાકાત', 'કાન પાકી ગયા હતા,' 'સાડી સત્તરવાર' જેવા શબ્દો શબ્દસમૂહો દ્વારા વ્યક્ત થતી બોલચાલની તળપદી લઢણો પણ શ્રીકાન્તની ભાષાસર્જકતાની દ્યોતક છે.

નટવરની ભૂમિકા ગજબની પડકાર રૂપ છે. ન ક્યાંય કશો પ્રતિકાર, ન ક્યાંય કશો ઊંચો અવાજ; ને છતાં ભારોભાર વેદનાથી સભર. કોઈ સામાન્ય સર્જકને હાથે તો એ પાત્ર મેલોડ્રામેટિક બની ગયું હોય પણ શ્રીકાન્તે જરાયે અતિરંજકતા દાખવ્યા વિના એની તાટસ્થ્યપૂર્વક માવજત કરી છે. નટને માટે પણ એ ભૂમિકા પડકાર રૂપ બની રહે. પ્રેક્ષકોને તો હેમન્તનું ડોમિનીઅરીંગ ચરિત્ર જ આકર્ષે,–લગભગ છવાઈ જાય છે એ રંગભૂમિ ઉપર. પણ એનું ચરિત્ર સીધી ગતિએ ચાલે છે. નટવરમાં તો ઘણી સંકુલતા, અટપટાપણું છે.

એકાંકીનો અંત જાણે, પૂર્વયોજિત લાગે છે. નટવરના કૌર્ણ્યને ભાંડવામાં મગ્ન હેમન્તનું બટન અચાનક ક્યાંક ગુમ થઈ જાય છે. એકાંકીકારે અહીં પ્રારંભની જેમ એક પણ સંવાદ ન મૂકીને માત્ર આંગિક અભિનયથી એ વાત રજૂ કરીને, અલબત્ત, પ્રશસ્ય સિદ્ધિ પ્રાપ્ત કરી છે. નટવર હેમન્તના તૂટેલા બટનની ખાલી જગ્યાને તાકી રહે છે નિર્માલ્યતા મહેસૂસ કરતો હેમન્ત ચકળવકળ બની બટન શોધ્યા કરે છે એવા અભિનયમાં અણિયાળાપણું જરૂર છે પણ આ અંત–યોજના પ્રતીતિકર લાગતી નથી. હેમન્તનું બટન તૂટી જવાની પ્રક્રિયા પૂરી સ્પષ્ટતાથી દર્શાવવામાં આવી નથી અને અંતનો આ સરપ્રાઇઝ આથી જ થોડો આવી પડેલો લાગે છે.

'એકાન્તની અડોઅડ' એવું શીર્ષક કશુંક જુદું તાકતું નથી લાગતું ? એકાંકીના વસ્તુવિકાસ સાથે, નહિતર તો, એનો કશો દેખીતો સંબંધ નથી, એકાન્ત તો એક જ વ્યક્તિનું ન હોય ? ને તો આ હેમન્ત એ નટવરનો second self નહીં હોય ? આમ, આ સ્વીકાર્યા વિના 'એકાન્તની અડોઅડ' શીર્ષકની અડોઅડ જઈ શકાય એમ છે ? ને જો સર્જકનું આ અભીષ્ટ હોય તો એમાં ઘણું ધૂંધળું રહી ગયું હોય એમ નથી લાગતું ? 

## સ્વ. જયન્તી દલાલકૃત 'મૂકમ્ કરોતિ' / ડૉ. વિજય શાસ્ત્રી

૧૯૫૩માં પ્રગટ થયેલા જયન્તીભાઈના વાર્તાસંગ્રહ 'મૂકમ્ કરોતિ'માં જે પરથી સંગ્રહનું નામ પડયું છે તે 'મૂકમ્ કરોતિ' વાર્તાનું કથાબીજ નવું નથી. શીર્ષકમાંના બે શબ્દોનો મૂળ જે ભાવાર્થ છે, તેમાં તો વિષ્ણુની સ્તુતિ થઇ છે. વિષ્ણુની/ઇશ્વરની કૃપા મૂગાને પણ બોલતો કરે છે અને પંગુને પણ પર્વત ઓળંગાવે છે, એમ મૂગાને બોલતો કરવાની વાત છે. જયારે આ રચનામાં અંતભાગે, ગુરુમુખે કહેવાવાયું છે કે 'ભગવાનની આ વાણી સાંભળી હું ચુપ રહ્યો' ('મૂકમ્ કરોતિ પૃ. ૧૫) અર્થાત્ બોલતાને પણ મૂગો કરે (મૂકમ્ કરોતિ) એવો ભાવ વ્યકત થયો છે: શ્રી રામપ્રસાદ બક્ષી પણ આ વિલક્ષણ અર્થઘટનને સમર્થન આપતાં કહે છે કે "આ વિલક્ષણ વાર્તાનું નામ **'मूकम् करोति'** એનો ભાવ મૂકને પણ બોલતો કરે એ તો છે જ, છતાં બનેલા પ્રસંગની અસાધારણતા માણસને મૂગો બનાવે એવી છે, એ ભાવાર્થ પણ સાવકાશ છે." ('ગુજરાતી સાહિત્યસભાની કાર્યવાહી ૧૯૫૩–૧૯૫૪ : પૃ. ૧૨૫)

આમ, કથાબીજ અહીં નવું નથી. 'બ્રહ્મા પણ દંભના પારને પામ્યા નથી,' જેવી બોધ આપવા માટે પંડિત વિષ્ણુ શર્મા વિરચિત 'પંચતંત્ર'ના 'મિત્રભેદ' નામના પહેલા તંત્રમાં 'કૃષ્ણનું રૂપ લેનાર કોળી અને રાજકન્યા'–ની કથા આવે છે. તદુપરાંત 'ભાગવત'ના ૧૦મા સ્કંધમાં ૬૬ માં અધ્યાયમાં પૌંડ્રક અથવા 'મિથ્યા વાસુદેવ' નામવાળા રાજાની કથા આવે છે–જે રાજા, કૃષ્ણના અનુકરણરૂપે ચતુર્ભુજ બનતો અને લાકડાના ગરુડ પર ફરતો, એ ચેદિ દેશનો રાજા હતો. આ મૂળ કથા-

એમાં જે મોટીક છે તેનાથી વિગતોમાં ઝાઝા જુદા પડવાનું શ્રી દલાલે તાકયું નથી, એ જોતાં એ પુરાણકથા અહીં માત્ર Retold થઇ છે એમ કહેવું પડે. શ્રી દલાલે આમ શા માટે કર્યું હશે એનું કારણ વિચારતાં એમ કહી શકાય કે મૂળ કથામાં માનવજીવન, માનવવર્તન અને માનવસ્વભાવનાં કેટલાંક વિલક્ષણ પાસાંઓનું દર્શન કરાવવામાં આવ્યું છે એવું દર્શન કરાવવું શ્રી દલાલને પણ અભિપ્રેત હોઇ એમણે એ અહીં **પોતાની રીતે** કહેવી પસંદ કરી હોય એ શક્ય છે. આ મંતવ્યને સમર્થન આપે એવું મંતવ્ય શ્રી રામપ્રસાદ બક્ષીએ પણ આપ્યું છે કે–"શ્રી જયન્તિલાલ એમના આ ચોથા વાર્તાસંગ્રહમાં માનવજીવનનાં, અને સ્વભાવનાં અભદ્ર તત્ત્વોને પકડી–પકડીને પોતાના મર્મગામી છતાં અતિકટુ નહિ એવા કટાક્ષનો વિષય બનાવે છે. એ કટાક્ષ તીખાં, આકરાં કે મજાક ઉડાવતાં વચનો દ્વારા નથી થતો પણ વિષયભૂત પ્રસંગના, વ્યવહારના, વિચારસરણીના પૃથક્કરણ દ્વારા સૂચવાય છે. વાચકને વ્યંજનારૂપે પ્રતીત થાય છે." [ 'ગુજરાત સાહિત્યસભા : કાર્યવહી–૧૯૫૩. પૃ. ૧૨૩–૧૨૪ ].

આમ, કથાબીજ પરત્વે તો મૌલિકતા છે જ નહિ, તો પછી પુરાણા કથાવસ્તુની નિરૂપણપદ્ધતિમાં જ નવોન્મેષો શોધવા રહ્યા.

સૌ પ્રથમ તો ગરુડમુખે, ગરુડના કથનકેન્દ્રથી, આખી વાત કહેવાઈ છે. મૂળમાં દમનકના મુખે કહેવાઇ છે.

અહીં ગરુડને કથનકેન્દ્ર બનાવી તેના મુખે પ્રથમ પુરુષ એકવચનમાં થતી એકોક્તિથી નાટયાત્મકતા આવી છે. આ ગરુડ મૂક (મૂગું) પક્ષી છે. કેમ કે 'સેવક' છે! સેવકો મૂગેમૂગા સેવા કર્યે જાય છે. આવો મૂગો સેવક પણ વાચાળ બની ઊઠે એવી કોઇ અસાધારણ ઘટના સરજાઈ છે. ભગવાન વિષ્ણુ માટે 'અશરણશરણ' જેવો પ્રયોગ તેમ જ સમગ્ર કૃતિમાં અવારનવાર થતી રહેતી 'પાદપદ્મ', 'શેષાંકેશયન' જેવા પ્રયોગો, પૌરાણિક વાતાવરણને પુર્નજીવિત કરતાં હોઇ, નોંધપાત્ર છે.

ત્યારે તો મને કશી જ ખબર ન પડી. હું ટ્રાફિકલાઇટને જોતો હતો અને એ મારી પાસે ચાલી આવી હતી. સાવ પાસે, સાવ સામે. એણે કાળી શાલ ઓઢી હતી. એના શિરકેશ સુક્કા હતા, એના હોઠ પર આછી, બહુ આછી લિપસ્ટિક હતી–એવી જ લિપસ્ટિક એ કાયમ લગાવે છે.

'તમે શું ઘણા સમયથી ઊભા છો ?' એણે પૂછ્યું.

'હું તમારા કરતાં વહેલો આવ્યો હતો.'

'ક્યારથી રાહ જુઓ છો ?'

'છેલ્લા એક અઠવાડિયાથી.' મેં કહ્યું.

એ હસી પડી. 'મારા પૂછવાનો આશય એ ન હતો. તમે અહીં ક્યારે આવ્યા હતા ?'

હું નહોતો ઇચ્છતો કે હું આખી રાત ઊંઘ્યો નહોતો એ તે જાણે. હું માત્ર એ જાણવા ઇચ્છું છું કે એણે શો નિર્ણય કર્યો છે. કદાચ હું એ પણ જાણવા માગતો નથી. હું માત્ર એને ચાહું છું અને એ જાણું છું.

અમે બંને 'આલપ્સ' તરફ આગળ વધ્યાં. બારણે ઊભેલા છોકરાએ અમને સલામ કરી. એ બારણું ખોલીને અંદર ગઇ. હું ક્ષણેક બહાર ઊભો રહ્યો. છોકરો મને જોઇને હસ્યો. એ અમને બંનેને ઓળખવા લાગ્યો હોય એવું લાગે છે. એણે અમને બંનેને અહીં સાથે આવતાં જોયાં છે.

'આલપ્સ'ની અંદર અંધકાર છે, કદાચ નથી. અમે બહારથી આવ્યાં એટલે બધું ધૂંધળું લાગે છે. બહાર ડિસેમ્બરનો હુંફાળો તડકો છે. તડકાનું એક ઝાંખું ધાબું સસલાની જેમ અંદર ઘૂસી આવ્યું અને બારણું ફરી બંધ ન થાય ત્યાં સુધી એ પિયાનાની નીચે બેસી રહેશે.

'આજે છાપામાં જોયું ?' એણે પૂછ્યું..

'ના' મેં માથું હલાવ્યું.

'શિમળામાં બરફ વરસ્યો છે, એટલે જ ગઈ રાતે ભારે ઠંડી હતી,'

એણે કહ્યું, 'હું બધી બારીઓ બંધ કરીને સૂતી હતી.'

કાલે રાતે હું જાગતો રહ્યો હતો, મેં વિચાર્યું, આખી રાત બહાર સૂકાં પાંદડાંનો શોર થતો રહ્યો હતો. ડિસેમ્બરમાં ઢગલો પાંદડાં ખરે છે, રાતભર ખરે છે.

'તમે બરફ જોયો છે, નિન્દી?' એણે પૂછ્યું.

'હા, કેમ?'

'ખરેખર?' આશ્ચર્યથી એની આંખો વિસ્તરી ગઈ.

'ત્યારે હું બહુ નાનો હતો... હવે તો કશું યાદ નથી.' મેં કહ્યું

'તમે અત્યારે પણ નાના લાગો છો!' એણે હસીને કહ્યું, 'જ્યારે તમે, ફુલ સ્લીવનું સ્વેટર પહેરો છો.' એણે પોતાની નાનકડી પર્સ પાસેની ખાલી ખુરશી પર મૂકી, અને બંને હાથ શાલની બહાર કાઢ્યા. એ મારા સ્વેટરને જોઈ રહી–હું એના હાથને. એના બંને હાથ મેજ પર હતા– જાણે એ એનાથી અલગ હોય એવું લાગ્યું. એ બહુ નર્વસ હતી. અર્ધખૂલી, અર્ધમીંચી આંખો કોઈ અદૃશ્ય ચીજને પકડી રહી હોય એવું લાગ્યું.

અમે ખૂણે બેઠા હતાં. વેઇટરે અમને જોયાં નહોતાં. સવારે, આટલા વહેલા બહુ ઓછા લોકો અહીં આવે છે. અમારી આસપાસનાં મેજ–ખુરશી ખાલી હતા. ડેન્સિંગ ફ્લોરની બંને બાજુએ લાલ શેડથી ઢાંકેલા લેમ્પ બળતા હતાં. દિવસના સમયે આનાથી વધારે પ્રકાશ નથી હોતો– આસપાસનો અંધકાર જોઈ શકાય એટલો જ પ્રકાશ હોય છે. થોડા અંતરે ડેન્સિગ ફ્લોરની જમણી બાજુએ જયોર્જ અને એની ફિયાન્સે અમને બંનને જોયાં, હસીને હાથ હલાવ્યા. જયોર્જ 'આલપ્સ'નો જૂનો ડ્રમર હતો. સાડા દસ વાગ્યે ઑરકેસ્ટ્રાનો પ્રોગ્રામ શરૂ થશે, ત્યાં સુધી એ નવરો હતો. આજે સવારે આટલો વહેલો હું કેમ આવ્યો, તે એ જાણતો હતો. એ મારા કરતાં મોટો છે, અને મારી બધી વાતો...છાની પ્રગટ બધી વાત જાણે છે. મને જોઈને એ હસીને પોતાની 'ફિયાન્સ'ના

"મરુતની મોજે ઊભો મોલ ધરતીસરસો ચંપાઈ જાય એમ આ આખી સેના ધરાશાયી થઇ અને ધરતીએ પોઢેલાને ન અડવાની સુદર્શનની પ્રતિજ્ઞા હોવાથી એ કિલ્લાની દીવાલ પર જ ચકરાવા લેતું રહ્યું. ક્ષણાર્ધ માટે તો મને થયું : **આ માનવી યે હવે કુશળ અને ધૂર્ત થઈ ગયો લાગે છે.** સુદર્શન જેવાને અસફળ કરવાની યુક્તિ એણે અજમાવી......મેં પણ માનવી દીઠાં હતાં પણ એ પાછા હટી જવામાં અને ખરી રીતે તો પાછા સરકી જવાના જ્ઞાનથી સાવ અજ્ઞાન હતાં. આ નવી પ્રજા! શું કુશળતા પ્રાપ્ત કરી છે માનવીએ!"

'માનવીનો આ ખેલ' અને 'માનવીની કુશળતા જ' લેખકના વ્યંગ્યનો ભોગ બન્યાં છે.

ત્યાર પછી ગરુડમુખે, ભગવાનને આ નકલી વિષ્ણુની વહારે કેમ ધાવું પડયું એવો પ્રશ્ન પૂછયા છે, એના જવાબમાં ભગવાન કહે છે :

'આજે તો મારે તમારી ને મારી પ્રતિષ્ઠા જાળવવા જ આમ કરવું પડયું.'–થી શરૂ કરી વણકર અને સુથારની મદદથી વણકરે લીધેલો વિષ્ણુનો વેશ, રાજકન્યા સાથે કરેલાં ગાંધર્વલગ્ન વિષ્ણુને જમાઇરૂપે પામેલાં રાજારાણીનો ઉન્માદ અને પ્રમાદ, પરિણામે શત્રુઓનું થતું આક્રમણ, નકલી વિષ્ણુની મગાવેલી સહાય વગેરે વીગતો આપ્યા બાદ જો આ નકલી વિષ્ણુ સહાય આપવામાં નિષ્ફળ નીવડે તો–

'પ્રતિષ્ઠા કોની જાત? માનહાનિ કોની થાત? એ વણકરને શું? પણ રાજારાણી, રાજકન્યા, પ્રજા સહુ તો એમ જ કહેત ને કે હવે વિષ્ણુનું તેજ ઘટયું? એ ભક્તાધીન નથી! એ અધર્મનો સંહારક નથી!'

આમ, એક સંકુલ પરિસ્થિતિ Dilema–નો ભોગ બનતા ભગવાન, સમર્થને પણ પામરની, સત્યને પણ અસત્યની રક્ષા કરવા આવવું પડે એવી એક રીતે એબ્સર્ડ પરિસ્થિતિ આ કૃતિનો મર્મ છે. □

## કાતેરિના / દોસ્તોએવસ્કી

છેવટે ઓર્ડિનોવે ઘર બદલવાનો નિર્ણય કર્યો. એ આધેડ મકાન-માલિકણનો ભાડૂત હતો, તે પીટસબર્ગ છોડી જવાની હતી. મકાન બદલવાના વિચારે એ ઘણો બેચેન હતો, કારણ કે એક તો એ ગરીબ હતો; બીજું મકાનોનાં ભાડાં ઘણાં હતાં. સસ્તા ભાડે મકાન મેળવવા માટે એણે ગંદા વસવાટ વિસ્તારમાં ફરવા માંડયું એ દરમ્યાન એ બહુ ઉદાસ હતો.

આમ તો એ વિજ્ઞાનનો તરુણ વિદ્યાર્થી હતો, પણ એનું હૃદય કળાકારનું હતું, એનામાં રહેલો કળાકાર પોતાને માટે એક નવી જીવન-પ્રણાલિકા કરવા શરૂ માગતો હતો. એના દ્વારા એ પૂર્ણ સત્ય અને પૂર્ણ સ્વાતંત્ર્યનો સાક્ષાત્કાર કરવા ઇચ્છતો હતો, પોતાને પૂર્ણપણે ઉન્મુક્ત અનુભવવા માગતો હતો.

પ્રત્યેક ઘરને એ રસપૂર્વક જોતો, ખાસ કરીને 'ભાડે આપવાનું છે' એવાં બોર્ડવાળાં ઘરને. પોતાને પ્રેમ અને સહાનુભૂતિ મળી શકે એવા અજાણ્યા ઘર માટે એ આતુર થઇ ગયો હતો. ઘણા રઝળપાટ પછી યે એને એવું ઘર ન મળવાથી એ વિષાદમાં ડૂબી ગયો. એને લાગ્યું કે મારે એકાકી જીવન જ વીતાવવું પડશે, મને કોઇ પ્રેમ નહીં કરે. અજાણ્યાઓ મારી સાથે કઠોરપણે વર્તે છે, તેઓ કદાચ મને

માથાફરેલ માને છે. પણ આ અનુભવ નવો નથી, નાનપણથી જ લોકો મારી સાથે આવી રીતે જ વર્તે છે.

એક રેસ્ટોરાંમાં નાસ્તો કરીને એ આગળ વધ્યો. ચાલતો ચાલતો એક ચર્ચવાળા ચોકમાં થોભ્યો. કશું વિચાર્યા વિના જ એ ચર્ચમાં પ્રવેશ્યો. ચર્ચ સાવ ખાલી હતું. માત્ર બે સ્ત્રીઓ હતી. બારણા પાસે ઘૂંટણીએ પડી પ્રાર્થના કરવાથી એનું અશાંત મન જરા શાંત પડ્યું.

ઘણી વારે એણે આંખ ખોલી ત્યારે એણે એક તરુણીને એક ડોસા સાથે પોતાની તરફ આવતી જોઇ. ડોસો એના પહેરવેશ પરથી વેપારી લાગતો હતો. તરુણી વીસેક વર્ષની હશે. તે અસાધારણ રૂપાળી હતી. તેની આંખો ઉદાસ અને નમેલી હતી.

બંને મેરીની મૂર્તિ આગળ નમ્યાં ત્યારે ઓર્ડિનોવને કોઇ ડૂસકાં ભરતું હોય એવું લાગ્યું. તરુણીની આંખમાંથી આંસુ વહેતાં હતાં અને ચહેરા પર અજબ જેવો ભય વ્યાપેલો હતો. એ બધું ઓર્ડિનોવને સ્પર્શી ગયું. ડોસો અને તરુણી ચર્ચની બહાર નીકળ્યાં ત્યારે એ પણ અનાયાસ જ એમની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

કેટલી યે સાંકડી અને લાંબી ગલીઓ વટાવીને બંને એક ઘરમાં પ્રવેશ્યાં ત્યારે સહસા પેલા ડોસાએ પાછળ વળીને ઓર્ડિનોવને જોયો. એને લાગ્યું કે ડોસાએ જાણે મને ગોળી મારી છે. એણે નક્કી કર્યું કે હું આ અજાણ્યા બે જણનો પીછો નહીં કરું. ડોસો તરુણીની સાથે ઘરમાં ગયો.

એ શોધતો હતો એવું રહેઠાણ એ દિવસે એને સહેલાઇથી મળી ગયું. એ ઘર એક નિર્ધન જર્મનનું હતું અને તે પોતાની દીકરીની સાથે રહેતો હતો. ડિપોઝીટના પૈસા લેતી વખતે એણે જાણ્યું કે ઓર્ડિનોવ વિજ્ઞાનમાં રસ લે છે ત્યારે એને એનામાં વધારે રસ પડયો. 'સાંજે હું મારો સામાન લઇને આવીશ' એમ કહીને એ પાછો ફર્યો.

એ સીધો ઘેર જઇને આરામ કરવા માગતો હતો, પણ કોઇક અનૈતિક ઇચ્છા એને ફરી ચર્ચમાં લઈ ગઈ. એક તરુણી અને ડોસો

એ જ સમયે એનું આખું શરીર જકડાઈ ગયું હોય એવું એને લાગ્યું, એને લાગ્યું કોઈ મને પાણી પાય છે...પછી એ બેભાન થઇ ગયો.

સવારે ઊઠ્યો ત્યારે એણે પોતાને બહુ સુખી, હળવો અને સંતુષ્ટ અનુભવ્યો. એના માથાનીચે એક મુલાયમ તકિયો હતો-ગઇકાલે તે નહોતો. એને એમ પણ લાગ્યું કે થોડીવાર પહેલાં મારી પાસે કોઇ હતું. એણે મોઢું ફેરવીને જોયું તો તે મકાનમાલિકણ તરુણી જ હતી. એનું પ્રસન્ન સ્મિત ઓર્ડિનોવને બહુ ગમ્યું.

'ઊઠો, ચા પી લો.. તમને ખબર નથી કે તમે કેટલા માંદા છો.'

ઓર્ડિનોવે પથારીમાંથી બેઠા થઇ એનો હાથ હળવેથી દાબ્યો. એને થયું કે હું સ્વપ્ન જોઇ રહ્યો છું. જે હોય તે-એને લાગ્યું કે એક નવી અકલ્પનીય અને અવિશ્વસનીય જીવન શરૂ થઇ ગયું છે.

'તમારું નામ વાસીલી છે ને ?' તરુણીએ પૂછ્યું.'

'હા, અને તમારું ?'

'કાતેરિના.' એણે ઓર્ડિનોવનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું.

'સમજ નથી પડતી કે શી વાત કરું !'

'તમે દુનિયામાં સાવ એકલા હો એવું લાગે છે. કદાચ તમને ક્યારેય કોઇનો પ્રેમ મળ્યો નથી. તમે મને જ્યારે જુઓ છો ત્યારે...'

'તો શું...શું ?' એનું દિલ ધડકવા લાગ્યું.

'તમે મને જુઓ છો ત્યારે મને લાગે છે કે મારી આંખો તમને સ્નેહ આપી રહી છે. જ્યારે કોઈ બીજાને પ્રેમ આપે છે ત્યારે આવું બને છે. હું તો તમને જોતાં જ ચાહવા લાગી હતી. તમે સારા થઇ જશો ત્યારે આપણે બંને ભાઈબહેનની જેમ રહીશું. સાચો પ્રેમ કરનારી બહેન મુશ્કેલીએ મળે છે,

અને એનું માથું ચકરાવા લાગ્યું.

બીજા દિવસે કોણ જાણે કઈ જિજ્ઞાસાને વશ થઇને એણે તરુણીના ઓરડામાં ડોકિયું કર્યું. મ્યૂરિન ડોસો પલંગ પર કામળો ઓઢીને સૂતો

હતો. પાસેની બેન્ચ પર કાતેરિના બેઠી હતી. એનું માથું ડોસાના સ્કંધ પર મૂકેલું હતું, અને એનો એક હાથ છાતી પર હતો. મ્યૂરિન એને કશું કહેતો હતો અને તે ધ્યાનપૂર્વક સાંભળતી હતી. ડોસાનો સાદ ઊંચો થઇ જતો ત્યારે ભયથી એનો ચહેરો પીળો પડી જતો. ડોસો હસવા લાગતો અને કાતેરિનાની આંખમાં આંસુ આવી જતાં.

ઓર્ડિનોવને લાગ્યું કે પોતે જાણે સ્વપ્ન જોઇ રહ્યો છે. પોતે ઉત્તેજિત થઇ ગયો છે એવું પણ એને લાગ્યું. એ પાગલની જેમ ઓરડામાં પ્રવેશ્યો. એને જોતાં જ ડોસાના નસકોરાં ગુસ્સાથી ફૂલી ગયાં. કાતેરિના ભયથી પીળી પડી ગઈ. ડોસાએ બંદૂક લઈ કંપતા હાથે એના પર ગોળી છોડી તે સાથે ડોસો જમીન પર ઢળી પડયો અને તેના શરીરે ખેંચ આવવા લાગી. એ અને કાતેરિના ડોસાની મદદે દોડયાં.

બાકીની રાત ઘણી ગભરામણમાં વીતી. સવારે ઓર્ડિનોવ બહાર આવ્યો ત્યારે આ ઘરમાં એ આવ્યો હતો ત્યારે મળેલો તે મજૂર એને મળ્યો. એણે મજૂરને પૂછ્યું, 'રાતે તેં ગોળી છૂટવાનો અવાજ સાંભળ્યો હતો ?'

'હા, અને પાડોશના લોકોએ પણ એ અવાજ સાંભળ્યો હશે.'

'આ ડોસો કોણ છે, કેવો માણસ છે ?'

'પહેલાં એ એક ફેક્ટરીનો માલિક હતો, પણ એ બળી ગઇ ત્યારથી એનું મગજ ફરી ગયું છે.'

એવામાં કોઇએ મજૂરને બોલાવ્યો અને એ ચાલ્યો ગયો.

ઓર્ડિનોવ રસ્તા પર આવ્યો ત્યારે એણે ત્રીસ વર્ષના બટકા, જાડા, પરિચિત યારોસ્લાવ ઈલીચને પોતાની સામે જોયો. એ બોલ્યો, 'હવે હું અહીં રહું છું. આટલા દિવસ પછી તમે ભલા મળ્યા ! ક્યાં રહો છો ? તમારો મકાનમાલિક કોણ છે ?'

ઓર્ડિનોવે મ્યૂરિનનું નામ દીધું ત્યારે, પેલા મજૂરે કહી હતી તે જ વાત એણે કહી. પણ ઇલીચે એક વધુ માહિતી આપી. ડોસાએ

પાગલપણાની સ્થિતિમાં પોતાના પ્રિય મિત્રની હત્યા કરવાનો અગાઉ પ્રયત્ન કર્યો હતો. તે પછી મ્યૂરિનને એટલો બધો પશ્ચાતાપ થયો કે એણે આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો–ત્યારથી તે પશ્ચાત્તાપભર્યું જીવન ગુજારે છે.'

ઇલીચે ઓર્ડિનોવને એક સારા રેસ્ટોરાંમાં જમાડયો. ઊંચો શરાબ પીવડાવ્યો અને મઝાની વાતો કરતો રહ્યો, પણ ઓર્ડિનોવને શાંતિ ન મળી. ઇલીચની વિદાય લઇ એ ઘેર પહોંચ્યો ત્યારે એના પગ લથડતા હતા. બનેલી ઘટનાઓએ એને ધ્રુજાવી મૂકયો હતો.

એ પોતાના બિછાને પડયો ત્યારે કાતેરિનાના અસ્ફુટ શબ્દો સંભળાવા લાગ્યા. એ વિચારવા લાગ્યો : આ કાતેરિના કોણ છે અને કોને માટે પ્રાર્થના કરે છે ? ક્યા કાળા મનોભાવે એનું કોમળ હૈયું વીંધી નાખ્યું છે ? એ પીળી કેમ પડતી જાય છે, અને એની આંખો-માંથી ગરમ આંસુઓ કેમ વહે છે ?

એને કાતેરિનાના મધુર શબ્દો સાંભર્યા...પોતાના માથે એણે વારંવાર પોતાનો કોમળ હાથ ફેરવ્યો હતો...ચુંબન કર્યું હતું...બધું યાદ કરતો એ ઊંઘી ગયો.

સહસા એને લાગ્યું કે કાતેરિના મારા પર ઝૂકી છે અને પ્રેમાળ નજરે મને જોઈ રહી છે. એ અત્યંત શાંત હતી, એનું સ્મિત અત્યંત તૃપ્ત, આનંદદાયક હતું. એ, એને કશું કહેતી હતી, પરંતુ શું, તે એ સાંભળી શકયો નહીં, કારણ કે કાતેરિનાના શબ્દો એના કાનોમાં મધુર સંગીતની જેમ પડતા હતા...એણે આંખો ખોલી...ખરેખર જ, તે એના પર ઝૂકેલી હતી. એ એની છાતી પર ઢળી પડી.

'શી વાત છે કાતેરિના ? તું આટલી વ્યાકુળ કેમ છે ?' ઓર્ડિનોવે એણે જોરથી બીંસતાં પૂછયું.



કાતેરિના ક્યાંય સુધી કશું બોલી નહીં. પછી એણે ડૂસકાં ભરતાં

કહ્યું, 'હું નથી જાણતી. હું એ પણ નથી જાણતી કે હું અહીં શા માટે આવું છું...'

'પરન્તુ તેં કોઈ દુઃસ્વપ્ન જોયું છે, અથવા મ્યૂરિને તને ડરાવી છે.'

'ના, એમણે મને ડરાવી નથી, તેમ કશું કહ્યું પણ નથી; હું પોતે જ અશાંત છું. પ્રાર્થના કરી, પણ શાંતિ ન વળી, એટલે તમારી પાસે ચાલી આવી.'

'શું ગમે ત્યારે તારી આવી હાલત થઇ જાય છે?'

'હા.' એ ઓર્ડિનોવને વળગી પડી–બાળક પોતાની માને વળગી પડે એમ.

'વારુ, એ બધું જવા દે, તેં ક્યારેય કોઇને પ્રેમ કર્યો છે?'

'ના, તમારા પહેલાં મેં કોઇને પ્રેમ કર્યો નથી.'

'મારા પહેલાં?... શું તું મને તારા પ્રેમને લાયક માને છે?' એટલું પૂછતાં એના ગાલ ગુલાબી થઈ ગયા, આંખોમાં લજ્જા આવી ગઈ.

'ના, ના, એમ ન બને. હું તારો આ વાસનામય પ્રેમ શી રીતે સ્વીકારી શકું! મેં તને મારો ભાઈ માન્યો છે અને એક બહેન તરીકે ચર્ચમાં તારે માટે પ્રાર્થના કરી છે, અને એક બહેન તરીકે તને ચાહતી રહીશ, કેમકે તારો આત્મા પવિત્ર છે. મારો આ પવિત્ર પ્રેમ તને મુક્ત કરશે... પરન્તુ હું મુક્ત નથી, કારણ કે મારું જીવન, મારું નથી.'

'હું કશું જ સમજ્યો નહીં. તેં હમણાં જ મને કહ્યું કે મારા મનમાં અંધકાર છે, મારું હૈયું વ્યાકૂળ છે...' ઓર્ડિનોવે ભાવાવેશમાં આવીને કહ્યું.

કાતેરિના એને વધારે જોરથી બાઝી પડી.

ઓર્ડિનોવ કહેતો રહ્યો, 'મને આટલું બધું સુખ આપનારી તું કોણ છે? ક્યા સ્વર્ગેથી આવીને તેં મને પ્રસન્ન કર્યો? અને, એ પણ કહે, આ આનંદના બદલામાં હું તને શું આપી શકું?'

વાર મારી સામે જોતાં હતાં. મને ડર લાગ્યો. હું ઉછળીને એના પર કૂદી, એના હાથમાંથી ચપ્પુ પડી જાય તે માટે. એ બરાડયો અને મને મારવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એના મારથી હું બેહોશ થવા લાગી. મને લાગ્યું કે હું મરી જઈશ. છેવટે એણે લોહીથી ખરડાયેલો ચપ્પુ અને બોલ મારી સામે ધરીને મને કહ્યું, 'લે, આની સાથે હવે આખી જિંદગી રમજે.' એ પછી એ બહાર જવા લાગ્યો. જતી વખતે એણે મને કેટલાંક મોતી આપીને કહ્યું, 'આ હું મારી પ્રેમિકાને આપવા માંગતો હતો, પણ હવે તને આપું છું.'

મેં એ મોતી મા પાસે જઈને એને આપ્યાં. એને ખબર પડી કે એ મોતી પેલા વેપારીએ આપ્યાં છે ત્યારે એ ઘાંટો પાડીને બોલી, "દુષ્ટ, એ મારે માટે નથી, મારે માટે નથી!"

મને લાગ્યુ કે એનું શરીર નહીં, આત્મા ચિત્કાર કરે છે.

પેલા વેપારીએ મને ઉશ્કેરી ત્યારે મેં કહ્યું, 'હું આ મોતી મારા પિતાને આપીશ, વેપારી અહીં ભૂલી ગયો હતો એમ કહીને!'

મા કહે, "તો હું તારા પિતાને કહી દઈશ કે વાસ્તવમાં તું કોની પુત્રી છે. તું હવે મારી પુત્રી નથી રહી. હું તને શાપ આપું છું."

વધારે સાંભળવા હું રોકાઈ નહીં, મારા ઓરડે ચાલી ગઈ, અને આખી રાત રડતી રહી.

પાંચ દિવસ પછી મારા પિતા આવ્યા. એ અતિશય ખિન્ન હતા. રસ્તામાં એમના દુશ્મનોએ એમને લૂંટી લીધા હતા. હું જાણતી હતી કે એ દુશ્મન કોણ હતો. એમણે ન તો મા સાથે વાત કરી, ન તો મારી સાથે. એમણે ફેક્ટરીના તમામ કર્મચારીઓને બોલાવીને કહ્યું, 'તમે ફેક્ટરીનું કામ છોડીને મારા ઘરનું રક્ષણ કરો.'

થોડીવાર અટકીને એણે ફરી કહેવા માંડયું—આ વાતને માંડ થોડી વાર થઇ હશે ત્યાં મેં લોકોને બૂમ મારતા સાંભળ્યા—'ફેક્ટરીને આગ લાગી છે...' ઘરના તમામ માણસો આગ બુઝાવવા ચાલ્યા ગયા. ઘરમાં

માત્ર મા અને હું, બે જ રહી ગયાં. મા ધીરે ધીરે મરી રહી હતી અને હું એક શાપિત પુત્રી...થોડીવાર પછી ફરી પોકારો સંભળાવા લાગ્યા. મેં બારીની બહાર ડોકિયું કરીને જોયું તો ફેક્ટરીના કામદારો મારા પિતાના ભૂંજાયેલા શબને લઈ આવ્યા હતા- પૂછતાં જાણવા મળ્યું કે કે કોઇએ એમને ઉકળતા કઢાયામાં પાછળથી ધક્કો મારીને નાખી દીધા હતા. એ કામ કયા નીચ માણસે કર્યું હશે એનું અનુમાન મેં તરત કરી લીધું. મને લાગ્યું કે એની નીચતાનો અંત આવ્યો નથી. એ કમીનો વેપારી હજી યે બીજું કંઇક કરશે, અને એવું જ થયું. હું સવા જતી હતી ત્યારે શરીરે દાઝેલા એક પુરુષે મને ઝંઝેડીને ઉઠાડી અને મને કહ્યું, "તારે ફરી એકવાર મને મદદ કરવી પડશે. તને પામવા માટે જ મેં આ બધાં દુષ્કૃત્યો કર્યાં છે. હવે મને અહીંથી નીકળવા માટે મદદ કર સુંદરી!" એના શબ્દોનો જાદુ જેવો પ્રભાવ મારા પર પડ્યો. હું એને લઇને સ્ટોરરુમની બારી પાસે ગઇ. એમાંથી કૂદીને એ બહાર જઇ શકતો હતો. પણ બારીમાંથી કૂદતી વખતે એણે એના બળવાન બાહુમાં મને લઈ લીધી. હાથમાં હાથ રાખીને ભાગતાં અમે બંને જંગલમાં પહોંચ્યાં. ત્યાં થોડી ક્ષણો અટકીને એણે કહ્યું; "આપણો પીછો કરવામાં આવે છે, એટલે રોકાવું ઠીક નથી, પણ આગળ જઇએ તે પહેલા મારું ચુંબન લે."

અમે જંગલની બહાર નીકળ્યાં કે ત્યાં પિતાજીનો ઘોડો નજરે પડ્યો. એના પર સવાર થઇને અમે બંને નદીકિનારે આવ્યાં. ત્યાં અમને એક નાવ મળી. એના કહેવા પરથી લાગ્યું કે એના માથા પરથી હવે ભય દૂર થયો હોવાથી એ મને પામવા માટે આતુર છે. મારા મનમાં એના પ્રત્યે દ્વેષ હતો અને પ્રેમ પણ હતો. પણ પ્રેમની માંગણીના જવાબમાં મેં કહ્યું, 'તારી આ માગણીના ઉત્તરમાં કોઇ બેવકૂફ અને બેશરમ છોકરી સમર્પણ જ કરે-જેણે પોતાનો આત્મા વેચ્યો હોય અને પોતાના ચંચળ મન પર કાબૂ ન મેળવ્યો હોય એવી છોકરી.'

થોડી ક્ષણો ચૂપ રહી એ બોલ્યો, "હું તારી પાસે એક પ્રતિજ્ઞા કરું છું. હું સજ્જનની જેમ તારી સાથે જીવન ગુજારવા તૈયાર છું, નહિતર હું આપઘાત કરીશ."

એ પછી મારા બાળપણના સાથી અલ્યોશા સાથે કશો સંબંધ ન રાખવા કહ્યું, પણ...'

એની વાત અધૂરી રહી. બારણે ઊભેલા મ્યૂરિને એને બોલાવી. કાતેરિનાએ ઓર્ડિનોવને જતાં જતાં કહ્યું, 'બાકીની વાત કાલે કરીશ બસ, કાલે વાત પૂરી થશે.'

'કાતેરિના, એની પાસે ન જા, એ ગાંડો છે!' મ્યૂરિને ઘાંટો પાડયો.

'ગભરાઇશ નહીં મારા ભાઇ, એ મારી હત્યા નહીં કરે. હું અવશ્ય કાલે તારી પાસે આવીશ.' કહીને કાતેરિનાએ ઓર્ડિનોવને ચુંબન કર્યું અને મ્યૂરિન સાથે ચાલી ગઇ.



બીજા દિવસે સવારે આઠના સુમારે ઓર્ડિનોવ પોતાના મિત્ર ઇલીચ પાસે ગયો. મ્યૂરિનને ત્યાં બેઠેલો જોઇને તેને આશ્ચર્ય થયું. એણે ઇલીચને કહ્યું, કેટલીક દુર્ભાગી પરિસ્થિતિને કારણ હું અહીંનું મકાન છોડી જાઉં છું.'

ઇલીચ બોલ્યો, 'આ તે કેવો અજબ સંજોગ! મ્યૂરિન પણ મને એ જ કહેવા આવ્યા છે! એમના કહેવા પરથી લાગે છે કે તેઓ તમારો ખૂબ જ આદર કરે છે. એઓ કહે છે કે પોતે જે સ્ત્રી સાથે રહે છે તે માનસિક રોગની દર્દી છે, એને કારણે તારા ભણતરમાં તને વિક્ષેપ પડે છે. એ સ્ત્રી અર્ધી ગાંડી અને મૂર્ખ છે.'

પછી મ્યૂરિન નમ્રતાથી શિર ઝુકાવીને બોલ્યો, 'એ તમારી દયાને પાત્ર છે એ મારે શરણે આવી ત્યારે હું એના વિશે ઝાઝું જાણતો નહોતો, પણ પાછળથી જાણવા મળ્યું કે એ જંગલના વાતાવરણમાં જન્મી, અને ફેક્ટરીઓ પર કામ કરનારા અને હોડી ચલાવનારાઓ વચ્ચે

ઉછરેલી આ છોકરી શરૂથી જ અર્ધવિકસિત અને ઉતાવળી છે. એ ક્યારે કેવી રીતે વર્તશે એ કહેવું કઠણ છે. એ સ્વસ્થચિત્ત થાય એ અશક્ય છે. મોસ્કોમાં મનોવિજ્ઞાનીઓની એક ટુકડીએ એને તપાસી હતી અને એવો નિર્ણય આપ્યો હતો. મારા સિવાય હવે એનું કોઈ નથી. અમે બંને એની હાલત સુધરે એ માટે પ્રાર્થના કરીએ છીએ. એ તમને ચાહવા લાગી છે અથવા એમ કહેવું વધારે યોગ્ય ગણાશે કે એને લાગે છે કે હું આને ચાહું છું. પણ ક્યાં તમે અને ક્યાં અમે, અમે સામાન્ય માણસો છીએ, તમે કુલીન વંશના છો. એના જેવી ગામડિયણનો નિભાવ મારા જેવા સાથે જ થઇ શકે એમ છે'

ઓર્ડિનોવને મ્યૂરિનની વાતો ગમતી હતી. એને યાદ આવ્યું કે મારે મારો સામાન લાવવાનો છે, એટલે એ મ્યૂરિનની પાછળ ગયો.

સામાન આપતાં મ્યૂરિને કહ્યું, 'એમ લાગે છે કે તમે અમારા પર નારાજ છો, પણ અમે બિચારાં તમારી નારાજીને લાયક નથી. દરેક માણસ પોતાની અમાનતનું રક્ષણ કરવા ચાહે છે, અને કાતેરિના મારી અનામત છે, એટલું જ નહીં, હું એને ચાહું છું. મારા જીવ કરતાં યે વધારે. હું એને બીજા કોઇની યે નહીં થવા દઉં, તમે એનામાં રસ લેવાનું બંધ કરો.'

ઓર્ડિનોવની આંખો ચમકી ઊઠી. એણે કહ્યું, 'તમે એને તમારા જીવ કરતાં વધારે ચાહો છો, પણ મારે માટે તો એ મારો જીવ જ છે! હું કાતેરિનાને ક્યારે ય ન મળ્યો હોત તો કેવું સારું થાત!'

'સ્ત્રીઓનો પ્રેમ ઊંડો નથી હોતો, સ્થાયી પણ નથી હોતો. ખેર, જવા પહેલાં કાતેરિનાની આ ભેટ સ્વીકારો' કહીને મ્યૂરિને સરસ ભરત કરેલો એક રેશમી તકિયો એને આપ્યો.

લવર્સ/નિર્મલ વર્મા

**'આલપ્સ'** સામેના કોરીડોરમાં અંગ્રેજી-અમેરિકી સામયિકોની દુકાન છે. પગથિયાંની નીચેની થોડી ખાલી જમીન પર સામ-સામે એ બૅન્ચ છે. એના પર સેકન્ડહેન્ડ પુસ્તકો, પોકેટબુક, નવલકથા અને ક્રિસમસકાર્ડ પડેલા છે.

ડિસેમ્બર...વીતી જતા વર્ષનો છેલ્લો દિવસ.

ભૂરું આકાશ, કમ્પાવતો, ધારદાર પવન. કથ્થઇ રંગનો સૂટ પહેલો આધેડ પણ ભારે શરીરનો માણસ આવે છે. દુકાન સામે ઊભો રહીને થાકેલી નજરે આમતેમ જુએ છે. એણે સામયિકોના ઢગલા નીચેથી એક જૂનું મેગેઝીન કાઢીને લીધું. એના કવર પર તડકામાં સૂતેલી અર્ધનગ્ન યુવતીનું ચિત્ર છે. એ ચિત્ર દુકાન પર બેઠેલા છોકરાને બતાવે છે અને આંખનો મીંચકારો કરીને હસે છે. છોકરાને એ અર્ધનગ્ન સ્ત્રીમાં કશી દિલચસ્પી નથી, પરન્તુ ગ્રાહક એટલે ગ્રાહક છે, એને ખુશ કરવા એ હસે છે.

કથ્થઇ સૂટવાળા સજ્જન મારી તરફ જુએ છે. વિચારે છે, કદાચ હું પણ હસવામાં સામેલ થઈશ. પરન્તુ એ દરમ્યાન છોકરો સીટી

બજાવવા માંડે છે, ધીરેધીરે. સીટીનો અવાજ એના હોઠોમાંથી નહીં, પણ એની છાતીના ઊંડાણેથી આવતો હોય એવું લાગે છે. હું બીજી તરફ જોવા લાગું છું.

હું આગલી રાતે અને સવારે પણ સૂતો ન હતો. સામાન્યપણે હું ઊંઘતો હોઉં એવા સમયે ઊંઘ ન આવી. મારે અહીં આવવાનું હતું અને આખી રાત હું અહીં આવવા વિશે જ વિચારતો રહ્યો, આવીશ અને કોરીડોરમાં ઊભો રહીશ. એ આવનાર છે એ રસ્તા તરફ જોઈ રહ્યો છું. એ જ રસ્તેથી એ કાયમ આવે છે. એ રસ્તાની બંને બાજુએ લેમ્પપોસ્ટ પર લાલ ફેસ્ટુન લટકે છે, વાંસ પર વાવટા ફરકે છે. મહેમાન વિદેશી નેતાઓ એ રસ્તા પરથી પસાર થાય છે. હવા આવે છે ત્યારે એ ફેસ્ટુન ફુગ્ગાની જેમ ફૂલી જાય છે. આકાશ વાવટા વચ્ચે સમેટાઇ આવે છે...ભૂરા લિફાફાની જેમ. મને ઘણી ચીજો ગમે છે. રાત્રે મને ઊંઘ આવતી નથી ત્યારે હું એક પછી એક ચીજ ગણવા માંડું છુ અને એ મને ગમે છે–હવામાં ફરકતા વાવટા અને ચૂપચાપ પ્રતીક્ષા કરવાની જેમ જ.

હવે એ બંને ચીજ છે. હુ પ્રતીક્ષા કરું છું. એને આવવામાં મોડું નથી થયું. હું પોતે જ, જાણીજોઇને વહેલો આવ્યો છું. એને સમયસર આવવાનું ગમે છે, મોડાં વહેલાં નહીં; એટલે હું કાયમ સમય પહેલાં આવું છું. મને પ્રતીક્ષા, લાંબા સમય સુધી પ્રતીક્ષા કરવાનું ગમે છે.

ધીરેધીરે સમય નજીક સરકતો આવે છે. એક જ ઠેકાણે ઊભા રહેવું, એક જ દિશામાં જોતાં રહેવું, એ કદાચ સારું નથી. લોકોનું કુતૂહલ જાગી ઊઠે છે. હું કોરીડોરમાં ટહેલતો ફરી એકવાર ચોપડીની દુકાનની સામે ઊભો રહું છું. કથ્થઇ રંગના સૂટવાળો માણસ જઈ ચૂક્યો છે. હવે દુકાને કોઇ ગ્રાહક નથી. છોકરો એકવાર મારી સામે ધ્યાનપૂર્વક જુએ છે, પછી સામયિકો પરની ધૂળ મેલા કપડાથી ઝાપટે છે,

ઝૂલાવતાં હતાં. ચંપલો વચ્ચે હવામાં હિંચકા ખાતી હતી. મકબરાની પાછળ જૂનો ભાંગ્યો તૂટ્યો ટેરેસ હતો, એની આગળ રેલ્વે લાઇન અને બહુ દૂર વહેતી યમુના હતી–તે ઘણી નજીક લાગતી હતી.

પોતાના ખુલ્લા સાંવરા પગ પર ઘાસના ભૂરાં તણખલાં અને બજરીના દાણા ચોંટયા હતા. મારા ચશ્માના કાચ પર ધૂળ જામી ગઇ હતી. પણ હું રૂમાલથી કાચ લૂછી શકતો નહોતો, કારણ કે એ રૂમાલમાં મેં એની ચંપલ મૂકી હતી, અને એ હજી ખુલ્લા પગે હતી. ત્યારે મેં એની સાડીના પાલવથી મારા ચશ્માના કાચ લૂછ્યા હતા. એ ખાસ્સી નીચે ઝૂકી હતી, અને ધીમેથી પૂછ્યું હતું, 'તમે અહીં અગાઉ આવ્યા નહોતા ?'

'આવ્યો હતો, મારા મિત્રો સાથે.'

'શું કર્યું હતું ?' એણે મારી સામે ચમકતી આંખે જોયું.

'દિવસભર ફ્લેશ રમ્યા હતા.' મેં કહ્યું.

'બીજું કંઇ ? બીજું શું કર્યું હતું ?' એના સાદમાં આગ્રહ હતો.

'સાંજે બિયર પીધો હતો–ઉનાળાનો દિવસ હતો.'

'તમે પીઓ છો ?'

'હા,' મેં કહ્યું, 'પીઉં છું.'

'કોઇએ જોયું નહીં ?'

'ના, અંધકાર ફેલાયો ત્યારે પીધું હતું અને જવા પહેલાં બાટલી નીચે ફેંકી દીધી હતી.'

'નીચે ક્યાં ?'

'ટેરેસની નીચે.'

ટેરેસની નીચે રેલ્વેલાઇન છે. યમુના છે બહુ દૂર અને વચ્ચે જૂના કિલ્લાનાં ખંડિયેર છે, બહુ શરૂઆતનું મૌન છે, અને સદીઓનો તડકો છે; તે કિલ્લાના ભાંગેલા ઝરૂખા પર ઠગાયેલા પેઠે પડયો છે.

આવા 'જુગદાધાર' વિષ્ણુ અને તેના વાહન ગરુડની "દશા કઈ હદ લગી પહોંચી છે તેની જાણ કરવા જ" ગરુડ વાચાળ બને છે.

ગરુડમુખે 'એકદા હું મેરુશિખર પર બેઠો હતો' ત્યાંથી વાત શરૂ થાય છે અને વિષ્ણુ 'ગરુડ ક્યાં છે? ગરુડ ક્યાં છે?' એવો સાદ પાડે છે પછી આવતા પરિચ્છેદનો Sarcastic tone તદંતર્ગત તત્સમ પદાવલિને લીધે આસ્વાદ્ય બને છે.

"અધમોદ્ધારક, પાપનિવારક, તારકમારક શ્રી વિષ્ણુના અવાજમાં આવી ઉત્કટતા મેં મારી આટલી જિંદગીમાં ક્યારેય જોઈ નથી. શું પૃથ્વી પર પાપનો ભાર વધી ગયો? શું ધર્મની ગ્લાનિ એટલી અસીમ બની કે ત્રિભુવનધારીને ફરીથી અવતાર ધારણ કરવો પડશે? મનમાં આવા વિચારથી સંતાપ અનુભવતો અને સાથે સાથે જ, ભગવાને મને જ સાદ દીધો એ વાસ્તવિકતાથી હર્ષપુલકિત બને હું ઊડ્યો.'

('મૂકમ્ કરોતિ' : પૃ. ૨)

મોટા અક્ષરવાળા શબ્દોમાંનું 'રક'નું અનુવર્તન, પ્રશ્નાર્થક વાક્યોની પરમ્પરા અને પ્રશ્નો દ્વારા સૂચવાતી કોઈક રહસ્યાત્મક કટોકટીપૂર્ણ સ્થિતિ આ પરિચ્છેદમાં રજૂ થઈ છે.

ત્યાર પછી ભગવાન વિષ્ણુના મુખારવિંદ પર પ્રસરેલી 'ખિન્નતા' વ્યાકુળતા' અને તેના વિરોધે પૂર્વપ્રસંગોએ સદૈવ પથરાતી રહેતી 'સૌમ્ય કાન્તિ'નું વર્ણન પણ રોચક છે. ભગવાન દ્વારા ઉચ્ચારાતા 'ગરુડ' સંબોધન—અંતર્ગત ભાવાર્દ્ર દીનતા પારખીને ગરુડને થાય છે—

"સર્વસમર્થની આ કેવી વાણી! હું તો છળી ગયો!'

આમ વિષ્ણુમુખે પથરાયેલ દૈન્ય અને વાણીમાં પ્રગટતી દયનીયતાના વર્ણન દ્વારા ભાવક માટે એક કુતૂહલપ્રેરક પરિસ્થિતિ ઉત્પન્ન કરી અપાઈ છે. જો કે શબ્દાળુતા અહીં ખટકે એટલી માત્રામાં છે. ચાટૂક્તિઓ દરેક વખતે નાટયાત્મક કે વ્યંગ્યાત્મક અસર નીપજાવતી નથી. ત્યાર પછી ભગવાન વિષ્ણુના મુખે જ—

'પક્ષીરાજ, આજે તો આપણે વિષ્ણુ અને ગરુડની પ્રતિષ્ઠા જાળ-વવાની છે' જેવી, વાર્તાની કેન્દ્રગત ઘટનના રહસ્યને અનાવૃત્ત કરવાની શરૂઆત કરતી, વાક્યયોજના થઇ છે

મૂળ કથાથી અપરિચિત એવા ભાવકને આ વાક્ય, અલબત્ત વધુ ગૂંચવાડા ભણી લઇ જાય તેવું છે. આ રહસ્યને વધુ ઘેરું બનાવતા એક દૃશ્યની વીગતો અપાઇ છે :

'અસંખ્ય **ચંદ્રશાળાઓ, ધ્વજાંકિત અટ્ટાલિકાઓ**, ફરતો કોટ અને કોટને સંરક્ષતી **પવિત્રતોયા** નદી. અને આ શું ? નગરની આસપાસ ઘેરો ઘાલીને ઊભેલું આટલું સૈન્ય ? અનેક યોદ્ધા **કૃપાણપરશુ શિરસ્ત્રાણ** અંગરખાં ચડાવીને શસ્ત્રસજ્જ ખડા છે. કયા ભક્તની નગરી પર આ આક્રમણ થયું છે ? ભગવાનની આજ્ઞા થાય તો પેલા મદનિયાને તો હું મારા પંજામાં ઊંચકીને પછાડું.'

ઉક્ત પરિચ્છેદમાં મોટા અક્ષરવાળા શબ્દો સાભિપ્રાયપણે મૂકા-એલા છે. કોઇક પુરાણકથા યા મહાભારત રામાયણ જેવા ગ્રંથમાં આવતાં યુદ્ધછાવણીનાં વર્ણનો–વાતાવરણનો અનુભવ તે કરાવે છે. સાથે સાથે 'આ શાનું યુદ્ધ હશે ?' એવો પ્રશ્ન પણ જન્માવે છે. આ બધું ગરુડ-મુખે કહેવાયું છે એટલે જયન્તીભાઇની જ 'ચૂંદડિયો' વાર્તામાંનો ભૂરિયો કૂતરો જેમ Human Dog છે તેમ અહીં ગરુડ Human Bird છે.

નીચે નજર કરતાં એક ચંદ્રશાળા પર બીજા વિષ્ણુ અને બીજું ગરુડ જોવા મળે છે. નકલી વિષ્ણુ અસલી વિષ્ણુના પગમાં ઝૂકી પડે છે ત્યારે ભગવાન તેને 'ઊભા થવાનું ય' કહેતા નથી, એટલું જ નહિ પણ 'કશું આવી પડયું હોય, કરવું પડતું હોય અને કરતા હોય એમ' સુદર્શનને છૂટું મૂકે છે.

આ સુદર્શનપ્રહારનિમિત્તે આધુનિક માનવીની ધૂર્તતા [જે પ્રગટ કરવાનો જ મુખ્ય ઉપક્રમ આ રચનામાં રખાયો છે તે] લેખક આ રીતે દર્શાવે છે :

કાનમાં ધીમેથી કાનસૂરિયા કરવા લાગ્યો–એ પોતાના માથાને વળાંક આપીને ઘેરી ઉત્સુક આંખે મને...મને અને એને જોતી હતી. એની આંખોમાં અજબ જેવું કુતૂહલ હતું. જયોર્જે એના હાથને ઝટકો ન માર્યો હોત તો કદાચ એ ક્યાંય સુધી અમને જોયા કરતે.

મારા એક હાથમાં સિગારેટ હતી. મેં હજી એ સળગાવી નહોતી. બીજો હાથ પગનીચે દબાયો હતો. હું આગળ ઝૂકીને એને દબાવતો હતો. મને લાગ્યું કે જ્યાં સુધી મારા બોજથી એ પૂરેપૂરો નહીં ભીંસાય ત્યાં સુધી એ કમ્પતો રહેશે.

વેઇટર આવ્યો. મેં એને કોફી લાવવા કહ્યું. એ ચૂપ બેઠી ખુરશી પર મૂકેલી એની પર્સ જોતી રહી.

'મે ધારેલું, તું ફોન કરશે.' મેં કહ્યું.

એણે મારી સામે જોયું. એની આંખોમાં આછું આશ્ચર્ય હતું- 'તમે ઘણી અજબ વાતો વિચારો છો...' એ બોલી.

'કદાચ એ ખોટું હતું–' મેં કહ્યું– 'કદાચ તું નારાજ થાય.'

'ખબર નહીં...કદાચ નારાજ છું.' એણે કહ્યું.

હું હસવા લાગ્યો.

'કેમ, તમે કેમ હસો છો?'

'કંઈ નહીં મને કશુંક યાદ આવ્યું.'

'શું યાદ આવી ગયું?' એણે પૂછ્યું.

'તારી વાત– ઇટ ઇઝ નોટ ડન!'

એનો નીચલો હોઠ જરા કમ્પ્યો, પતંગિયા જેમ–ઊડવા પહેલાં કમ્પે છે તેમ, અને પછી કશુંક વિચારી બેસી રહી.

'તું તે દિવસે સમયસર ઘરે પહોંચી ગઈ હતી?'

'કયા દિવસે?'

'આપણે હુમાયુના મકબરે પાછાં કર્યાં હતાં તે દિવસે'.

'ના, બસ મળી નહોતી. ઘણી વાર પછી સ્કૂટરનો આશ્રય લેવો પડ્યો... એ રાતે ઘણું અજબ જેવું લાગ્યું.'

'અજબ જેવું, પણ કેવું ?' મેં પૂછ્યું.

'ક્યાંય સુધી ઊંઘ ન આવી, ક્યાંય સુધી પેલા નીલકંઠ વિશે વિચારતી રહી–તે દિવસે આપણે મકબરાના મીનારા પર જોયું હતું ને.'

નીલકંઠ! મને એ સાંજ સાંભરે છે. એ રાતે અમે પેવેલિયનની પાછળ ટેરેસ પર બેઠાં હતાં. મારા રુમાલમાં એની ચંપલો હતી અને એ ખુલ્લા પગે હતી. ઘાસ પર ચાલવાથી પગ ભીના થઇ ગયા હતા. એના પર બજરીના બેચાર દાણા ચોંટેલા હતા. હવે એ સાંજ બહુ દૂર લાગે છે. એ સાંજે એક ધૂંધળી આકાંક્ષા જન્મી હતી અને હું ડરી ગયો હતો એમ લાગે છે કે આજે એ ડર અમારા બંનેનો છે. દડાની જેમ ક્યારેક એની પાસે જાય છે અને ક્યારેક મારી પાસે આવે છે. એ પોતાનો ગભરાટ દબાવવાનો પ્રયત્ન કરે છે–તે હું જોતો નથી. મેજની નીચે ખુરશી પર ભીંસાયેલો મારો હાથ કમ્પે છે તે એ જોઈ શકતી નથી. અમે માત્ર એકબીજાની તરફ જોઇ શકીએ છીએ અને એમ લાગે છે કે મરતા વર્ષના આ છેલ્લા દિવસો છે અને બહાર ડિસેમ્બરના ખરેલાં પાંદડાંનો શોર છે... દિલ્હીની બધી સડકો પર ધીરેધીરે ઝરે છે.

મને થયું કે ગયા અઠવાડિયા દરમ્યાન રસ્તે ચાલતાં, બસની રાહ જોતાં, રાત્રે સૂતાં પહેલા અને સૂતી વખતે ક્ષણે ક્ષણે વિચારતો રહ્યો, મને પોતાને કહેતો રહ્યો, એ બધું એને કહી દઉં. કેટલીક ચીજો ખોવાઇ જાય છે, ખોવાઇ જવામાં જ એનો અર્થ રહેલો હોય છે, તે ભૂલવી પડતી નથી.

વેઇટર આવ્યો અને મારા પ્યાલામાં કોફી ભરી અમારી સામેના મેજ પર એક અંગ્રેજ યુવતી આવી બેસી ગઇ. એની સાથે એક નાનો છોકરો હતો, તે એની ખુરશીની પાછળ ઊભો હતો. યુવતીનો ચહેરો મેનુ

પાછળ છુપાઇ ગયો.

'વ્હોટ વિલ યૂ હેવ સની ?'

છોકરો પગના પંજા પર ઊભો થઇને મેનુ જોતો હતો 'ઉં...ઉં... ઉં...' છોકરાએ જીભ બહાર કાઢી બિલાડીની જેમ નાક સંકોચ્યું.

'ઓ શટ અપ ! વોન્ટ યૂ સિટ ડાઉન ?'

ડેન્સિંગફ્લોર પાછળની ખાલી ખુરશીઓ ધીરેધીરે ભરાવા લાગી. એવું લાગ્યું કે બહાર સૂરજ વાદળાં પાછળ છુપાઈ ગયો છે. સામેની બારીના કાચ પર પ્રકાશનો આછો આભાસ હતો–હવે બારણું ખૂલે છે તો તડકાનો ટુકડો અંદર નથી આવતો. માત્ર હવા અને મેલી ધૂંધળાશ આવે છે. બારણું ખૂલીને એકદમ બંધ નથી થતું. અમે બહાર જોઈ લઇએ છીએ. બહાર શિયાળાની ધૂંધળાશ અને ડિસેમ્બરનું મેઘાચ્છન્ન આકાશ...થોડી વાર પહેલાં સાવ ભૂરું હતું.

અમે બેઠાં છીએ તે એક ખૂણો છે. અમે જ્યારે અહીં આવીએ છીએ ત્યારે મોટે ભાગે અહીં જ બેસીએ છીએ. આ ખૂણે બેસવું સારું લાગે છે. એ ચમચીથી મેજપોશ પર લીંટી તાણે છે અને હું મારી વાર્તાઓ વિશે વિચારું છું–મેં એ લખી નથી અને કદી નહીં લખું, પણ એ વિશે વિચારવું મને ગમે છે.

બે દિવસ પછી ક્રિસ્મસ છે. 'ક્વીન્સની દુકાનો પર આ દિવસોમાં ભીડ રહે છે, કેટલાક લોકો અહીં જ ખરીદી કરવા માટે આવે છે. એમના હાથોમાં રંગબેરંગી બાસ્કેટ, થેલી અને કવરો હોય છે. એ લોકો અંદર આવ્યા, એ બારણા તરફ જોવા લાગી. એની આંખો બહુ ઉદાસ છે. હું એના હાથ જોઉં છું. પ્લાસ્ટિકની બંગડી જરાક વધારે નીચે ઊતરી આવી હતી. એનો નીચેનો ભાગ પ્યાલાની કોફીમાં ભિંજાય છે, ભિંજાઇ રહ્યો છે અને ચમકી રહ્યો છે.

'નિન્દી' એણે ધીમેથી કહ્યું અને અટકી ગઈ.

મારા ઘરનાં મને એ નામે સંબોધે છે. એકવાર એણે પૂછેલું ત્યારે મેં એને કહેલું. અમે એકલાં હોઇએ છીએ, સાથે હોઇએ છીએ, સાથે હોવા છતાં પોતે એકલાં પડી જઇએ છીએ અને એને લાગે કે મારી વાતથી આમને તકલીફ થશે, ત્યારે એ મને એ જ નામે સંબોધે છે. મારો હાથ મારા ઘૂંટણો નીચે દબાયેલો છે. મને લાગ્યું કે આટલા સમય સુધી અમે જેની રાહ જોઇ રહ્યાં હતાં એ વેળા આવી ગઈ છે અને અમારી વચ્ચે બેસી ગઈ છે-

'નિન્દી, આ ખોટું છે'–એણે ધીમેથી કહ્યું–એટલું ધીમે કે હું હસી પડ્યો.

'તું શું આટલી વાર થયા સુધી આ જ વિચારી રહી હતી ?' મેં કહ્યું.

'નિન્દી, ખરેખર !' એ પણ હસવા લાગી, પણ એની આંખો પહેલાં જેટલી જ ઉદાસ હતી, 'મેં આ રીતે કદી વિચાર્યું નહોતું.'

'કઇ રીતે ?' મેં પૂછ્યું.

'તમે લખ્યું છે એ રીતે. મેં એ ઘણીવાર વાંચ્યું છે નિન્દી ! એ ખોટું છે, ખરેખર બહુ ખોટું છે, નિન્દી !' એણે મારી તરફ જોયું. એના શિરકેશ બહુ રૂક્ષ છે, હોઠ પર આછી, બહુ આછી લિપસ્ટિક, જાણે એ લિપસ્ટિક જ ન હોય અને હોઠનો રંગ સહેજ ઘેરો થઈ ગયો હોય.

એ મારી સામે જુએ છે–'નિન્દી, તમે...' એણે પછી કહ્યું. એ બહુ ધીમેથી બોલી હતી. મેં એની સામે જોયું. એણે પોતાની બે આંગળીઓ પર કસીને રૂમાલ બાંધ્યો, 'નિન્દી, ખરેખર તમે પાગલ છો !... મેં ક્યારેય એવું નથી વિચાર્યું. નોટ ઇન ધેટ વે !'

'નોટ ઇન ધેટ વે–' આ ચાર શબ્દ બહુ નાના અને સહેલા છે, અને હું એકાએક સાવ ખાલી જેવો થઇ ગયો છું, અને વિચારું છું, – જિંદગી કેટલી હળવી છે !

મેં એની સામે જોયું. એની આંખોમાં મોટાં મોટાં આંસુ હતાં– બાળકોની આંખોમાં હોય છે એવાં, પણ એ આંસુઓનો એમના ચહેરા સાથે કશો સમ્બન્ધ નથી હોતો–એ ભૂલથી નીકળી આવે છે અને થોડી વારમાં, ઢળવા પહેલાં આપોઆપ સુકાઈ જાય છે, અને બાળકોને એની ખબર પણ પડતી નથી.

પણ કદાચ કંઇક એવું છે, જે નહીં સુકાય. હું ગઇ રાતે એ જ વિચારતો રહ્યો હતો કે એ 'ના' કહેશે તો શું થશે? હવે એણે ના કહી દીધી છે, અને હું એવો જ છું, કશું જ બદલાયું નથી; પણ જે પહેલે-થી જ હતું એવું શું બચ્યું છે, જે માત્ર ઉમરની સાથે વધતું જશે, વધતું જશે અને ચૂપ રહેશે...બંધ બારણાની જેમ ઊડતાં પાંદડાં અને જૂના પથ્થરોની જેમ...અને હું જીવતો રહીશ.

'નિન્દી, તમે શું નારાજ છો?'

'હા' મેં માથું હલાવ્યું.

'તમે હવે મને ખરાબ સમજતા હશો?'

હું હસી પડયો. હું હવે સાવ શાન્ત છું. પગનીચે દબાવેલો મારો હાથ કમ્પતો નથી. અમે આવ્યાં ત્યારે બધું ધૂંધળું દેખાતું હતું, સપનામાં બધું જોઇ રહ્યો છું એવું લાગતું હતું. એની શાલ, એના ગોરા મુલાયમ હાથ...પણ હવે લાગે છે એ નક્કર છે, વાસ્તવિક છે. હું ઇચ્છું તો એને સ્પર્શી શકું છું અને એને સ્પર્શતા મારો હાથ નહીં કમ્પે.

'નિન્દી, વી કેન ફ્રેંડ્સ કાંટ વી?' એણે અંગ્રેજીમાં કહ્યું. એ કોઇ વાતથી તરત ગભરાઇ જાય છે તો અંગ્રેજીમાં બોલે છે અને મને એ ગભરાટ સારો લાગે છે. હું કશું જ કહેતો નથી, કેમ કે કંઈયે કહેવું એનો કશો જ અર્થ નહીં હોય એ હું જાણું છું, અને એ પણ જાણું છું કે જે કહીશ તે નહીં બને. હું જે કહેવા માંગું છું તે શબ્દોથી જુદું છે...એટલે, પંદરવીસ વર્ષ પછી જ્યારે હું ડિસેમ્બરની આ

સવારને યાદ કરીશ તે આ શબ્દોના સહારે નહીં. યાદ કરીશ તો ઘણી બધી, નકામી, નિરર્થક વાતો યાદ આવશે, જેમ કે ક્રિસમસના એ દિવસ પહેલાંની સવાર હતી... અમે 'આલપ્સ'માં બેઠાં હતાં અને બહાર ડિસેમ્બરનાં પીળાં પાંદડાં હવામાં ખરતાં રહેતાં હતાં...

કારણ કે, આ કહાની નથી, આ કંઈક એવી વાતો છે, જેની કહાની બનતી નથી. એટલે તો હું મનોમન વારંવાર દોહરાવ્યા કરું છું...આ વર્ષના છેલ્લા દિવસ છે. બહાર દુકાનો પર ક્રિસ્મસ અને ન્યૂ ઈયરના કાર્ડ વેચાય છે. આ દિલ્હી છે...અમારું શહેર. વર્ષોથી અમે બંને જુદાં જુદાં ઘરોમાં રહ્યાં છીએ...પરન્તુ આજની સવારે અમે પોતપોતાના રસ્તેથી ખસીને આ નાનકડા કાફેમાં આવીને બેઠાં છીએ–થોડીવાર માટે. થોડીવાર પછી એ એના ઘરે ચાલી જશે અને હું જ્યોર્જના ઓરડામાં ચાલ્યો જઈશ. પૂરી સાંજ પીતો રહીશ.

'ખરેખર, નિન્દી, કાંઠ વી બિ ફ્રેન્ડ્સ ?'

એના સાદમાં ભીનો હોય એવો આગ્રહ હતો. હું હસું છું. મને એક લાંબું બગાસું આવે છે. હું એને દબાવતો નથી. હવે હું એને શરમ અનુભવ્યા વિના કહી શકું છું કે કાલે આખી રાત હું જાગતો રહ્યો હતો.

'શો વિચાર કરો છો ?' એણે પૂછ્યું.

'બરફ વિશે–' મેં કહ્યું, 'તેં કહ્યું હતું કે શિમળામાં કાલે બરફ વરસ્યો હતો.'

'હા, મેં અખબારમાં વાંચ્યું હતું અને હું મોડે સુધી તમારે વિશે વિચારતી રહી હતી. આખી રાત બરફ વરસતો રહ્યો હતો, એટલે ગઈ રાતે ખુબ્બ ઠંડી હતી. હું મારા ઓરડાની બધી જ બારી બંધ કરીને સૂતી હતી,' એણે કહ્યું–'જ્યારે શિમળામાં બરફ વરસે છે ત્યારે દિલ્હીમાં ભારે ઠંડી પડે છે.'

ગણતરી કરી હતી. એવું વિચાર્યું હતું કે દશ સુધી પહોંચતાં પહોંચતાં બત્તીનો રંગ લીલો થઇ જશે, તો એ 'હા' કહેશે, નહિતર 'ના'...પણ હવે હું શાન્ત છું;

'અને નિન્દી!' એણે કહ્યું, 'તમે જો પત્રમાં લખ્યું ન હોત તો સારું થતે. હવે આપણે પહેલાંની જેમ રહી ન શકીએ...

'અને હું જાગતો રહ્યો હતો–' મેં વિચાર્યું.

'તેં ન સાંભળ્યું? કાલે રાતે મોડે સુધી દિલ્હીની સૂની સડકો પર પાંદડાં ભાગતાં રહ્યાં હતાં.' મેં કહ્યું.

'હું બારીઓ બંધ કરીને સૂઇ ગઇ હતી–' એણે કહ્યું– 'અને મને સપનામાં હુંમાયુનો મકબરો દેખાયો હતો. તમે જોરથી હસ્યા હતા અને બિચારું નીલકંઠ ડરીને ઊડી ગયું હતું.'

અમે બંને ચૂપ રહ્યાં.

થોડીવાર પછી એણે પાંપણ ઊંચે કરી જોયું– 'શું વિચારો છો?' એણે પૂછ્યું.

હું ચૂપચાપ એની સામે જોતો રહ્યો–'બરફ વિશે.' મેં ધીરેથી કહ્યું.

અમે ઊઠયાં. ઑરકેસ્ટ્રા શરૂ થવાનું છે અને અમે એ શરૂ થાય તે પહેલાં બહાર ચાલ્યા જવા માંગીએ છીએ. બારણા પાસે આવીને થોભી ગયો, છેલ્લી વાર પાછળ વળીને જોઉં છું. મેજપોશ પર લીટીઓ હજી યે અંકિત છે–એણે અજાણ્યે ચમચીથી દોરી હતી તે. એ લીટીઓની બંને બાજુએ બે પ્યાલા છે. હમણાં જ અમે એમાં કોફી પીધી હતી. એ બંને પાસે પાસે પડયા છે...અને થોડીવાર સુધી એમ જ પડેલા રહેશે–વેઇટર ઉપાડી ન જાય ત્યાં સુધી. જેના પર અમે બેઠાં હતાં તે બે ખુરશી પણ છે અને હવે એ ખાલી છે. થોડીવાર આમ જ ખાલી પ્રતીક્ષારત પડી રહેશે.

જ્યોર્જની ફિયાન્સ મને જોઇને શરારતભર્યું હસે છે. એ એમ સમજે છે કે અમે બંને લવર છીએ. જ્યોર્જે કદાચ એને કહ્યું હશે.

જ્યોર્જ સ્ટેજ પર ડ્રમની પાસે બેઠો છે. થોડીવારમાં ઓરકેસ્ટ્રા શરૂ થઇ જશે. જ્યોર્જે પણ મને જોઈ લીધો છે. એ ધીમેથી હવામાં ડ્રમ-સ્ટીક ઘુમાવે છે. 'ગુડ-લક !' એણે કહ્યું અને ધીમેથી આંખ મીંચી.

હું બહાર નીકળી આવ્યો.

બહાર વાદળ વિખેરાઇ ગયાં હતાં. કોરીડોરમાં તડકો સમેટાઈ આવ્યો હતો.

'આલપ્સ'ની બહાર અંગ્રેજી સામયિકોની દુકાન પર થોડાક લોકો ભેગા થયા હતા. સામે ક્વીન્સ-વેની દુકાનો આગળ ભીડ જામી હતી. ક્રિસ્મસ-રિડક્શન સેલનાં બોર્ડ પર લટકતી રંગબેરંગી રીબનો હવા આવતાં ફરફરવા માંડે છે. એની પાછળ ડિસેમ્બરનું ભૂરું આકાશ ફેલાયેલું છે.

મને એક લાંબું બગાસું આવે છે, તે સાથે આંખોમાં પાણી આવી જાય છે.

'શી વાત છે ?' એણે પૂછ્યું.

'કંઈ નહીં.' મેં કહ્યું.

'મારે થોડા ક્રિસ્મસ-કાર્ડ ખરીદવા છે, તમે મારી સાથે આવશો ?' એણે કહ્યું,

'ચાલો-' મેં કહ્યું-'હું સાવ નવરો છું.'

અમે બંને ક્વીન્સ-વે તરફ ચાલવા લાગ્યાં.

'જરા થોભ, હું હમણાં આવું છું.' કહીને હું પાછળ વળ્યો. ઝડપી પગલે અમેરિકી સામયિકોની દુકાને પહોંચ્યો. જૂનાં સામયિકોનો ઢગલો મારી સામે બેન્ચ પર પડ્યો હતો. મેં સામયિકો ઉથલાવીને એક મેગેઝીન કાઢી લીધું. થોડા સમય પહેલાં જોયું હતું તે જ કવર છે. અર્ધનગ્ન યુવતી તડકામાં સૂતી હતી એ જ છબિ હતી.

'શી કિંમત છે ?'

છોકરાએ મને જોયો, કિંમત કહી અને હસતો હસતો સીટી વગાડવા લાગ્યો. 

## પડછાયો / રતિલાલ 'અનિલ'

માનવે રક્ષણને નામે ભીંત પણ ઊંચી ચણી,
ભોંય પરનો એનો પડછાયો ઊડી, અધ્ધર થયો !

કોઈના પડછાયામાં રહેવાની ના પાડનાર પોતાના પડછાયામાં ય રહી શકતો નથી. માણસ ભલે પરોપકારી ન હોય પણ તેનો પડછાયો તો પરોપકારી હોઈ શકે છે ! આપણા પગમાંથી નીકળીને એ સામે કે પડખે જાય છે, આપણી આગળ જ રહેવાનો એ દુરાગ્રહી નથી ! આપણી આગળ રહેતો આપણો પડછાયો મગરૂર લાગતો નથી તેમ, પાછળ રહે છે ત્યારે એ આપણી પાછળ આવનારને વિનમ્ર લાગતો હોય એવા અણસાર મળ્યા નથી, કારણ કે ક્યારેક શૌર્યભાવનાનો ઉદ્ભવ થાય છે ત્યારે તેઓ બીજું ગમે તે કહે પણ 'તમારા કરતાં તો તમારો પડછાયો વિનમ્ર છે' એવું કહેતા નથી.

રસ્તે રાતે આપણે એક લેમ્પપોસ્ટની નજીક જઈએ છીએ ત્યારે વાસ્તવમાં બીજા લેમ્પપોસ્ટથી દૂર પણ જતા હોઈએ છીએ એ અમુક વિસ્તાર સુધી આગળ રહ્યા પછી પાછળ જતા પડછાયા પરથી સમજાય છે. આપણે આગળ વધતા હોઈએ તો પણ, આપણો પડછાયો આગેકૂચ જ નહીં, પીછેહઠ પણ કરતો હોય છે. છતાં અદ્ભૂત રીતે આપણા જેટલું જ અંતર એણે કાપ્યું હોય છે ! આપણે શા માટે લેમ્પપોસ્ટની હારમાળાના રસ્તે પદયાત્રા કરીએ છીએ ? ક્યારેક એ સાવ અહેતુક લાગે છે, પણ તેમાં આપણા પડછાયાને આગે-કૂચ અને પીછેહઠ કરાવવાનો હેતુ તો હોય જ છે.

સોસાયટીમાં બહાદુર માણસો રહે છે એની પ્રતીતિ કરાવવા માટે જ કહેવાતા ચોર આવતા હોવાનું સાધાર સમજાય છે. અલબત્ત, પકડાયા વિના ચોરી કરીને ચાલ્યા જનારા વિશે એમ ન કહી શકાય, પણ ચોરી કર્યા વિના જ, પોતે શંકાસ્પદ લાગે એવો અભિનય કરીને પકડાઈ

જનારા તો સોસાયટીમાં કેટલા બહાદુરો અને શૂરવીરો રહે છે તેમને પ્રગટ કરીને જાણવા માટે જ આવતા હોવાનું સમજાય છે.

પકડાય છે, પછી મૂંગામૂંગા એટલો બધો માર ખાય છે કે મધરાતે 'ચોર ચોર'ની બૂમ સાંભળીને જાગી ઊઠેલાં બાળકો, કહેવાતા ચોરને પડતો માર જોઈને અતિશય વેદના અનુભવીને રડે છે! કોઈ ડોશીમા કહે છે કે 'હાય મા, મૂઓ રબરનો બનેલો છે કે શું! આટઆટલો માર ખાય છે તો યે ચૂં કે ચાં કરતો નથી!'

ડોશીમાનો અભિપ્રાય અર્ધો સાચો હોય છે. રબરને મારવાથી એ રડતું નથી. પણ કેટલાક શૂરવીરો કહેવાતા ચોરને બાવડેથી તાણે છે. ખેંચ ખેંચ કરે છે, છતાં ચોરની લંબાઈ વધતી નથી, હોય તેટલો જ સ્થિતિસ્થાપક રહે છે. તનથી નહીં, મનથી પણ! મનની સ્વસ્થતા એ ગમે એટલી મારઝૂડ વખતે જાળવી રાખે છે.

પણ આપણો પડછાયો આપણને ન સમજાય એવા અદ્ભુત રબરનો બનેલો હોય એમ લાગે છે. દીવાની નજીક અને દૂર જઈએ એટલે એ લાંબો ટૂંકો થાય છે! કશાક અદૃશ્ય હાથો એ અજાણ્યા રબરના બનેલા પડછાયાને ખેંચતા અને દબાવીને ઠીંગણો કરી નાખતા હોય છે.

ઈશ્વર વિશે પેલું નેતિ નેતિ કહેવાય છે ને, તે આવો યે નથી, ને તેવો યે નથી, તેને તેવો કહો ત્યારે તે તેવો હોય છે, પણ માત્ર તે ઉપરાન્ત પણ હોય છે! અને 'આવો' કહો ત્યારે તે 'તેવો' પણ હોય છે, એ જ નેતિ, નેતિન્યાય પડછાયાને પણ લાગુ પડે છે! એ લાંબો યે નથી હોતો અને ટૂંકો યે નથી હોતો! એ લાંબો હોય ત્યારે પણ એનામાં ટૂંકા થવાની શક્યતા ભારોભાર હોય છે, અને 'આગળ છે' કહીને થોડું અંતર કાપો ત્યારે તે પાછળ પણ હોય છે અને 'પાછળ જ છે' એમ કહો ત્યારે એનામાં પડખે થવાની શક્યતા પણ હોય છે, અને ડાબે પડખે હોય ત્યારે તેનામાં જમણે પડખે રહેવાની શક્યતા પણ હોય જ છે!

કેટલાક કહે છે કે પડછાયો આપણું અનુકરણ કરે છે! અલબત્ત, તે એટલો બધો પ્રમાણિક અને વફાદાર હોય છે કે તે માત્ર આપણું જ અનુકરણ કરે છે! આ પણ અર્ધસત્ય છે. આપણે આગળ વધીએ ત્યારે આપણી પાછળ પાછળ જમીન પર ઘસડાતો ઘસડાતો આવે છે તે શું આપણું અનુકરણ હોય છે? વળી ઘસડાવા છતાં તે છોલાતો નથી કે ચીસ પાડતો નથી, તે તો આપણા કરતાં એનું ચઢિયાતાપણું બતાવે છે! ત્યારે તે આપણા માણસ જેવો નહીં, પણ વજ્રશરીરી દેવ જેવો લાગે છે!

ખર્ચે ન ખૂટે, વાકો ચોર ન લૂંટે,
દિનદિન બધત સવાયો!

સુરદાસની આ કવિતા થોડે અંશે પડછાયાને લાગુ પડે છે. અમે પોતે બસમાં કેટલીયે વાર અત્યંત સ્વસ્થ અવસ્થામાં લૂંટાયા છીએ. અમારી સ્વસ્થતા ટકી રહે એ માટે જ લૂંટસમયે અમને એની ખબર ન પડે એવી ખાસ કાળજી રાખવામાં આવી હતી અને ભવિષ્યે પણ એ ભદ્રનિયમ અક્ષુણ્ણ જ રહેશે એવી શ્રદ્ધા છે.

એકવાર લૂંટાયાની જાણ ઘરે ગયા પછી થઇ ત્યારે અમારી સ્વસ્થતા તો ટકી રહી, પણ ઘરના માણસો અસ્વસ્થ થઇ ગયા. પરપીડન જેવું કોઈ પાપ પોતે કરે છે, એવું ખિસ્સાકાતરુને ન લાગે, તો પછી આપણે પણ પાપપુણ્યથી જ નહીં, પીડાથી પણ મુક્ત રહેવું જોઇએ. તુલસીદાસે 'તાડનના અધિકારી' રૂપે જેમની પ્રતિષ્ઠા કરી છે, એમાં ખિસ્સાકાતરુનો સમાવેશ નથી જ થતો! પણ એકવાર અમારા ખિસ્સાને કોઈ 'કાતરુ'નો હસ્તસ્પર્શ થયાની ઘરનાને જાણ થઇ ત્યારે એમણે એટલું બધું વાણીશૌર્ય પ્રગટ કર્યું કે એક શાણા પાડોશીએ એમને કહ્યું, 'હવે પડછાયાને પીટવાથી કયો લાભ થવાનો હતો?'

અમને કહેવાનું મન થયું કે હોળીના દિવસોમાં આપણામાં ભરાયેલા કાર્બનને બહાર કાઢીને આપણે હળવા થઈ જઇએ છીએ, તેના કરતાં

આ સો ટકા અહિંસક 'વિગલન'નો માનસશાસ્ત્રીય પ્રયોગ વધારે સારો છે! અરબ લોકો કહે છે કે ખૂબ ખૂબ ખજૂર ખાધા પછી લોહીથી એમની રક્તવાહિનીઓ ફાટફાટ થાય છે ત્યારે નસ ખોલીને વધારાનું લોહી કાઢી નાખે છે! એમ જ, આપણામાં શૌર્ય કૂદકા અને ભૂસકા મારતું હોય ત્યારે પડછાયાને ઝપેટવાનો અહિંસક પ્રયોગ કરીએ તો આપણામાં રહેલા આસુરી તત્ત્વનું વિગલન થઇ જાય!

પડછાયો ખરેખર વજ્રશરીરી હોય છે. આપણા પડછાયાને કચડી નાખવા માટેનું કોઇ સ્કુટરસવારને શુરાતન ચઢે અને એ પડછાયા પર પૈંડું ફેરવવા જાય તેવો જ પડછાયાનો એટલો ભાગ પૈંડાની ઉપરની બાજુએ ચઢી જાય છે, અલબત, પોતાના ભારથી તે પૈંડાને કચડી નાખતો નથી!

ક્યારેક તો લાગે છે કે આપણે લેમ્પપોસ્ટની હારમાળા પાસેથી આપણામાંથી પડછાયાની બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર થતા રહે તે માટે જ પસાર થઇએ છીએ! આગળ રહેલો પડછાયો ટૂંકો થતો થતો આપણા શરીરમાંથી પસાર થઇને પાછળ જઇને લાંબો ને લાંબો થતો જાય છે, વળી ટૂંકો ને ટૂંકો થતો આપણા શરીરમાંથી ઓગળીને આગળ આવીને લાંબો ને લાંબો થતો જાય છે!

પણ આપણે રહ્યા કરુણાસાગર! ભોંય પડેલો ક્યાં સુધી ભોંયે પડી રહેશે? એનો ઉધ્ધાર કોણ કરશે? કોઇયે નહીં! એ કામ જાતે જ કરવું પડશે એવો નિર્ધાર કરીને આપણે ઘરે જઇએ છીએ, દીવો આપણી આગળ અને ભીંત પાછળ હોય એવી પોઝીશનમાં બેસીએ છીએ અને પડછાયાને ઇન્ક્રિમેન્ટ અને બઢતી આપીને એનો ઉધ્ધાર કરીએ છીએ, ભોંયપડેલો આપણો પડછાયો આપણા કરતાં યે ઊંચી સપાટીએ ભીંતે ચઢેલો જોઇને આપણને પ્રમાણિક મેનેજરને થાય એટલો જ સંતોષ થાય છે.

અણસમજુ માણસો માને છે કે આપણે પોતાના રક્ષણ માટે ભીંત બાંધી છે! વાસ્તવમાં તો પડછાયો આપણા કરતાં ઊંચે જાય અને

એ ઊંચા સ્થાને ટકી રહેવામાં એને આધાર અને રક્ષણ મળે એ માટે ભીંત બાંધી છે !

આપણામાંથી ઓગળીને પસાર થઈને આપણી આગળ અને પાછળ જતા પડછાયાને કેવીક રાહત મળતી હશે તે વિશે મૂગો પડછાયો કશું જ કહેતો નથી, અલબત્ત, આપણો પડછાયો આપણને ધીખતા બપોરે પણ છાંયડો આપતો નથી એટલે આપણે બીજાના પડછાયામાંથી પસાર થઈને રાહત અનુભવીએ છીએ. છાપરા વિનાના બસસ્ટેન્ડ પર આગળ ઊભેલા નજીકના ભવિષ્યના ઉતારુના પડછાયામાં ઊભા રહીને પણ રાહત અનુભવી શકાય છે.

જીવનમાં બીજાના પડછાયાઓમાંથી પસાર થઈને જ રાહત અનુભવી શકાય છે ! □

## સાભાર સ્વીકાર

**અત્રતત્ર :** વિવેચનસંગ્રહ લે. ડૉ. વિજય શાસ્ત્રી, પ્ર. લેખક પોતે, ૧૨૨, સર્જન સોસાયટી, ઉમરા જકાતનાકા, અઠવાલાઈન્સ, સુરત ૩૯૫૦૦૭, મૂલ્ય ત્રેવીસ રૂપિયા.

**ધુમ્મસને પેલે પાર :** જીવનકથા : લે. વજ્ર માતરી, પ્ર. સાહિત્ય સંગમ, ગોપીપુરા, સુરત, મૂલ્ય પચ્ચીસ રૂપિયા.

**આક્રાન્ત :** કાવ્યસંગ્રહ : લે. અવન્તિ દવે : પ્ર. રાજેશ શુક્લ, મંત્રી અક્ષરા, સી. ૯/૭, ગીતાંજલિનગર, ઑફ એસ. વી. રોડ, બોરિવલી (પશ્ચિમ) મુંબઈ–૪૦૦૦૯૨, મૂલ્ય દશ રૂપિયા.

**નિવેદન :** વિવેચનસંગ્રહ : લે. અવન્તિ દવે, પ્રકાશક ઉપર મુજબ, મૂલ્ય પંદર રૂપિયા.

**શાશ્વતી :** કાવ્યસંગ્રહ. લે. પ્ર. માણેકલાલ પટેલ, ૯/એ સૂર્યમણિ, પ્રગતિ સોસાયટી, ગુજ. યુનિ. વિસ્તાર, અમદાવાદ–૩૮૦૦૦૯, મૂલ્ય સવા ત્રણ રૂપિયા.

**વાંચકોને :** સ્થળસંકોચને કારણે પત્રચર્ચા આવતા અંકે.

## તમારૂં જીવન સુખી બનાવવા
## ટૂંક સમયમાં ને થોડી મહેનતે

# લખપતિ બનવાનો
# ગોલ્ડન ચાન્સ

સમગ્ર ગુજરાતના સ્માર્ટ અને લોકસંપર્ક ધરાવતાં યુવક યુવતીઓ, શિક્ષકો, બેન્ક કર્મચારીઓ, સહકારી સંઘોના કાર્યકર્તાઓ હરકોઇ પોતાના ધંધા અને નોકરી સાથે દરરોજ એક-બે કલાક, ભારતવિખ્યાત અને સુપ્રતિષ્ઠ 'ધી પિયરલેસ જનરલ ફાઈનાન્સ એન્ડ ઈન્વેસ્ટમેન્ટ કંપની'ની વિમા બચત યોજનાનું

કામ કરી સ્થિર કાયમી કમાણી માટે

# 'પિયરલેસ'ના એજન્ટ બનીને

બચત યોજના સાથે મફત અકસ્માત ઈન્સ્યોરન્સનું કામ કરીને લખપતિ બનવા માટેની વિગતવાર માહિતી અને સાહિત્ય મેળવવા તથા એજન્ટ બનવા માટે નીચેના સરનામે લખો અથવા

મળો :

**શ્રી રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા**

૩, આનંદનગર સોસાયટી,

# કંકાવટી

મે ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૪ : અંક ૨૭૭ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨.

મુદ્રણસ્થાન : પ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

## સૂર્ય/ડૉ. સુરેશ હ. જોષી

બપોરવેળાએ વાંચતાં વાંચતાં સહેજ આંખ ઘેરાઈ જાય છે. કવિતાની પંક્તિમાંના શબ્દો કવિએ યોજેલા સમ્બન્ધના બંધનમાંથી છટકીને સ્વૈરલીલા રચે છે. જાગૃતિના ખડક પરથી મન તન્દ્રાના લપસણા ઢાળ પર સરી પડે છે. એ અવસ્થામાં રહ્યો રહ્યો હું જોઉં છું તો સૂર્ય તેની તરસ છિપાવવાને સાતે સમુદ્રને પી ગયો છે. જલોદરના રોગીની જેમ એનું પેટ ફૂલી ગયું છે. ચન્દ્ર ક્યાંક કાટ ખાઈ ગયેલા પતરાના ટુકડા જેવો પડ્યો પડ્યો ખખડ્યા કરે છે. પવનની અશરીરી કાયા સળગી ઊઠી છે અને ભાગે છે.

આ વિભીષિકામાંથી હું સફાળો જાગી ઊઠું છું અને જોઉં છું તો ઓરડાની બારીના કાચ સૂર્યના પ્રહરી બનીને મારી આજુબાજુ પહેરો ભરી રહ્યા છે. ટાંકામાંના પાણીના ઉત્તપ્ત નિ:શ્વાસ અહીં બેઠા બેઠા હું સાંભળ્યા કરું છું. મારી આજુબાજુ સૂર્યની આડ છે, એને ઉલ્લંઘીને હું બહાર નીકળી શકતો નથી. સૂર્ય કણ કણ થઈને ખૂંચે છે. પ્રહરો લથડતા ચાલે છે. મારું પોતાનું શરીર શત્રુ બનીને મને બાળી રહ્યું છે. એને ઉશેટીને ફેંકી દેવાનું મને મન થાય છે. સૂર્ય પોતે પણ બળબળતો કલિંગરના પેટાળમાં પ્રવેશીને શીતળ થવા મથે છે. વૃક્ષો એક પગે ઊભાં રહીને હજાર વર્ષનું આકરું તપ તપનારા ઋષિ જેવાં લાગે છે. આખી પૃથ્વી પંચાગ્નિ તપ કરનારી ઉમા જેવી લાગે છે.

ઘરના પડછાયામાં રહેલી તુલસીના માંજર દરજીડો તોડે છે. કેળના પાનની છાયામાં દૈયડ મીઠી હલકથી ગાય છે. થોડી થોડી વારે શમફળીનાં સૂકાં પાંદડાં ખરવાનો અવાજ આવે છે. ચકલી અને બુલબુલ ચાંચ પખાળી કરીને ટપકતા નળની પાસે ઠંડકમાં બેઠાં છે. સામેના લીમડા

પર ગીધ આતપવર્ષા માણતું હોય તેમ બેઠું છે. બદામડીની ઘટામાં શોળિગી લહેરીલાલાની જેમ સીટી મારે છે,

સૂર્યની ગરમીની આંચ લાગતાં શબ્દોમાંની સ્નિગ્ધતા જાણે વરાળ થઇને ઊડી ગઈ છે. એકબીજામાં સંમરસ થઇ જનારા શબ્દો સૂકાં પાંદડાંની જેમ ખખડે છે. મારા ઓરડામાં પવન પ્રવેશે છે ખરો પણ તે સૂર્યનો બેપિયો થઇને સૂર્યનો છડીદાર ફૂકડો છાતી ફૂલાવતો અદાથી ચાલે છે. સૂર્યની અંતરંગ વાણી જેવાં ગુલમહોર ખીલ્યાં છે.

મોડી રાત સુધી તપેલી ધરતીના નિઃશ્વાસ સંભળાય છે. ગ્રીષ્મની રાત્રીની અનિદ્રા ભારે આકરી થઈ પડે છે. સ્વપ્નો પાંગરતાં નથી. પથારીની ઉષ્મા ધીમે ધીમે અસહ્ય બનતી જાય છે. આખું શરીર અસુખના સાગર જેવું થઇ જાય છે. સાબુના પાણીથી લખેલા અક્ષર જેમ અગ્નિની આંચ લાગતાં ઊપસી આવીને સ્પષ્ટ થઇ જાય તેમ ભૂતકાળની કેટલીય ક્લેશકર સ્મૃતિ ગ્રીષ્મના સૂર્યની આંચે ફરી પાછી સજીવન થઈ ઊઠે છે. મનમાં રચાતી મન્દાક્રાન્તાની પંક્તિનો પાછલો છેડો સૂર્ય બાષ્પ બનાવીને ઉરાડી મૂકે છે. આમેય તે ગરમ થઇ જતી ક્ષણોને ઊડી જતી જોવાનો જ ઉદ્યમ આખા દિવસની મુખ્ય પ્રવૃત્તિ બની રહે છે.

રુદ્ધશ્વાસ મધ્યાહનનો પ્રહર જાણે સ્થિર થઇ ગયો છે. પથ્થરે પથ્થરે સૂર્યે, કોઈ ચક્રવર્તી રાજાની જેમ, પોતાની મહોર મારી દીધી છે. કૂવા, તળાવ; નદી–જળના સમસ્ત સામ્રાજ્યમાં અત્યારે તો સૂર્યની આણ વર્તે છે. આદિવાસીઓનાં નવસ્ત્રાં બાળકો એકાદ બે ઝાડની કંજૂસ છાયાના આશ્રયે બેઠાં છે. એમની ક્રીડા થમ્ભી ગઈ છે. એમનાં માબાપ આ બળબળતી બપોરે રસ્તા પર ગરમ ગરમ ડામર પાથરે છે, જેથી ધનિકના નબીરાની મોટર એના પર થઇને પછીથી, ખાડાટેકરાથી ઊછળ્યા વગર, સડસડાટ દોડી જાય.

જ્યાં આપણે કલ્પી નહિ શકીએ ત્યાં સૂર્યના ગુપ્તચરો પહોંચી ગયા છે. બાળપણમાં અકારણ વેડફી નાખેલાં આંસુ જે થોડાં સાચવી

રાખ્યાં હોત તો આંખને શીતળતા મળી હોત. બાળપણનાં આંસુમાં વેદનાની આંચ હોતી નથી. હવે તો સ્થિર સ્વચ્છ કોરી આંખે આપણાં દુઃખની છબિને ય સાક્ષાત જોઈ લેવી પડે છે. શંકરાચાર્યે જગતનું મિથ્યાત્વ ગ્રીષ્મમાં જ જોયું હશે. એને માટે રણમાં જઈને મૃગજળ જોવાની જરૂર નથી.

આ ઋતુમાં મનઃતાપથી મુક્ત રહેવાનો મોટો મહિમા છે. આ ઋતુમાં જ અંદરના રસને સુકાઈ જવા ન દેવો, ઊલટાનો એને વધુ મધુર બનાવવો એ જ તો કપરી સાધના છે. સાંજ વેળાએ ગ્રીષ્મ, મોગરાની દન્તપંક્તિઓ ખોલીને, સહેજ હસે છે. સાંજ ઢળતાં કશીક અપાર્થિવ આભા પૃથ્વી પર છવાઈ જાય છે. થોડી વારમાં એ ગુલાબી રંગમાં ફેરવાઈ જાય છે. દિવસના તાપથી બળ્યો ઝળ્યો છતાં, દિવસને છેડે અગાશીમાં જઈને એ ગુલાબી રંગને જોયા વગર હું રહી શકતો નથી.

ગ્રીષ્મમાં જે ચક્ષુરોગ થાય છે તે સુખકર નહિ, ક્લેશકર જ હોય છે, એ જાણવા છતાં એનાથી બચી શકાતું નથી. આ ચક્ષુરોગ પ્રેમ કરતાં ય વધારે ચેપી હોય છે. પછી આંખ આપણા કહ્યામાં રહેતી નથી, એ સ્રવવા માંડે છે. ત્યારે હું બ્યારા ડોસવાડાના તળાવની માખણ જેવી કાળી માટીની શીતળતાને ઝંખું છું. વૈશાખમાં બુદ્ધ ભગવાન નિર્વાણ પામ્યા હતા. મારી સામે ઓગળી રહેલા બરફને જોઉં છું ત્યારે એવું નિર્વાણ અત્યન્ત સ્પૃહણીય બની રહે છે. □

## વાની મારી કોયલ (ચુનીલાલ મડિયા)/શિરીષ પંચાલ

ચુનીલાલ મડિયાની ખૂબ જ જાણીતી એવી આ વાર્તા 'કમાઉ દીકરો' સાથે સામ્ય ધરાવે છે. બંને વાર્તામાં માનવમાત્રની જાતિય વાસનાને કેન્દ્રમાં રાખવામાં આવી છે. આ વાસનાનાં મૂળ ખૂબ જ ઊંડાં છે અને નીતિ અનીતિની કોઇ મર્યાદા તેને ગાંઠતી નથી. આ વાર્તાનું વસ્તુ ગ્રામજીવનમાંથી લેવામાં આવ્યું છે. નેણશી ભગતના દીકરા રવા પટેલ પોતાની દીકરી સંતીના આણાની તૈયારી કરે છે. આતિથ્યભાવનાવાળા રવા પટેલે ઉદાર બનીને ગામલોકોને શેરડીનો રસ પીવા, ગોળ ખાવા આમન્ત્રણ આપ્યું છે. આંધળા નેણશી ભગતને અફીણનું વ્યસન છે. સાંજના સમયે સંતી ગોળ રાંધનારા ગોવા સાથે ગીતોની રમઝટ બોલાવે છે અને એકાએક ગોવા અને સંતીના ચિત્તમાં વાસના જાગે છે અને સંતીનું સ્ખલન થાય છે. નેણશી ભગતનો સામનો સંતી કરી શકતી નથી અને દાદા માટે લઈ આવેલ અફીણ ઘોળીને પી જાય છે. નેણશી ભગતને સંતીની પરિસ્થિતિનો અણસાર આવી જાય છે અને તેઓ ગાંડા થઈ જાય છે, ગોવો નાસી જાય છે. મડિયાની બીજી વાર્તાઓની જેમ અહીં પણ ઘટનાપ્રાચુર્ય છે, પણ આ વાર્તામાં ઘટનાઓ સ્થૂળ ભૂમિકાએ પ્રયોજાયેલી નથી.

આ વાર્તામાં પણ મડિયાએ ત્રીજા પુરુષની કથનરીતિનો આશ્રય લીધો છે. વાર્તા કહેનારની ભાષા મોટે ભાગે તળપદી છે, પણ તળપદી ભાષાને સાદ્યંત ટકાવી રાખવામાં આવેલી નથી. આટલી બધી તળપદી ભાષામાં અંતરતમ, મુગ્ધ, એષણા, તરુણ, વય, મૂર્ચ્છા જેવા શબ્દો, 'અંગે-અંગમાંથી અણબોટ્યું લાવણ્ય નિતારતી એ સુકુમાર દેહલતા આખી સીમના વાતાવરણને તાઝા-બ-તાઝા આહ્‌લાદ વડે ભરી મૂકતી.' જેવી

તત્સમ પ્રધાન વાક્યરચના વાર્તાના વાતાવરણમાં અન્તરાય ઊભો કરી આપે છે. એ રીતે આપણે કહી શકીએ કે લેખક વાર્તા કહેનારના અવાજથી પોતાના અવાજને સમ્પૂર્ણપણે જુદો રાખી શક્યા નથી. આ વાર્તામાં મોટે ભાગે એ અવાજ જુદો તરી આવે છે માટે આપણે એવી અપેક્ષા સાદ્યંત રાખીએ એ સ્વાભાવિક છે.

આ વાર્તામાં બનતી ઘટનાઓ કોઇ વિશિષ્ટ સ્થળ કાળ સાથે સમ્બદ્ધ નથી. નિસર્ગવાદી શૈલીનો ઉપયોગ કરવા છતાં મડિયા કોઇ સમાજને, સમાજના અમુક થરને કેન્દ્રમાં રાખતા નથી, આને કારણે વાર્તા પ્રાસંગિકતામાં ઊગરી જાય છે, અને વિશાળ માનવસન્દર્ભને આવરી લે છે. વાર્તાના આરમ્ભે અનિવાર્ય એટલી વિગતો આપણને આપવામાં આવી છે. વાર્તાના કેન્દ્રમાં બે પાત્રો છે. આંધળા નેણશી ભગત અને સંતી. નેણશી ભગતના અંધાપણા અને અફીણના વ્યસનની વિગતો માત્ર વિગતો ખાતર આવતી નથી, પણ વાર્તાના કેન્દ્રવર્તી વિષયવસ્તુ સાથે સમ્બન્ધ ધરાવે છે. આ વાર્તા વિશિષ્ટ સ્થળ, કાળ સાથે સંકળાયેલી નથી અને એ કારણે આદિકાળથી ચાલી આવતી માનવવાસનાની સંકુલતા સાથે તેને સાંકળી શકાય. આ આદિમતા, આ વાસના એકાએક, આકસ્મિક રીતે પ્રગટી ઊઠતી નથી, આ વાસનાની સમાન્તરે પ્રકૃતિ, પ્રકૃતિની ફળદ્રુપતા વાર્તાના આરમ્ભથી જ યોજવામાં આવ્યાં છે. એટલું જ નહીં, રવા પટેલે માંડેલો જગન પણ એક પ્રકારનો વિધિ ritual બની જાય છે. ઉત્તરોત્તર રંગ જમાવ્યે જતા આ વિધિની સમાન્તરે સંતીના ચિત્તની વાસના પ્રદીપ્ત થવા માંડે છે, એ વિધિ પૂરો થાય છે અને સંતીની વાસના તૃપ્ત થાય છે. એટલું જ નહીં પણ વાર્તાના આરમ્ભથી જ ધરતીની ભૂખ, તેની તૃપ્તિ, તૃપ્તિ પછીની ફળદ્રુપતાનું એક સ્તર આલેખાયું છે, બીજા સ્તર પર નેણશી ભગતને ઋણભારમાંથી મુક્ત થયાની તૃપ્તિ આલેખાઇ છે, ત્રીજા સ્તર પર ગામલોકોને ક્ષુધાતૃપ્તિ આલેખાઇ છે. પરસ્પર સંકળાયેલા આ બધાં સ્તર

વાર્તામાં એક ભાત ઉપસાવી આપે છે.

વાર્તામાં જે ઘટનાઓ બનવાની છે તેનાં ઇંગિત આપણને ધીરે ધીરે મળતાં રહે છે. સંતીના સ્ખલનનું કારણ બની રહેનાર ગોવા ગળિયારાને જુવાન રસિક બતાવવામાં આવ્યો છે, તેના 'એકકે એક હલનચલનમાં રહેલી એક અચ્છા પાકશાસ્ત્રીની કસબજન્ય છટા મુગ્ધ કરતી હતી.' સંતી લાડકોડમાં ઉછેરી છે, ગામલોકો આ લાડકોડનું પરિણામ સારું નહીં આવે એવી ચેતવણી આપે ત્યારે રવા પટેલની ઉક્તિ જોવા જેવી છે : 'સંતી મારી દીકરી નથી, ઇ તો વાની- મારી કોયલ છે, ને કોઇ પુરવભવની લેણાદેણી રહી ગઈ હશે તે મારે ઘેરે ઊડી આવી છે. આ કમૂરતાં ઊતરશે ને આણું વાળવા આવશે એટલે મારી કોયલ ઊડી જાશે.' આ પટેલની આ નિર્દોષ ઉક્તિ એક કરતાં વધુ વખત આવે છે, ફરી જ્યારે સંતી અફીણ આપવા માટે ખેતરે જાય છે ત્યારે પણ રવા પટેલ કહે છે : 'આજ બિચારી પેટ ભરીને ડોસાને અમલ...,કાલ આવા ટાણે તો કોને ખબર છે, મારી કોયલ ઊડીને કોણ જાણે ક્યાંયે જઇ બેઠી હશે.'–રવા પટેલની આ નિર્દોષ ઉકિત વાર્તા પૂરી થાય ત્યારે વ્યંગપૂર્ણ બની જાય છે. સંતીને કોયલની આપેલી ઉપમા પણ સાર્થક છે. એક બાજુએ તેનો અવાજ કોયલ જેવો અને બીજી બાજુએ પરિણામની ચિન્તા કર્યા વગર સ્વૈરવિહાર કરતી આવેલી કોયલની જેમ જીવનમાં સંતી પણ પહેલી અને છેલ્લીવાર સ્વૈરવિહાર કરી લે છે. સંતીના મરણમાં કારણભૂત બનતા નેણશી ભગત આંધળા છે, પણ આંગળીઓ સૂંઘીને વાતાવરણને પારખી લેવાની અદ્ભુત શકિત તેનામાં છે. નેણશી ભગતની ઘ્રાણેન્દ્રયની સતેજતા જ સંતીના સ્ખલનને પારખી લે છે.

વાર્તાના કેન્દ્રમાં જાતીય વાસનાનું આદિમ, આંધળું બળ રહેલુ છે. આ વાસનાને આલેખવા માટે મડિયાએ વાર્તાની સામગ્રીનો નિસર્ગ-વાદી કળાકારની જેમ ઉપયોગ કર્યો છે. એમની બીજી વાર્તાઓમાં કદાચ

અકળામણ, બીજી બાજુએ ચાંદનીમાં વિહ્વળ બની બેઠેલાં ગોવો અને સંતી–આ સિવાય બીજી વિગતો મડિયા આપણી આગળ આલેખતા નથી. ચારે બાજુ પ્રસરેલી નિસ્તબ્ધતાનું ચિત્ર ઉપસાવી આપે છે–ચિત્ર નિસર્ગવાદી શૈલીમાં આલેખાયું છે. રતાંધળા છીપાંને પણ બાકોરામાં જંપી ગયેલા બતાવ્યા છે.

છેવટે સંતી જ્યારે ભગતને અફીણ આપવા જાય છે ત્યારે ભગત પરિસ્થિતિ પામી જાય છે, 'અંધ ભગતને આજે કંઈક આકસ્મિક ફેરફાર થયો લાગ્યો. નવપલ્લવિત બટમોગરાની કળી–શી તેની અણબોટી દેહલતામાંથી કોરી ધરતી ઉપર વર્ષાછાંટ થયા પછીનો આછો આછો પમરાટ મહેકવાને બદલે ભગતને પહેલી જ વાર પરસેવાની ખાટી વાસ આવી.' ધરતી અને વર્ષા જેવા પ્રાકૃતિક પ્રતીકોનો ઉપયોગ બીજો સંકેત સૂચવે છે. સ્ત્રી પુરુષનું મિલન આકાશ અને ધરતીના જેવું કહેવાય એ તો વેદકાળથી ચાલી આવેલી આર્ય સંસ્કૃતિ છે. એ મિલન પછી સુવાસ પ્રગટે પણ એની પાછળ કોઈ સંસ્કૃતિસંમત આચાર વિચાર હોય તો. અહીં તો સંતીએ એ આચારનો ભંગ કર્યો અને એને કારણે બટમોગરાની કળી પણ સુગંધ પ્રગટાવી ન શકી. એ ન બન્યું એટલે છેવટે સંતી પોતે કરેલા અપરાધની શિક્ષા આપઘાત કરીને ભોગવી લે છે. અફીણના બંધાણીને સમયસર અફીણ ન મળ્યું, વર્ષોની ઇચ્છા–ઋણ ફેડનની–ફળી એના આનન્દના અતિરેક સામે સંતીના સ્ખલનનો આઘાત લાગ્યો અને વૃદ્ધાવસ્થા–આ બધાંને લીધે તે માનસિક સ્વસ્થતા ગુમાવી બેસે છે.

આમ આ વાર્તા નિર્દોષતાથી અપરાધ સુધી ગતિ કરે છે, વાર્તાનો કરુણ અન્ત સિવાય બીજો કોઈ અન્ત આપણે કલ્પી ન શકીએ. અને આગળ જોઈ ગયા છીએ તેમ આ અન્ત વાર્તાના નિબન્ધનમાંથી જ પ્રગટે છે, એટલું જ નહીં પણ રવા પટેલની આકસ્મિક ઉક્તિઓ આ અન્તને વ્યંગપૂર્ણ બનાવે છે.

○

'લોકનાટ્ય'/વિજય શાસ્ત્રી,

[પ્રા. જશવંત શેખડીવાળાકૃત]

વીસમી સદીના છઠ્ઠા દાયકામાં આખાબોલી, નિર્ભીક અને તેમ છતાં સાચાને અન્યાય ન થઇ જાય ને ખોટાની સ્થાપના ન થઈ જાય એ વિશે સાવધ એવી જે વિવેચનપ્રવૃત્તિ કેટલાકો દ્વારા થતી હતી તેમાં અન્યોની સાથે શ્રી જશવંત શેખડીવાળા પણ એક હતા. કૃતક અને સાચા વચ્ચેનો ભેદ કરી આપવામાં એમની વિવેચનાએ સારો એવો ફાળો આપ્યો છે. તેમ છતાં પુસ્તકના રૂપમાં એમની વિવેચનપ્રવૃત્તિનો દસ્તાવેજ સૌ પ્રથમ 'નાટ્યલોક'રૂપે છેક ૧૯૮૧ માં, લગભગ બે દાયકા પછી સાંપડે છે એ પણ એક વિલક્ષણ ઘટના છે.

પ્રસ્તુત પુસ્તકમાં નાટ્યવિષયક સત્તર લેખો સંગૃહિત થયા છે. તેમની પરિચયાત્મક રૂપરેખા દોરીએ તો સૌ પ્રથમ યોગ્ય રીતે જ 'નાટક:રમણીય કલાસ્વરૂપ' નામક લેખ મૂક્યો છે. નાટક વિશેની પૂર્વસૂરિઓની વિભાવના ક્રમશઃ અહીં સ્વસંમતિ સહિત મૂકી છે એ પછી નાટ્યકૃતિઓની ચર્ચામાં નાટકની આ લેખમાં અપાયેલી વિભાવના કામે લગાડાઇ છે. એ રીતે જોતાં નાટક જેવા સ્વરૂપ પાસે કેવી અપેક્ષાઓ લેખકને છે તે સ્પષ્ટ થાય છે અને નાટ્ય–મૂલ્યાંકનનો આધાર પણ સાંપડે છે. અહીં તેઓ નાટક જેવા સાહિત્યસ્વરૂપની પ્રાચીનતા નિર્દેશી, તેની સમૂહભોગ્યતા દર્શાવી, તેની નૃત્ય–સંગીતાદિ અન્ય કલાઓ સાથેની સમ્પૃક્તિ દર્શાવી, 'રૂપક' સંજ્ઞાના વિશેષાર્થો દર્શાવી આરંભ કરે છે. નાટક અને તખ્તાની પરસ્પરાધીનતા, અને પરસ્પર–પ્રભાવકતા સમગ્ર ચર્ચાનો મુખ્ય અંશ છે.

ગુજરાતી નાટ્યસાહિત્ય તેમને મતે દરિદ્ર છે અને તેનું કારણ તખ્તાલાયકી અને સાહિત્યિક ગુણવત્તાના સંવાદનો અભાવ છે. તેમના મતે–

'રંગભૂમિની અવજ્ઞા કરી લખાતી નાટ્યકૃતિ અંતે નાટક મટી સંવાદાત્મક કાવ્ય કે કથા બની રહે છે, જ્યારે સાહિત્યિક રસાત્મકતાની ઉપેક્ષા કરી રંગભૂમિ અને તખ્તાનાં ઉપકરણોની આળપંપાળમાં જ લીન રહેતી નાટ્યકૃતિ નાટક (Drama) મટી ખેલ (Play) બની રહે.' (પૃ. ૮)

અહીં 'નાટક' અને 'નાટ્યતત્ત્વ' બેને જુદાં સમજવાનાં છે. નાટ્યતત્ત્વ વક્તા, સંઘર્ષ વગેરેને કારણે ઉદ્‌ભવતું હોય, 'નાટક'માં તે તો હોય જ હોય, વધારામાં સાહિત્યિક રસાત્મકતા પણ હોય એ જરૂરી છે.

બીજો લેખ મુખ્યત્વે સંસ્કૃતના અને અલ્પપણે ગુજરાતીના એવા નાટ્યપ્રકાર 'ભાણ' વિશે છે. એને લેખક 'વિલક્ષણ' નાટ્યસ્વરૂપ કહે છે અને એની વિલક્ષણતામાં બહુધા એમાં આલેખાતું વિટનું પાત્ર હાસ્યનિરૂપણ અને કામુકતાદિને કેન્દ્રમાં રાખી થતી ઠેકડીને લેખક ગણાવે છે. શિષ્ટતા બહુ સચવાતી નહિ હોવા છતાં ભાણ એક પ્રગતિશીલ નાટ્યસ્વરૂપ છે કેમ કે તદંતર્ગત પ્રગલ્ભતા–

'ધર્મ, નીતિ, સદાચાર, સભ્યતા–શિષ્ટતા સામાજિક તા કૌટુમ્બિક મર્યાદા, સાહિત્યિક મૂલ્યો આદિની જૂની, સ્થાપિત પરંપરાઓને તે અનેકવાર પડકારે છે, હચમચાવી મૂકે છે, તોડી નાંખે છે. શિષ્ટજનો અને પ્રશિષ્ટ સાહિત્યમાં નિષિદ્ધ ગણાય એવી ઘણી બાબતોને તે પુરસ્કારે છે.' (પૃ. ૨૧)

ભાણ દ્વારા થતી આ પ્રકારની કામગીરીને લક્ષમાં લઇ લેખક તેને આજની 'એબ્સર્ડ' કૃતિ સાથે સરખાવે છે તે સાથે સંમત થવાય એમ છે. શ્યામલિક, ઇશ્વરદત્ત, વરરુચિ, શૂદ્રક આદિની ભાણરચનાઓનો પરિચય પણ અપાયો છે.

'કેટલાંક સંસ્કૃત પ્રહસનો' નામક ત્રીજા લેખમાં લેખકે બૌધાયનના 'ભગવદજ્જુકીય; મહેન્દ્ર વિક્રમના 'મત્તવિલાસ,' વત્સરાજના 'હાસ્યચૂડામણિ' અને શંખધરના 'લટકમેલક' જેવાં પ્રહસનોનો આસ્વાદ-

મૂલક સટીક પરિચય કરાવ્યો છે, જે પરથી સંસ્કૃત સાહિત્યમાં પ્રહસનોની જે ઉપેક્ષા થતી આવી છે અને–

'સંસ્કૃતનું સાહિત્ય ગંભીર, બોધપ્રધાન, ભારેખમ છે. તેમાં હળવા યા હાસ્યાત્મક સાહિત્યનો લગભગ અભાવ છે' (પૃ. ૨૮)

એવો જે ભ્રમ પ્રવર્તે છે તે દૂર થાય તેમ છે.

ચોથા લેખમાં દલપતરામકૃત 'લક્ષ્મી' નાટકની ખૂબીઓ બતાવી, તેની થયેલી ઉપેક્ષા અયોગ્ય છે એવા મંતવ્ય પર લેખક આવે છે. ગુજરાતી નાટ્યવિવેચકોએ જાણી જોઈને તેની ઉપેક્ષા કરી છે તે લેખકના પુણ્યપ્રકોપનો ભોગ બનનારી હકીકત છે. લેખકના મતે–

'ગુજરાતીનાં દશ ઉત્તમ હાસ્યરસપ્રધાન નાટકોની યાદી કરવામાં આવે તો, નિઃશંક લક્ષ્મી નાટકને તેમાં સ્થાન આપી શકાય' (પૃ.૩૯–૪૦)

આ મતનું જાણે પ્રતિપાદન કરવું હોય તેમ ત્યાર પછી લેખક નાટકનાં કથાવસ્તુ, સંવાદો, દૃશ્યયોજના પાત્રાલેખન અને તખ્તાલાયકીનો સવિસ્તર પરિચય કરાવે છે.

પાંચમા લેખમાં દલપતરામકૃત 'કવિતાવિલાસ' અથવા 'ફાર્બસવિલાસ'નો પરિચય અપાયો છે. લેખકના મતે આ એક વિચક્ષણ કૃતિ છે. કેમ કે–

–તેનો આકાર અને અંતસ્તત્ત્વનાં લક્ષણો એવાં છે કે એને ગદ્ય યા પદ્યના કયા પ્રકારમાં સમાવવી એ મુશ્કેલ પ્રશ્ન બને છે. આ કૃતિને તેમ છતાં 'નાટક જેવી' લેખક કહે છે. ત્યારે શું તેનું બાહ્ય માળખું નાટકને મળતું આવે છે એવો અર્થ તેમને અભિપ્રેત હશે? કેમ કે સાચા નાટક માટે તો તેઓ માત્ર નાટ્યતત્ત્વને પૂરતું માનતા નથી! સાહિત્યિક રસાત્મકતા પણ અપેક્ષે છે! પરંતુ લેખકનું વલણ કૃતિને 'નાટક નહિ' ગણ્યા પછી તેમાંના હાસ્યને તપાસવાનું છે અને તેને અંતે તેઓ–

'દલપતરામના મર્માળા તેમ જ બાલિશ બેઉ પ્રકારના હાસ્યનું તેમાં દર્શન થાય છે' (પૃ. ૫૬)

એવાં તારતમ્ય પર આવે છે.

દલપતરામના જ 'મિથ્યાભિમાન'ની સમીક્ષામાં પણ લેખકનું વલણ તેને એક સબળ નાટ્યકૃતિ, [કેટલીક મર્યાદાઓ હોવા છતાં] ગણવા તરફનું છે. તેમની એ વાત સાચી છે કે–

"'મિથ્યાભિમાન' એ ગુજરાતીનાં સરસ પ્રહસનોમાંનું...એક છે. સાહિત્યિક ગુણવત્તા અને અભિનયક્ષમતાનો તેમાં સુભગ સમન્વય સધાયો છે, એનું કલેવર પાશ્ચાત્ય નાટકનું છે, આભરણ સંસ્કૃત રૂપકના છે, પણ એનો પ્રાણ ભવાઇનો છે." (પૃ. ૬૨)

દોષો હોવા છતાં જીવરામ ભટ્ટ વાચકનો સમભાવ ગુમાવતા નથી એવું પાત્રાલેખન દલપતરામની એક સિદ્ધિ છે. રંગલાના પાત્રની, અન્ય પાત્રોની કરી છે એમ સવીગત ચર્ચા કરતાં લેખક નોંધે છે કે–

"એની ભદ્દી મજાકો કેવળ ગ્રામ્ય અને સ્થૂળ લાગે છે, ત્યાં હાસ્ય પણ 'હાસ્યરસાભાસ'નો જ અનુભવ થાય છે. 'જે બીભત્સ ક્રિયા કરીને કે બીભત્સ બોલીને એટલે ગાળ દઈને, તુંકારા કરીને લોકોને હસાવે, તે વખાણવા યોગ્ય હાસ્યરસ નહિ પણ હાસ્યરસાભાસ કહેવાય' એમ લખનાર દલપતરામ પોતે જ રંગલાના પાત્રાલેખનપ્રસંગે એ મુદ્દો વીસરી ગયા લાગે છે." (પૃ. ૬૮)

દલપતરામની આ કૃતિ સુધારાયુગમાં લખાયેલી હોઇ તત્કાલીન દૂષણોનું દર્શન પણ કરાવે છે અને અંતે લેખક યોગ્ય રીતે જ નોંધે છે કે–

"મિથ્યાભિમાન નાટક કવિ દલપતરામની એક ઉત્તમ કૃતિ છે; તે સાવ નવીન અને સ્વતંત્ર છે અને ગુજરાતી સાહિત્યમાં ચાર્લ્સ ડિકન્સના 'પિકવિક'ની પેઠે અથવા સર રમણભાઇના 'ભદ્રંભદ્ર'ની પેઠે એમનું સર્જેલું જીવરામ ભટ્ટનું પાત્ર ચિરંજીવ રહેશે." (પૃ. ૭૨)

શૂદ્રકના 'મૃચ્છકટિક'ના સારરૂપે સોમાણી નામના એક વેપારી છતાં નાટ્યરસિક જને કરેલા અનુવાદનાં રસસ્થાનોનો પરિચય પણ મૂળ

કૃતિ પ્રત્યે જવાને વાચકને પ્રેરે એવો છે. 'મૃચ્છકટિક'ની નાટ્યકલાના જે વિભિન્ન ઉત્તમાંશો એમણે દર્શાવ્યા છે એ જોતાં–એરિસ્ટોફેનસ કે મોલિયેર જેવા કોઈ શ્રેષ્ઠ પશ્ચિમી પ્રહસનકારોની કલાનું સ્મરણ થઈ આવે છે.' (પૃ. ૮૩)

–એવા લેખકના વિધાન સાથે અસંમત થવાય એમ નથી.

**'અરે શું માનવનો અભિમાન,**
**પલકમાં પડી જાશે રે'**

જેવાં એક કાળે અતિ લોકપ્રિય બનેલાં ગીતો ધરાવતા 'વીણાવેલી' જેવા નાટકના લેખક ડાહ્યાભાઈ ધોળશાજીનાં અન્ય નાટકો અને તેમની લોકપ્રિયતાનાં અન્ય કારણો દર્શાવી તેમની મર્યાદાઓ પણ લેખકે ઉપસાવી છે.

તો, વિજયરાય, રામનારાયણ, ઉમાશંકર, ધીરુભાઈ ઠાકર, મનસુખલાલ અને ગુલાબદાસ બ્રોકર જેવા લબ્ધપ્રતિષ્ઠ વિવેચકોએ જેમને ગુજરાતીના 'આદ્ય' એકાંકીકાર તરીકે સ્થાપ્યા છે તે બટુભાઈ ઉમરવાડિયાની પૂર્વે પણ નાનાભાઈ રાણીના, બાલીવાળા, કાબરાજી અને જહાંગીર પટેલ 'ગુલફામ' જેવા પારસી લેખકોએ નાટ્યક્ષેત્રે સંખ્યા અને સત્ત્વમાં પણ ઘણું માતબર કહેવાય એવું પ્રદાન કર્યું છે એ દર્શાવી બટુભાઈને 'આદ્ય' એકાંકીકાર તરીકે સ્થાપી શકાય એમ નથી એવો સૂર વ્યક્ત કર્યો છે.

" 'ગુલફામ'નાં એકાંકી–ફારસ " નાટક લેખમાં 'મધરાતનો પરોણો' 'ટોપ્સીટર્વી,' 'ઘેરનો ગવંડર' ઇત્યાદિ કૃતિઓની સવીગત સમીક્ષાઓ આપીને, 'ગુલફામ'ને 'ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં માનભર્યું સ્થાન મેળવવાના' અધિકારી ગણી–

"હિંદુ–ગુજરાતી લેખકો દ્વારા લખાયેલા ગુજરાતી સાહિત્યના વિવિધ ઇતિહાસોમાં 'ગુલફામ' વિશે યા તેમનાં હાસ્યાત્મક ત્રિઅંકી–એકાંકી નાટકો વિશે એકાદ લીટી પણ ભાગ્યે જ લખાયેલી જોવા મળે છે એ કેવી દુઃખદ અને તે સાથે જ કેવી શરમજનક બિના છે!" (પૃ. ૧૨૧)

–એવી ટીકા પણ યોગ્ય રીતે જ કરી છે.

ત્યાર પછીના લેખમાં 'નાટ્યકાર તરીકે મહાન્ લેખક ન હોવા છતાં, જે મ ગણ્ય નથી' એવા પારસી નાટ્યકાર જહાંગીર પેસ્તનજી ખંભાતા અને તેમની, 'નાટ્યકલાની ખૂબીઓ સૌથી વધુ અને મર્યાદાઓ સૌથી ઓછા પ્રમાણમાં' દર્શાવતા 'જુદ્દીન ઝઘડો' નામના એક હાસ્યરસિક નાટકનું સારગ્રાહી અવલોકન આપ્યું છે.

શ્રી શેખડીવાળાની વિવેચકપ્રતિભાનો ઉદ્દામ અંશ જેમાં સૌથી વધુ પ્રખર અને મુખર બનીને પ્રગટે છે એ 'જયા–જયન્ત : બે મુદ્દા' નામના સુદીર્ઘ લેખમાં ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં સુપ્રતિષ્ઠિત એવી એ કૃતિની અનેક હાસ્યાસ્પદ વિસંગતિઓ, વાગાડંબર અને ભાવનાઓની પોકળતા તરફ આંગળી ચીંધવામાં આવી છે. કોઇકને કદાચ તેમનું આવું વલણ Negative પણ લાગવાનો સંભવ છે પરંતુ શ્રી શેખડીવાળાએ પોતાનાં સઘળાં તારણોને દૃષ્ટાન્તો દ્વારા સાધાર બનાવ્યાં છે એટલે Negative કહેનારને ય કાન પકડાવે તેવાં છે ! એમનાં મુખ્ય મુખ્ય તારણો જોઇએ તો–

૧. 'તેમનામાં (ન્હાનાલાલ)માં નાટક જેવા અનેક કલાઓનું સુભગ સંયોજન માગી લેતા પરલક્ષી કલાસ્વરૂપનું સર્જન કરવાની પ્રતિભા નથી.' (પૃ. ૧૩૭).

૨. "કવિએ તત્કાલીન વ્યવસાયી રંગભૂમિ પર ભજવાતા નાટકને આદર્શ માની 'જયા–જયન્ત લખ્યું.' (પૃ. ૧૩૮)

૩. છતાં 'વ્યવસાયી રંગભૂમિના નાટકની બધી ખામીઓ તેઓ પોતાની નાટ્યકૃતિમાં લાવી શકયા પણ તેની એકમાત્ર ખૂબી–તખ્તાલાયકી જ તેઓ ન લાવી શકયા !' (પૃ. ૧૫૯)

૪. નૈષ્ઠિક બ્રહ્મચર્ય યા 'આત્મલગ્ન' ની ભવ્ય ભાસતી ભાવના પણ સંદિગ્ધ છે.

૫. 'હૃદયંગમ નાટ્યાત્મકતાને બદલે ક્ષણ વાર ચોંકાવે તેવું નાટકી ચિત્રણ તેમાં સવિશેષ જોવા મળે છે' (પૃ. ૧૪૦)

૬. 'નાટકનાં નાયકનાયિકા જયા અને જયન્ત પણ વિચિત્ર નાટકીવેડાનાં વરવાં લક્ષણોથી મુક્ત નથી. તેમની વૃત્તિ પ્રવૃત્તિમાં તાર્કિક-માનસશાસ્ત્રીય સત્ય જેવું યા પ્રતીતિકર લાગે તેવી સ્વાભાવિકતા જેવું કશું ભાગ્યે જ જોવા મળે છે.' (પૃ. ૧૪૭)

૭. 'જયા–જયન્ત'ના સંવાદો અને ગીતો પર પણ વ્યવસાયી રંગભૂમિનો કુપ્રભાવ છે.

૮. Lyrical Dramaની સૂક્ષ્મ કલા અને વેધક સ્પર્શિતા તેમાં નથી.

ન્હાનાલાલની જ 'વિશ્વગીતા' જેવી નાટ્યકૃતિ તરીકે ઓળખાવાયેલી રચનામાં પણ વરતાતા સ્થળકાળની એકતાના ભંગની, એક વિવેચકે તેને નોબેલ ઇનામ માટેની કૃતિ કરતાં પણ ચડિયાતી ગણીને કરેલી અનુચિત પ્રશસ્તિની, વસ્તુ અને નિરૂપણની તેમ જ વાગ્મિતાની સમીક્ષા કર્યા બાદ લેખક લલિતકૃતિ તરીકે પણ તે ઇન્દ્રિયસંવેદ્ય અને મૂર્ત કલાત્મક નિરૂપણના અભાવે નિષ્ફળ નીવડે છે એવા તારણ પર આવે છે.

'મુનશીનાં પૌરાણિક નાટકો'ની ચર્ચાનો આરંભ મુનશીની નાટ્યકલામાં સાહિત્યિક ગુણવત્તા અને તખ્તાલાયકી બંનેનો સુભગ સમન્વય થયાની સુખદ ઘટનાના નિર્દેશથી થયો છે. બીજો નોંધપાત્ર મુદ્દો એ નાટકોમાં થયેલા આદર્શોનાં નિરૂપણનો છે લેખકના મતે–

'મુનશીએ નાટક માટે આદર્શોનો ઉપયોગ કર્યો છે. આદર્શોનાં નિરૂપણ માટે નાટક લખ્યાં નથી ! (પૃ. ૧૭૮)

આથી બન્યું છે શું કે આદર્શોનાં નિરૂપણમાં; 'પુરંદરપરાજય' અને 'અવિભક્ત આત્મા' જેવી કૃતિઓની તુલના કરતાં; પરસ્પર વિરોધ અને વિસંગતિ અનુભવાય છે. ત્યાર પછી 'પુરંદર પરાજય,' 'તર્પણ' 'અવિભક્ત આત્મા,' 'પુત્રસમોવડી' અને 'લોપામુદ્રા'ની સમીક્ષા થઇ છે. એમાં, 'તર્પણ' લેખકના મતે–

(અનુસંધાન પાના નં. ૪૩ પર)

## પેલે પારનું વૃક્ષ / લેખક : જેક મેથ્યુઝ
અનુવાદ : પ્રમોદકુમાર પટેલ

આ જગતની પાર બીજું પણ એક જગત છે. એવા એક ખ્યાલમાં ને ખ્યાલમાં પોતાની, ઘણીખરી જિંદગી તેણે વીતાવી દીધી હતી.

પોતાના મૂળ સ્વરૂપને ઉત્કટપણે તે કઇ જગ્યાએ પ્રગટ કરે છે? તેના રસોડાખંડની જૂનીપુરાણી કૂંડી આગળ એક એવી જગ્યા છે ખરી. આ પૂર્વે એની મા અને દાદીમા એકાકી ક્ષણોમાં આ જ જગ્યાએ ઊભાં રહેતાં અને બરોબર એ જ સ્થાને તે પણ ઊભી રહી છે. ફેર એટલો જ કે, નીચે ફરશ પરંતુ લિનોલિયમ તેની જાણમાં એકએક વાર બદલાયું છે.

આ નિયત જગ્યામાં, પોતાની માના અને દાદીમાના પણ સાથે પોતાની માતાના પણ કેટકેટલી વાર એકાકાર થઇ ચૂક્યા હશે, એવો પ્રશ્ન તેના મનમાં ઊઠે છે. એ બંને ય સ્ત્રીઓ કરતાં તો પોતે વધુ ઊંચી અને ભરાઉદાર છે; અને છતાં, બંનેય જુદી જ રીતે પોતાના કરતાં અસામાન્ય કદનાં હોય એમ તેને લાગ્યા કરે છે. એ મૃત પૂર્વજો કેવાં તો વિશાળકાય ભાસે છે! એટલે, એ પૂર્વજો જે અવસ્થા હતી તેમાંથી બહાર નીકળી જવાનું, કે કોઇ એવો પ્રસંગ આવે અને તેમનો સંપર્ક થાય તો તેઓ જે કંઈ કહે તેનું ઉલ્લંઘન કરીને ચાલવાનું, સાહસ તે કદાપિ નહિ કરે, એમ પણ કેટલીક વાર પોતાને લગભગ પ્રતીત થતું લાગ્યા કરે.

'પણ, આ તો સાવ નગણ્ય વાત થઇ. તેના પતિએ જે વસ્તુઓ તેને કહી છે, તે તો આ નક્કર વાસ્તવિક જગતને સંબોધીને કહી છે. તેનો પતિ જ્યારે બોલવા લાગે છે ત્યારે, તેની મા અને દાદીમા કશી કંઇ ઠપકાની કે અચરજની લાગણી અનુભવ્યા વિના, સાવ મૂંગાં મૂંગાં, હંમેશના એ અંધારિયા ખંડમાં પાછાં વળે છે. એવા એ ખંડમાં આમ તો, દિવસે ય અંધારું છવાયું જ હોય; પણ નજર કશુંક ઝાંખુંપાંખું જોઇ શકે એટલો અંજવાસ એમાં ઝમી રહે છે ખરો, પણ રાત્રે જે રીત ગાઢ અંધકાર જામી જાય છે તેવું અંધારું તો એમાં ક્યારેય હોતું નથી.

આ-જગતથી પર એવા જગતમાં એ ખંડ ઊભો છે. એ ખંડમાં એણે ક્યારેય પ્રવેશ કર્યો નથી; તેમ એની દીવાલને બહારની બાજુથી જોઇ નથી, કે જે મકાનમાં એ ચણાયો છે તેને ય તેણે જોયું નથી. અને છતાંય, એ ખંડ ત્યાં છે, એ પણ એટલું જ સાચું છે. મૃત્યુ પછી માનવીઓ ત્યાં જ પહોંચતાં હશે, અને, આપણે પણ ક્યારેક ને ક્યારેક ત્યાં જ પ્રયાણ કરવાનું છે. કોઇ એક મોટો શીતળ દીવાનખંડ હોય, તેમાં ક્યાંક તામ્રપાત્રમાં 'ફર્ન' ઉગાડવામાં આવ્યાં હોય, અંત ઘડિયાળના કાંટાની ટિકટિક સાથે ખંડની નીરવતા બહાર હડસેલાતી રહેતી હોય, એવું કોઇક કાલ્પનિક ચિત્ર તે મનમાં ને મનમાં દોરી રહી છે.

ખરી વાત તો એ છે કે, આપણે સ્વપ્નમાં વિચરતા હોઇએ ત્યારે જ, આપણને આ સ્થળનું વધુ સ્પષ્ટ જ્ઞાન થાય છે. ના ના, તાદૃશ ચિત્રરૂપે પ્રત્યક્ષ થઈ ઊઠે, એવું આ સ્થાનં જ નથી, પણ, એ વિશે તમને કંઇક વધુ નિકટનો ખ્યાલ આવી શકે, એટલું જ. આવા કોઇ સ્વપ્નમાં ન હોય ત્યારે, કે આવા કોઇ ખ્યાલમાં ખોવાઇ ન હોય ત્યારે પણ, અનેક વાર, પોતાની દાદીમાની જૂની ઝૂલતી ચેરનો દૂર દૂરથી આવતો અવાજ સાંભળી, તે ચોંકતી રહી છે. એક બે વાર તો પોતાની મા જ પોતાને ઝીણા મૃદુ સાદે બોલાવી રહી હોય એમ તેને ભાસ્યા કર્યું : 'ઓડિથ ! એડિથ ! ક્યાં છે તું ?'

તો શું પૂર્વજોની કોઇ રીતે પજવણી થઇ શકે ખરી? ના એવું તો ન બની શકે. એટલે, આ પ્રશ્ન તેણે કેવળ તરંગથી ઉપજાવી કાઢયો હોવો જોઇએ. આખીય વાતમાં એટલું તો ખરું જ ને કે તેની મા તેને ઓાડિથ ઓાડિથ એમ ઝીણા સાદે બોલાવ્યા કરે છે.

પોતાની મા અને દાદીમા જે સ્થાને ઊભાં રહેતાં, એના જેવાં સ્થાનોમાં બીજી કેટલી સ્ત્રીઓ ઊભી રહી ચૂકી હશે? કદાચ ઝાઝી સંખ્યામાં નહિ હોય. પણ, તો તો જે સ્થાને એ પૂર્વની સ્ત્રીઓ ઊભી હતી, એ જ સ્થાને કોઈ સ્ત્રી અને તેની પોતાની માતા પણ ઊભી રહી હોય, એવી ઘટના તો વિરલ જ બનતી હશે.

કોઇ જૂનોપુરાણો પણ બંધબેસતો ડગલો, કે કોઈ હેઠ વારસામાં મળી હોય ને, તે રીતે આ મકાન તેને વારસામાં મળ્યું હતું. મિ. વેસ્ટને જાતમહેનત કરીને એ બંધાવેલું. તેના એક બહેરામૂંગા ભાઇની એમાં સહાય ખરી. પણ કેટલાંક વરસો પછી, સાન ફ્રાન્સિસ્કોમાં પ્રચંડ ધરતીકંપ પછી ફાટી નીકળેલી વિનાશક આગમાં તે મૃત્યુ પામ્યો હતો, અને આમ આ મકાન એક પછી એક એમ બે વારસદારોના હાથમાં સોંપાઇ ચૂક્યું હતું.

અહીંથી કેટલાં ડગલું છેટું હશે?

ત્યાં, પેલી ટેકરીની ધાર પર, એક વિશાળ ઓાક વૃક્ષ ઊભું છે. અહીંથી પૂરાં ૪૮૧ ડગલાં જેટલું એ છેટું છે. હમેશાં એ પોતાના પતિની પાછળ જ મંડી હતી—પોતાના રસોઈખંડની એ બારીથી ખરેખર એ કેટલું છેટું હશે એ વિશે અચરજ પ્રગટ કરી કરીને તેણે તેને ઉશ્કેરી મૂક્યો હતો. એટલે, એક દિવસ એના પતિની ધીરજનો જાણે અંત જ આવી ગયો હોય ને તેમ, (માથામાં શરદીને કારણે ભારે બેચેની થઇ હતી તે છતાંય) પોતાના ખભા હલાવતો તે ડગલાં માપી આવ્યો હતો.

તેના પતિએ તે દિવસે, 'બેઇલ પોંચ'ના ઝૂમખાને નીચોવી કોઇ અનોખા શરાબની પ્યાલી મોંએ લગાડતાં, પ્રશ્ન કર્યો હતો, 'પણ એનાથી શો ફેર પડે છે?'

આ પ્રશ્નો પણ ઉત્તર આપી શકાયો હોત; 'આપણે અવકાશો અને અંતરોના પરિમાણોવાળા વિશ્વમાં જીવીએ છીએ. દરરોજ દિવસના સમયે હું મારા રસોડાની આ બારીએ ઊભી હોઉં ત્યારે, તેમાં અચૂક એનું દર્શન થાય; અને દરેક વેળા અંતરમાં એકનો એક પ્રશ્ન રમી રહે કે 'ખરેખર એ કેટલું દૂર હશે ?'

હા, સમજાય તેવી વાત છે.

(પોતાના મનમાં વિચારને મમળાવ્યા કરવાને બદલે પતિના પ્રશ્નનો ખરેખર ઉત્તર આપવા તત્પર બની હોત તો, તેણે એવો પ્રશ્ન ઊભો કર્યો હોત કે, તેની મા અને દાદીમા એ મહાવૃક્ષ કેટલું છેટું છે એની કશીય જાણકારી વિના, સંતોષથી, બંને જીવી ગયાં હતાં જ ને ?

તો, તેણે વળી એનો ઉત્તર પણ આપ્યો હોત : 'એ લોકોને એ જાતની કશી જ જાણકારી નહોતી, એમ આપણે ક્યારેય કોઈ રીતે જાણી શકવાના હતા ખરા ? તેમણે આવું કશું કહ્યું નહોતું, એમ આપણે કઈ રીતે કહી શકવાનાં હતાં ?' કે પછી એ લોકો આ વાત જાણતાં જ હોય, અને એની પ્રતીતિમાં જ આશ્વાસન કેળવીને જીવ્યાં હોય એમ ન બને ?

ખરી વાત એ છે કે ઓડિથ અને તેના પતિ વચ્ચે લાંબા દાંપત્યજીવનમાં ભાગ્યે જ કશી દલીલબાજી થઈ હશે. અત્યંત શાંતિથી તેઓ જીવી રહ્યાં હતાં, અને એની ભીતરમાં ઘણું બધું ગર્ભિત મૌન રૂપે પડ્યું હતું. અને, વસ્તુ આથી સાવ જુદી જ રીતે પણ સંભવી શકી હોત ! દાંપત્યજીવનમાં વાતાવરણને ડહોળી નાખે એવા કેટલાક પ્રશ્નો હંમેશાં પોપડા નીચેથી ખોદી કાઢી શકાય તેની રાહ જ જોઈ રહ્યા હોય છે. આવા પ્રશ્નોને તો સ્પર્શવા જ નહિ, એવી કોઈ મૂંગી સંમતિ બંનેએ કેળવી લીધી હશે...પણ, આ રીતે, તેઓ પોતાના ખરેખરા પ્રશ્નથી દૂર ભાગી રહ્યાં હતાં એમ ખરું ?' કે પછી સૌમ્ય મધુર શાણપણમાં લીન બન્યાં હતાં ?

બંને વચ્ચે તિરાડ પાડવાને માટે સુંવાળી રીતભાત અને સુખદ ક્ષણોમાં રાચવાની બંનેની કલ્પનાને છિન્નભિન્ન કરી મૂકવા માટે, બસ આ એક જ પ્રશ્ન પૂરતો હતો. અગત્યની વાત તો એ કે તેઓ કોઇક રીતે આત્મવંચના કરી રહ્યાં હતાં, અને એ વિશે ઊંડા ઊતરવા નહોતા માગતાં, એટલે, બંને એકબીજાને સતત નિહાળ્યા કરતાં, અને જે કંઇ પ્રત્યક્ષ અનુભવાતું હતું તેથી કશુંક વિપરીત સંભવી શકે એવો ખ્યાલ સુદ્ધાં કેળવી શકતાં નહોતાં. અંતરના ઊંડાણમાં કેવળ સ્વગતોક્તિરૂપે આટલું ગણગણી રહેતાં : મને અહીં જે કંઇ પ્રાપ્ત થયું છે, જે વ્યક્તિને હું લગ્નમાં પામ્યો છું તે, અને મારામાં જે કંઇ વસ્યું છે તે–આટલી વસ્તુથી જો મને પ્રેમની લાગણી મળતી ન હોય, કે કશીક ધન્યતાની લાગણી જન્મવાની ન હોય, તો તો પછી મારે માટે બીજી કોઇ જ શક્યતા રહેતી નથી.

એટલે, ખૂબ કાળજીથી બે પુત્રો અને ત્રણ પુત્રીઓને તેમણે ઉછેર્યાં હતાં. હવે તો એ સૌ સંતાનો ય મોટાં થઇ ચૂક્યાં હતાં અને તેમનાથી અલગ રહેવા ચાલ્યાં ગયાં હતાં. વર્તમાનની આ ક્ષણો–જે તેમને સંસારના સમયચક્રની અપેક્ષાએ વધુ વૃદ્ધ બનાવી રહી હતી–તેનાથી તેઓ ઘણે દૂર નીકળી ગયાં હતાં એટલે હવે પોતાને વિશે, પોતાની માને વિશે,અને દાદીમાને વિશે, દીર્ઘ ક્ષણો સુધી મુક્તપણે અને સ્પષ્ટ રીતે વિચારવાનો આવકાશ તેને મળ્યો હતો. બધાંય પૂર્વજો, જે અહીં એક વેળા હસ્તિ ધરાવતાં હતાં, અને જે અહીંથી વિદાય લઇ ચાલી નીકળ્યાં હતાં, તે સર્વના ખ્યાલમાં તે લીન બની જઇ શકે. તેઓ હવે ક્યાં ઊભાં હશે, કે ખરેખર ક્યાં હસ્તિ ધરાવતાં હશે, એ બધી વસ્તુનો ખ્યાલ તે કરી શકે.

વાત કંઇક એમ બની કે તેના મૌનથી તેનો પતિ એકદમ વ્યગ્ર બની ગયો. એટલે ઝડપથી પોતાનો મેકિનો પહેરી લઇ પેલા વૃક્ષ સુધીનું અંતર આપવા તે નીકળી પડયો. ઓક્ટોબર મહિનાની આ

'હમણાં ને હમણાં કંઈ ઉગલાં-ગણવાની જરૂર નથી,' એમ તણે કહેલું, 'તમારી શરદી મટે ત્યાં સુધી તો રાહ જુઓ.' પણ તેણે તેના ચહેરા પર એક વાર નજર ફેંકીને પોતાનો મેકિનો ઉપાડી લીધો હતો. તેના ચહેરા પર તત્ક્ષણ જ અપરાધયુક્ત મૌન છવાઇ ગયું હતું.

'એ તો ત્યાં દૂર ક્ષિતિજ પર છે,' એમ તે એક વાર બોલી ગઇ હતી.

'ના, એ કંઇ ક્ષિતિજ નથી.' સ્પષ્ટતા કરતાં તેણે કહ્યું હતું, 'એ તો પેલી ટેકરીની ધાર પર જ છે.'

'પણ એની પેલી બાજુ નર્યો અવકાશ જ વિસ્તરી રહ્યો છે.' તેણે કહેલું: 'એનાથી શું ક્ષિતિજ નહિ રચાય ?'

ક્ષણાર્ધ તેના પ્રશ્ન વિશે વિચારમાં ને વિચારમાં તે ખિન્ન બનીને ઊભો રહી ગયો હતો. છેવટે તે એટલું જ બોલ્યો હતો: 'માત્ર એટલું જ પૂછું, કે હમણાં હમણાંનું તને શું થઇ રહ્યું છે ?'

આટલા જ પ્રશ્નથી તેનું હૃદય એકદમ પ્રફુલ્લિત બની ગયું હતું, જો કે આવી પ્રફુલ્લિતતા શી રીતે જન્મી પડી, તેનું કોઈ રહસ્ય તેને સમજાયું નહોતું. ખરી વાત એ કે તેનો આ પ્રશ્ન સાંભળી તે કેવળ સ્મિત કરી રહી, અને એનો કોઇ ઉત્તર પોતાને આપવાનો હોય એવો જરીકે ભાવ તેને ફુર્યો જ નહિ, જો કે પાછળથી મોડે મોડે તેને આ વાત કેવી તો આપત્તિકારક બની ગઇ હોત તેનો કંઇક ખ્યાલ આવ્યો હતો ખરો. આ પ્રશ્નની ખરેખર તો તેણે અવગણના નહોતી કરવી જોઈતી. કેમ જે, તેને અંતરમાં જે કંઈ ચિંતિત કરી કરી રહ્યું હતું, જે કંઇ ખરેખર ઊંડે ઊંડે સ્પર્શી રહ્યું હતું, તેના ગાઢ સંપર્કમાં તે આ એકાદ પ્રસંગ પૂરતો ય આવ્યો હતો. વાણી દ્વારા તે જાણે કે પોતાના જગતમાં પ્રવેશી ગયો હતો. એમ હોય કે, આ આખી ય ઘટના તેને સ્વપ્નશી લાગી હોય, એ વિશે પોતે તો કંઇ

શકી નહિ. પણ હવે પછી પોતે જરૂર એ વિશે ય વિચારશે, પોતાના અંતરને તે ખાતરી આપી રહી હતી.

'એનું આયુષ્ય તું કેટલું ધારે છે?' તેણે એક દિવસ પ્રશ્ન હતો.

મને એનો કશો અંદાજ આવતો નથી, એમ તેણે કહેલું. અને કહેતી વેળા પોતાના હાથમાંના કાગળને તે એવી રીતે હલાવી હતો કે, જાણે ચેરી વૃક્ષમાં ગોઠવાયેલાં પંખીઓની જેમ પોતાના કમાં ગણગણતા વિચારોને તે ભયથી ડરાવી રહ્યો હોય ને!

'બસો સાડત્રીસ વર્ષ,' ધીમેથી તે ગણગણી હતી.

'પોતાનો કાગળ નીચે લેતાં તેણે પૂછયું હતું. 'શું કહ્યું?'

'એ વૃક્ષ બસો સાડત્રીસ વર્ષ પુરાણું છે,' શાંતિથી તે ઉચ્ચારી હતી. 'મને એ વિશે અંતઃસ્ફુરણા થઇ છે.'

'એના થડમાંની વર્તુળરેખાઓ તમે ગણી શકો છો, એવું લગભગ માની બેઠાં હો, એમ મને સમજાય છે,' પોતાની નજર ઝીણી તેણે કહેલું, 'બિલકુલ બારીક નજરે અહીંથી એના થડને તાગી અને એમાં અંકાઇ ગયેલી વર્તુળરેખાઓને નિહાળી લો.'

'૪૮૧ ડગનું છેટું,' માથું ધુણાવતાં તે બોલી. ખુલ્લા દાવાનળમાં રહેતા માનવીની જેમ, તે તેના તરફ જોઈ રહ્યો.

થોડુંક માથું તેણે ધુણાવ્યું, અને થોડુંક સ્મિત વેરી રહી. પણ તેનામી ટીકા કેટલી ભયંકર હતી. એ વસ્તુનું તેને બહુ મોડું ભાન. કેમ કે, 'લગભગ...'શબ્દનો તેણે પ્રયોગ કર્યો હતો, અને એ ક્ષણે બધું સમજતો હોવો જોઇએ, એમ લાગ્યું.

ફરી ફરીને વિચારતાં, આટલું તો નિશ્ચિતરૂપે પોતે કેવી રીતે ી શકી હોત, તે વાતનો તેનો ખ્યાલ આવી ગયો. અથવા, સ્પષ્ટ જાણી શકી ન હોત તોયે, એ વાતની અંદર ને અંદર કશીક તિ જરૂર થઇ ચૂકી હોત...અને, અંતે તો, આવી પ્રતીતિ થાય

એ જ તો અગત્યની વાત હતી. તે બાર વર્ષની થઈ હતી ત્યારે જ, ચંદ્રનો એક ટૂકડો તે નહોતી ગળી ગઇ ? અને, ત્યારથી બધીય ઋતુઓ અને બધાય મહિનાઓ દરમ્યાન, પોતાના શરીરમાં પડેલા આ ઘડિયાળ સાથે તે જીવતા રહી છે. પોતાના શ્વાસોચ્છ્વાસ અને નાડીના ધબકારાની ગણતરીની સાથેસાથ જ, આ બીજા જગતને–તેના એકાકી જગતને–ચિહ્નો અને સુશોભનોવાળા કેલેન્ડરના અઠ્ઠાવીસ દિવસો સાથે, તે ફેરવતી રહી છે; બધુંય એને આધારે ગણવાનું–નરી ગણતરીથી ચાલવાનું.

પોતાનો પતિ જે માહિતી લાવ્યો હતો, તેનાથી જન્મતી બીજી એક ભેદરેખા શોધવાનો તેણે પ્રયત્ન કરી જોયો. પણ કશું સ્મરણમાં તાજું થઇ શક્યું નહિ. નવો ફંટાતો 'ઇન્ટરસ્ટેટ હાઇવે' બરોબર એ ટેકરીની ધારને છેદીને પસાર થશે, અને ધાર પર ઊગેલા ઓકના એ મહાવૃક્ષને ય કાપી નાખવું પડશે–એ વાત પણ ખરેખર તેની જાણમાં ક્યારે આવી હતી તે પણ તેના સ્મરણમાં સ્પષ્ટ થઇ શક્યું નહિ.

'–ઇન્ટરસ્ટેટ હાઇવે' એ શબ્દોના અવાજને જાણે કે પોતે પકડવા મથી રહી હોય ને, તેમ તે મનમાં ને મનમાં જ બબડી રહી.

અને આ બધું બન્યું ઠંડીના ગમગીન કરી દેતા દિવસોમાં. ત્યાં, ભૂમિખંડની છેલ્લી ક્ષિતિ–રેખાની બહાર, નજરના માર્ગની બહાર, ટેકરીની ધાર આગળ જ રાતદિવસ ઝુલડોઝરો ગગડતાં રહ્યાં. ભૂખરી રજમાં કંપી ઊઠતો એ પીળચટો ઉજાસ, લીંબુડીની ભૂતાવળ જેવો, દૂર ક્ષિતિજના અવકાશને લીંપી રહ્યો; અને, એની આભામાં ઓકનું એ મહાવૃક્ષ વધુ વિચિત્ર અને વરવું લાગી રહ્યું; અને, આટલું બધું છેટું હોવા છતાં ય, હંમેશ કરતાં તે વધુ વિરાટ કદનું ભાસી રહ્યું.

આ અંગે ફરિયાદનો એક પણ હરફ તેણે ઉચ્ચાર્યો નહોતો. કેમ કે એ પુરાતન વૃક્ષ જાણે કે તીણા ન્હોર ફેલાવીને ઉઝરડા પાડવાને, અને પોતાની બેચેન નિર્જનતાને ટેકવવાને જ, ત્યાં હંમેશની જેમ ઊભું હતું, પોતાની મા અને દાદીમાએ, સંભવત; કલ્પ્યું યે નહિ હોય એ રીતે

હવે એ વૃક્ષને પોતાની બારીમાંથી જોઇ શકાશે. પણ એ વાત પોતાના પતિને તેણે કરી નહિ.

મૃત્યુના બધા જ પ્રસંગોમાં બને છે તેમ, આ પ્રસંગમાં યે કશીક પ્રપંચભરી ઉત્તેજના વરતાતી હતી. આપણું સ્વજન જ્યારે વિદાય લે છે એ પ્રિયતમ–પ્રિયતમા હોય તો પણ એક નવા જ ખંડમાં આપણે પ્રવેશ–વાનું હોય છે; અને પૂર્વેના કોઈ પણ ખંડ કરતાં એ વધુ સ્વચ્છ હોય છે.

હેમંતમાં જ્યારે ઘઉંના હરિયાળા અંકુરો ખિલવા માંડે છે, અને ધરતીના ચાસમાં ઊગેલી પંક્તિઓની આસપાસ નીલી ધૂંધળાશ એક જાતની મૃદુતા રચે છે ત્યારે, માટીના ધોવાણની રેખાઓથી રચાતી આકૃતિને તે ફરી એક વાર તાકી રહે છે.

પણ, આ વસ્તુ ય બદલાઇ ચૂકી છે : પણ તે એવી પ્રચ્છન્ન રીતે બદલાવાની બાબતમાં કશું કંઇ જરૂરી રહેતું નથી. પેલી ટેકરીની એ ધાર, તેની એ 'ક્ષિતિજ' પણ એની એ જ રહેશે, ધાતુના એ કરાલ રાક્ષસો–જે એની પેલે પાર રાતદિવસ રોષમાં ફૂત્કાર કરતા ગબ-ડતા રહેશે–તેનાથી સાવ અક્ષુબ્ધભાવે એ ત્યાં ખડી હશે.

એના પતિએ એક વાર કહ્યું ય ખરું : 'એડિથ તું સાથે આવીને જરા જોઇ લેની હોય તો કેમ ?'

આ પ્રશ્ન અનેક વાર તેણે પોતાની સમક્ષ ઉચ્ચાર્યો હતો, એ વાતનું તેને સ્મરણ જાગી ઊઠ્યું. પણ આજના એ પ્રસંગે તો જાણે લગભગ પહેલી જ વારનો એ પ્રશ્ન હોય, એમ તેને લાગ્યા કર્યું. કેમ કે, તેની એ વાત પર તે વિચાર કરી રહી હતી, માથું ધુણાવીને તેણે કેવળ તેનો ઇન્કાર કર્યો નહોતો.

પણ, ક્ષણેક વિચાર્યા પછી, છેવટે, કોણ જાણે કેમ તે ના જ કહી બેઠી.

'પણ તું શા માટે ના કહે છે ?' તેણે પ્રશ્ન કર્યો.

ફરીથી તે સ્મિત વેરી રહી : 'ક્ષિતિજ તરફ હું ડગલાં ભરીશ ત્યારે એ દશ્ય કેવું લાગતું હશે તે વિશે હું વિચારી રહી છું.' તેના અંતરમાં કશોક રોષ જાગી ઊઠયો 'ફરીથી એવું કશું કરીશ નહિ,' તેણે કહ્યું 'એ રીતે એની ઓળખ આપવી એ જ એક બેહૂદી વસ્તુ છે. તું જાણે છે ને, એ તો માત્ર ટેકરીની ધાર જ છે.'

બિલકુલ આ ક્ષણે જ, તેને સમજાવવાની કોશિશમાં, ભયંકર રીતે તે તેની વધુ નિકટ આવી ગઈ. પણ માત્ર નિકટતા કંઇ સત્યબોધ કરાવી શકતી નથી. દૂરના દશ્ય કરતાં નજીકનું દશ્ય વધુ સત્ય જ હોય એમ શા માટે ? કોઇ પદાર્થ, તમારા દૃષ્ટિફલકમાં જ પરિવર્તન પામી રહ્યો હોય તો, તેની નિકટ જવા માત્રથી કયું સત્ય પ્રગટી શકશે ?

હરિયાળીમાં પ્રત્યક્ષ થતી સુકુમારતા એ તો એની દૂરતાનું જ પરિણામ છે. કેમ કે, તમે એની નિકટ જાઓ છો ત્યાં જ એ કઠોર કર્કશ છે એમ તમે જોઇ શકશો. અને એવી હરિયાળી પર બાળકને સુવાડશો તો તેના પગ પર ઉઝરડા ય પડશે. પણ, છેવટે તો, આ પણ મનની એક છાપ માત્ર છે, અને એથી કંઈ બીજી છાપો વ્યર્થ બની જતી નથી.

એટલે, ઓકના એ મહાવૃક્ષની તે જેમ જેમ નિકટ જશે, તેમ તેમ દરેક ડગલે તે વધુ ને વધુ વિરાટ બનીને ઝળૂંબ્યા કરતું લાગશે; અને દૂરની એ વસ્તુ પર મીટ માંડીને પોતાની દૃષ્ટિ તે જે રીતે એમાં ખૂંપવી રહી હતી, તે જ તેને નર્યા આભાસરૂપ લાગવાની છે, એમ પણ તે સમજી ચૂકી હતી. આવા છલનામય આભાસની તેને કશી ય જરૂર નહોતી, તેમ એ જાતની કોઈ વૃત્તિ યે તેને નહોતી. પોતાની દૃષ્ટિમાં વિલસતો પ્રપંચ પોતાના ચિત્તના દર્શનને પ્રભાવિત કરે, એ વાત તેણે ક્યારેય સ્વીકારી નથી, એમ પોતાના મનને તે પોતે જ કહી રહી હતી.

'હું કોઇ ત્રીજી જ વ્યક્તિ છું', તેણે કહ્યું.

'હવે એનો શો અર્થ કરવા ધારો છો ?'

'મા અને દાદીમા હંમેશાં એ પુરાતન વૃક્ષને નિહાળી રહેતાં. શાંતિના મંત્ર શી હરેક સાંજે, અહીં રકાબીઓ સાફ કરતાં કરતાં, બારીમાંથી બહાર નજર ફેંકી તેઓ એને જ તાકી રહેતાં ?'

ઉદાસીનભાવે તે માથું ધુણાવતો જ રહ્યો; 'આપણે આપણું જીવન ગુજારવાને ફરીથી અહીંથી આવવાનો ક્યારેય વિચાર કરવા જેવો જ નહોતો' તેણે કહ્યું.

પણ આ વેળા તે કશું જ ન બોલી.

આખોય એ ભૂમિખંડ, તેની નજરમાં જમણી બાજુએ જે રીતે વિસ્તરી પડ્યો હતો, તે કેવો તો વિચિત્ર દેખાવ રચતો હતો ?...ઠીક કોઇ નારીના અંગ જેવો એ ભાસતો હતો...બિલકુલ નિતંબનો જ ઘાટ, અને ત્યાંથી પેલો જાંઘનો વિસ્તાર—બંને ય અંગોનો કેવો તો સુરેખ ઘાટ—નીચેના ઢોળાવ પર તો સ્પષ્ટરૂપે ખરો જ; જ્યારે ઉપરનો ઢોળાવ ધીમો સમરેખ એવો એ ચઢાવ જોતાં તો તેની માંસલ કાયા અંધારભરી ધરતીમાં ઓગળી રહી હોયને, એવું લાગે.

અને, બંનેમાં કેવું અદ્‌ભુત સામ્ય વરતાતું હતું ! ત્યાં કટિરેખા ઉપરનો સુડોળ ઘાટ ઊપસી આવ્યો હતો. એ સ્થાને પરિપુષ્ટ સ્તનમંડળ જેવો એ ભાગ લાગતો હતો (તેની બીજી બાજુએ પ્રત્યક્ષ થતો પેલો ઉપલો ઢોળાવ આવી જ રેખાકૃતિ રચતો હતો ને !) અલબત્ત, ત્યાં મસ્તિષ્ક જ નહોતું. વર્ષો પર એલોન્ઝો શરમાન નામના તેમના પાડોશીઓએ કાંટાળા તારની જે વાડ કરી હતી, તેનાં કાટ ચઢેલાં જૂનાં ગૂંચળાંઓની પેલે પાર કઠણ થડનાં વૃક્ષોની કિનારવાળી પેલી દાક્ષિણાત્ય ટેકરી સુધી, કેવળ કરચલિયાળી ધરતીના ચાસ જ ચાસ ઊભરી આવ્યા હતા.

પોતે ત્યાં પહોંચીને એ આકૃતિની વચ્ચોવચ ઊભી રહી હોત, એક ભ્રાંતિને સ્થાને તેણે બીજી કોઇ ભ્રાંતિને જગ્યા કરી આપી હોત, તો એ દૃશ્ય કેવું લાગત તે તો ખુદ ઇશ્વર જ જાણે !

આપો તો એ શિકારીને પકડી પાડવા માટે હું અહીં બેસું...' પછી હીલીનો ચહેરો જોતાં એ તરત બોલ્યો, 'ના, ના, મને કશી અડચણ નહીં પડે, હું તો એવી તક શોધતો હતો. અહીંના ડુંગરા બહુ જ સુંદર છે, પરંતુ લડાઈમાંથી પાછા ફરેલા સિપાહીને રજા ગાળવા માટે આવું કોઈક કામ જોઈએ.'

'તમે ક્યાં ઊતર્યા છો?'

'બંગલામાં, કાલે આવ્યો હતો, પાંચ-છ દિવસ રહીશ, સવારે ફરવા નીકળ્યા હતો, આ તરફથી નીકળતો હતો ત્યાં તમારો અવાજ સાંભળ્યો. તમારું મકાન બહુ સ્વચ્છ અને સુંદર છે.'

હીલીએ એક રૂક્ષ સ્મિતસહ કહ્યું, 'હા, કોઈ કચરો કરનારું જ નહીં. હું અહીં એકલી રહું છું.'

આગન્તુકે ફરી હીલીને પગથી તે માથા સુધી જોઈ. એક પ્રશ્ન એના ચહેરે ઝળક્યો, પરન્તુ હીલીની શાલીન અને પોતામાં સમેટાયેલી સંયત મુદ્રાએ એને પૂછવાનું સાહસ પ્રેર્યું નહીં. એણે વાત બદલતાં કહ્યું, 'તો તો તમારી રજા છે ને? હું રાતે બંદૂક લઈને આવીશ. અત્યારે હું આસપાસ જ્યાંથી ગોળી છોડી શકાય એવી જગ્યા તપાસી લઉં અને ક્યાંથી કઈ તરફ ગોળી ચલાવી શકાય તેનો અંદાજ કાઢી લઉં.'

'તમે શોખને કારણે આવતા હો તો જરૂર આવો. હું આ તરફ પડતો ઓરડો તમને આપી શકું છું—' કહીને એણે ઘર તરફ સંકેત કર્યો.

'ના, ના, હું વાડામાં જ બેસીશ!'

'એ શી રીતે બને? રાતે ભારે પવન અને વરસાદ રહે છે. એટલે તો રાતે બતકનો શિકાર થયો ત્યારે એણે ચીસો પાડી હશે તે પણ હું સાંભળી શકી નહીં! એમ તો, તમે ઈચ્છો તો વાડીમાં આરામખુરશી મુકાવીશ. ઓરડામાં જરૂરી બધી ચીજો છે.' હીલી ઓરડા તરફ આગળ વધી, જાણે કહેતી હોય, 'જોઈ લો!'

'તમારું નામ જાણી શકું ?'

'હિલી-બ્રૉન યિર્વા. મારા પિતા સિયામના દીવાન હતા !'

'મારું નામ દયાલ છે-કૅપ્ટન દયાલ. લશ્કરી ઇજનેર છું.'

'ઘણી ખુશી થઈ. આવો, અંદર બેસશો ?'

'ધન્યવાદ-અત્યારે નહીં. તમારી રજા હોય તો સાંજે આવીશ ખૂ-બ્લાઇ !'

હીલી કંઇક અચકાતા સાદે બોલી, 'ખૂ-બ્લાઇ !' અને વાડામાં વળીને ઊભી રહી ગઈ. કૅપ્ટન દયાલ વાડામાંથી બહાર થઈને રસ્તે પહોંચી ઉપર ચઢવા લાગ્યા-ત્યાં તાજા તડકામાં ચીડ વૃક્ષોની હરિયાળી દ્વિરંગી થઈ રહી હતી અને વચ્ચે વચ્ચે બુરુસના ગુચ્છા ઘેરાં લાલ ફૂલો જાણે કહેતાં હતાં-પહાડને પણ હૃદય છે, જંગલને પણ હૃદય છે...'

☐.

દિવસે પહાડની હરિયાળી કાળી દેખાય છે, ધુમાડિયા આગ જેવી દીપ્ત, પણ સાંજના આલોકમાં લાલ જ પ્રથમ કાળું પડી જાય છે. હીલી જોતી હતી-બુરુસના એકલદોકલ ગુચ્છા કોણ જાણે ક્યાં અંધકારમાં લીન થઈ ગયા છે. જ્યારે ચીડનાં વૃક્ષોના આકારો હજી એકબીજાથી અલગ સ્પષ્ટ ઓળખી શકાતા હતા. રંગ જ કેમ બુઝાઈ જાય છે ? ફૂલ જ ઓઝલ થઇ જાય છે, જ્યારે પરિપાર્શ્વની એકરૂપતા બની રહે છે ?..

હીલીનું મન ઉદાસ થઇને પોતાનામાં સમેટાઈ આવ્યું. સામે ફેલાયેલું નાંગ'થ્લેમનું પાર્વતીય સૌન્દર્ય જાણે વરાળ થઇને ઊડી ગયું, ચીડ અને બુરુસ, ચટ્ટાનો, પૂર્વ-પુરુષો અને સ્ત્રીઓની ઊભી પડેલી સ્મારકશીલાઓ, ઘાસની ટેકરી જેવી ઝલકતી પગદંડીઓ-તમામ મૂર્ત આકારો પાછળ હટીને તિરોહિત થઇ ગયા હીલીની ખુલ્લી આંખો ભીતરમાં જ જોવા લાગી...ત્યાં ભાવનાઓ જ સાકાર હતી, અનુભૂતિઓ જ મૂર્ત હતી...

હીલીના પિતા આ નાનકડા માંડલિક રાજ્યના દીવાન હતા હીલી ત્રણ સંતાનોમાં સૌથી મોટી હતી, પોતાની બે બહેનો કરતાં વધારે સુંદર ખાસિયોનું જાતિસંગઠન સ્ત્રીપ્રધાન છે, સામાજિક સત્તા સ્ત્રીઓના હાથમાં છે, એ અનુશાસનમાં ચાલતી નથી, પણ અનુશાસન ચલાવે છે. હીલી પણ જાણે નાંગ-શ્લેમની અધિષ્ઠાત્રી હતી. નાંગ-ક્રેમના નૃત્યોત્સવમાં, જ્યારે તમામ મંડળોનાં સ્ત્રી-પુરુષ ખાસિયા જાતિના અધિદેવતા નગાધિપતિને બલિ દેતા હતા અને એના મર્ત્ય પ્રતિનિધિ પોતાના 'સિયેમ'નું અભિનંદન કરતા ત્યારે નૃત્યમંડળીમાં હીલી જ મૂકે સર્વસંમતિથી નેત્રી થઇ જતી, અને સ્ત્રી-સમૂદાય એનું જ અનુસરણ કરી ઝૂમતો, આમ અને તેમ, આગળ અને જમણે તથા પાછળ... નૃત્યમાં અંગસંચાલનની ગતિ ન દ્રુત, ન વિસ્તૃત; પરંતુ કંપન જ ભલે, ધ્રુજારી જ ભલે, એ હતી તો એની આગળ પાછળ સારોય સમૂહ એની અંગભંગિમા સાથે લહેરાતો...

એક નીરસ જેવું સ્મિત હીલીના ચહેરે ચમકી ઊઠયું. એ ઘણાં વરસ પહેલાંની વાત હતી...અત્યારે એને ચોત્રીસમું વર્ષ ચાલે છે, એની બંને બહેનો પરણીને પોતપોતાના ઘરે રહે છે. પિતા અવસાન પામ્યા અને સત્તાના નિયમ પ્રમાણે એમની તમામ સંપત્તિ સૌથી નાની બહેનને મળી હીલી પાસે છે આ એક કુટીર અને નાનકડો બગીચો- દેખાવમાં આધુનિક ઢબનો બંગલો, પરંતું કાચ અને પરદાના-આડંબર- ને સાચવતી એ ઈમારતમાં, વાસ્તવમાં છે શું? પતરાંને સ્પર્શતું ચીડના લાકડનું ચોકઠું, નરસલની ચટાઈ પર ગારાનું પ્લાસ્ટર અને ચારે તરફ જરેનિયમ, જેને કુંડામાં મૂકો તો ફૂલ છે, નહિતર નરી જંગલી બુટ્ટી...

એ કેમ બન્યું કે નાંગ-ક્રેમની રાણી, આજે પોતાના ચોત્રીસમા વર્ષે એ કુટીરના જરેનિયમના છોડોને સમારતી બેઠી છે, અને પોતાના જીવનમાં જ નહીં, પોતાના આખા ગામમાં પણ એકલી છે ?

અભિમાન ? સ્ત્રીનું વળી શું અભિમાન ? અને અભિમાન કરે તો કનિષ્ઠા કરે, કારણ કે તે ઉત્તરાધિકારીણી હોય છે–એ તો સૌથી મોટી હતી, કેવળ ઉત્તરદાયીની ! હીલીના હોઠ એક વિદ્રૂપ હાસ્યથી કુટિલ થઇ ગયા. યુદ્ધની અશાંતિનાં આ ત્રણચાર વર્ષોમાં કેટલાયે અપરિચિત ચહેરા દેખાયા હતા, અનોખાં રૂપ, ઉલ્લસિત, ઉચ્છ્વાસિત, લોલુપ ગર્વિષ્ઠ યાચક, પાપ–સંકુચિત, દર્પસ્ફીત મુદ્રાઓ...અને એ જાણતી હતી કે એ ચહેરાઓ અને મુદ્રાઓ સાથે એના ગામની કેટલીયે સ્ત્રીઓનાં સુખદુ:ખ, તૃપ્તિ અને અશાંતિ, વાસના અને વેદના, આકાંક્ષા અને સંતાપ ગૂંચવાઈ ગયાં હતાં. એટલે સુધી કે અહીંના વાતાવરણમાં એક પરાઇ અને દૂષિત તાણ આવી ગઈ હતી. પણ એ એનાથી અસ્પૃશ્ય જ રહી. એમ નહીં કે એણે એ માટે પ્રયત્નો કર્યા હતા અથવા એને ગુમાન હતું–ના, એ બધું જાણે એને માટે યથાર્થ જ બન્યું નહોતું

લોકો કહેતા કે હીલી સુંદર છે, પણ સ્ત્રી નથી. એ બાંબી વળી શું, જેમાં સાપ ન હોય ! હીલીની આંખો સહસા વધારે ઘેરી થઇ ગઇ. ના, એનાથી આગળ એ વિચારવા માંગતી નથી ! વ્યથા મરી જઈને પણ વ્યથાથી કઇ બીજું બને છે ખરી ? સાપ વિનાની બાંબી અપરૂપ, અનર્થક માટીનો દર ! જો કે એ યાદ કરવા માંગે તો યાદ કરવા જેવું થોડું હતું–ઘણું બધું હતું પ્રેમ એ પામી હતી અને એણે વિચાર્યું હતું કે–

ના, કશું જ વિચાર્યું નહોતું. જે પ્રેમ કરે છે, પ્રેમ પામે છે, તે શુ કશું વિચારે છે ? વિચાર તો તે પછી થાય છે, જ્યારે વિચારવાનું કશું નથી હોતું.

અને હવે એ બતક પાળે છે–એટલી મોટી, એટલી સુંદર બતકો ખાસિયા પ્રદેશમાં બીજે કયાંય નથી. એને ખાસ ચિંતા જેવું નથી. બતકનાં ઈંડાં વેચીને યુદ્ધકાળમાં એ રોજ ચાર પાંચ રૂપિયા કમાય છે, અને એનો પોતાનો ખર્ચ પણ શું છે ? એ સારી છે, સુખી છે, નિશ્ચિંત છે

શિયાળ... પણ એ થોડા દિવસની વાત છે– એનો તો ઉપાય કરવો જ પડશે. આ લશ્કરી અફસર એને જરૂર મારી નાખશે–નહિતર થોડા દિવસ પછી થેંગ–ક્યૂ આ તરફ આવશે ત્યારે એ તેને કહેશે કે તીરથી મારી નાંખ અથવા જાળ લગાવી દે...શિયાળ કેટલું દુષ્ટ હોય છે–શું એ દરરોજ એક બે બતક ખાઈ શકે? નાહકનું નુકસાન–ઘણાં જંતુ જરૂર કરતાં વધારે ઘેરી લે છે અને નષ્ટ કરે છે

વાડાની લાકડાની ફર્શ પર કોઇનો પદરવ સંભળાતાં એનું ધ્યાન તૂટ્યું. કેપ્ટન દયાલે એક નાનકડી બેગ નીચે મૂકતાં કહ્યું, 'લ્યો, હું આવી ગયો' અને ખભા પરથી બંદૂક ઉતારવા લાગ્યો.

'તમારો ઓરડો તૈયાર છે. તમે જમશો?'

'ધન્યવાદ–ના. હું જમીને આવ્યો છું. રાત પસાર કરવા માટે કંઇક લેતો પણ આવ્યો છું! હું જરા મોકો જોઉં, હમણાં આવું છું. તમને નાહક તકલીફ આપું છું, પણ–'

હીલીએ વ્યંગભર્યું હસીને કહ્યું, 'આ ઘરમાં ભલે નહીં, પણ ખાસિયા ઘરોમાં કાયમ પલટણવાળા અફસર આવે છે તમે એ ન જાણતા હો એવું તો સાવ નહીં હોય.'

કેપ્ટન દયાલ ખિસિયાણો પડયો, પછી ધીરેથી બોલ્યો, 'નીચે-વાળાઓએ હમેશાં પહાડવાળાઓને અન્યાય જ કર્યો છે. એમ સમજો કે પાતાળવાસી શયતાનો દેવતાઓ પાસે બદલા લેવા માંગે છે!'

'અમે લોકો માનીએ છીએ કે પૃથ્વી અને આકાશ પહેલાં એક હતાં–પણ બંનેને જોડતી નાળ માણસે કાપી નાખી. ત્યારથી બંને જુદાં છે અને પૃથ્વીનો ઘા રૂઝાતો નથી.'

'બરાબર છે'.

કેપ્ટન દયાલ વાડા તરફ ચાલ્યો ગયો. હીલીએ અંદર જઇને લેમ્પ સળગાવ્યો અને વાડામાં લાવીને મૂકયો, પછી એ બીજા ઓરડામાં ચાલી ગઇ.



રાતે બે અઢી વાગે બંદૂક ફૂટવાનો અવાજ સાંભળીને હીલી જાગી અને એણે સાંભળ્યું કે વાડામાં કેપ્ટન દયાલ કંઈક દોડધામ કરે છે. શબ્દથી જ એણે જાણ્યું કે એ બહાર નીકળી ગયો છે, અને થોડી વારે પાછો ફર્યો છે. ત્યારે એ ઊઠી નહીં, શિયાળ જરૂર મરી ગયું હશે, અને એ તો સવારે પણ જોઈ શકાશે, એવા વિચારે એ ફરી સૂઈ ગઈ.

પરંતુ પ્હો ફાટતાં પહેલાં એ ફરી જાગી. ખાસિયા પ્રદેશના બંગલાની ભીંતો આમ તો માત્ર લાકડાના પરદા જેવી જ હોય છે. હીલીએ જાણ્યું કે બીજા ઓરડામાં કેપ્ટન દયાલ જવાની તૈયારી કરે છે, ત્યારે એ જલદી ઊઠી. ચૂલો સળગાવી ચાનું પાણી મૂકીને, હાથ-મોં ધોઈને બહાર નીકળી. ક્ષણેકના અનિશ્ચય પછી એ બતકોના વાડા તરફ જતી જ હતી ત્યાં કેપ્ટન દયાલે બહાર નીકળતાં કહ્યું, 'ખૂ-બ્લાઈ, મિસ પિર્વા, શિકાર જખ્મી તો થઈ ગયો, પણ મળ્યો નહીં, હવે એની શોધમાં જાઉં છું.'

'એમ? શી રીતે જાણ્યું?'

'લોહીનાં નિશાનો પરથી. જખ્મ ઊંડો જ થયો છે—ઘસડાતા ચાલવાનાં નિશાન ચોખ્ખાં દેખાતાં હતાં.'

'હું પણ આવી એ ડાકુને જોઉં તો ખરી..' કહીને હીલી જઈને એક મોટી 'ડાઓ' (છરી) ઉપાડી લાવી અને ચાલવા માટે તૈયાર થઈ ગઈ.

લોહીનાં નિશાન ચીડના જંગલને સ્પર્શીને એક તરફ વળી ગયાં, ત્યાં ઢોળાવ હતો અને જરૈંતની ઝાડીઓ, જેની પાછળ એક નાનકડું ઝરણું વહેતું હતું. હીલીએ એનું પાણી ક્યારેય જોયું નહોતું, કેવળ ખળખળ અવાજ જ સાંભળ્યો હતો... જરૈંતની ઝાડી એના પર બરાબર છવાયેલી હતી. લોહીનાં નિશાન ત્યાં સુધી પહોંચીને અટકી ગયાં હતાં.

શિયાળ... પણ એ થોડા દિવસની વાત છે એનો તો ઉપાય કરવો જ પડશે. આ લશ્કરી અફસર એને જરૂર મારી નાખશે–નહિતર થોડા દિવસ પછી થેંગ-કયૂ આ તરફ આવશે ત્યારે એ તેને કહેશે કે તીરથી મારી નાંખ અથવા જાળ લગાવી દે...શિયાળ કેટલું દુષ્ટ હોય છે–શું એ દરરોજ એક બે બતક ખાઈ શકે? નાહકનું નુકસાન–ઘણાં જંતુ જરૂર કરતાં વધારે ઘેરી લે છે અને નષ્ટ કરે છે

વાડાની લાકડાની ફર્શ પર કોઇનો પદરવ સંભળાતાં એનું ધ્યાન તૂટ્યું. કેપ્ટન દયાલે એક નાનકડી બેગ નીચે મૂકતાં કહ્યું, 'લ્યો, હું આવી ગયો' અને ખભા પરથી બંદૂક ઉતારવા લાગ્યો.

'તમારો ઓરડો તૈયાર છે. તમે જમશો?'

'ધન્યવાદ–ના. હું જમીને આવ્યો છું. રાત પસાર કરવા માટે કંઈક લેતો પણ આવ્યો છું। હું જગા જોઉં, હમણાં આવું છું. તમને નાહક તકલીફ આપું છું, પણ–'

હીલીએ વ્યંગભર્યું હસીને કહ્યું, 'આ ઘરમાં ભલે નહીં, પણ ખાસિયા ઘરોમાં કાયમ પલટણવાળા અફસર આવે છે તમે એ ન જાણતા હો એવું તો સાવ નહીં હોય.'

કેપ્ટન દયાલ ખિસિયાણો પડયો, પછી ધીરેથી બોલ્યો, 'નીચે-વાળાઓએ હમેશાં પહાડવાળાઓને અન્યાય જ કર્યો છે. એમ સમજો કે પાતાળવાસી શયતાનો દેવતાઓ પાસે બદલા લેવા માંગે છે!'

'અમે લોકો માનીએ છીએ કે પૃથ્વી અને આકાશ પહેલાં એક હતાં–પણ બંનેને જોડતી નાળ માણસે કાપી નાખી. ત્યારથી બંને જુદાં છે અને પૃથ્વીનો ઘા રૂઝાતો નથી.'

'બરાબર છે'.

કેપ્ટન દયાલ વાડા તરફ ચાલ્યો ગયો. હીલીએ અંદર જઇને લેમ્પ સળગાવ્યો અને વાડામાં લાવીને મૂકયો, પછી એ બીજા ઓરડામાં ચાલી ગઇ.



રાતે બે અઢી વાગે બંદૂક ફૂટવાનો અવાજ સાંભળીને હીલી જાગી અને એણે સાંભળ્યું કે વાડામાં કેપ્ટન દયાલ કંઈક દોડધામ કરે છે. શબ્દથી જ એણે જાણ્યું કે એ બહાર નીકળી ગયો છે, અને થોડી વારે પાછો ફર્યો છે. ત્યારે એ ઊઠી નહીં, શિયાળ જરૂર મરી ગયું હશે, અને એ તો સવારે પણ જોઈ શકાશે, એવા વિચારે એ ફરી સૂઈ ગઈ.

પરંતુ પો ફાટતાં પહેલાં એ ફરી જાગી. ખાસિયા પ્રદેશના બંગલાની ભીંતો આમ તો માત્ર લાકડાના પરદા જેવી જ હોય છે. હીલીએ જાણ્યું કે બીજા ઓરડામાં કેપ્ટન દયાલ જવાની તૈયારી કરે છે, ત્યારે એ જલદી ઊઠી. ચૂલો સળગાવી ચાનું પાણી મૂકીને, હાથ-મોં ધોઈને બહાર નીકળી. ક્ષણેકના અનિશ્ચય પછી એ બતકોના વાડા તરફ જતી જ હતી ત્યાં કેપ્ટન દયાલે બહાર નીકળતાં કહ્યું, 'ખૂ-બ્લાઈ, મિસ વિર્ત્રા, શિકાર જખ્મી તો થઈ ગયો, પણ મળ્યો નહીં, હવે એની શોધમાં જાઉં છું.'

'એમ ? શી રીતે જાણ્યું ?'

'લોહીનાં નિશાનો પરથી. જખ્મ ઊંડો જ થયો છે–ઘસડાતાં ચાલવાનાં નિશાન ચોખ્ખાં દેખાતાં હતાં.'

'હું પણ આવી એ ડાકુને જોઉં તો ખરી ..' કહીને હીલી જઈને એક મોટી 'ડાઓ' (છરી) ઉપાડી લાવી અને ચાલવા માટે તૈયાર થઈ ગઈ.

લોહીનાં નિશાન ચીડના જંગલને સ્પર્શીને એક તરફ વળી ગયાં, ત્યાં ઢોળાવ હતો અને જરૈંતની ઝાડીઓ, જેની પાછળ એક નાનકડું ઝરણું વહેતું હતું. હીલીએ એનું પાણી ક્યારેય જોયું નહોતું, કેવળ ખળખળ અવાજ જ સાંભળ્યો હતો... જરૈંતની ઝાડી એના પર બરાબર છવાયેલી હતી. લોહીના નિશાન ત્યાં સુધી પહોંચીને અટકી ગયાં હતાં.

કેપ્ટન દયાલે કહ્યું, 'આની અંદર ઘૂસવું પડશે. તમે અહીં ગોભો.'

'આમ ઉપરથી કદાચ ખુલ્લી જગ્યા મળી જાય. ત્યાંથી પાણીની સાથે સાથે આગળ વધી શકાશે' કહીને હીલી જમણી બાજુએ વળી અને કેપ્ટન દયાલ એની સાથે થયો

ખરેખર, ઉપર જતાં ઝાડી કેંક આછી થઇ હતી અને એની વચમાં ઘૂસવાનો રસ્તો કાઢી શકાય એમ હતું. અહીં કેપ્ટન દયાલ આગળ થયો, પોતાની બંદૂકના કુંદાથી ઝાડીને આમતેમ ઠેલતો રસ્તો કરીને ચાલતો રહ્યો. હીલી પાછળ પાછળ હટાવેલી લચકતી શાખાઓના પ્રત્યાઘાતને હાથોથી રોકતી ચાલી.

થોડે આગળ જતાં પટ પહોળો થઇ ગયો...બંને બાજુએ ઊંચે ઊંચે ઝૂકેલી ભેખડો, જેના પર જરૈંત અને હાલીની ઝાડી એટલી ગીચ છવાયેલી હતી કે ભીતરમાં અંધકાર હોય તો પણ પટ પહોળો હોવાથી જાણે આચ્છાદન વચ્ચે સુરંગ બની ગઈ હતી. તેમાં આગળ વધવામાં ખાસ મુશ્કેલી નહોતી.

કેપ્ટન દયાલે કહ્યું, 'અહીં વળી લોહીનાં નિશાન છે, શિકાર પાણીમાંથી ઘસડાઈને અહીં આવ્યો છે.'

હીલીએ માથું ઊંચું કરી હવાને શ્વાસ લઈને સૂંઘી, જરૈંતની તીવ્ર ગંધ અને ભેજ સિવાયની કોઇ બીજી ગંધને પામવા મથતી હોય તેમ. બોલી, 'અહીં તો જાનવરની–'

એકાએક કેપ્ટન દયાલે ધીમા સાદે કહ્યું, 'જુઓ, ...શ...શ!'

અંધકારમાં કેટલીક આંખો અંગારા જેવી ચમકતી હતી.

હીલીએ સ્થિર નજરે જોયું. માટી ખોદીને બનાવેલી બોઇમાં–કે તેની આગળ–નર શિયાળનો પ્રાણહીન આકાર ઢળી પડેલો હતો–કાસનાં ફૂલના ઝાડુ જેવી પૂંછડી, ગોળીના જખમની જગ્યાને ઢાંકતી હતી. અંદર શિથિલગાત્ર માદા શિયાળ એના શબ પર ઝૂકી હતી–શબના

માથા આગળ મોઢું રાખી જાણે એને ચાટવા માગતી હોય, પણ પછી રોકાઇ ગઈ હોય એમ. એના પગ આગળ અટવાતાં ત્રણ નાનાં બચ્ચાં ચણભણ કરતાં હતાં. એમાં ભૂખની આતુરતા નહોતી, તેમ ધાવવા માટે શિયાળવીના થાન પર મોઢું યે મારતા નહોતાં...મા અને બચ્ચાંમાંથી કોઈનું યે ધ્યાન નહોતું કે પરાયા અને દુશ્મનોની આંખો એ ગુપ્ત ઘરેલુ દૃશ્ય જુએ છે.

કેપ્ટન-દયાલે ધીમા સાદે કહ્યું, 'આ પણ ડાકુ જ હશે.'

હીલીએ કશો ઉત્તર ન આપ્યો. એણે ફરી કહ્યું, 'આને મારી નાંખીએ તો બચ્ચાં પાળી શકીએ.'

પછી કશો જ ઉત્તર ન મળવાથી એણે પાછળ વળીને જોયું તો એને અચંબો થયો.

પાછળ હીલી નહોતી.

થોડીવાર પછી એ કંઇક પ્રકૃતિસ્થ થઇને એ બોલ્યો. 'અજબ ઓરત છે!' પછી થોડીવાર એ શિયાળવી અને બચ્ચાંને જોતો રહ્યો. પછી 'ઊંહ, મારે શું!' કહીને એ જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો ફર્યો.



હીલી ખુલ્લા પગે જ આવી હતી, પણ પાછી ફરતી વખતે અવાજ ન થાય એવો કોઈ યત્ન એણે કર્યો હોય એવું એ જાણતી નહોતી. ઝાડી ઝાંખરાંમાંથી બહાર નીકળીતી વખતે એ ઉન્માદી દશામાં ઘરની દિશામાં દોડી, અને ત્યાં પહોંચીને સીધી વાડામાં ઘૂસી. એના તોફાની વેગથી ચોંકીને બતકો પહેલાં તો આમતેમ દોડી પણ જ્યારે એ એક ખૂણે જઇ વાડાના આશરે અઢેલી ઊભી રહી એકી નજરે બતકોની જોઇ રહી ત્યારે બતકો ગરદનો લંબાવીને ઝડપથી ચાલીને એની ચારે પાસ આવીને 'ક-ક્રૂ! ક-ક્રૂ!' કરવા લાગી.

એ અધૈર્ય હીલીને સ્પર્શી શક્યું નહીં, જાણે એ ચેતનાની બહારથી લપસીને પડી ગયું. હીલી શૂન્ય નજરે બતકોને તકી રહી.

એક બતકે ગરદનથી એના હાથને ઠેલ્યો. હીલીએ એ જ શૂન્ય નજરે હાથ સામે જોયું. સહસા એના હાથ સખ્ત થઈ ગયા, એની મુઠ્ઠી ડાઓના હાથા પર ભીંસાઈ, બીજા હાથે એણે બતકનું ગળું પકડી લીધું અને ભીંતની પાસે ખેંચતાં ડાઓના એક જ ઝટકે ગરદન કાપી નાખી...

એ અણદેખ્યા અચૂક નિશ્ચયથી એણે બીજી બતકની ડોક પકડી દાંત ભીંસીને બોલી, 'અભાગણી !' અને એનું ડોકું પણ ઉડાવી દીધું. પછી ત્રીજી, ચોથી, પાંચમી...અગિયારમી વાર ડાઓ તોળાઈ અને 'ખટ્' અવાજ સાથે વાડાનો થાંભલો કંપ્યો. ફરી એકવાર હીલીએ ચારે તરફ નજર નાખી અને બહાર નીકળી ગઈ...

વાડામાં પહોંચીને જાણે એણે પોતાની જાતની સાચવી લેવા થાંભલા તરફ હાથ લંબાવ્યો અને કંપતા પગે એના સહારે બેસી ગઈ.

કેપ્ટન દયાલે આવીને જોયું, થાંભલાના સહારે એક અચળ મૂર્તિ બેઠી છે, એના હાથ ખરડાયેલા છે અને પગ પાસે લોહીરંગી ડાઓ પડી છે.

કેપ્ટને ગભરાઈને કહ્યું, 'આ શું મિસ ચિર્વા?' પણ ઉત્તર ન મળતાં એની જડ આંખો સામે જોતાં એના ખભા પર હાથ મૂકતાં ફરી ધીમેથી કહ્યું, 'શું થયું હીલી–'

હીલી ખભો ઝટકાવી, છટકીને ઊભી થઈ ગઈ અને તીખાશથી કંપતા સાદે બોલી, 'દૂર રહે હત્યારા !'

કેપ્ટન દયાલે કંઈક કહેવાનો પ્રયત્ન કર્યો પણ એ અવાક જ રહી ગયો, કેમકે એણે જોયું કે હીલીની આંખોમાં પર્વતનું ચિરંતન વિજન સૌન્દર્ય હોય છે એ ઘેરું નિર્વ્યાસ ખાલીપણું ઘેરું થઈ ગયું હતું. 

(અનુસંધાન પાના નં. ૧૬ નું ચાલુ)

'આંતરબાહ્ય તીવ્ર સંઘર્ષથી સભર વસ્તુ, સમભાવપ્રેરક જીવંત હૃદ્યપાત્ર, માર્મિક વેધક સંવાદ અને આ બધાં અંગોના સુશ્લિષ્ટ સંયોજનને લઈને–

–આકર્ષક બન્યું છે. તો 'અવિભક્ત આત્મા' અને 'પુત્રસમોવડી'નાં વસિષ્ઠ, શ્વેતકર્ણ, કેતુ, દેવયાની, શુક્રાચાર્ય જેવાં આદર્શમૂર્તિ અને ભાવનાપરાયણ તેમજ તેજસ્વી કહેવાતાં પાત્રો પણ કેવાં મૂર્ખ, જૂનવાણી, ઝનૂની, ગ્રામ્ય અને રૂપજીવિનીને પણ શરમાવે એવાં છે તે. સદૃષ્ટાંત નિર્દેશ્યું છે.

ઉપેન્દ્રનાથ અશ્કના 'અંજોદીદી', ફ્રાન્ઝ વર્ફલના 'જેકબોવસ્કી એણ્ડ ધ કર્નલ' અને કાલિન્દીચરણ પાણિગ્રાહીના 'માટીર મણિષ'ની સમીક્ષાઓ ટૂંકી છતાં નાટ્યવસ્તુ અને સંવિધાનની નોંધપાત્ર વિગતોને ઉપસાવતી આપે છે. 'કામણગારો કર્નલ'નું શીર્ષક કેવું છેતરામણું છે તે નિર્દેશી તેમાંના મેરિયન નામના સ્ત્રીપાત્ર વિશે લેખક નોંધે છે કે–

'તેની (કર્નલની) આવી દિલેરી, માણસાઈ, સ્વાર્પણની ભાવના મેરિયન જેવી અપ્તરંગી અને તુચ્છ વસ્તુવિચારોમાં રાચ્યા કરતી [શત્રુના હુમલામાંથી બચવા માટે તત્કાળ શહેર છોડી ભાગી જવાનું છે, છતાં તે તેનાં બિલાડી, કૂતરો, હેટ, હેન્ડબેગ, ફેશનેબલ વસ્ત્રોને પોતાની મોટરકારમાં પહેલાં ગોઠવે છે, ત્યારબાદ પોતાના અતિપ્રિય પ્રેમીને–જગા રહી હોય તો–કારમાં બેસવા કહે છે ! ! ] યુવતીને ઠાવકી અને ગંભીર બનાવે છે. તેને સાચા પ્રેમનો પાઠ શિખવાડે છે." (પૃ. ૨૨૭)

આમ, 'નાટ્યલોક'માં શ્રી શેખડીવાળા જેવા અધિકારી વિવેચક પાસેથી નાટ્યકલા અંગે, દલપતરામ, ન્હાનાલાલ, મુનશી જેવા સુખ્યાત અને ગુલફામ. તેમજ જહાંગીર ખંભાતા જેવા અલ્પખ્યત લેખકોની કૃતિઓ અંગે તેમ જ બે વિભાપી અને એક વિદેશી કૃતિઓ વિશે

અભ્યાસો સાંપડે છે. કોઇ પણ કૃતિ કે કર્તાની શેહમાં જરા પણ આવ્યા વગર નિર્મમપણે તેઓ તેનાં ટીકાપાત્ર અંગો બતાવે છે તો સાથે સાથે ઉપેક્ષિત કૃતિઓના પ્રશસ્ય અંશોને પણ તેઓ સદ્-સમ-ભાવપૂર્વક દાખવે છે. કોઈ પણ કૃતિ પરત્વે બાંધે ભારે અભિપ્રાયો આપવાને બદલે તેનું પૂરેપૂરું અંગવિચ્છેદન કરે છે. આવો અભિગમ, આજે જયારે વિવેચન પહેલેથી નક્કી કરેલા અભિગમો અને વલણો મુજબ જ થતું રહે છે ત્યારે એક તંદુરસ્ત વાતાવરણ સર્જવા અત્યંત જરૂરી છે મૂલ્યનિર્ણયો આપવાનું સાહસ લેખક અનેક વાર ખેડે છે. અમુક કૃતિ 'સારી' છે કે 'નબળી' છે એવો મૂલ્યનિર્ણય તેઓ આપે છે ત્યારે એક પ્રશ્ન થાય કે શું આ જ નિર્ણયો છેવટના છે ? રુચિ અને વિવેચનની સજ્જતા જેમ જેમ વધતી જાય તેમ તેમ ફેરવિચારણાની શક્યતા વધતી નથી ? આ સંદર્ભે નોર્થોપ ફ્રાયનું એક વિધાન ધ્યાનમાં રાખવા જેવું છે કે–

"વિવેચક સામાજિક, નૈતિક યા ધાર્મિક યા અંગત અભિગ્રહોથી મુક્ત રહીને માત્ર શુદ્ધ સાહિત્યિક અનુભવના પાયા પર જ પોતાના નિર્ણયો કરતાં શીખ્યો હોય ત્યારે પણ ઉપરનાં ભયસ્થાનો ન જ નડે એવું નથી. પ્રામાણિક વિવેચકે તો સતત તેમની રુચિમાં blind spots શોધતા જ રહેશે.*

* નાટ્યલોક : લે. જશવંત શેખડીવાળા, પ્રકા.: પોતે : વિક્રેતા : શબ્દલોક પ્રકાશન, ૧૦૫, સર્વોદય કોમર્શિયલ સેન્ટર, સલાપસ રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧, કિંમત : બત્રીસ રૂપિયા.

## સાભાર સ્વીકાર

**દલિત કવિતા** : સં. ગણપત પરમાર, મનીષી જાની, પ્ર. લોકાયન વતી, ઘનશ્યામ શાહ, અચ્યુત યાજ્ઞિક, બી–૫, કેદાર એપાર્ટમેન્ટ, અમદાવાદ–૩૮૦ ००૯.

## પત્રચર્ચા

તંત્રીશ્રી, 'કંકાવટી',

માર્ચ, '૮૨ના અંકમાં ડૉ. સતીશ વ્યાસે 'હું પશલો છું" [લેખક ઇન્દુ પુવાર]ની એકાંકી તરીકે કરેલી ચર્ચામાં જણાવ્યું છે–

'કોઇને ભગવાન બનાવી દેવાનું મોટીફ આપણે ત્યાં નવું નથી. આર. કે. નારાયણના 'ગાઇડ'માં એ મોટીફ સરસ રીતે વ્યક્ત કરવામાં આવ્યું છે:' (પૃ. ૧૮)

એવાં જે વિધાનો કર્યાં છે તેના અનુસંધાનમાં કહેવાનું કે કોઇને ભગવાન બનાવી દેવાના મોટીફ માટે આર. કે. નારાયણના 'ગાઇડ'ની વાત તો બહુ મોડેથી આવે છે. કેમ કે

'બ્રહ્મા પણ દંભના પારને પામ્યા નથી' જેવો બોધ આપવા માટે પંડિત વિષ્ણુશર્માવિરચિત 'પંચતંત્ર'ના મિત્રભેદ નામના પહેલા તંત્રમાં 'કૃષ્ણનું રૂપ લેનાર કોળી અને રાજકન્યા'ની જે કથા આવે છે તે મૂળ કથા છે. [જુઓ : 'પંચતંત્ર' પંડિત વિષ્ણુશર્મા : ગુજ. અનુવાદ શાસ્ત્રી પ્રાણજીવન હરિહર. પ્રકટ કરનાર ગુજરાતી પ્રેસ : પૃ. ૪૮]

તદુપરાંત 'ભાગવત'ના દસમા સ્કંધના ૬૬ મા અધ્યાયમાં પણ જે પૌંડ્રક અથવા 'મિથ્યા વાસુદેવ' નામવાળા રાજાની કથા આવે છે

તેમાં પણ ચેદિ દેશના રાજાને કૃષ્ણના અનુકરણરૂપે ચતુર્ભુજ બનતો અને લાકડાના ગરુડ પર ફરતો બતાવાયો છે. એની વીગતો ડૉ. મંજુલાલ મજમૂદારે પોતાના 'આપણી લોકકથાઓ' નામના સંપાદનમાં 'કાષ્ઠનો ઘોડો' વાર્તા (પૃ. ૨૩૧)માં આપી છે.

આ ઉપરાંત 'પંચાખ્યાનવાર્તિક' નામે પ્રાચીન ગુજરાતી ગદ્યકથાઓને જર્મન પંડિત જોન હર્ટલે ૧૯૨૨માં લિપઝિગમાં પ્રગટ કરી હતી, એમાં 'જીઠણગરુડ' શીર્ષકવાળી વાર્તા આવે છે જેનો શ્લોક આ પ્રમાણે આપ્યો છે.

> ગુપ્રસ્યાપિ દમ્ભસ્ય બ્રહ્માપ્યન્તં ન ગચ્છતિ ।
>
> કૌલિકો વિષ્ણુરૂપેણ રાજકન્યાં નિષેવતે ॥

જેમાં કોળીએ કેવી રીતે વિષ્ણુનું રૂપ ધારણ કરી રાજકન્યાને મેળવી તેની વાત આવે છે.

સ્વ. જયન્તી દલાલે પણ આ જ કથાબીજનો ઉપયોગ કરી 'મૂકમ્ કરોતિ' નામની ટૂંકી વાર્તા રચી છે. જો કે વિગતો તેની તે છતાં એનો ધ્વનિ આના કરતાં જુદો છે. [વધુ વિગતો માટે ગયા અંકમાં અપાયેલી 'મૂકમ્ કરોતિ'–ની સમીક્ષા જુઓ.]

'હું પશલો છું,' ડૉ. વ્યાસને જે "વધુ પડતી ઉપહાસવૃત્તિથી પાંખું પડતું" લાગે છે તે અંગે એમ કહી શકાય કે પશલાની વેદના અને સામાન્ય પ્રજાજનોની તેને સમજવાની અશક્તિ બેનો વિરોધ વેદનાને ઊલટી વધુ ધાર કાઢી આપે છે. વ્યથા અને ઉપહાસને અડખેપડખે મૂકી વ્યથાની ઉત્કટતા ઊપસાવાઈ છે.

ટૂંકમાં, કોળીએ કૃષ્ણનું રૂપ લઈ દંભથી રાજકન્યા મેળવી એવા આ કથાનકમાં દમ્ભમહિમા પર કટાક્ષ છે.

આજે પણ દંભની મદદથી ઘણાં કેટકેટલું પામ્યાં છે!! પામે છે!

૨૫ માર્ચ, ૧૯૮૨ —વિજય શાસ્ત્રી

## સાહિત્ય-વૃત્ત

વિશિષ્ઠ પ્રકાશનો પ્રગટ કરવાના હેતુથી એક નવી પ્રકાશન સંસ્થા 'સદ્ભાવ પ્રકાશન' (અમદાવાદ)ની સ્થાપના થઇ છે.

સદ્ભાવ પ્રકાશન તરફથી ડૉ. સુરેશ હ. જોષીના સંપાદકપદે નવું જ સાહિત્યિક વાર્ષિક સામયિક 'સાયુજ્ય,' જાન્યુઆરી, ૧૯૮૩માં પ્રગટ થશે.

આ જ પ્રકાશન સંસ્થા તરફથી સર્વશ્રી ઉ. જોષી, ડૉ. સુરેશ જોષી હરિવલ્લભ ભાયાણી અને નિરંજન ભગતના વિવેચન-ગ્રન્થો, એકાંકી સંગ્રહ, લાભશંકર ઠાકર, રઘુવીર ચૌધરી-પ્રગટ થશે.

ડૉ. સુરેશ હ. જોષીની વાર્તાઓનો સંચય શિરીષ પંચાલના સંપાદન હેઠળ 'માનીતી અણમાનીતી' પ્રગટ થયો છે.

ગુજરાતી સાહિત્ય પરિષદ ભવન (અમદાવાદ)માં ગુજરાતી આદિ મુદ્રિત ગ્રન્થો અને સામયિકોનું પ્રદર્શન શ્રી ચીમનલાલ મગનલાલ ગ્રથાલયમાં યોજાઇ ગયું. એવા અપ્રાપ્ય ગ્રન્થો અને સામયિકોની સૂચિ પ્રગટ થઇ છે, જેમની પાસે એવા ગ્રન્થો-સામયિકો હોય અને ભેટ આપવા કે વેચવા માગતા હોય તેમણે સંસ્થા પાસેથી સૂચિ મેળવવી.

સંસ્થા તરફથી શ્રી રણજિતરામ વાવાભાઇ મહેતા જન્મશતાબ્દી મહોત્સવ ઉજવાયો.

મુંબઇની 'અક્ષરા' પ્રકાશન સંસ્થા તરફથી ઓછા દરે શિષ્ટ ઉપયોગી પ્રકાશનો પ્રગટ કરવાની યોજના થઈ છે. કાવ્યસંગ્રહ 'આક્રાન્ત' અવંતિ દવે, લેખસંગ્રહ 'નિર્ધયન' અવંતિ દવે, 'અપંગોની દુનિયામાં' સં. જયોતીન્દ્ર દવે, બાળનાટિકા સંગ્રહ 'નમન નટવરા' હીરાબેન પંડ્યા પુસ્તકો પ્રગટ થયાં છે. શાળા-કોલેજોને ૩૦ ટકા કમિશને તે અપાશે.

કોન્ટ્રાક્ટ : ભરૂચ જિલ્લાના ગુજરાત રાજ્ય માર્ગવાહનવ્યવહાર
કોર્પોરેશનના કાયમી ધોરણે પરવાનગી પત્ર ક્રમાંક
ઉક : વનપ : ૨૯/૭૩૨૪ તા. ૧૦-૧૨-૭૫
કોન્ટ્રાક્ટ : પોસ્ટ એન્ડ ટેલિગ્રામ ડિપાર્ટમેન્ટ સૂરત જિલ્લા.

**શ્રી. શારણેશ્વર શક્તિ સ્કેલ**
**રીપેરીંગ વર્ક્સ**

પ્રો. પી. જી. દીક્ષિત (વજનમાપ લાયસન્સદાર)
: દરેક જાતનાં કાંટાવજન વેચાતાં મળશે :
સૂરત, વલસાડ તથા ડાંગ જિલ્લાના પરવાનગી લાયસન્સદાર, તોલમાપના કાયદા મુજબ દરેક જાતના કાંટાવજનમાપ રિપેર કરી, છાપાવી સંતોષકારક કામ કરી આપનાર ગવર્નમેન્ટ લાયસન્સદાર
વરાછારોડ-અરોડા પ્રેસ્ટેજ કંમ્પાઉન્ડ,
સૂરત-૩૯૫૦૦૧.

KHARWARS

ઉત્કૃષ્ટ
ઈલેક્ટ્રીકલ
એકસેસરીઝ




ટ્રિપલસિક્સ
ઇલેક્ટ્રો એંજિનિયર્સ

લીમડા ચોક, ખરવર શેરી
સુરત (ભારત)

# તમારૂં જીવન સુખી બનાવવા
# ટૂંક સમયમાં ને થોડી મહેનતે

# લખપતિ બનવાનો
# ગોલ્ડન ચાન્સ

સમગ્ર ગુજરાતના સ્માર્ટ અને લોકસંપર્ક ધરાવતાં યુવક યુવતીઓ, શિક્ષકો, બેન્ક કર્મચારીઓ, સહકારી સંઘોના કાર્યકર્તાઓ હરકોઇ પોતાના ધંધા અને નોકરી સાથે દરરોજ એક-બે કલાક, ભારતવિખ્યાત અને સુપ્રતિષ્ઠ 'ધી પિયરલેસ જનરલ ફાઈનાન્સ એન્ડ ઇન્વેસ્ટમેન્ટ કંપની'ની વિમા બચત યોજનાનું

કામ કરી સ્થિર કાયમી કમાણી માટે

## 'પિયરલેસ'ના એજન્ટ બનીને

બચત યોજના સાથે મફત અકસ્માત ઇન્સ્યોરન્સનું કામ કરીને લખપતિ બનવા માટેની વિગતવાર માહિતી અને સાહિત્ય મેળવવા તથા એજન્ટ બનવા માટે નીચેના સરનામે લખો અથવા

મળો :-

**શ્રી રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા**

૩, આનંદનગર સોસાયટી,

સગરામપુરા, સૂરત – ૩૯૫૦૦૨.



ગુજરાત સાહિત્ય પરિષદ પ્રકાશન
અમદાવાદ ૩૮૦૦૦૯.

# કંડાવટી

જૂન
૧૯૮૨

"મનની શક્તિ પરમાણુથી ય અધિક છે."

ભારતમાં સર્વપ્રથમ

હિપ્નોટીઝમ વિશે વૈજ્ઞાનિક અને પ્રેકટીકલ જ્ઞાન આપતું

એક અજોડ મથક એટલે જ

# સ્કૂલ ઓફ હિપ્નોટીઝમ

( એક માસનો કોર્સ - ફી રૂા. ૧૦૦/- )

સમય : રાત્રે ૮ થી ૯

તથા

દક્ષિણ ગુજરાતમાં સર્વપ્રથમ

માનસિક રોગો જેવા, કે માથાનો દુખાવો, અનિદ્રા, કુટેવો વગેરેનો

ઉકેલ આપતું એક અજોડ મથક એટલે જ

# હિપ્નોટીક સેન્ટર

( મુલાકાત - ફી : ત્રણ રૂપિયા )

## પ્રોફેસર જરીવાલા

( દેસાઈશેરી, સગરામપુરા-સૂરત- ૨ )

મળવાનો સમય : બપોરે ૧૨ થી ૩, રાત્રે ૮ થી ૧૦

કંકાવટી

જૂન ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૪ : અંક ૨૭૮ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮; આજીવન સભ્યપદ રૂ. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨.

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત-૩૯૫ ૦૦૧

'કુરેકશન' / ડૉ. સુરેશ હ. જોષી

ફિલસૂફ વિટગેન્સ્ટાઇનની અસર અર્વાચીન જર્મન કથાસાહિત્ય પર પણ પડી છે. પિટર હાન્ડકે અને ટોમસ બર્નહાર્ડની નવલકથાઓ આ સંદર્ભમાં નોંધપાત્ર છે. હાન્ડકેનાં પ્રારમ્ભનાં નાટકોમાં પણ આ અસર દેખાઇ આવે છે. આ લેખકોની કૃતિઓને વિટગેન્સ્ટાઇનની વિચારણા અને સૂત્રોને ધ્યાનમાં રાખીને વાંચીએ તો વધારે આનન્દ આવે, વધારે પ્રકાશ પડે. વિટગેન્સ્ટાઇનને ભાષા પરત્વે એક પ્રકારનો અવિશ્વાસ હતો. ભાષાને એઓ એક ખતરનાક રમતને રૂપે જોતા હતા. બર્નહાર્ડની નવલકથામાં તો એનો સીધો પ્રભાવ જોઈ શકાય છે. બન્નેના સ્વભાવમાં ઘણું મળતાપણું છે, બર્નહાર્ડે વિટગેન્સ્ટાઇનમાંનું ઘણું બુદ્ધિપૂર્વક આત્મસાત કર્યું છે. આમ છતાં એની કૃતિ વિટગેન્સ્ટાઇનની ફિલસૂફી પરનું ભાષ્ય બની રહેતી નથી. એ ફિલસૂફીને સમાન્તર રહીને આ કૃતિઓ ગતિ કરે છે એ સાચું.

બર્નહાર્ડની 'કુરેકશન' (૧૯૭૪) નામની નવલકથા આ સંદર્ભમાં ચર્ચવા જેવી છે. બેકેટ જેમ પોતાના વાચકને માટે સુગમતા ઊભી કરી આપતો નથી, પણ જાણી કરીને એની આડે અન્તરાયો ઊભા કરે છે તેમ બર્નહાર્ડ પણ વાંચકો માટે સુબોધ સુપાઠ્ય નવલકથા રચતો નથી. પણ આ વલણ કશા અહંકારમાંથી કે કશી અવળચંડાઇમાંથી ઉદ્‌ભવતું નથી. પિરાન્દેલોએ લેખકના બે પ્રકાર પાડેલા : પહેલા પ્રકારના લેખકોને સર્જનમાં મુશ્કેલીઓ નથી નડતી એવું નથી, પણ એમને ભાષામાં વિશ્વાસ હોય છે, એઓ અનુભવને અભિવ્યક્ત કરવા જેવો અને અભિવ્યક્તિક્ષમ માનતા હોય છે. બીજા પ્રકારના લેખકો ભાષા પરત્વે ઉગ્ર અવિશ્વાસ રાખતા હોય છે. અનુભવની અને કલ્પનાની સૂક્ષ્મતાને ભાષા આંબી શકે કે કેમ એ વિશે એમને સંદેહ હોય છે. આવી સંદેહગ્રસ્ત, ખરી પડતી, ભાંગી પડતી ભાષા પાસેથી કામ શી રીતે લેવું એ એમને માટે એક મોટી સમસ્યા છે. આ સમસ્યા જ એમની કૃતિમાંનો

મુખ્ય નિરૂપ્યમાણ વિષય બની રહે છે. જર્મનીમાં સાહિત્યકારોની આખી એક પેઢીએ રૂંધામણ અનુભવી છે. એ ગાળામાં ભાષા જાણે થીજી ગઇ હતી. દરેક સાહિત્યમાં આવા તબક્કાઓ આવે છે. ત્યારે પુનરાવર્તનો થતાં રહે છે, ધીમે ધીમે ભાષા કૃતક બનતી જાય છે. બીજું દબાણ ભાષાની બહારથી આવે છે, સમકાલીન પરિસ્થિતિમાંથી આવે છે. સાંસ્કૃતિક મૂલ્યો આખી એક પેઢી સુધી લુપ્ત થઇ જાય છે. ઘટના અને એને અભિવ્યક્તિ કરવાની ક્ષમતા–આ બે વચ્ચે વિષમતા ઊભી થાય છે. આ બધાંનો સંવેદનશીલ સર્જકે મુકાબલો કરવાનો રહેશે. તેમાં વળી શાસકો ભાષા સાથે મન ફાવે તેવાં ચેડાં કરતા હોય, ભાષા એમની દાદાગીરીનો ભોગ બનતી હોય ત્યારે પરિસ્થિતિ વધુ વિકટ બની રહે છે. ભાષા સાથેની આવી મથામણ સતત ચાલ્યા કરતી હોવાને કારણે આવા લેખકોની કૃતિ સુખપાઠ્ય બની રહેતી નથી.

'કરેક્શન'નું કેન્દ્રવર્તી પાત્ર રોઇથામેર નામનો વિજ્ઞાની છે. વાર્તા શરૂ થાય છે તે પહેલાં જ એણે આત્મહત્યા કરી છે. એને મળેલો વારસો એણે બીજાઓને તરત જ વહેંચી આપ્યો છે. એનું આખું જીવન અન્વેષણ અને પૃથક્કરણમાં ગયું છે. દરેક ક્ષણે પોતે જે વિચારે છે તેનું પણ એ પૃથક્કરણ કરતો રહે છે. આ કૃતિને બે ભાગમાં વહેંચી નાંખી છે. એમાં પ્રકરણો કે પરિચ્છેદો નથી. પહેલા ભાગમાં વાર્તા કહેનાર રોઇથામેરનો મિત્ર છે. એ એના મૃત્યુ પછી મળી આવેલી લિખિત સામગ્રીનો અભ્યાસ કરે છે. એમાંથી રોઇથામેરના મનનો તથા વ્યક્તિત્વનો વિકાસ આલેખાતો આવે છે. એમાંથી એક પણ પંક્તિ દૂર કરી શકાય એમ નથી. આ વાંચતાં વાંચતાં પોતે એમાં ગરકાવ થઇ જઇને પોતાને જ લુપ્ત કરી નાંખશે કે શું એવો એને ભય છે. પહેલા ભાગમાં વાર્તા કહેનાર રોઇથામેરનાં સંસ્મરણો અને એના સંજોગો વિશે રહે છે, એમાં એ રોઇથામેરની નોંધો અને રોજનીશીનો ઉપયોગ કરે છે. બીજા ભાગમાં શરૂઆત તો એ રીતે જ થાય છે, પણ ધીમે ધીમે વાર્તા કહેનારનો

અવાજ ક્ષીણ થઇને રોઇથામેરના અવાજમાં ભળતો જાય છે. આ પરિવર્તન એકદમ નજરે ચઢતું નથી. "આપણા ચિત્તની સપાટી પર તરતા વિચારો સિવાય આપણે બીજું કશું નથી. આની આપણને પ્રત્યક્ષ પ્રતીતિ થવી જોઇએ. જો એ ન થાય તો આપણે મૃતવત્ છીએ" એવું રોઇથામેર કહે છે. આમ અવાજ ધીમે ધીમે બદલાતો રહે છે.

આ યુક્તિથી વાર્તા કહેનાર આપણને ધીમે ધીમે રોઇથામેરના ચિત્તના નેપથ્યમાં ઊંડે ને ઊંડે લઇ જાય છે, પણ વાર્તા કહેનાર વાર્તાનું એક પાત્ર છે તે ભૂલવાનું નથી. એમાં કથામાં થતી ક્રિયાનો–માનસિક ક્રિયાનો આલેખ આપણને મળે છે. એક અનુભવને જુદા જુદા ત્રણ અવાજો (અર્નહાર્ડનો, રોઇથામેરનો અને વાર્તા કહેનારનો) એકત્રિત થઇને આલેખે છે. અન્તમાં વાર્તા કહેનાર અને આપણે રોઇથામેરના ચિત્તના નેપથ્યમાં પૂરેપૂરા પ્રવેશી ચૂક્યા હોઇએ છીએ. એનાં મનનાં વળગણો તે આપણાં વળગણો બની રહે એટલે સુધી એની વેદના આપણે અનુભવીએ છીએ, એની સંવિત્તિ આપણી સંવિત્તિ બની રહે છે, અને આપણને પણ એની સાથે નષ્ટ થઇ ચૂક્યાનો અનુભવ થાય છે. આમ આ નવલકથાનું ચૈતસિક અને અનુભૂતિમુલક વસ્તુ અનેક અટપટા સંબંધોથી સંકળાયેલી ઘટનાઓથી ગૂંથાતું આવે છે, એમાં ઘણાં કથાબીજ વિકસતાં આવે છે. એનો સારસંક્ષેપ આપવો તે અશક્ય છે. વળી આ બધું લેખકના ગદ્યના વિશિષ્ટ લય સાથે સંકળાયેલું છે. એ પરમ્પરાગત નવલકથા જેનું ઉદ્ઘાટન કરી આપે છે તે ચૈતસિક વાસ્તવિકતાથી સાવ નોખું છે. આ કૃતિમાં ઊંડે ને ઊંડે ઊતરતા જઇને પોતાને લુપ્ત થતા જોવાનો ભય માણવાની પણ મજા આવે છે.

રોઇથામેરને પોતાના વતન પ્રત્યે અણગમો છે, પોતે જ્યાં છે, તે ઘર અને ગામ પ્રત્યે અણગમો છે, પોતાના કુટુમ્બ પ્રત્યે–અને ખાસ તો એની મા પ્રત્યે–અણગમો છે. એ પોતાની બહેન માટે શંકુ આકારનું જેને સમ્પૂર્ણ કહી શકાય એવું ઘર બાંધે છે. એને માત્ર એની બહેન

પ્રત્યે સદ્‌ભાવ છે. સમાજમાં ચાલી રહેલી કહેવાતી બૌદ્ધિક પ્રવૃત્તિ પર પણ એને તિરસ્કાર છે. એની પ્રખર અને ચંચળ બુદ્ધિ એને જંપીને રહેવા દેતી નથી. એના દેશ ઑસ્ટ્રિયામાં વિકૃતિ તો એક કાયમી પરિસ્થિતિ બની રહી છે. રાજ્ય કુટણખાના જેવું છે. એમાં બુદ્ધિનો ને સાંસ્કૃતિક પરંપરાનો ઉથલો ચાલ્યા કરે છે. એમાં દરેક વ્યક્તિ આપઘાત કરવાનું વલણ ધરાવે છે; દરેક વ્યક્તિ ગુંગળામણ અનુભવે છે, કારણ કે એ પોતાની પરિસ્થિતિ બદલી શકે એમ નથી. જન્મથી જ અન્તરાયોથી ઘેરાઈ ગયાનો સૌને અનુભવ થાય છે. એ કહે છે, 'આલ્ટેનસામમાં હૃદય સદા અન્ધકારમાં અટવાતું ફરે છે; એણે હમેશાં મને ખતમ કરવાનો જ પ્રયત્ન કર્યો છે. હું, કશા રક્ષણ વિનાનો, કેવળ એની દયા પર, જીવી રહ્યો છું.'

આવું કથાનાયક શા માટે અનુભવી રહ્યો છે તે વાચકને ધીમે ધીમે સમજાતું જાય છે. એ કોઈ એક વ્યક્તિના માંદલા મનની વાત નથી. અહીં એક પ્રકારનું ગંભીર ચિંતન છે: એમાં પ્રક્ષોભ પણ, ઉત્તમ માત્રામાં છે. એનો વિષય આ છે : જે સૃષ્ટિ આપણે રચી નથી તેમાં આપણને ઘુસાડવામાં આવ્યા છે અને એને પરિણામે આપણે જે છીએ અને આપણને જે બનાવવામાં આવ્યા છે તેમાં મોટો ભેદ પડી જાય છે. આ વિષમતામાંથી બહાર નીકળવા આપણે મથ્યા કરીએ છીએ, પણ એને માટે સાધનરૂપ આપણી પાસે જે સાધનો છે, તે ખૂબ અપૂરતાં છે. રોઈથામેર કહે છે, 'આલ્સ્ટેનસામમાં અમારે આકરા નિયમોને વશવર્તીને જીવવું પડતું. એ નિયમો તો ખૂબ વખત પહેલાં બીજા જ લોકો માટે બનાવવામાં આવ્યા હતા. એઓ અનેક પેઢીથી આલ્ટેનસામમાં જ રહેતા આવ્યા નહોતા. પણ અમારે માટે અમને અનુકૂળ આવે એવા નિયમો ઘડવાની તો અમને તક જ મળી નહીં, નવા ઘડેલા નિયમો પ્રમાણે જીવવાની તક જ મળી નહીં. આથી અમારે માટે નહીં ઘડાયેલા એવા અને જૂના થઈ ગયેલા નિયમોને વશવર્તીને જ અમારે જીવવું પડતું.'

હું તો આ ખૂબ પહેલેથી જ સમજી ચૂક્યો હતો. આથી મારા જીવન પર હમેશાં ભય તોળાઈ રહ્યો હતો. હું એ જૂના પુરાણા નિયમોને અનુસરીને જીવવા માગતો નહોતો, જોરજુલમથી એ નિયમો પાળવા પડે તો ભલે! મારાં ભાઈબહેનો તો એ નિયમો આસાનીથી પાળતાં હતાં.'

રોઇથામેરની પ્રખર બુદ્ધિ એને માટે શાપ પણ છે ને વરદાન પણ છે, એ વિચારના છેક છેડા સુધી પહોંચી જાય છે, અને આ આખી પ્રક્રિયા એને માટે યાતનાભરી બની રહે છે. એની બહેનનું શંકુ આકારનું ઘર એણે એક દુર્ગમ સ્થાને બાંધ્યું હતું. એ ઘરનો ક્યાંય જોટો મળે તેમ નથી. પોતાની બહેનનાં સ્વભાવ અને રુચિ અનુસાર એણે એ ઘર બાંધ્યું હતું: પણ એની બુદ્ધિ એને આડે રસ્તે દોરી ગઈ. 'મારો વિચાર તો બહેનને સુખી કરવાનો હતો. પણ જો તે આમાંનું કશું સમજતી જ નહીં હોય તો!' ખરેખર, એ કશું જ, સમજી જ શકતી નહોતી. ઘર બંધાય છે અને એની બહેન મરી જાય છે. પોતે જે છે અને પોતાના ભાઈને મન એનો જે ખ્યાલ છે એ બે વચ્ચે અંતર છે તે જ એના મૃત્યુનું કારણ બની રહે છે. બહેનની વાસ્તવિકતાને વિચાર વડે ઊભી કરવી અને, એને નક્કર રૂપે મૂર્ત કરવી—આ બે વચ્ચે હમેશાં મોટું અંતર રહેવાનું જ. આપણે બીજા વિશે હંમેશા ખોટા જ પડીએ છીએ; લગભગ બધી જ વસ્તુ વિશે આપણે ખોટા પડીએ છીએ. આપણે જે ભાષા આ બધું પ્રગટ કરવાને યોજીએ છીએ, અથવા યોજવાની આપણને ફરજ પડે છે, તે જ આ ભૂલભરી સમજ સદા ઊભી કર્યા કરે છે.

બહેનના મૃત્યુથી રોઇથામેરની એકલતા એની આગળ ખુલ્લી પડી જાય છે. એ ન સહી શકવાથી આખરે એ આત્મહત્યા કરે છે. એ પ્રસંગ સુધી પહોંચતી રોજનીશીમાં એ પોતાના વલણને ફરીથી તપાસી જુએ છે, અને એને વિશે એક અદ્‌ભુત બોધ એને થાય છે. એ પોતાની હસ્તપ્રતને સુધારે છે, ફરી ફરી સુધારે છે. આખર એને પહેલાં જે

કહેવું હતું તેનાથી સાવ ઊલટી જ વાત એ કરે છે. નવલકથાના અંતમાં રોધ્થાઇમેર બધું સમેટી લેતાં લખેછે, 'મેં જે કંઇ લખ્યું છે તેનાથી હું પોતે જ ચોંકી ઊઠ્યો છું. એ એનાથી, સાવ જુદું જ હોત તો ? પણ હવે મેં જે લખ્યું છે તે સુધારવાનો નથી. એ સુધારવાનું મુહૂર્ત આવશે ત્યારે જ બધું સુધારીશ. આપણે હમેશાં આપણને સુધાર્યા કરતા હોઇએ છીએ, કારણ કે દરેક ક્ષણે આપણને થતું હોય છે કે આપણે જે કર્યું છે તે બધું ખોટું છે (જે કાંઇ લખ્યું, વિચાર્યું, કર્યું તે બધું ખોટું); સમયની આ ક્ષણ સુધીનું બધું જૂઠું ઠર્યું છે. આથી આપણે એને સુધારવા મથીએ છીએ, ફરીથી એ સુધારીને સુધારીએ છીએ, પણ જે આખરી સુધારો કરવાનો છે તેને તો આપણે ટાળ્યા કરીએ છીએ. બધું જ, આપણે જે રીતે વર્ણવીએ છીએ તેનાથી, સાવ જુદું જ હોય છે. જે ખરેખર છે તે એના વર્ણનથી સાવ જુદું જ હોય છે.'

છેલ્લો સુધારો તે મૃત્યુ. નોંધપોથી રોધ્થામેરના મરણના એક-બે દિવસ પહેલાં અટકી જાય છે. એ ખુલ્લી જગ્યાએ એના પ્રાણ મોકળા બની જાય છે. અન્ત એ પ્રક્રિયા નથી, એ મોકળાશ છે. અન્તે, છેલ્લા સુધારા વખતે, એ રિક્ત બની જાય છે. પછી રહે છે કેવળ શૂન્ય. બર્નહાર્ડે કહ્યું છે કે જે અસહ્ય છે તેને સહેતા શીખવે એવી કળાની આપણને જરૂર છે. એની આ કૃતિ એ દિશામાં આપણને ડગલું ભરાવે છે, □

## સોનેરી માછલીઓ (કિશોર જાદવ) / શિરીષ પંચાલ

કિશોર જાદવની આ પ્રકારની વાર્તાઓ સામે દુર્બોધતાની, અસંક્રમણશીલતાની સારી એવી ફરિયાદો કરવામાં આવી છે. ગુજરાતી વાર્તામાંથી કથનાત્મકતાના અંશોને ગાળી નાખીને લખાયેલી આવી વાર્તા સામાન્ય રીતે દુર્બોધ લાગે એ સ્વાભાવિક છે. એક બાજુએ વધુ ને વધુ સંકુલ બનતું જતું આપણું વાસ્તવજગત અને બીજી બાજુએ એ સંકુલતાને જિરવવી અઘરી બનતાં એનાથી દૂર ભાગ્યે જવાનું સામાન્ય માનવીનું વલણ—આ વ્યસ્તતાએ લોકપ્રિય, સુબોધ કથાસાહિત્યને ફાલવા માટે પૂરેપૂરો અવકાશ આપ્યો. પણ સંવેદનશીલ સર્જક પોતાના યુગની સંકુલતાને મૂર્ત કરવા માટે ધારે તો એવી સંકુલ શૈલીનો આશ્રય લઈ શકે, ધારે તો સુબોધ શૈલીનો પણ આશ્રય લઈ શકે, પણ એવી સુબોધ શૈલી ખરેખર તો છેતરામણી હોય છે. કિશોર જાદવ સંકુલ શૈલીનો આધાર લઇને જ વાર્તા લખવાનું પસંદ કરે છે,

'સોનેરી માછલીઓ'ના કેન્દ્રમાં વ્યક્તિત્વના હ્રાસની સમસ્યા છે. એની સાથે જ આપણા યુગના માનવીની નિયતિમાં લખાયેલા એકલવાયાપણા, હતાશાની વાતને સાંકળી લેવામાં આવ્યા છે. આ વિષયવસ્તુ, આ સમસ્યાઓ કૃતક નથી, ઉછીની નથી એની પ્રતીતિ આપણને શૈલી દ્વારા થાય છે, એટલું જ નહીં, એ વિષયવસ્તુ બીજી વાર્તાઓમાં એક યા બીજી રીતે જોવા મળતા હોવાને કારણે એની અકૃતકતા આપણને વરતાયા વિના રહેતી નથી. આ વાર્તામાં ઘટના જેવું તો કશું ખાસ નથી. વિનાયક નામનો યુવાન રસ્તાની ભીડ વચ્ચેથી પસાર થાય છે, હોટલમાં બેસે છે ત્યાંથી એ મકાનમાલિકને મળવા જાય છે. મકાનમાલિકના નોકરો તેની સાથે ખરાબ રીતે વર્તે છે, પછી એકાએક તેને વ્હીલચેરમાં બેસાડીને લઇ જાય છે. ધીમે ધીમે તેની ચેતના ક્ષીણ થતી જાય છે અને એને ફંગોળી દેવામાં આવે છે. કોઇ સ્ત્રીના હાથમાં ઝિલાય છે ખરો

પણ શુષ્ક હાસ્ય સિવાય તેને કશું પ્રાપ્ત થતું નથી. વાર્તા ત્યાં પૂરી થાય છે.

દેખીતું છે કે આ વાર્તાને તેના અભિધાના સ્તરે ગ્રહી ન શકાય. એટલે આ વાર્તામાં પ્રતીકાત્મક સ્તરનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ પ્રતીક યોજનાને સમજવાથી વાર્તાનો મર્મ ગ્રહી શકાય.

વાર્તાને ત્રણ વિભાગોમાં વહેંચવામાં આવી છે. પહેલા વિભાગમાં વિનાયકની આસપાસ તેના વાસ્તવજગતને આલેખવામાં આવ્યું છે. વાર્તાના બીજા વિભાગમાં જે અસંગતિપૂર્ણ જગત આલેખાય છે તેના પ્રગતિકરણ માટે આ વાસ્તવજગતનું આલેખન અનિવાર્ય બની રહે છે. એ રીતે જોઇશું તો પ્રતીકાત્મકતાને પાંગરવા માટેની ભૂમિકા પ્રથમ વિભાગની વાસ્તવિકતા પૂરી પાડે છે. કદાચ આટલા જ માટે કહેવાયું હશે કે ઉત્તમ સાહિત્ય વાસ્તવિકતા અને પ્રતીકાત્મકતાના સમન્વયમાંથી રચાતું હોય છે. નાયકને પ્રથમ દૃશ્યમાં જ ટોળાની પડછે આલેખવામાં આવ્યો છે, અને એ રીતે તેના એકલવાયાપણાને પુટ અપાય છે. તેને અને આસપાસના વાતાવરણને કશો સમ્બન્ધ રહ્યો નથી. પરિચિત વ્યક્તિ સાથે પણ અસમ્બદ્ધ વાર્તાલાપ જ કરે છે. એ રીતે સંક્રમણનો પૂરેપૂરો અભાવ આલેખવામાં આવ્યો છે. એ રસ્તે ચાલતાં ચાલતાં જે કાર્ય કરે છે તે પણ–ચપટી વગાડવાનું–અર્થહીન છે. શહેરની વચ્ચોવચ્ચ, અવરજવરવાળા વિસ્તારમાં આવેલી હોટલમાં કોઇ નથી. પણ આ હોટલ ધીમે ધીમે અપાર્થિવ વાતાવરણનો અંશ હોય એવી રીતે આલેખાઇ છે. એટલે જ આપણને કહેવામાં આવે છે, 'વર્ષોથી ઘસાતી આવતી કાળી પડી ગયેલી ખાલી ખુરશીઓના લીધે એના અડોઅડ પાયાઓ વચ્ચે કોઇક જાણે ગોંધાઇને ત્યાં નીચે અટવાયા કરતું હોય એમ લાગે છે.' એ રીતે આપણો પ્રવેશ અસંગતિપૂર્ણ જગતમાં થવા માંડે છે. આગળ ભીડ, ઘોંઘાટમાં એકાન્ત હતું, સંક્રમણનો અભાવ હતો, અહીં પણ એકાન્ત છે, હોટલના માલિક–નોકર સાથે 'બોલવાનો

પણ સંબંધ નથી,' વર્ષોથી ત્યાં જતો આવતો હોવા છતાં એ હોટલમાં જાય ત્યારે 'નિત્યપ્રમાણે' હોટલનો માલિક ચાનો કપ મૂકીને જતો રહે છે. એટલે અહીં પણ કાર્યનું યાન્ત્રિક પુનરાવર્તન થયા કરે છે. ભાષાની સંકેત વ્યવસ્થાનો ઉપયોગ કરવામાં આવતો નથી, ભાગ્યે જ કશાની સાથે સંવાદ યોજાય છે. જેવી રીતે હોટલની બહાર કશું નથી, હોટલની અંદર કશું નથી,- તેવી રીતે હોટલમાં બેસીને 'બહાર' જોતાં પણ કશું દેખાતું નથી. 'એ વેળા, હોટલબહાર, રસ્તા પરની એકેએક વિગતને ઝીણામાં ઝીણી હિલચાલને નોંધતો હોય તેમ અનિમેષ નજરે મીટ માંડી રહે છે, પણ એ કશું જ જોતો નથી.' બીજા શબ્દોમાં બહાર જે દેખાય છે તે ન હોવા બરાબર છે. આ એકવિધ યાન્ત્રિક સ્થિતિમાં એક વિગત સાવ જુદી પડી જાય છે, 'તે હોટલમાંથી બહાર નીકળે છે, સામેના મકાનની બારીના પડદા પાછળ આંખો દેખાય છે.' ત્યારે પરદાની ઓથમાંથી ચમકતી બે આંખો એના પ્રતિ આતુર બનીને ટગટગ્યા કરતી હોય છે, એ ખુશ થાય છે. એ સાથે એને થાક વરતાય છે... પણ આ આંખો એને બીજા કોઇ ભાવજગતમાં લઇ જતી નથી. તરત જ એને થાક વરતાય છે. એટલે પેલા રોમેન્ટિક જગતમાં ક્ષણેક વિહાર કરીને એ ફરી પાછો આવી જાય છે. અહીં વાર્તાનો પહેલો વિભાગ પૂરો થાય છે. આ વિભાગને વાર્તાની પૂર્વભૂમિકા તરીકે પણ ઓળખાવી શકાય. એ પૂર્વભૂમિકાને બહેલાવવામાં આવી નથી; એ રીતે વાર્તાની સામગ્રીનું નિયન્ત્રણ કરનાર સર્જકચેતનાની ઉપસ્થિતિ આપણે નોંધી શકીએ છીએ.

વાર્તાના બીજા ખંડમાં પેલી અસંગતિનું તત્ત્વ વિકસે છે, અત્યાર સુધી જોવા મળેલી ભાષાનું પોત બદલાય છે, વાક્યરચનામાં પણ સંકુલતાનું તથ્ય પ્રવેશે છે. તે કશીક વિનંતી કરવા માગે છે, પણ કોને તેની ખબર એને નથી. એને વિસ્મૃતિ થયેલી છે. અહીં એમ સંગતિના મૂળમાં રહેલી પરિસ્થિતિઓ આપણી આગળ સૂક્ષ્મ સ્તરે આલેખાય છે. 'મોડે પાછા ફરતાં, દિવસપર્યંતની સઘળી પ્રવૃત્તિઓના ધીમે ધીમે

ઘેરાઈ આવતા વજન તળે આગળ ધકેલાતો દાદરાના પહેલા પગથિયે ઠેસવાઇને, કઠેરો પકડી લેતાં... ઘરમાં દાખલ થતાં, ચારે બાજુની ત્યાંની અવડ હવા એને ઘેરી લેતી હોય ત્યારે... કલાકો સુધી ખૂણામાં બેસીને પોતાના હૃદયના ધૂંધળા ધબકારને સાંભળ્યા કરવામાં...રાત્રે આજુબાજુની નિઃશબ્દતાને જાણે ફંફોસતો અગાસીમાં સતત આંટા માર્યા કરતો હોય એ વેળાએ... પોતે ઘણું ઘણું ભૂલી જતો 'હતો.' કાર્ય અને કર્તા વચ્ચેની ખોવાઇ ગયેલી કડીને કારણે પ્રવૃત્તિઓનું વજન વરતાવા માંડે છે, ઘર ઘર મટી ગયું છે પણ નિર્જન વિસ્તારમાં ફેરવાઈ ગયું, અને હવે નવરાશની પળોમાં હૃદયના ધબકારને સાંભળતા બેસી રહેવા સિવાય બીજી કોઇ પ્રવૃત્તિ કરવાની રહી નથી–આ બધાને કારણે પેલી વિરતિ પ્રગટી ઊઠી છે. એ કોઇક મકાન આગળ આવીને ઊભો રહી જાય છે. આ મકાન નથી પણ અદૃષ્ટ રહીને શાસન કરતી સત્તાનું કેન્દ્ર છે, તે અપાર્થિવ હોવાનો સંકેત આપણને નોકરના વર્ણન દ્વારા મળી રહે છે.

તે પોતાનો પરિચય આપીને મકાનમાલિકને મળવા માટે ઘરમાં પ્રવેશ કરવા જાય છે. પણ ચળકતા તારની ફૂલ–ભરતવાળી ટોપી પહેરેલો નોકર તેને ખેંચી કાઢે છે. આમ તે સત્તાની સીમામાં લાચાર, પંગુ બનીને પ્રવેશ કરવા જાય છે. નોકર પાસેથી મળતો ઉત્તર 'કશો ફર્ક છે. પડવાનો નથી.' સૂચક છે. નાયક જે જગતમાં મુકાયો છે તે જગતની પરિસ્થિતિમાં ગમે તે રીતે પણ ફેરફાર થઇ શકવાનો નથી, એ વાત સૂચવાઇ જાય છે.

હવે એક બીજી વ્યક્તિ ઉમેરાય છે. એ કોણ છે તે આપણને જણાવવામાં આવ્યું નથી. એ મકાનમાલિક હોઇ શકે, કોઇ અદૃષ્ટ રહીને ચાલતી સત્તા પણ હોઇ શકે. એનો હુકમ સાંભળીને વિનાયકને મકાનમાં દાખલ કરવામાં આવે છે. આ મકાનમાં પેસતાં જ વાતાવરણ બદલાઇ જાય છે. વાર્તાના આરમ્ભમાં જોવા મળતા વાસ્તવજગત અને અહીંના અપ્રાકૃતિક જગત વચ્ચેનો વિરોધ ઘેરો બને છે. આ વિરોધની

સમાન્તરે લેખકે બીજા વિરોધોની ધારને પણ ઉપસાવી આપી છે. આ અપ્રાકૃતિક જગતને સૂચવવા બીજા નોકરના ચહેરાને 'ધુમ્મસના ગોટા' સાથે સરખાવવામાં આવ્યો છે. હવે એકએક વિનાયકને માટે 'વ્હીલ-ચેર આવે છે. સામાન્ય કારણ તો એ છે કે તેને પગે મોચ આવી છે, પણ સાચું કારણ તો એ છે કે આ રહસ્યમય મકાનમાં તેની શક્તિઓ છિનવાઈ જાય છે. વળી, આ મકાન સામાન્ય મકાન નથી એનું સૂચન બીજી એક વિગતથી કરવામાં આવ્યું છે–'આજુબાજુની લાકડાની મોટી દીવાલો વચ્ચે થઇને, સામેના અન્ધકારની વળેલી લીલ પર મૂગામૂગા આગળ વધી રહ્યા હતા.'

આની સાથે સાથે એક બીજો વિરોધ ઉપસાવવામાં આવ્યો છે. અત્યાર સુધી આક્રમક એવા નોકરો 'ગળગળા' બનતા જાય છે; ક્યારેક વિનાયકના ઉત્તરમાં 'એકી શ્વાસે' બોલી નાંખે છે, તો ક્યારેક એ હાંફળા-હાંફળા થઇ જાય છે. મકાનના વચલા ભાગમાં પ્રકાશની છત પર માણસોના પડછાયા અટવાયા કરે છે. એ પડછાયાઓની હરફર અટકતી જ નથી. જો કે એક નોકર મનોમન બબડે છે, 'શી અવદશા થઇ છે.' જો કે આ બબડાટ બિનજરૂરી બની રહે છે. કારણ કે વિનાયકની અવ-દશાના તો આપણે સાક્ષી બન્યા છીએ.

હવે ટિપોય પરની કાચની પેટીમાં 'સોનેરી રંગની બે નાજુક માછલીઓ, વાંકીચૂંકી પાતળી ધ્રુજારીઓ ફેલાવતી, આછેરા સેલારા મારતી તરવરી રહી હતી. વાર્તાના કેન્દ્રસ્થાને રહેલું આ કલ્પન રોમેન્ટિક સૃષ્ટિ પ્રગટાવી આપે, પણ એ માછલીઓ વાર્તામાં અગાઉ આવી ગયેલી આંખો સાથે અનુસન્ધાન ધરાવે છે. એ રીતે તે આકસ્મિક સ્થાન પામતી નથી, જેવી રીતે પેલી બે આંખો જોઇને ઘડીભર તે ખુશ થયો હતો અને તરત જ થાક લાગ્યો હતો એવી રીતે આ માછલીઓ જોઇને 'ઘડીભર ત્યાં એ મુગ્ધ ટીકી રહ્યો. પણ ધીમે ધીમે એને લાગ્યું કે, 'બહાર હવામાં તરફડ્યા કરતી હોય એમ પેલી માછલીઓ

ત્યારે પાણીમાં તરી રહી હતી.' આમ કરી એક વખત વિનાયકને માટે હવે વહેલાંનું રોમેન્ટિક જગત નથી રહ્યું. અહીં મુગ્ધતાની સાથે સાથે જ તરફડાટ, વેદના, હતાશા ગુંથાયેલાં છે.

એક રીતે જોઇએ તો વિનાયકને સત્તા પ્રાપ્ત થઈ પણ તેની આ સત્તાનો કશો અર્થ નથી એ પણ સૂચવાય છે, કારણ કે તેની સત્તા એક અપંગ માનવીની સત્તા છે.

વાર્તાના અન્તિમ નબક્કામાં વિનાયકની ચેતના, વ્યક્તિતા ધીમે ધીમે હ્રસ્વ થવા માંડે છે. એને જાણે પક્ષાઘાત થયો હોય એમ લાગે છે. અને એવે વખતે–જ્યારે તેની ચેતના ખલાસ થઇ ગઈ છે ત્યા તેને પેલી વિનંતી યાદ આવે છે–'એને કશીક વિનંતી કરવાની હતી. કાળ-પર્યંત એના હાડેહાડને ગાળી નાખતી, કશીક અજ્ઞાત ગમગીનીની વાત કરવી હતી.' અહીં વિનાયકની સમસ્યા કોઈ સામાન્ય સમસ્યા બની રહેવાને બદલે સર્વસામાન્યતામાં ફેરવાઇ જતી આપણે જોઇએ છીએ. અને આ ચેતના લુપ્ત થતાં કોઇક અદૃશ્ય સ્થાનેથી અવાજ આવે છે–'એ કશા કામનો નથી, એને ફગાવી દો' આમ વ્યક્તિના વિલય સુધીની ભૂમિકા પર આવી ગયા. એને ફંગોળી દેવામાં આવે છે. હવે અહીં આગળ ભાષાની ગતિ બદલાઇ જાય છે. 'જાણે ઉત્તુંગ શિખર પરથી, ક્યાંનો ક્યાં અનંત અવકાશના મહાસાગરમાં એ ફેંકાયો. એમાં એ માત્ર ઝીણું ટપકું બનતો જતો, ક્યાંક ઊંડે ને ઊંડે વીંઝાતો ગયો ને એમ એ શૂન્યતાના ગર્ભમાં કશોક આકાર પામતો જતો, કંકણો રણકતા બે જોડાયેલા હાથમાં એ ઝીલાયો. ખોળાની હૂંફમાં લપેટાયો.'–આમ આ માનવીનો જાણે પુનર્જન્મ થયો. પણ આ પુનર્જન્મનો કશો અર્થ રહ્યો નહીં. કારણ કે અહીં પણ પેલી આંખો પુનરાવર્તિત થાય છે. સ્તનપાન કરતાં કરતાં એ ચહેરા સામે જુએ છે: 'એ આંખો–પેલી સોનેરી રંગની બે માછલીઓની જેમ તરવરી રહી હતી.' આમ વાર્તાના પેલા ખંડની આંખો સાથે આ આંખો એક સૂત્રમાં પરોવાઇ

જાય છે. પણ હવે આ જીવનનો કશો અર્થ નથી 'પેલી દુર્ગંધહીણી ડીંટડીને ખાલી એ ચૂસ્યે ગયો. ને આખરે એ હસ્યો—નર્યું શુષ્કહાસ્ય.' આમ વાર્તાના આરમ્ભથી શરૂ થયેલી હતાશાની વાત જન્મપુનર્જન્મ પછી પણ જાણે પોતાનું સાતત્ય ટકાવી રાખે છે.

કિશોર જાદવની આ વાર્તાનો સમ્બન્ધ એમની બીજી વાર્તાઓ સાથે પણ છે—એ વાર્તાઓના સન્દર્ભે આ વાર્તાને તપાસીએ તો આ વાર્તા વિશે અને અન્ય વાર્તાઓ વિશે વધુ મર્મ લાધી શકે.

તા. ૨૭–૫–૮૨ 

## ભૂપેશની ચિરવિદાય  વિજય શાસ્ત્રી

ગયા મહિને [મે/'૮૨] શ્રી ભૂપેશ અધ્વર્યુનું ગણદેવી ખાતે, અકસ્માત ડૂબી જવાથી અવસાન થયું. એ ઘટના એમ તો જેમને પરિચય હશે તેમને સૌને માટે ખૂબ ખિન્નકર છે. છેલ્લા એક દાયકાથી તેઓ સાહિત્ય અને છેલ્લાં વર્ષોમાં ફિલ્મ અને નાટ્યકલાના ક્ષેત્રે સક્રિય હતા. તેમની લેખન અને જીવનરીતિ આગવી હતી. મને આઇ. એન. ટી.ના જયંત પારેખ રૂપાન્તરિત 'હૈયા રે હૈયા બિછુઆ'ના પ્રયોગવેળાએ સૂરતમાં મળેલા અને ત્યારે જ એ નાટક વિશે માત્ર બેત્રણ વાક્યોમાં તેમણે અભિપ્રાય આપેલો તે બહુ માર્મિક અને સૂચક હતો. તેમના પ્રિય ગુરુ સ્વ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના અવસાન પછી તેમના પત્રો ઠેકઠેકાણેથી મેળવવા માટે તેઓ ચીવટભર્યા પ્રયત્નો કરતા હતા ને આવું બન્યું એ એક વક્રતા છે તો બીજી વક્રતા હાલમાં જેમની જન્મશતાબ્દી ઊજવાઇ રહી છે એવા શ્રી રણજિતરામ મહેતાનું પણ નહાવા જતાં ડૂબી જવાથી જ અવસાન થયું હતું એ પણ છે. 'ક્ષિતિજ', 'ઊહાપોહ' અને 'એતદ્' માં તેમ જ અન્ય પ્રતિષ્ઠિત સામયિકોમાં તેમનાં સર્જનાત્મક તેમ જ વિવેચનાત્મક લખાણો પ્રગટ થતાં. એમને કશુંક કહેવાનું હોય ત્યારે જ કશુંક લખતા એમ એમનાં જે કંઇ લખાણો વાંચ્યાં છે એ પરથી મને પ્રતીતિ થઈ છે. આવો એક શક્તિશાળી, સૂઝવાળો, આગવી વિચારધારા અને ખાસ તો જગત સાથેના સ્વ.ના સંબંધો પરત્વે આગવો અભિગમ દાખવનારો અને અત્યંત સંવેદનશીલ એવો સમકાલીન માણસ, આમ સાવ આકસ્મિક રીતે વિદાય લઈ લે એ ઘટના હંમેશને માટે જીવ બાળે એવી છે. અનાયાસ જ, પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ થઇ જાય છે એ આત્માને માટે.

૨૭ મે, '૮૨

## અને છતાં-/ ભારતી દલાલ

રાતે પથારીમાં જઇને પડી ત્યારે એમ લાગ્યું કે જાણે એક આખા ભાંગી ગયેલા જગતનો ભાર મારા શ્વાસને રૂંધી રહ્યો છે. આખા દિવસ-ની દોડાદોડથી હું થાકી ગઇ હતી. એ બધા વખત દરમ્યાન ભવિષ્યમાં આવી પડનારી એકલતાની ક્ષણ મને ઊંડે ઊંડેથી વિક્ષુબ્ધ કર્યા કરતી હતી. છતાં મેં ભારે ચીવટથી બધી ચોપડીઓ ધૂળ ખંખેરીને ગોઠવી, વર્ષો સુધી એકઠા થયેલા પત્રો વ્યવસ્થિત કર્યા. વચ્ચે એકાદ પત્રમાંની બે ચાર લીટી નજરે પડતાં આખો પત્ર વાંચવાનો લોભ પણ થયો, પણ મારા મનને જ જાણે મેં બાજુએ હડસેલી દીધું હતું. થોડી ધૂળ શ્વાસમાં ગઇ, થોડી ધૂળ આંખમાં. આથી આંખમાં પાણી નીકળવા લાગ્યું એથી રખેને કોઇ એમ માને કે આંખમાં આંસુ આવી ગયાં છે એ બીકે મેં ઝટઝટ આંખો લૂછી નાખી. મારી લાગણીઓ કયારે વિફરી ઊઠશે તેની બીકથી મારું હૃદય ફફડતું હતું. અને છતાં હું ભારે ચોકસાઇથી, ઝીણામાં ઝીણી વીગતો પર ધ્યાન આપીને, કામ કર્યે જ ગઇ.

જે ક્ષણનો ભય હતો તે કેવી તો આવીને ચાલી ગઇ! એ વેળાએ વાતો પણ સટરપટરં ચાલતી જ રહી. એણે ઘડિયાળ તરફ નજર કરી, કશું બોલ્યા વિના એ ઊભો થયો. અમે બધાં બેઠાં હતાં તેમ જ બેઠાં રહ્યાં. એની નજર બધાં તરફ ફરીને થોડીવાર મારી આગળ આવીને

અટકી. જાણે મેં કહેલી કશીક વાતમાં એ સમ્મતિ આપતો હોય તેમ એણે માથું હલાવ્યું, નજર ફેરવી લીધી, મોઢું ફેરવી લીધું. એ જતો રહ્યો અને છતાં હું બેઠી હતી ત્યાં જ બેઠી રહી, અગારી વાતો પણ ચાલુ જ રહી.

મેં એની ખાલી ખુરશી પર નજર કરી. હજી એના બેસવાનો ભાવ એના પર વરતાતો હતો. એકાએક મારી નજર ટેબલ પર પડી. મેં જોયું તો સાથે લઇ જવાની એક ચોપડી એ ભૂલી ગયો હતો. મને થયું કે એ હજી બહુ દૂર નહિ ગયો હોય. હું દોડીને એને પકડી પાડું ને એ ચોપડી એને આપી આવું. એ નિમિત્તે એને વધુ થોડી ક્ષણ રોકી રાખું. અને છતાં હું ઊભી થઈ જ શકી નહિ. મારી આજુબાજુ વાતો કરનારાં એકાએક સાથે હસી પડ્યાં અને મારા હોઠ પર પણ, મારી જાણ બહાર, સ્મિત ફરકી ગયું.

ટેબલ પરની એ ચોપડી મેં હાથમાં લઇ લીધી. અન્યમનસ્ક હોવાનો ડોળ કરીને મેં એ ચોપડીનાં પાનાં ફેરવ્યાં. જોયું તો પહેલે જ પાને એણે લખ્યું હતું, 'ભૂલકણી મમતાને' એ વાંચતાં જ હાથ અસ્થિર થઇ ગયા, ચોપડી હાથમાંથી પડી ગઇ. નીચે ઝૂકીને એ ચોપડી મેં લઇ લીધી. વાતો કરનારાઓનું એ તરફ ઝાઝું ધ્યાન ગયું નહિ. પણ અત્યાર સુધી નહિ સાંભળેલા વિરહના દદામા એકાએક તુમુલ નાદે ગડગડી ઊઠ્યા. આંખની કિનારે આંસુ ઝમવા માંડ્યું. પણ તરત જ મને એના શબ્દો યાદ આવ્યા, 'તારી આંખો કોમળ પ્રેમથી ભીની હોય છે ત્યારે તને કહેવાના ખરા શબ્દો મને સૂઝતા નથી.' આંખે ઝાંખ વળી ગઇ. એ તો ત્યાં હતો નહિ, છતાં એની બે બે છબિઓ આંખો જોવા લાગી.

થોડીવાર સુધી વાતો ચાલ્યા કરી. કોઇકે કોઇક વાર એનો નામો-લ્લેખ પણ કર્યો. આખરે વાતો પૂરી થઈ. બધાં ઊઠ્યાં. કોઇકે કશુંક મને પૂછ્યું, મેં જવાબ પણ આપ્યો. હું ય ઊભી થઈ. રોજની જેમ

બારણું તાળું વાસ્યું ને મેં ચાલવા માંડ્યું. થોડે દૂર કોઇક જોડે વાતો કરતો એ જ ઊભો છે કે શું એવું મને લાગ્યું. એના અવાજના ભણકારા વાગ્યા, એ કહેતો તે મને યાદ આવ્યું 'જો મમતાં, આ રોજ —અ—રોજની પરિચિત વાસ્તવિકતા એ જ આપણો તો તરણોપાય છે. એમાં કશો ફેરફાર થવા દઇશ નહિ. સવાર હોય ત્યારે સવાર જ માનજે, રાત હોય ત્યારે રાત. જો એમાં એકવાર કશું અવળું સવળું થઇ ગયું તો બચવાનો આરો નહિ રહે.' પણ મને ત્યારે દિવસ રાત થઇને દેખાયો, નિર્જનતા ભયાનક અરણ્યની જેમ ઘેરી વળી છતાં હું દૃઢ પગલે ચાલવા માંડી. ઘડિયાળમાં જોયું: પાંચ પચ્ચીસની બસ માટે મેં પગ ઝડપથી ઉપાડ્યા.

ઘરે જઇને જરાક પગ વાળીને બેસીશ એમ મનમાં હતું, પણ જઇને જોઉં છું તો નાની ટીની રડતી હતી. મને જોઇને એ મારી પાસે દોડી આવી. મેં એને ઊંચકી લીધી. તરત એની આંસુ ભીની આંખો હસતી થઇ ગઇ. મને એ ફરિયાદ કરવા લાગી, 'મમ્મી મને મારે છે.' મેં એને ગાલમાં ચૂંટી ખણીને કહ્યું, 'લુચ્ચી, તું ય ઓછી નથી. બોલ, તું મમ્મીને પજવતી હતી ને?' પછી તો અમે એક રાજા અને એની સાત રાણીની વાતોમાં ખોવાઇ ગયાં. પછી હું ઉપર ચઢીને મારા ઓરડાનાં બારણાં આગળ ગઇ. બારણું ખોલતાં સહેજ ખંચકાઇને ઊભી રહી ગઇ. બારણું આખરે ખોલ્યું. મને લાગ્યું કે કદાચ શ્વાસ રૂંધાઇ જશે, ઘડીભર રહેવાશે નહિ. અને છતાં હું ઓરડામાં ગઇ, રોજની જેમ એમાં બરાબર ગોઠવાઇ ગઇ. મારા દર્પણે પણ મને મારો એનો એ જ ચહેરો દેખાડ્યો.

રોજની જેમ સમય સરકવા લાગ્યો. દિવસ ઢળ્યો, સાંજ પડી. રોજની જેમ ટેલિવિઝન, પછી મોડી રાત સુધી બીજ અને આખરે પથારીમાં એકલી જઇને પડી ત્યારે થયું કે હવે શું થશે? દિવસ દરમ્યાન અળગી રાખેલી છબિઓ આંખો બંધ કરતાંની સાથે જ મને ઘેરી

વળશે ? આવી ચિન્તાને કારણે આંખો બંધ કરવાની મારી હિમ્મત જ ચાલતી નહોતી. અને છતાં કોણ જાણે ક્યારે મારી આંખો બિડાઈ ગઇ ને હું એવી ઘસઘસાટ ઊંઘી ગઈ કે રાત ક્યારે વીતી ગઈ ને સવાર ક્યારે થઇ તેની મને કશી ખબર જ ન પડી.

બીજો દિવસ ઊગ્યો. આમ તો મારા શકસંવત બદલાઈ ચૂક્યા હતાં. છતાં બીજા કોઈ દિવસ જેવો જ એ દિવસ હતો. હું બ્રશ કરવા વૉશબેસિન આગળ ઊભી રહી. ટૂથપેસ્ટ ખલાસ થવા આવી હતી તેની મેં નોંધ લીધી. મેં દર્પણમાં મારું મોઢું જોયું: ઊંઘને કારણે સહેજ સૂઝેલી આંખો, અસ્તવ્યસ્ત થઇ ગયેલા વાળ. એ મને કહેતો, 'તારી સુપ્તોત્થિતા છબિ જોવી મને ખૂબ ગમે છે.' પણ એણે મને કદિ એ સ્વરૂપે જોઇ જ નથી. મને ડર લાગ્યો કે ફરી હું સ્મૃતિના લપસણા ઢાળ પર સરી જઇશ કે શું ? આ વિચારે ઘડીભર હું ઊભી જ રહી ગઇ. પણ બીજી જ ક્ષણે હું સ્વસ્થ થઇને રસોડામાં ગઇ. દૂધનો પ્યાલો મોઢે માંડતાં જ સહેજ દાઝી ગઈ. છતાં તરત જ દૂધ ગટગટાવી ગઈ.

બહાર દીવાનખાનામાં ઘડીક જઇને બેઠી. છાપું હજી તો હાથમાં જ લીધું ત્યાં ફોનની ઘંટડી રણકી. મને થયું, 'એ તો નહિ હોય?' એ પૂછશે : 'કેમ, રાત કેવી ગઈ ?' પછી કહેશે, 'તારી એ ઉગમણી બારીમાં તારું મુખ પ્રભાતની અરુણાઇથી કેવુંક દીપી ઊઠ્યું છે તે મને જરા કહે ને !' હું તો કાનથી આ બધું સાંભળ્યા કરતી. ત્યાં કોઇક અધીરાઇથી 'હલો, હલો', કહ્યા કરતું હતું. હું એકદમ ભાનમાં આવી ને બોલી, 'હલો,' અમેરિકાથી હમણાં જ થોડા સમય માટે આવેલી મારી એક વખતની બહેનપણી કિંકીણીનો ફોન હતો. થોડું અંગ્રેજી, થોડું ગુજરાતી બોલતાં એણે કહ્યું, 'આજે સાંજે ફ્રી છે ને ? કશી એપોઇન્ટમેન્ટ હોય તો કેન્સલ કરજે,' મારાથી કહેવાઇ ગયું, 'તારે વગર કહ્યે મેં તો બધી એપોઇન્ટમેન્ટ કેન્સલ કરી જ નાખી છે.' એ સાંભળીને એ ખુશ થઈ હોય એવું લાગ્યું. એ બોલી, 'થેંક્સ અ ગૂડ

ગર્લ. નાહિ સી, સાંજે પિક્ચરમાં જઇએ તો ? પછી કોઈ હોટેલમાં ખાઇ લઇશું.' હું જરા હા ના કરતી રહી, છતાં સાંજે એકલા બેસી રહેવાની બીક લાગી ને મેં હા પાડી દીધી.

નાહીને ઘડીભર એકલી ઓરડામાં બેઠી રહી. દિવસનો ક્રમ શરૂ થઇ ગયો હતો. થોડીવાર પછી જમવાનું, પછી તૈયાર થવાનું, બસ પકડવાની. એમ કરતાં વળી એક દિવસ પૂરો થશે. મનશ્ચક્ષુ સામે કડડ-ભૂસ તૂટી પડેલા સ્થાપત્યનું ખણ્ડેર ખડું થયું. હવે મારે એની અનુપસ્થિતિમાં એ ખણ્ડેરની ધસી પડેલી ઈંટોને ફરીથી ગોઠવવી પડશે, સાંધવી પડશે. કદાચ જીવનના છેલ્લા દિવસ સુધી હું એ જ કરતી રહીશ. બધું પૂરેપૂરું રચાઇ જશે ત્યારે કોઇક દ્વાર ઠોકશે. મને થશે, 'હાશ, આખરે એ આવ્યો ખરો.' આનન્દથી હું દ્વાર ખોલવા જઇશ ને ખોલતાં જ ઉમ્બર આગળ ઊભેલું દેખાશે મરણ! અને છતાં હું ઊઠી, ટીનીને તેડી લાવી અને એને ખોળામાં બેસાડીને જમાડવા લાગી.

માથું હોળતાં મેં મારા હાથ સામે જોયું. મને મારા પોતાના હાથને જ અલ-વિદા કહેવાનું મન થઇ ગયું. હવે છોને એ પથ્થર થઇને ક્યાંક પડ્યો રહે, કે કોઇ વૃક્ષની શાખા થઇને પવનમાં ઝૂલે. કોરા કાગળ અને ભૂરી શાહીને પણ મેં મનોમન અલ-વિદા કહી દીધું, મારા હૃદયની મંથરગતિ લાગણીઓને એણે કેવી રીતે હરણફાળ ભરતી દોડાવી હતી આ કાગળો પર! હવે છોને એ રેતીના રણમાં શોષાઈ જતી કે બાષ્પ બનીને વાદળમાં ભળી જતી. એક ધોળો વાળ કપાળ પર આગળ ધસી આવેલો દેખાતાં એને તોડીને ફેંકી દીધો. મન ભારે હતું, મારા કોઇ અંગ પર મને ભરોસો નહોતો અને છતાં શરીરમાં તાજગીનો અનુભવ થતો હતો, અંગોમાં તરવરાટ હતો.

કમાટ ખોલતાં જ મને અને એને ખૂબ જ ગમતી જે સાડી હું કેટલાય દિવસથી શોધતી હતી તે તરત જ નજરે ચઢી. અમારા સમ્બન્ધના પ્રથમના દિવસોમાં એણે પસંદ કરીને મને આપી હતી. હવે તો

ખૂબ જ ઘસાઇ ગઇ હતી, છતાં કોઇકવાર એને જાળવીને પહેરતી. જાણે એ પહેરતાં મારું ખોળિયું જ બદલાઈ જતું: હોઠ પર નવા શબ્દો, આંખમાં નવી ચમક, પગમાં નવો વેગ. હું સાડીને જોતી સ્તબ્ધ જ ઊભી રહી ગઇ. તરત જ ત્યાંથી ભાગી છૂટવાનું મન થયું અને છતાં એ સાડી મેં લીધી અને પહેરી. દર્પણમાં હું મને જોઇને કોઇક અજાણી સ્ત્રીને જોતી હોઉં તેમ આશ્ચર્યથી જોઈ રહી,

બસસ્ટોપ આગળ જતાં જોયું તો માલણ ગુલછડીનાં ફૂલ લઇને બેઠી હતી. અમને બન્નેને ગુલછડી ખૂબ જ ગમે. ગુલછડીનાં ફૂલ લઈ જાઉં તે દિવસે અદેખવી બહેનપણીઓ બોલી ઊઠે, 'હં, આજે કંઇક બનવાનું લાગે છે.' હું એમને ચીઢવવા કહેતી, 'કેમ આજે જ ! મારે તો રોજ જ કશું સરસ બનતું જ હોય છે.' એમની આંખોમાં અદેખાઇનો અંગારો જોઇને મને ટાઢક વળતી. આજે ય એ ફૂલને જોતાં મારું મન એ તરફ દોડી ગયું. મેં એની ચારપાંચ દાંડી લઇ લીધી અને એને જીવની જેમ સાચવતી બસમાં ચઢી.

જઇને જોયું તો ગઇ કાલનો એની ઉપસ્થિતિથી છલોછલ એ ઓરડો આજે ખાલીખાલી લાગતો હતો. અહીતહી બેચાર સિગારેટનાં ઠૂંઠાં પડ્યાં હતાં. ખુરશીઓ પણ જડબાં વકાસીને એમની એમ ઊભી હતી. બારણું ખોલીને પ્રવેશતાની સાથે જ વર્ષો સુધી જે અમારી સાથે હતું તે બધું જ મૂઠી વાળીને બહાર ભાગી જતું મારી સાથે અથડાયું, મને સહેજ તમ્મર આવી ગયા, અને છતાં ઘડીકમાં હું સ્વસ્થ થઇ ગઇ. ફ્લાવરપોટમાં પાણી રેડ્યું, ગુલછડીની દાંડી નીચેથી કાપી અને સરખી ગોઠવીને ફ્લાવરપોટમાં મૂકી. એની સુગન્ધ આછી આછી હવામાં લહેરાવા લાગી.

મેં બારી ખોલી. પાછળના બાગમાંથી દૈયડના ટહૂકા, આનન્દનાં મોજાં જેવા, અંદર પ્રવેશ્યા. બુદ્ધની મૂર્તિના મુખ પર એવું એ ક્ષમાસુન્દર સ્મિત ફરકી રહ્યું. હું મારી ખુરશીમાં બેઠી. મારી નજર

બધે ફરી વળી. અમે રચેલા ચ[illegible] … ટિકા અહીં એમની એમ હતી. આટલો ભૂમિખણ્ડ જાણે કાળની પકડમાંથી નાસી છૂટ્યો હતો. જીવનમરણની સીમાની બહારનો આ કોઇ નવો જ પ્રદેશ હતો. મારા મુખ પર આનન્દની ચમક આવી ગઇ. ક્યાંક ઊંડે ઊંડે કશોક ભાર ધીમેધીમે ઓગળતો ગયો. આંખમાં એની ઝાંય છવાઈ ગઇ. મને એ સારું લાગ્યું. મેં હાથ ઊંચો કર્યો, વાળની લટ સરખી કરી. કોઇકે આવીને કંઇક પૂછ્યું, મેં કંઇક જવાબ આપ્યો. પણ હું એવી તો ભાવવિભોર બની ગઇ હતી કે કશું વિક્ષુબ્ધ કરે તે મને ગમતું નહોતું. એ ગયો અને છતાં એનાથી જ સભર, એને પૂરેપૂરો મારામાં સમાવીને, પૂર્ણ થઇને હું બેઠી રહી. □

## સાભાર સ્વીકાર

સદ્ભાવ પ્રકાશન, ૫૭૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ, અમદાવાદ-૩૮૦૦૦૧—નાં નવાં પ્રકાશનો :

**ચિન્તયામિ મનસા** : વિવેચનસંગ્રહ લે. : ડૉ. સુરેશ હ. જોષી, મૂલ્ય રૂ. ૩૨-૦૦

**માનીતી અણમાનીતી** : ડૉ. સુરેશ હ. જોષીની વાર્તાઓનો સંગ્રહ : સંપાદક : ડૉ. શિરીષ પંચાલ, મૂલ્ય રૂ. ૩૨-૦૦

**કાવ્યવ્યાપાર** : વિવેચનો : લે. શ્રી હરિવલ્લભ ભાયાણી, મૂલ્ય રૂ. ૨૫-૦૦

**શબ્દની શક્તિ** : વિવેચનો : લે. શ્રી ઉમાશંકર જોશી, મૂલ્ય રૂ. ૩૨-૦૦

**મીરાં** : જીવનકવન : લે. શ્રી નિરંજન ભગત, મૂલ્ય રૂ. ૨૪-૦૦

**બાથટબમાં માછલી** : લીલાનાટકો : લે. શ્રી લાભશંકર ઠાકર, મૂલ્ય રૂ. ૧૫-૦૦

**ત્રીજો પુરુષ** : નાટ્યસંગ્રહ : લે. શ્રી રઘુવીર ચૌધરી, મૂલ્ય [illegible]

## ફાલ્ગુની, બે પતંગિયાં / વિજય શાસ્ત્રી

એકાએક તેની નજર ત્યાં પડી. બે પતંગિયાં એક જ પુષ્પ પર બેસીને......

ફાલ્ગુનીને આ બતાવવું જોઈએ—તેને થયું. એ રમ્ય દિવસે એક જ તરોફામાંથી બે સ્ટ્રો સામટી મૂકીને પાણી પીધું હતું એવું જ મધુર આ દૃશ્ય હતું.

લૉન્ડ્રીવાળાએ નવોનકોર બુશકોટ ખોઈ નાખ્યો હતો. આજે સોમવાર હતો એ તેને યાદ આવ્યું. આજે તેણે અચૂક શોધી આપવાનું કહ્યું હતું. દસ દસ દિવસથી રોજ પોતે ધક્કા ખાતો હતો. ગુસ્સે થતો હતો. ગુસ્સાને કાબૂમાં રાખતો હતો. કડક ભાષા બોલતો હતો. વળી પાછી તેને નરમ બનાવી દેતો હતો. આકરા શબ્દો વળી ક્યાંક લૉન્ડ્રીવાળાને વિફરાવી દે...એ સાલો જાતનો......હતો. તો વળી ક્યાંક બુશકોટ શોધી આપવાને બદલે ઊલટો પજવે. પણ નરમાશથી વાત કરીએ તો કદાચ આપણી સારાઈને જ આપણી નબળાઈ ગણી બુશકોટ ન જ શોધે. કદાચ આમ કરીએ તો તે તેમ કરે ને તેમ કરીએ તો તે તેમ કરે ને તેમ કરીએ તો આમ કરે. બધું ગૂંચવાડાભર્યું હતું. એ માણસ સાથે કેમ વરતવું ?

પણ આટલી વારમાં બેમાંથી એક પતંગિયું ઓણીઓણી પીળીચટ્ટાક પાંખો ફફડાવતું ઊડી ગયું, કોણ જાણે ક્યાં ગયું, પણ ગયું. ને થોડી જ વારમાં બીજું પણ ઊડી ગયું.

ફાલ્ગુનીને બોલાવાય, બતાવાય એ પહેલાં જ ઊડી ગયાં ! ફાલ્ગુની. ફાલ્ગુનીનો સ્વભાવ, ફાલ્ગુનીનું વહાલ. ફાલ્ગુનીનું વર્તન. લૉન્ડ્રીવાળો. બુશકોટ. સવારનો તડકો.

પતંગિયાં બંને ઊડી ગયાં તે એક ઘટના બની રહી. એક મંજનહાર ઘટના. એક, ગમગીન બનાવી મૂકે એવી અશબ્દ કરુણ ઘટના. ફાલ્ગુનીને બતાવવાનું પોતે ભૂલી ગયો. ફાલ્ગુનીને ન બોલાવી શકાય. કદાચ તે પ્રાયમસમાં કેરોસીન પૂરતી હશે. અથવા પંખા નીચે ઊભી રહી પરસેવો સૂકવતી હશે અથવા કોઇક એવું કામ કરતી હશે, જેનો આ પતંગિયાદશ્ય સાથે નર્યો વિરોધ હોય.

ફાલ્ગુનીને હમણાં જ નોકરી મળી હતી. નવી નવી નોકરી હતી. પગાર મળવાનો હતો. પગારની રકમ ખૂબ કામની હતી. ઘર બાંધવાનું હતું. કરકસર કરવાની હતી, છતાં ખર્ચાઓ ખૂબ હતા. કદાચ તબિયત બગડી આવે. કદાચ કોઈ મોટું ઑપરેશન કરાવવાનું આવે. કદાચ કંઇક થાય. કદાચ કંઇક થાય.

દુનિયા નજરમાં ન આવે એટલી મોટી હતી. કશું સમજાય એવું નહોતું. 'પામર બનીને જીવવાનું' હતું છતાં પામર નથી–ની એક ખુમારી રાખવાની હતી. દુકાનો, નિયોન લાઇટો, મસમોટાં મકાનો, બસો, ગિરદીઓ, લોકો, મારામારી, ટ્રેઇનો, હૉટેલો, નોકરીઓ, પ્રોવિડન્ટ ફંડો, લોનો ને એમાં આ બે પતંગિયાંઓ. એક જ ફૂલ પર બેસી........

ને એને જોનારો પણ માત્ર પોતે એકલો જ. પોતાનું ને પતંગિયાંનું અનુસંધાન તેને ગમ્યું. ફાલ્ગુનીને એમાં સામેલ કરવી હતી. પોતે, ફાલ્ગુની ને પતંગિયાં. ત્રિકોણિયા દુનિયા. ત્રણ બિન્દુઓ. એ સિવાયનું બધું ગાયબ.

એટલામાં ફાલ્ગુની જ આવી. એણે એને બૂમ પાડી. એ રવેશ છોડી ઘરમાં આવ્યો. ઘરમાં ભીંતો હતી. છત હતી. કપડાં હતાં. એક માણસ આવ્યો હતો. એ ઓળખી ગયો, એની ઑફિસનો ફરાશ હતો. રજાની ચિઠ્ઠી આપવા આવ્યો હતો. એક નક્કર દુનિયાનું નક્કર કામ તેણે કરવાનું હતું.

ઘડિયાળ હતી. ઘડિયાળમાં સમય પુરાયેલો હતો ને સમયમાં પોતે કેદ હતો. અમુક સમયે અમુક કામ કરવાનું જ હતું. ફાલ્ગુની પણ સમયની સેવિકા બની ગઇ હતી. નજરની સામે જ હરતીફરતી હોવા છતાં જાણે એ કોઇક બીજી જ આકૃતિ બની ગઇ હતી. અજાણી વ્યક્તિ. ક્યાં એ વાતો. ક્યાં એ આંખો, ક્યાં એ મધુર છટાઓ. જાણે એ બધું ને ફાલ્ગુની ક્યારેય ભેગાં જ નહોતાં થયાં! ફાલ્ગુનીનું એક પરાયું રૂપ ઘરમાં હરફર કરી રહ્યું હતું. માણસ કેવું બીજું બની જઇ શકે છે. એ એ બધું ક્યાં ગયું ?

ઘડિયાળ હતી. પતંગિયાંની વાત-હવે માત્ર વાત-ફાલ્ગુનીને મોડેથી કરીશું. મુક્ત મને કરીશું. નિરાંતે. પછી ઓફિસ ને આ ને તે ને કંઇ જ ના હોય ત્યારે. બધું અથડાતું કુટાતું લડતું ઝઘડતું પીસાતું-દુણાતું ચાલ્યું. ઓફિસ ને બસ ને ઘડિયાળ ને ફાઇલ ને બોસ ને રીસેસ ને ચા ને સહી બધું મારામારી ફરતું ગયું પણ સદ્‌ભાગ્યે એ પતંગિયાંને ઊની આંચ આવી નહીં. સાંજે છ ને સત્તરની ડબલ ફાસ્ટ ટ્રેઇનની હકડેઠઠ ગિરદીમાં પણ તે બે પતંગિયાંને સાચવીને અકબંધ ઘેર લાવ્યો સલામત. આનંદ થયો. કેટલા વખતે 'આ નં દ' થયો! હવે ફાલ્ગુનીને બતાવવાનાં છે-વાતમાં જ સ્તો.

પણ ફાલ્ગુની હજુ આવી નહોતી. પતંગિયાંને દિવસે જ કંઇક આવું થયું. સમય વીતવા લાગ્યો. પતંગિયાં થાક્યાં, કરમાવા લાગ્યાં. ફાલ્ગુની કેમ આવી ન હશે ? એણે પતંગિયાંને ખાતર તો વહેલાં આવી જવું જોઇએ! પણ એને ક્યાં પતંગિયાંની ખબર હતી ? ખરી વાત. એ પણ એમ જ કહેશે કે 'મને ક્યાં ખબર હતી ?' સાચી વાત હતી. બુદ્ધિપૂર્વકની વાત હતી. કાયદેસરની વાત હતી. બધું કાયદા પ્રમાણે બરાબર હતું. પતંગિયાંને કાયદો નડતો હતો. ખેર, કાયદો ને પતંગિયાં એ બેને અથડાતાં અટકાવી શકાય તો ઠીક હતું.

ફાલ્ગુની આવશે. બધું બરાબર થઇ જશે. કાયદો ને આ ને તે-ને દૂર હડસેલી દઇ શકાશે. પછી પોતે હશે ને ફાલ્ગુની હશે. પંખો હજુ

હજી ફરતો હશે. બલ્યૂ નાઇટલૅમ્પમાંથી આછોતરો ચંદ્રપ્રકાશ વેરાતો હશે ત્યારે એ પતંગિયાંને–એ પતંગિયાંની ‘વાત’ને......

આખરે ફાલ્ગુની આવી. ડૉરબેલ વાગ્યો. કેટલા વાગ્યા હતા એ જોવાયું નહીં. કેમ કે તેને સખ્ત ઊંઘ આવી ગઈ હતી. ફાલ્ગુનીએ આવતાંવેંત જ બિછાનામાં પડતું મૂક્યું. તેને તાવ ભરાયો હતો. માથું સખ્ખત દુઃખતું હતું. ઘરમાં જે ટીકડીઓ હતી તે એણે લીધી. ઊંઘમાં જે થોડું ઘણું ભાન રહ્યું હતું તે દ્વારા તાવની ખબર પડી. ફાલ્ગુનીએ બામ ઘસ્યો તેની તીવ્ર વાસ તેને અકળાવી રહી. તાવમાં તેનું શરીર કળતું હતું.

પતંગિયાંને પણ ખરેખર ઘણો જ સમય થઈ ગયો હતો.

બીજે દિવસે.

તો પતંગિયાંની વાતને યુગો વીતી ગયા હતા.

પોતે હતો. ફાલ્ગુની હતી. પતંગિયાંની વાત પણ હજી વણકથી જ હતી.

પણ કોણ જાણે કેમ એ વાત કહેવાનો કશો ઊમળકો જ થતો નહોતો. પતંગિયાં ભારેખમ્મ બની ગયાં હતાં. એમનાં અસહ્ય વજન હેઠળ હૃદય કચડાઈ ગયું હતું.

ફાલ્ગુની પ્રત્યે ગુસ્સે થવાય એમ નહોતું.

એને ક્યાં કશી ખબર જ હતી ?

ને એ પણ એમ જ કહેને કે “મને ક્યાં કશી ખબર હતી ?”

ખરેખર ફાલ્ગુનીને કશી જ, હા કશી જ, ખબર ન હતી. □

૨૨ સપ્ટેમ્બર, ’૮૦

## પરાયા મુલકમાં / નિર્મલ વર્મા

હું એને સેન્ટ માર્કના સ્કવેયરમાં મળ્યો હતો. સ્કવેયરમાં પણ નહીં, એની જરાક પાછળ......

એ રવિવારની રાત હતી અને બીજા દિવસે મારે ચાલ્યા જવાનું હતું.

ઑરકેસ્ટ્રા પર એ આઇદાનો ઑપેરા વગાડતા હતા...બીજા રેસ્ટોરન્ટની આગળ, જ્યાં થોડીવાર પહેલાં હું ચિયાન્તીને મળ્યો હતો. ચિયાન્તી લોહીની જેમ લાલ હતી...અને કોમળ. મને ચિયાન્તી સારી લાગી હતી અને જો કે એ સ્નિગ્ધ અને કડવી હતી તો પણ ચિયાન્તી ફેંકી શકાય એવી નહોતી.

ગરમી બહુ હતી; અને એ છોકરી ગાતાં ગાતાં પરસેવો લૂછ્યા કરતી હતી. ચારે તરફ ભીડ હતી, અને સેન્ટ માર્ક ચર્ચની આગળ કબૂતર ઊડતાં હતાં. સાંજના આછવાતા તડકામાં એ ભૂરાં મેલાં 'એંજલ' જેવાં લાગતાં હતાં અને કોઇ કોઇ વાર એની હગાર મારા જેકેટ પર પડતી.

'સિન્યોરા...ઓહ, સિન્યોરા.'

એક નાના છોકરાએ મારી સામે ઘણા બધા પિક્ચર-પોસ્ટકાર્ડ ફેલાવી દીધા. એ ઘણા ગંદા હતા. પણ એક કાળે એ સુંદર હશે. હવે એના પર મેલ ચઢી ગયો છે. તે છતાં મારી આંખો એક મેડોનાના ચહેરા પર મંડાઇ–તે ક્યાંક મારી પાછળથી મારી તરફ જોઇ રહ્યો હતો.

એક ગુલાબી ચાદર માથા પર મૂકેલી હતી અને એના પર લીલા ઉદાસ ધબ્બા ચમકતા હતા.

છોકરી ગાતી હતી. 'આઇદા'નો ઉન્માદ અને ગાંડપણ ચર્ચની ભીંતો સાથે ટકરાઇને ખોવાઇ જતાં હતાં.

' સિન્યોરા...યૂ લાઇક મેડોના !'

એણે મેડોનાના પોસ્ટકાર્ડ મારી સામે ધર્યાં. અમેરિકા ટૂરિસ્ટોના સમ્પર્કમાં રહીને એ થોડા જરૂરી શબ્દો શીખી ગયો હતો.

'આઇ લાઇક મેડોના' મેં કહ્યું.

' માત્ર ચારસો લીરા ' એણે મેડોનાના કાર્ડ મારી સામે હલાવતાં કહ્યું,

મેં ખભા સંકોચ્યા–'નો મની...બમ્બીનો !' કહેનો હું આગળ વધ્યો.

'મોમેન્તો...સિન્યોરા...ત્રણસો લીરા !' મેડોનાનો ચહેરો મારી આગળ પાછળ ભાગતો હતો. એણે મારું જેકેટ પકડી લીધું હતું.

'ના... બમ્બીનો (બચ્ચા).' મેં નિરાશ ભાવે કહ્યું.

'આહ સિન્યોરા...તમે મેડોનાને નથી ચાહતા...' છોકરાના સાદમાં આછો વ્યંગ હતો.

'હું મેડોનાને ચાહું છું–' મેં કહ્યું, 'આઇ લવ મેડોના વેરી મચ...'

પણ એણે મારી વાત ન સાંભળી. કદાચ સાંભળી હશે, પણ વિશ્વાસ ન પડયો હોય. બીજી જ ક્ષણે એ ભીડમાં ખોવાઇ ગયો.

–એની સાથે મેડોનાનો ઉદાસ ચહેરો પણ. હું ભીડથી કંટાળીને ગ્રાન્ડ કેનાલની સામે ચાલ્યો ગયો. વેનિસનું ગરમ મેલું અંધારા પાણી પર સરકી રહ્યું હતું. એક લાંબી મોટરબોટ 'લીડો'થી પાછી ફરતી હતી. એના પ્રકાશમાં પાણીની પીળી કરચળીઓ દેખાતી હતી. બહાર પબમાં બેસીને મેં બિયર પીધો, હુંફાળો ઇટાલિયન બિયર. તે પેટમાં પહોંચવા

પહેલા ગળે અટકતો હતો. એ ઠીક નબળો હતો, પણ ચિયાન્તીની મીઠી પીડાને દૂર ન કરી શકે એટલો નબળો ન હતો.

હું પાછો સેન્ટ માર્કના ચોકમાં આવ્યો. લોકોની ખાસ્સી ભીડ ઓરકેસ્ટ્રાની આગળ પાછળ ભેગી થઇ ગઇ હતી. જે લોકો રેસ્ટોરાંની બહાર ખુરશી પર બેઠા હતા, એમણે પોતાની ખુરશીઓ ઓરકેસ્ટ્રાની તરફ વાળી હતી.

છોકરી સ્કવેયરની વચ્ચે ગાતી હતી. એ આઇદાનું એક ઓપેરા-ગીત હતું, થોડા સમય પહેલાં મેં એ પ્રાગમાં સાંભળ્યું હતું. એનો સ્વર ખૂબ ઊંચે જઇને તણાતો હતો અને ત્યારે એવું લાગતું હતું કે જાણે આતશબાજીના 'અનાર'ની જેમ એ હવામાં તૂટી જશે અને એના સ્વરની રંગબેરંગી ફૂલઝડી ટોળા પર પડીને વિખેરાઈ જશે. પણ એ સ્વર તૂટતો નહોતો, ખાસ્સો ઊંચે જઇને ઘઉંના કણસલાની જેમ નીચે ઝૂકી જતો—જ્યાં ભીડ અને ગરમ શરીરોમાંથી નીકળતા પરસેવાની ગંધ હતી. મારી પાસે ઘણો સમય હતો. ચોકના છેક છેડે જઇને હું એક નાનકડી ગલીમાં વળી ગયો.

દુકાનો હજી ખુલ્લી હતી, પણ અત્યારે એ વેરાન હતી. માત્ર બાર અથવા નાના કાફેની સામે લોકોના નાનકડા ગુચ્છા દેખાતા હતા. ઉપર મકાનોમાં અંધકાર હતો. એવું લાગતું હતું કે ગરમીની રાતે વેનિસના બધા લોકો ઘરોમાંથી નીકળીને બહાર સડકો પર નીકળી આવ્યા છે.

એ ગલી પુલ સુધી જતી હતી. એ એક નાનકડો પુલ હતો—વેનિસના હજારો પુલ જેવો. હું આગળ જવા માંગતો નહોતો. છેલ્લા દિવસોમાં વારંવાર રસ્તો ભૂલી ગયો હતો. એ રાતે હું રસ્તો ભૂલવા માગતો ન હતો, કેમ કે બીજા દિવસે મારે ચાલ્યા જવું હતું, અને હું ઇચ્છતો હતો કે છેલ્લા કલાકોમાં હું સેન્ટ માર્કની આસપાસ ઘૂમતો રહું. જો તમે સેન્ટ માર્ક પાસે રહો, તો રસ્તો ભૂલી જવાય તોયે ખાસ ફિકર નહીં. દૂરથી એના ઊંચા બુરજો દેખાયા કરે.

પુલની નીચે ત્રણ ચાર હોડી હતી. એના પર નાનાં નાનાં ફાનસો સળગતાં હતાં. એમના ઝાંખાં અજવાસમાં પાણી પર કચરો દેખાતો હતો, પણ એણે પાણીને છુપાવી દીધું હતું.

એક લાંબો પાતળો છોકરો મારી સામે આવ્યો. એણે પોતાના લાંબા ઘુંઘરાળા વાળ વેસેલીનથી ચીપકાવી રાખ્યા હતા.

'હોડકું ?'

'ના' મેં કહ્યું.

'બિગ ટૂર...ગ્રાન્ડ કેનાલ–' એણે હવામાં પોતાનો લાંબો હાથ લંબાવ્યો. એ હાથમાં આખી કેનાલ સમાઇ શકતી હતી.

મેં ખેદ પ્રગટ કરી માથું ધુણાવ્યું.

'માઇ બોટ ગુડ... વેરી ગુડ' એણે મારા કાન પાસે ચીસ પાડતાં કહ્યું.

કશો ફાયદો નહીં. હું પાછો ફરવા લાગ્યો. એ રાતે હું હોડકામાં ફરવા માંગતો નહતો. પણ એણે મને છોડયો નહીં. એણે વિચાર્યું કે હું બહુ એકલો છું.

'નો સિગ્નોરિના...?' એણે પૂછ્યું. પછી એણે એક લાંબો ઉચ્છ્વાસ લીધો અને દિલ પર હાથ મૂકી આંખો મીંચી.

એ મારો સ્કંધ પકડીને મને પુલના બીજા છેડે લઈ ગયો. એ મારી સાથે બરાબર ઇટાલિયન, ફ્રેન્ચ અને અંગ્રેજીમિશ્ર ભાષામાં બોલ્યે જતો હતો. હું એ જરાયે સમજતો નહોતો. મેં સમજવાની કોશિશ પણ ક્યારની છોડી દીધી હતી. કોશિશ એ હતી કે હું એનાથી મારી જાતને છોડાવી શકું–પણ એ અશક્ય હતું.

એક પબની સામે આવીને એણે મારો સ્કંધ છોડી દીધો. એણે બે–ત્રણ વાર સિસોટી મારી, પછી મારી સામે જોઇને હસવા લાગ્યો. હવે હું એને છોડીને જઈ શકું એમ નહોતો.

મોતીઓની ઝાલરવાળા ચકને વચમાંથી હટાવીને એક સ્ત્રી બહાર આવી. સૌથી પહેલાં એણે પેલા છોકરાની સામે જોયું, પછી મારી સામે.

એક નાની ટોળી અમારી આસપાસ ભેગી થઇ ગઇ. ઇટાલીમાં ગમે ત્યાં સહેલાઈથી ટોળું ભેગું થઇ જાય છે. ગમે તે વાત હોય.

મારા સાથીએ એ સ્ત્રીને ધીમા સાદે બબડતાં કશું કહ્યું. મેં તે સાંભળ્યું હોત તો પણ એ સમજવું અશક્ય હતું.

એ મારી પાસે આવી. મેં એની સામે જોયું. એ ખાસ્સી મોટી વિરાટકાય સ્ત્રી હતી. એણે સસ્તા જ્યોર્જેટનું લાંબું સ્કર્ટ પહેર્યું હતું. કિનાર નાયલોનની હતી, પણ એડીઓની પાસેથી ઘસાઇ ગઈ હતી. ઘણા સમયથી એ ધોવાયું નહોતું એવું લાગતું હતું.

એ મારી પાસે આવી. એણે મારા માથાના વાળને સ્પર્શ કર્યો. પછી આંખોને......

'સ્પીક ઇંગ્લીશ...?' એણે પૂછ્યું, ભીડમાં ઊભેલા લોકો હસવા લાગ્યા. કોઇએ સીટી વગાડી અને અશ્લીલ જેવો ઇશારો કર્યો, પણ એ તો માણસોની વચ્ચે પોતે મકાનની જેમ ઊભી હતી.

'એની સાથે જશો ?' પેલા છોકરાએ ધીમેથી કહ્યું–'માત્ર પાંચસો લીરા. તમે આખી રાત એની સાથે રહી શકશો.'

એ મારા હાથ પોતાના હાથમાં લઇને પોતાના સ્કર્ટ પર રગડવા લાગી.

'તમે બોલતા કેમ નથી ?' એણે કહ્યું, 'મારું ઘર નજીકમાં જ છે.' એણે હસતાં કહ્યું. એની આંખો ભારે હતી...ઊંઘમાં કે નશામાં, તે કહેવું અશક્ય હતું.

મને લાગ્યું કે એની સામે કંઈ પણ કહેવું અશક્ય છે.

પેલો છોકરો મારી નજીક સરકી આવ્યો. 'ત્રણસો લીરા, માત્ર એક કલાક માટે.'

મેં એની સામે જોયું પણ નહીં.

'બમ્બીનો... શું હું તમારી આંખો ચૂમી શકું છું ?' એણે હસતાં કહ્યું.

ગલીના અંધકારમાં મને લોકોનું હસવું કંઈક અજબ જેવું લાગ્યું. લોકો અમારી બહુ નજીક આવી ગયાં હતાં.

'આહ બમ્બીનો, તમે મને નથી ચાહતા ?' સ્ત્રીએ કહ્યું.

'હું તમને ખૂબ જ ચાહું છું.' મેં કહ્યું.

'જુઓ...આ મને નથી ચાહતાં...!' એણે લોકો તરફ વળીને કહ્યું.

પેલો છોકરો ઇટાલિયનમાં કશું બોલતો હતો...એની કાનની બુટ પર પરસેવો અને વેસેલીન એક થઇ ગયાં હતાં.

'બમ્બીનો...તમે મને નથી ચાહતા...પણ જુઓ, હું ખૂબસૂરત છું...' એણે પોતાનું સ્કર્ટ ઘૂંટણની યે ઉપર લીધું, 'હું મેડોના કરતાં વધારે ખૂબસૂરત છું...'

એનો બોઝીલ ગાતો હોય એવો સાદ ટોળાના અટ્ટહાસ્યમાં ડૂબી ગયો.

'સિન્યારો...યૂ લાઇક મેડોના...' કોઇએ હસતાં કહ્યું.

×

હું ટોળામાંથી બહાર નીકળીને ફરી પુલ પર ચાલ્યો આવ્યો. આ વખતે પેલા છોકરાએ મને રોક્યો નહીં. હવે એને મારામાં કે મારી એકલતામાં કશી દિલચસ્પી રહી નહોતી.

મને હવે આનંદ થયો થયો કે હું ખરેખર એકલો છું. મને આનંદ થયો કે પેલા છોકરાએ પેલી સ્ત્રીને પણ એકલી છોડી દીધી હશે.

પુલની નીચેનું પાણી હવે ચોખ્ખું દેખાતું હતું—સફેદ અને ખામોશ. થોડે દૂરથી એ ફાટેલા થીંગડા જેવું દેખાતું હતું. પાણી પર સૂતેલું, પણ પોતાનામાં અલગ.

મેં ફરી પુલ પાર કર્યો– ફરી અંધારી, સાંકડી ગલીઓમાંથી પસાર થતો સેન્ટ માર્કના ચોકમાં આવ્યો. ચન્દ્ર ઊગ્યો હતો, પણ હજી એ બહુ નીચે હતો. એનો પીળો પ્રકાશ ચર્ચના બુરજો પર પડતો હતો. ક્યાંક દૂર કેનાલના ખૂણેથી મોટરબોટનો સૂનો અવાજ આવતો હતો.

ઓરકેસ્ટ્રાના લોકો ક્યારના યે ચાલ્યા ગયા હતા. બેન્ચ ખાલી પડી હતી. જ્યાં થોડા સમય પહેલાં આઈદાનો ભટકતો પાગલ અવાજ હતો, ત્યાં હવે પુરાણા પથરા હતા...ગરમ અને મેલા કબૂતરોના પડછાયા એના પર ડોલી જતા હતા.

હું ચિયાન્તી પીવાને માટે સ્કવેયરના સસ્તા રેસ્ટોરાંમાં બેસી ગયો. હવે હું બીજા લોકો જેવો હતો. એ લોકો મને જોતો નહોતા–અને પરાયા શહેરમાં તમને જો કોઇ જોતું ન હોય ત્યારે એકલતા લાગતી નથી.

પરન્તુ હું છેવટ સુધી પેલા છોકરાને શોધતો રહ્યો. મને મેડોનાના પોસ્ટકાર્ડ વેચવા આવ્યો હતો તે છોકરાને. એ ટોળામાં ક્યાંય દેખાતો નહતો...બસો લીરામાં એ પોસ્ટકાર્ડ મોંઘા નહતા, એટલી કિંમતે હું એ ગમે ત્યારે વેચી શકતો હતો, પણ હવે હું એને નહીં મળી શકું–મેં વિચાર્યું, કેમ કે વેનિસમાં એ મારી છેલ્લી રાત હતી, જો કે ચિયાન્તીનો સ્વાદ એવો જ ગરમ અને સ્નિગ્ધ હતો, હું એને ફેંકી શકતો નહતો.

તમે ચિયાન્તીને ફેંકી નહીં શકો, ન તો એની પીડાને. □

## સાભાર સ્વીકાર

**કથાવિવેચન પ્રતિ** : વિવેચનો : લે. ડૉ. પ્રમોદકુમાર પટેલ, પ્ર: શ્રી પ્રમોદકુમાર પટેલ, એચ–૨, યુનિવર્સિટી સ્ટાફ કોલોની, વલ્લભ-વિદ્યાનગર–૩૮૮૧૨૦ (જિ. ખેડા), મૂલ્ય રૂા. ૨૫–૫૦

## 'હેરપીન' / સતીશ વ્યાસ

'હેરપીન' પ્રતીકાત્મક એકાંકી છે. એની નાયિકા અંજના પ્રેક્ષકો પાસે હેરપીન માગે છે. એને એના એક બાજુના છુટ્ટા વાળ માટે હેરપીન જોઇએ છે. એનું કારણ આપતાં એ હળવા કટાક્ષ સાથે કહે છે કે "આઇ એમ સપોઝડ ટુ બી એ ગર્લ વીથ એ હેરપીન !" પ્રેક્ષકો સાથેના સીધા સંવાદમાં એ રમૂજનો પણ આશ્રય લે છે. એની માંગણીનો ઉચિત પ્રતિભાવ ન મળતાં એ પૂછે છે કે "હેરપીન સમજો છોને ? માથામાં આઈ મીન વાળમાં નાખવાની કાળી, સાદી આવે છે એવી, પણ મજબૂત," ને પછી એ વાળ સરખા કરે છે. એકાંકી દરમ્યાન એને વારંવાર પોતાના એક તરફના છુટ્ટા વાળને ઠીક કરવા પ્રયાસ કરતી દર્શાવાઈ છે. આ છુટ્ટા વાળ એની મુક્તિને વ્યંજિત કરે છે. સ્ત્રીને એના જન્મની સાથે એક તરફનું જાતિગત બંધન તો (કર્ણનાં કવચ--કુંડળ જેમ) મળી જ ગયું છે. સમાજ ઇચ્છે છે કે એને બીજું પણ બંધન હોય, એની વેરવિખેર સ્વતંત્રતાને બાંધનારું–પિતા પતિ કે માલિક જેવું–કોઇ તત્ત્વ હોવું જોઇએ. 'હેરપીન' એકાંકીમાંનું હેરપીનનું પ્રતીક આવી વ્યંજનાને તાકે છે.

અંજના કોઈ નાટકકંપનીની અભિનેત્રી છે. હેરપીનની માંગણીનો પ્રતિભાવ ન મળતાં એ પોતાના સંવાદ વાંચવા યાદ કરવામાં ગૂંથાય છે. વચ્ચે પાછી એને હેરપીન યાદ આવે છે ને ત્યાં જ પ્રેક્ષકોમાંથી પ્રકાશ નામનો એક યુવાન હાથમાં હેરપીન લઇ સ્ટેજ પાસે આવીને ઊભો રહે છે. અંજના એને ઉપર આવી જવાનું કહે છે. એ પીન ખીસામાં મૂકી ઉપર આવી જાય છે પણ ઉપર આવતાં જ એને ભાન

થાય છે કે પીન તો ક્યાંક પડી ગઈ છે. એ નીચે અંધારમાં શોધવા જવાનો પ્રયાસ કરે છે પણ અંજના એને ઉપરના પ્રકાશમાં જ શોધવાનું કહે છે. અંજના જણાવે છે કે સ્ટેજવાળા પણ શોધે તો છે. પણ એમને મળતી નથી. આ શોધની વાત આગળ લંબાવતાં એ કહે છે કે, "હું ચૌદ વર્ષની હતી ત્યારથી હેરપીન શોધું છું. હજી મળી નથી." આ સામાજિક સલામતીની શોધ હજી પૂરી થઇ નથી. આજે તો અંજનાની વય પચ્ચીસ–છવ્વીસ વર્ષની છે. પ્રકાશની પીન ખોવાવા બદલ અંજના માફી માગે છે. એ એની પત્નીની હશે એવા તર્કના પ્રત્યુત્તર રૂપે પ્રકાશ કહે છે કે હજી એનાં લગ્ન થયાં જ નથી. એને નવાઇ લાગે છે કે આ પીન એના ખીસામાં ક્યાંથી આવી હશે. અંજનાને લાગે છે કે પ્રકાશ મજાક કરે છે પણ પ્રકાશ અત્યન્ત સહજ રીતે 'તમારા સમ' બોલી જાય છે અને બન્ને વચ્ચેની ઔપચારિકતા એનાથી ઓગળવાનો પ્રારંભ થાય છે.

પ્રકાશ ઊતરીને નીચે જવા જાય છે તો અંજના એને અટકાવી સ્ટેજ ઉપર જ બેસવાનું કહે છે. પ્રકાશ ખંચકાય છે ત્યારે અંજના સૂચક રીતે કહે છે, "નાટક શરૂ ન થયું હોય ત્યાં સુધી સ્ટેજ અને બૅક સ્ટેજમાં કંઈ ફરક નથી હોતો" આ જ પ્રકારનો બીજો સંવાદ પણ પછી આવે છે: "પ્રેક્ષકોનું કામ બેસી રહેવાનું તો છે અને પર્દો ખુલ્લો હોય કે પડેલો શું ફર્ક પડે છે !" ('શું ફર્ક'માં ભાષદોષ છે.) હવે જ બન્ને એકબીજાને નામ પૂછીને વિધિસર પરિચિત બને છે. વચ્ચે થોડી હળવી રમૂજ ચાલે છે. પ્રકાશ રાઉરકેલાનો છે એ જાણ્યા પછી અંજના વધારે આશ્ચર્ય અનુભવે છે કેમકે એ તો પોતાની બહેનપણી અંજના જૈનનો ભાઇ 'પકલો' છે જેને એણે નાનપણથી–નાનપણમાં જોયો છે. ફરી પાછી હેરપીન અંગે વાત છેડાતાં અંજના હતાશ થઇ જાય છે. પ્રકાશને એ પૂછે પણ છે કે "તેં કેમ ખોઇ નાખી ? ઓહ કેમ ખોઇ નાખી ?" –એ પછી અંજના એક બુઢ્ઢા દુકાનદારની

કૉલેજકાળના, એક ખોખો રમતાં અથડાઇ ગયેલા, છોકરાની, એકવાર બસમાં સાથે બેઠેલાં અને પછી એના છુટ્ટા વાળ માટે હેરપીન આપવાની લાલચે ઘરે લઇ ગયેલી વ્યક્તિની વાત દ્વારા સૂચવે છે કે એને બાંધવાના-ફસાવવાના પ્રયાસો આ પહેલાં પણ થયા છે પણ, "વાળ ઊડતા જ રહ્યા" વાક્ય દ્વારા એ સૂચવે છે કે એમાં એને સફળતા નથી મળી. પછી તો એના પતનની વિગતો આવે છે.

'એક વિરાટ ટેબલ હતું. તેની ચારે તરફ જંગી ખુરશીઓમાં મકાનો જેવડા માણસો બેઠા હતા. છ છ ફૂટ લાંબી આંગળીઓમાં રાક્ષસી કદનાં પત્તાં હતાં. જબ્બરદસ્ત ગ્લાસોની વચ્ચે હું ટેબલ પર નગ્ન સૂતી હતી. મારો ઉપયોગ એશટ્રે તરીકે થતો હતો. મારી આંખોમાં નાકમાં, ધુમાડો-રાખ હતાં. મારી છાતી પર, સાથળો પર સિગારેટો ચંપાતી હતી. ફાસ્ટ ટ્રેનના ધડધડાટ જેવા હસવાના અવાજોમાં મારી મૃત્યુચીસો ક્યાંય ઘૂંટાઈ જતી હતી. મારો શ્વાસ તરફડતો હતો. રોમ રોમ-માંથી કાળી વેદના ફૂટતી હતી. હું એકલી-અસહાય-એકલી, અસહાય-એકલી, અસહાય." પ્રકાશ સમભાવ બતાવે છે. અંજના એને પાલવ ખસેડીને બ્લાઉઝની અંદરના આ ડામ બતાવે છે. એ કટાક્ષમાં આ ડામને 'વેલ પર ફૂલ ઊગ્યાં હોય એવા' ગણાવે છે. પ્રકાશ પણ પ્રતિભાવ રૂપે પોતાની સાથે હૉસ્ટેલના પ્રારંભિક જીવનમાં થયેલ રેગીંગનો ઉલ્લેખ કરે છે. યાદ કરતાં કરતાં એની આંખો ભરાઈ આવે છે ત્યારે અંજના આશ્વાસન આપવા મથે છે. ફરી એકાએક એને એની હેરપીન યાદ આવે છે અને જ્યાં ખોવાઇ હશે એ જગ્યાએ શોધવાના પ્રસ્તાવ સાથે બન્ને આગળ વધે છે ત્યાં સ્ટેજ ઉપર અંધકાર છવાઇ જાય છે.

હવે નાટક શરૂ થવાની પ્રારંભની જાહેરાત સાથે સંધાન મેળવીને એકાંકી આગળ ચાલે છે. વિખરાયેલા વાળવાળી અંજના "પ્રકાશ, મારા પ્રકાશ !" ના સંબોધનથી એનો છેલ્લો સંવાદ ઉચ્ચારે છે. એકાંકીમાં એ વારંવાર આ સંવાદ યાદ કરતી દર્શાવાઈ છે. એ

સંવાદમાં 'અવિનાશ'નું નામ હતું પણ હવે તાદાત્મ્યને પરિણામે ત્યાં 'પ્રકાશ'નું નામ જોડાઇ ગયું છે. બાકીની વિગતો યથાવત છે; એ સંવાદ પૂરો થતાં એકાંકી પૂરું થાય છે.

એકાંકી અંજનાની એકોક્તિરૂપે શરૂ થયું અને એ જ સ્વરૂપે પૂરું થાય છે. ફ્લૅશ બૅકમાં એનો અને પ્રકાશનો નાટ્યખંડ આકાર લે છે. એકાંકીમાં પ્રતીકની માવજત સુપેરે થઇ છે. સંકેતોમાં ચમત્કૃતિ જરૂર છે, પણ નાટ્યાત્મકતા ઓછી છે. અંજનાની વેદના પણ સંવાદોની વર્ણનાત્મકતાથી આલેખાઇ અને તેથી એમાં પ્રત્યક્ષતા ખૂટે છે; એકાંકીનું ગઠન દૃશ્ય ગુણ ધરાવતું હોવું ઘટે. એવી દૃશ્યાત્મક પરિસ્થિતિઓ અહીં ઓછી છે, જાણે એક વાર્તાને નાટ્યદેહ મળ્યો હોય એમ લાગ્યા કરે છે. અંજનાની તુલનાએ પ્રકાશનું પાત્ર મંદ લાગે છે અને તેથી આ માત્ર બે જ પાત્રો પર નિર્ભર એકાંકીની સમતુલા પણ જોખમાતી લાગે છે. એ પાત્ર પૂરક બનવાનું કામ કરે છે, ગૌણ લાગે છે. આથી જ આ એકાંકી માત્ર અંજનાની અંકોક્તિસમું લાગે છે.

એકાંકીના લેખક શ્રી ઉત્તમ ગડા આ ક્ષેત્રે નવોદિત છે. આ એકાંકીના પ્રારંભ અને અંતને એમણે થોડી પ્રશસ્ય ચમત્કૃતિથી સંજયા છે. રમૂજના ચમકારા પણ છે. સોફિસ્ટિકેટેડ ભાષાનો એક શહેરી સ્પર્શ સંવાદોમાં બાખૂબીથી ઊતર્યો છે. અંજનાના પાત્રની ગરવી પ્રગલ્ભતા પણ એમણે કુશળતાથી ઉપસાવી છે. એના ભીતરની કણસતી વેદનાને બહાર લાવવામાં એ ક્યાંય અતિરંજકતા દાખવતા નથી. એમનામાં આવો કલાસંયમ જોઈ શકાય છે. ઘણે સ્થળે આભાસી ચિંતન બિનજરૂરી રીતે દાખલ થઇ ગયું છે. સીધા ટૂચકા-ઓમાંની રમૂજ ફિસ્સી છે. ક્યાંક શાબ્દિક દ્વિરુક્તિ દ્વારા રમૂજ સર્જવા-ના પ્રયાસ થયા છે–ઉદા. "અલ્યા તને નાટક ફાટક લખવાનો શોખબોખ ખરો કે નહીં ?" પ્રેક્ષકો માટેનાં થોડાં વિધાનો અલબત્ત અસરકારક છે. "યુ કેન ઇગ્નોર ધેમ, યુ કેન ટેક ધેમ, ફોર ગ્રાન્ટેડ" કે "ઓડિય-

મને અંધારામાં રાખવું જ સારું" જેવાં વિધાનોમાં ચિંતન-દર્શનનું તત્ત્વ, ચડિયાતી કક્ષાનું છે. પણ આ પ્રતીક યોજના, આ ચિંતન-દર્શન, સ્ટ્રિમ ઑફ કૉન્સ્યસનેસનું ચમકારાઓનું થોડું તત્ત્વ, થોડા ઘણા સંકેતો અને થોડા ભાષાના ચમત્કારોનું એક અખંડિત નાટ્યએકમ બનતું નથી. ગતિ પણ શિથિલ છે, લેખક પાસે રંગભૂમિની આવશ્યકતાઓની સૂઝ હોવાની પ્રતીજ પડે છે. પણ એનો અસરકાર વિનિયોગ એ કરી શક્યા હોવાનું પ્રમાણ પૂરું પાડી શકતા નથી. □

## આભાર સ્વીકાર

**ઝીણાભાઈ નાયિક :** એ વિખ્યાત હોડીવીરની પ્રવાસકથા : લે. શ્રી મોહનલાલ 'પ્રવાસી,' પ્ર. કુસુમ પ્રકાશન, ૬૧-એ, નારાયણનગર, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭, મૂલ્ય રૂ. ૧૮-૦૦.

**પ્રેરણાપીયૂષ :** પ્રેરક પ્રસંગો : લે. બિપિન પટેલ, પ્ર. ઉપર મુજબ, મૂલ્ય રૂ. ૩-૦૦.

**તરન્નુમ :** ગઝલસંગ્રહ : મુકુલ ચોકસી, પ્ર. મુકુલ ચોકસી, મનુવન સોસાયટી, ટિમલિયાવાડ, સુરત, મૂલ્ય રૂ ૫-૩૫ પૈસા.

## મધુરાયકૃત–'કાન'/ડૉ. ઇશ્વર જરીવાળા

વાર્તાનું શીર્ષક બહુ સૂચક છે. સામાન્ય રીતે કાન' એ માનવ-વ્યક્તિત્વના શરીરબંધારણીય ,પાસાનું એક અંગમાત્ર હોય છે. આવા એકાદ અંગને પરિલક્ષિત કરવાથી વાર્તાનું કેન્દ્ર એવા હરિયાના વ્યક્તિત્વને શૂન્ય કરનારી પ્રક્રિયા વેધક તેમજ મર્મગામી બની રહે છે. 'વ્યક્તિત્વને શૂન્ય કરનારી પ્રક્રિયા'ને વાર્તાની સૂક્ષ્મ ઘટના ગણીએ જેથી તેની સાથે સંકળાયેલા મનોવ્યાપારોની ગતિવિધિ સમજવામાં સરળતા થશે.

અહીં 'કાન'નો સૂચિતાર્થ વિશેષ ઉલ્લેખનીય છે. કાન એટલે કાનનું મહાત્મ્ય ગાવું એવો ક્રિયાસૂચક અર્થ લઇએ તો ખ્યાલ આવશે કે કાનના માહાત્મ્યનું આરોપણ કરવામાં સમગ્ર જનસમુદાય જાણતાં-અજાણતાં નિર્દોષ હરિયાનું વ્યક્તિત્વહનન કરી તેના વ્યક્તિમત્વને નામશેષ બનાવવાની પ્રવૃત્તિઓ આદરતો હોય છે.

મનુષ્યનું 'મનુષ્યત્વ' મટી જાય, વ્યક્તિમત્તા ભૂંસાઇ જાય, અને માત્ર ઉપરછલ્લા, એકાંગી, ઔપચારિક પરિચયમાત્રથી સમગ્ર વ્યક્તિનો જાણે કે અહેસાસ થઇ રહ્યો છે એવી આત્મશ્લાઘામાં રાચવાનો મનોવ્યાપાર વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચે કેવોક ચાલતો રહે છે એનો પરિચય આપવાનો લેખકે આ વાર્તામાં પ્રયાસ કરેલો દેખાય છે. આજના સમાજની કેટલીક સમસ્યાઓનું મૂળ માણસના દંભમાં છૂપાયેલું છે. આ દંભ માણસને માણસની હારમાં મૂકવા દેતો નથી. દંભી સમાજમાં

માણસ માણસનો 'સાચો' સ્પર્શ ગુમાવી બેસી હતાશાનો ભોગ બની જાય છે. અમાનવીકરણ, અલિપ્તતા અને બીજી અનેક સમસ્યાઓ વર્તમાન જનજીવનને કુંઠિત બનાવી રહી છે. આવી સમસ્યાઓનું ઉદ્‌ગમસ્થાન માનવીના અરસપરસના વર્તન–વ્યવહારમાં રહેલું હોવાથી આ પ્રકારની સમસ્યાઓનું મનૌસામાજિક પાસું સ્પષ્ટ થવું. જરૂરી હોય છે. આ વાર્તામાં આ પ્રકારની સ્પષ્ટતા વાચકને મળતી જાય છે. પરિણામે ટૂંકી વાર્તા હોવા છતાં, અને વ્યકિતત્વને શૂન્ય કરનારી પ્રક્રિયા યથોચિત રીતે નિરૂપાયેલી અનુભવી શકાય છે.

વાર્તાનો ટૂંકસાર આ પ્રમાણે છે:

નાના બાળક તરીકે હરિયાના કાનના શરૂ થતાં વખાણ ધીમે ધીમે ગામના દાકતર, ફોટોગ્રાફર અને નિશાળના હેડમાસ્તર સુદ્ધાં ભરપટ્ટે કરવા લાગે છે. મમરા વેચનાર ધનજીભાઇ હરિયાને મફત મોળા મમરા આપી દે છે. આમ ધીમે ધીમે જામનગર, ખંભાલિયા, રાજકોટ, ભાવનગર એમ કરતાં કરતાં કાનનાં વખાણ મુંબઈ જેવા આધુનિક શહેરમાં પહોંચી જાય છે. કૉલેજમાં ભણતી છોકરીઓને પણ અભણ હરિયાના કાનમાં ''Interest'' પડવા લાગે છે.

હરિયો, હરિયો મટી, મનુષ્ય કે વ્યકિત મટી, માત્ર "કાન" રૂપે જ ઓળખાવા લાગે છે. એટલું જ નહીં, હરિયો પોતે પણ કાનના માહાત્મ્યમાં માનવા લાગે છે. એક તરફ જીવતો અટકી પડેલો હરિયાનો કાન, અને કાન વિનાનો હરિયો એટલે શૂન્ય એવી વ્યકિત મટી માત્ર કાન રૂપે ઓળખાતો હરિયો તો બીજી તરફ પૂરપાટ દોડતી, વધતી, જીવતી દુનિયા, આ બંને વચ્ચે, અર્થાત્ વ્યકિત અને સમષ્ટિ વચ્ચે મેળ રહેતો નથી એમ અહીં અભિપ્રેત છે.

મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ વ્યકિતત્વ એક સંકુલ પ્રક્રિયા [Process] હોય છે. વિવિધ પરિબળો દ્વારા એનું ઘડતર થતું હોય છે. કમનસીબે આધુનિક સમાજમાં કેટલીક એવી પરિસ્થિતિઓનું નિર્માણ થયું છે જેને

હરિયાનો અર્થ થાય જીવતો અટકી પડેલો કાન...જ્યારે દુનિયા એટલે પુરપાટ, દોડતી, વધતી, જીવતી દુનિયા."

અહીં હરિયો જીવે છે, પરંતુ એક વ્યક્તિ તરીકે અટકી પડેલું એવું અસ્તિત્વ ધરાવે છે જેનો પૂરપાટ દોડી જતી દુનિયા જોડે તાલ મળવાનો નથી. એકાદ ગુણ કે વ્યક્તિત્વ બંધારણમાં જાણે સુરંગ ચાંપી દેતા વ્યક્તિમત્ત્વનો હ્રાસ થવા પામે છે. આ મનોવૈજ્ઞાનિક ઘટનાને અહીં વાર્તાનું કેન્દ્ર બનાવી લેખકે વ્યક્તિમત્ત્વ ગુમાવી બેઠેલા મનુષ્યની ઓળખ આપવા પ્રયત્ન કર્યો જણાય છે. ચિત્ત-બંધારણની દૃષ્ટિએ અહમ્ (Ego)નું કાર્ય સુખને શોધવાનું ને અસુખને ટાળવાનું છે. ખરેખર તો સુખ–સિદ્ધાંતને [ Pleasure Principle ] વ્યક્તિનો અહમ્ વિવેકપુરઃસર અનુસરે તે માનસિક સુસંવાદિતાની દૃષ્ટિએ જરૂરી હોય છે. એટલે સુખ–સિદ્ધાંતને અનુસરનારો અહમ્ પ્રથમ સલામતી અને પછી સુખ એ ક્રમ સ્વીકારે છે. જે સુખ જીવનને કે આપઓળખને જોખમમાં મૂકે છે તેને માટે અહમ્ દરકાર કરતો નથી. અહમની પ્રવૃત્તિઓ વાસ્તવિકતા સિદ્ધાંતપ્રેરિત [ Reality Principle ] છે અને તે અનુકૂળતા પ્રમાણે જ સુખની પાછળ પડે છે. બાહ્ય વાસ્તવિક જગતનું પ્રત્યક્ષીકરણ થવું અને તે સાથે પરિચિતતા કેળવવી અહમનું પ્રથમ કાર્ય છે.

આ દૃષ્ટિએ હરિયાના વ્યક્તિત્વ–બંધારણમાં અહમનું તત્ત્વ વ્યવસ્થિત કે સંગઠિત બની શકતું નથી. હરિયો દુનિયાનું કે દુનિયાના તાલનું બોધન કરી શકતો નથી. પરિણામે સલામતીના ભોગે અજ્ઞાત રીતે તે સુખસિદ્ધાંતને એટલી હદે અનુસરવા લાગે છે કે એનું સમગ્ર અસ્તિત્વ અસલામતીથી ઘેરાઈ રહે છે. પૃ. ૧૩ ઉપર લેખક કહે છે, "હરિયો કોઇ દિવસ ઊઠીને જાણશે કે આખો તાલ આવો થયો છે ત્યારે કેટલો જીવ બાળશે. આજથી પાંચ, સાત, દસ કે બાર વર્ષ પછી." અહીં દુનિયા વિશેનું કે જાત વિશેનું પ્રત્યક્ષબોધન [Perception]

ક્રમશ : કેટલાક ઉચ્ચ મનોવ્યાપારોથી સંગઠિત કે વ્યવસ્થિત બની વિકાસ પામવું જોઇએ તે ક્રમનસીબે વિકાસ પામી શકતું નથી એવું અભિપ્રેત છે. તત્ તત્ત્વ (ID નિમ્નઅહમ્)ને માનવ વ્યકિતત્વની રચનાના જૈવિક પાસા તરીકે, અહમ્ (Ego)ને મનોવૈજ્ઞાનિક પાસા તરીકે અને ઉપરી અહમ્ (Super Ego)ને સામાજિક પાસા તરીકે લઇશું તો હરિયાના ચિત્તબંધારણમાં અહમનું તત્ત્વ અવ્યવસ્થિત તેમજ અસંગઠિત બનવાથી તેની વ્યકિતત્વ–રચનાનું મનોવૈજ્ઞાનિક પાસું વિશેષ કરીને તેનું જાત વિશેનું અને જગત વિશેનું પ્રત્યક્ષબોધન ખામી-યુક્ત બની એક પ્રકારની વ્યકિતત્વની Crisis ઊભી કરે છે એમ ગણાય. અલબત્ત જનસમુદાયની હરિયાના કાનનું માહાત્મ્ય ગાવાની પ્રવૃત્તિએ જ હરિયાના નબળા અહમને બહેકાવવામાં તેમજ અવ્યવસ્થિત અને અસંગઠિત બનાવવામાં આગવો ભાગ ભજવ્યો ગણાય. હરિયાનો અહમ્ સુસંગઠિત હોત તો આવી વ્યતકિત્વહનનની પ્રવૃત્તિઓનો સામનો કરી શકયો હોત...પરંતુ હરિયો શરૂથી અંત સુધી વ્યકિતત્વહનનની દિશામાં જે રીતે ગતિ કરતો રહ્યો તે સૂચવે છે કે એના વ્યકિતત્વ-બંધારણમાં અહમનું તત્ત્વ વ્યવસ્થિત કે સંગઠિત બની શકતું નથી... મનોવિજ્ઞાનની દષ્ટિએ વ્યકિતત્વને ગતિશીલ બનાવનાર વ્યકિત જ ગત્યા-ત્મક વિશ્વમાં પણ અનુકુલન સાધી શકે છે. અને વ્યકિતત્વને ગતિશીલ બનાવવા માટે તેના ચિત્ત–બંધારણમાં નિમ્નઅહમ્, અહમ્ તથા ઉપરી અહમ્ ત્રણેય સંગઠિત બનવાં જોઇએ.

☐

## પત્રચર્ચા

તંત્રી, 'કંકાવટી'

માર્ચ, '૮૨ના અંકમાં મેં કરેલી 'હું પશલો છું'' એકાંકીની ચર્ચા અંગે ડૉ. વિજય શાસ્ત્રીએ કરેલી પત્રચર્ચાના અનુસંધાનમાં થોડી સ્પષ્ટતા કરવા માગું છું.

'કોઈને ભગવાન બનાવી દેવાનું મોટીફ આપણે ત્યાં નવું નથી' એમ હું કહું છું ત્યારે એનું જૂનાપણું–એની પ્રાચીનતા સ્વીકારીને ચાલું છું. કૃતિની ચર્ચામાં એનો સમગ્ર ઇતિહાસ આપવા જતાં કૃતિથી ઘણા દૂર નીકળી જવાના ભયે એને છેડ્યો નથી. આર. કે. નારાયણે આધુનિક સમયમાં પણ એનો ઉપયોગ કર્યાનો નિર્દેશ એમના કરતાં પુવાર કેવી જુદી અને (મારે મતે) યોગ્ય દિશામાં પ્રવર્ત્યા છે એ વિશેષ રૂપે પ્રગટાવવાના હેતુથી જ કર્યો છે.

આ એકાંકી 'વધુ પડતી ઉપહાસવૃત્તિથી પાંખું પડતું'' લાગે છે એમ કહું છું ત્યારે ઉપહાસની શક્તિથી હું અનભિજ્ઞ નથી. મને આ એકાંકીનાં રાજા–રાણી–સેનાપતિ વધુ પડતી સ્થૂળતાથી નિર્વહણને પામ્યાં લાગ્યાં છે. આ ઉપહાસથી ડૉ. શાસ્ત્રી કહે છે તેમ વ્યથાની ધાર નીકળતી લાગતી નથી પણ વ્યથા ઢંકાઇ જતી લાગે છે. વ્યથા અને ઉપહાસની સમતુલા મને જળવાતી લાગતી નથી. એકાંકીની ચર્ચા દરમ્યાન આ મુદ્દાનો મેં નિર્દેશ કર્યો છે. આને અભિપ્રાયભેદ પણ ગણી શકો.

—સતીશ વ્યાસ

# હવે ૬ વર્ષે બમણાં

## નાની બચતની નવી યોજના

## ૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્રો ( શ્રેણી : ૬/૭ )

## વાર્ષિક ૧૨ ટકાનું આકર્ષક વ્યાજ

૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્ર
(છઠ્ઠી શ્રેણી)

- રૂા. ૧૦૦ના બમણા કરતાં વધુ રૂા. ૨૦૧.૫૦ પૈસા મેળવો.
- બચતપત્રો રૂા. ૧૦, ૫૦, ૧૦૦, ૫૦૦, ૧૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમાં મળી શકશે.
- વાર્ષિક ૧૨ ટકા ચ. વૃ. વ્યાજ પાકતી મુદતે મેળવો.

૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્ર
(સાતમી શ્રેણી)

- પ્રતિ ૭ મહિને વાર્ષિક ૧૨ ટકાના દરે વ્યાજની ચૂકવણી.
- બચતપત્રો રૂા. ૧૦૦,૫૦૦,૧,૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમાં મળી શકશે.

વિશિષ્ટ સવલતો :-

- વારસ નિયુક્તિ (નોમીનેશન)ની સગવડ વ્યક્તિગત ઉપરાંત હવે સંયુકત નામે લેવામાં આવતાં આ બચતપત્રોમાં મળી શકશે.
- આ બચતપત્રો વ્યક્તિગત ઉપરાંત સંયુક્ત નામે પણ લઈ શકાશે.
- રોકાણની મર્યાદા નથી.
- આવકના સ્થળે કર કપાતો નથી.
- ત્રણ વર્ષ બાદ, વટાવી શકાય.
- કરપાત્ર વ્યાજની ગણતરી વરસો-વરસના હિસાબમાં લેવા જરૂરી સર્ટિફિકેટો મેળવી શકાય છે.
- રૂા. ૧,૫૦,૦૦૦ સુધી સંપત્તિવેરામાંથી મુક્તિ. રૂા. ૩,૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્ત.

વધુ માહિતી માટે

નજીકની પોસ્ટ ઓફિસ; જિલ્લા કલેક્ટર કચેરી; નાયબ નિયામક, નાની બચત-રાજકોટ, વડોદરા, અમદાવાદ; રાષ્ટ્રીય બચત સંસ્થા. લાલ દરવાજા, અમદાવાદ કે અધિકૃત એજન્ટોનો સંપર્ક સાધો.

—કમિશનર, નાની બચત અને રાજ્ય લોટરી, ગુજરાત રાજ્ય—

✻ નર્મદાની આધારશિલા બનશે આપની બચત ✻

# કંકાવટી

જુલાઇ ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૪ : અંક ૨૭૯ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨.

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત-૩૯૫ ૦૦૧

ક્યારે ય
એણે કોઇ છાયાનો
અંગીકાર કર્યો નથી.
ધાન્યની કુંળીઓ
કણકણમાં છિન્ન
સૂર્યરશ્મિથી
પર્ણપૂંજો
અરણ્યવૃક્ષનાં
નમે ઝૂકે સંમતિમાં,
ભાન એને
સંગતિનું,
ન અન્ય કાંઈ.
પ્રશ્ન પ્રત્યેક-
-નો
પ્રત્યેક ઉત્તર.
અને,
આ સંમતિની ગહુરાઈમાં સરે,
કો ઝાકળબિંદુ
રઝળતી દૃષ્ટિનો માણસ,
પ્રેમનું આકાશ વર્ણવે છે,
અને,
અરણ્યનાં પર્ણપૂંજોની જેમ,
ઉડ્ડયન લેતાં પંખીની જેમ,
નિદ્રાધીન માનવીની જેમ,
તે એનાં વિસ્મયો સંચિત કરે છે.

ઇચ્છાઓ / નીતિન મહેતા

૧

ઝમઝુમ ઝમઝુમ ટગર ટગર જોતી
ઉછળતી કૂદતી ભેટતી ચૂંથતી વીખતી
ફરી આવીશ એવું કહી
ત્વરિત નાસતી
મારા અણુએ અણુને ભાંગતી બાંધતી શારતી
મારી ઇચ્છાઓને
આજે મેં દીવાલમાં માથું
પછાડતી જોઈ.
હું થોડું કણસી પડખું ફરી સૂઈ ગયો

૨

આપણી ઇચ્છાઓને
હાથપગ આંખકાન હોતાં હશે
એવું વિચારતો હતો
બસ પછી વિચારતો જ રહ્યો
ને તે મને ચટકા ભરતી જ રહી.

૩

પાંચ આંખોને મીઠામાં બોળી
સામે વૃક્ષ છે તેના
પોલા થડમાં મૂકી આવવી
જોઇએ
પછી ઘરે આવી
સ્નાન કરી લેવું જોઇએ
એવું વિચારતો હતો
ત્યાં બારીનો કાચ તૂટયો
મારામાં તડ પડી
ને લોહીમાં ઝગમગી ઊઠી
મારી જ પાંચ આંખો.

૪

હવામાંથી સફરજન પડયું
ઉઝરડાયેલી જમીન પર
હવાના લીરા પડયા
ઝણઝણાટી બની હું તારા
શરીરમાંથી ટ્રેનની જેમ પસાર
થઈ ગયો
હજી આપણા બંનેની ગુનેગારી
માણસજાતમાં જીવે છે
શેતાનનો આભાર.
ઇશ્વરનો ઉપકાર.
બંનેને સાત સલામ.

...અને હું હોઉં છું/–'પંથી' પાલનપુરી

સાંજનું ભાગણ અને હું હોઉં છું
ધુમ્મસે ઘેરાયલી ચારે દિશા,
અણચાતી ક્ષણ અને હું હોઉં છું.

ધૂંધળું દર્પણ અને હું હોઉં છું
હું જ ઊભો હોઉં મારે બારણે,
ઝૂરતું સગપણ અને હું હોઉં છું.

એકલું આંગણ અને હું હોઉં છું
રાત પડશે–ની ફફડતી ભીતિએ,
સૂનવાતું [illegible]ણ અને હું હોઉં છું.

પ્યાસનું વળગણ અને હું હોઉં છું
જીભથી ચાટ્યા કરું અંધારને,
એક રૂઢ ગળપણ અને હું હોઉં છું.

દાદરે રણઝણ અને હું હોઉં છું
પીપળે ઊંધું લટકતું પ્રેત, ને
સ્પર્શતી સાપણ અને હું હોઉં છું.

કો' અદેહી જણ અને હું હોઉં છું
ભીંત પર ચોળાની 'પંથી' ચઢઊતર,
[illegible] અરવ પગરણ અને હું હોઉં છું

## મરણ / ડૉ. સુરેશ હ. જોષી

ક્યાંકથી મરણની ગન્ધ આવે છે, એ કદાચ પારિજાતનાં ખરી ગયેલાં પાંદડાંમાંથી, લીમડા પરના ગીધની પાંખમાંથી, લેડી પિલર હૉસ્પિટલમાંથી કે પછી મારા શ્વાસમાંથી આવે છે. બાળપણમાં વડીલોએ મરણને રમ્ય રૂપે દેખાડયું હતું. ફૂલના હારથી શણગારેલા વિમાન-માંની આકાશયાત્રા માણવાનું ત્યારે મન થઈ આવતું. પણ સાથે સાથે એમ કહેતા કે એક વાર એ વિમાનમાં બેઠા પછી ઘરે પાછા વળી શકાય નહિ. તો પછી પેલા પતરાના ડબ્બામાં સંતાડેલી લખોટીનું શું ? હમણાં જ નવી આપેલી પેન્સિલ તો હજી છોલવાની ય બાકી છે ! આવાં નાનાં પ્રલોભનો વિમાનમાંની આકાશયાત્રાના મુહૂર્તને દૂર ઠેલ્યા કરતાં.

ત્યાર પછી તો નિકટથી અને દૂરથી મરણને અનેક રીતે અનુભવ્યું છે. હયાતીના તીવ્ર ઉન્માદ છતાં ચાલી જતાં રાવજી અને મણિલાલ એ બે કવિઓનાં મરણને તીવ્રતાથી અનુભવ્યું છે. એટલી તીવ્રતાથી કે એ વિશે કાગળ પર અક્ષર પાડવા જતાં એ અક્ષરો બાષ્પ થઈને મારી આંખમાં સમાઇ ગયા છે. મરણના ભયથી ધર્મનાં દ્વાર પણ ઠોકી આવ્યો છું. પણ ઘણીવાર વિચાર આવે છે કે આપણે તો અપૂર્ણ, આપણને પૂર્ણવિરામ હોય ?

જીવન ધીમે ધીમે બીજાની સ્મૃતિ પરનો ભાર હળવો કરતું જાય અને છેલ્લી ક્ષણે સ્મૃતિ હળવી હવા જેવી પણ નહિ રહી હોય એની જીવન જીવનાની કળા સિદ્ધ કરવી જોઇએ. મારી દષ્ટિએ સ્મરણનો લોભ છોડવો સૌથી કપરો છે. પણ ભગવાન દયાળુ છે, ધીમે ધીમે એ વિસ્મૃતિને હૃદયમાં વિસ્તારે છે. પછી સ્મરણ કસકરૂપે નથી રહેતું. એની માત્ર આછી રૂપરેખા જ રહી જાય છે. એથી જ તો ઘણી વાર વિગત સ્વજનનું મુખ યાદ કરવા જઇએ ત્યારે એકાદ મહત્ત્વની રેખા ખૂટતી લાગે છે.

મેં કોઈક વાર મરણને ખાલી પાત્ર જેવું કલ્પ્યું છે. જો જીવનની સમૃદ્ધિથી એને છલોછલ ભરી દઇએ તો પછી નાના સરખા નિઃશ્વાસની પણ જગ્યા ન રહે. તો જ આપણે પૂર્ણાહુતિ આપ્યાનો આનંદ માણી શકીએ. પણ જીવનમાં પ્રલોભનો કેટલી વિરૂધ્ધ દિશામાં આપણને ખેંચી જાય છે ને આપણને કેવા શીર્ણવિશીર્ણ કરી નાંખે છે! જેને ખૂબ ચાહીએ છીએ તેની સમક્ષ પણ આપણે પૂર્ણરૂપે ઊભા રહેતા નથી. જીવતાં જીવતાં સમયનું પોત જીર્ણ કરી નાખીએ તો કેવી દરિદ્રતા ઉઘાડી પડી જાય!

મને તો જીવનની સમૃધ્ધિ જ છેલ્લી ક્ષણે સ્મૃતિમાં જડી નાખવા-નું મન થાય. કોઇ રાત્રે આવેલી નીરન્ધ્ર નિદ્રા, પૂરી તૃપ્તિથી પીધેલો શીતળ જળનો ઘૂંટડો, કોઇ ચાલી જતું હોય તેનો હાથ ઘડીભર મારા હાથમાં ટકી રહ્યો હોય તેનું સુખ, કોઇક અપરિચિત આપણને પરિચિત માનીને ભ્રમનું સુખ ઘડીભર માણે તેને હું તો કૃતજ્ઞતાપૂર્વક સ્મરું. પરિચિતો આપણને ધીરે ધીરે અપરિચિત બનાવીને દૂર સરતા જાય તેની કટુતાને હું ભૂલી જવા મથું. જે જીવનમાં નહિ ઉકેલાયું હોય તેને મરણના અજવાળામાં ઉકેલી શકાશે. માટે જ હવે કોઈ કશી ગેરસમજ કરે તો અકળાવું નહિ જોઇએ એવું હું મારા મનને સમજાવતો રહ્યો છું. કોઇકે એવું પણ કહ્યું છે કે મરણ એ એવું છિદ્ર છે જેમાંથી જોતાં ભગવાનની દષ્ટોદષ્ટ થાય છે.

**તથાપિ*** / ડૉ. વિજય શાસ્ત્રી

છેક ૧૯૩૫માં ડબલ્યુ બી. યેટ્સે કહેલું કે 'Poetry was a tradition like religion and liable to corruption'[1] સુરેશ જોષીના 'તથાપિ' સંગ્રહનાં ચાર દીર્ઘ કાવ્યો માણતાં આ વાત એટલા માટે યાદ આવી કે તેના પુરોગામી 'ઇતરા' સંગ્રહમાંના 'મૃણાલ' જેવા દીર્ઘ કાવ્યમાંની લયરચના, કાકુ, સતત બદલાતાં રહેતાં ભાવકેન્દ્રો, પ્રતીકયોજના, ક્યારેક દેખા દઇ જતા આધુનિક જીવનસરણી પ્રત્યેના રોષમાંથી જન્મેલા કટાક્ષઉપહાસ, વિદગ્ધતાસભર મુગ્ધતા અને સતત વરતાયા કરતાં Tension આ ચાર દીર્ઘ રચનાઓમાં પણ અનુભવાયાં જ.

'પાંચ અંકનું નાટક' રચના વૃત્તાન્તનો સુંદર આભાસ રચીને સ્વ પ્રત્યેની અનુભૂતિઓની વિવિધ મુદ્રાઓને વિવિધ ભાષા-ભંગીઓના માધ્યમ દ્વારા ઊપસાવે છે. કશાક વૃત્તાન્તનો તન્તુ હાથમાં આવ્યો લાગે ત્યાં જ તેને જાણી જોઇને સ્થગિત કરી દઈ અનુભૂતિઓનાં મૂર્ત રૂપો ઊપસાવતી પંક્તિઓ આવી પડે. આરમ્ભની બારેક પંક્તિઓમાં માનવનિયતિની અપૂર્ણતાઓ ગણાવ્યા બાદ તેના નિસ્પંદરૂપે–

'હું એક અદનો આદમી'

જેવી પંક્તિ આવે છે, અદના આ આદમીની વધુ ઓળખ

'દીવાલ પર ભગવાનની છબિ
એની પાછળ માળો બાંધનાર ચકલી
એમને જેટલા જાણે તેટલા જ હું પણ ઓળખું'
પ્રેમની અઢી અક્ષર જોડવા જેટલી
મેં નથી જોઇ કોઇ નારી'[2]

જેવી પંક્તિઓમાં પમાય છે. જેમાં માનવીની પામરતા અને ઉત્કટ છતાં નિષ્ફળ જવા જ સરજાયેલી પ્રેમની ઝંખનામાં રહેલી પરમતા બંનેનો સંયોગ કરી બતાવ્યો છે એમાં ટાગોરની 'આમી માનુષ'ની ઉક્તિ પડઘાતી સંભળાય. આ અદના આદમીની પ્રેમ દ્વારા પરમતાને પામવાની

ઝંખના તેને કવિની લગોલગ લઇ જાય છે ત્યારે જહૉન કિટ્સની 'A poet is the pmost unpoetical of anything in existence because he has no identity'[3] ઉક્તિ યાદ આવે.

આદિમતા, શૂન્યતા અને ઉદ્દામ આવેગો પ્રત્યેની સુરેશ જોષીની આસક્તિ જાણીતી ઘટના છે. છતાં તેમનાં તાજાં રૂપો અહીં જોવા મળે છે. જેમ કે પ્રેમ કરવાની વયમાં આવેલી નાયિકાના શ્વાસને

'કેવડાના વનમાં સરતા નાગના
જેવા એના શ્વાસ ?'[4]

કહીને સરખાવે ત્યારે નાગના પેટની મસૃણતાની સ્પર્શક્ષમ અને ઉન્માદવ્યાકુળતાની બેચેન છબી ઊપસે છે. પણ પ્રેમ, મૌગ્ધ્ય, ઉદ્દામ આવેગમયતા અને વ્યાકુળતાની આ સૃષ્ટિમાં કોઇ ખલનાયક એટલે નાયકનાયિકાના પ્રણયને વિદારિત કરી નાખતો કોઈ ફિલ્મી ઢબનો ખલ જ કવિને અપેક્ષિત નથી. એ ખલનાયક તો કદાચ લાચારીપૂર્વક પ્રેમ-પ્રેમી–નો ત્યાગ કરાવતી પરિસ્થિતિ રૂપે પણ આવીને ઊભે. આવા, પરિસ્થિતિ બનીને આવતા ખલનાયકને વશ થતી–થયેલી–નાયિકાનું ચિત્ર નિમ્નલિખિત પંક્તિઓમાં દોરાયું છે.

'—એ હવે થઈ છે.
આડત્રીસની;
એની કાયા એટલે અહીં તહીં વેરાયેલી
વરવી પુષ્ટતાની ટેકરીઓ,
હોઠ પર રુંવાટી, એને ઢાંકવા મથે પાવડરથી આંગળીનાં
–ટેરવાં ચપટાં
એના પર ટાઇપરાઇટરના અક્ષરોનો દાબ
પાંચ વર્ષ પર લખાયેલો પ્રેમપત્ર
એના બે હાથ છલકાઇ જાય છે ફાઇલોથી'

## તથાપિ* / ડૉ. વિજય શાસ્ત્રી

છેક ૧૯૩૫માં ડબલ્યુ બી. યેટ્સે કહેલું કે 'Poetry was a tradition like religion and liable to corruption'[1] સુરેશ જોષીના 'તથાપિ' સંગ્રહનાં ચાર દીર્ઘ કાવ્યો માણતાં આ વાત એટલા માટે યાદ આવી કે તેના પુરોગામી 'ઇતરા' સંગ્રહમાંના 'મૃણાલ' જેવા દીર્ઘ કાવ્યમાંની લયરચના, કાકૂ, સતત બદલાતાં રહેતાં ભાવકેન્દ્રો, પ્રતીકયોજના, ક્યારેક દેખા દઇ જતા આધુનિક જીવનસરણી પ્રત્યેના રોષમાંથી જન્મેલા કટાક્ષઉપહાસ, વિદગ્ધતાસભર મુગ્ધતા અને સતત વરતાયા કરતાં Tension આ ચાર દીર્ઘ રચનાઓમાં પણ અનુભવાયાં જ.

'પાંચ અંકનું નાટક' રચના વૃત્તાન્તનો સુંદર આભાસ રચીને સ્વ પ્રત્યેની અનુભૂતિઓની વિવિધ મુદ્રાઓને વિવિધ ભાષા-ભંગીઓના માધ્યમ દ્વારા ઊપસાવે છે. કશાક વૃત્તાન્તનો તન્તુ હાથમાં આવ્યો લાગે ત્યાં જ તેને જાણી જોઇને સ્થગિત કરી દઈ અનુભૂતિઓનાં મૂર્ત રૂપો ઊપસાવતી પંક્તિઓ આવી પડે. આરમ્ભની બારેક પંક્તિઓમાં માનવનિયતિની અપૂર્ણતાઓ ગણાવ્યા બાદ તેના નિસ્પંદરૂપે–

'હું એક અદનો આદમી'

જેવી પંક્તિ આવે છે, અદના આ આદમીની વધુ ઓળખ

'દીવાલ પર ભગવાનની છબિ
એની પાછળ માળો બાંધનાર ચકલી
એમને જેટલા જાણે તેટલા જ હું પણ ઓળખું
પ્રેમની અઢી અક્ષર જોડવા જેટલી
મેં નથી જોઇ કોઇ નારી'[2]

જેવી પંક્તિઓમાં પમાય છે. જેમાં માનવીની પામરતા અને ઉત્કટ છતાં નિષ્ફળ જવા જ સરજાયેલી પ્રેમની ઝંખનામાં રહેલી પરમતા બંનેનો સંયોગ કરી બતાવ્યો છે એમાં ટાગોરની 'આમી માનુષ'ની ઉક્તિ પડઘાતી સંભળાય. આ અદના આદમીની પ્રેમ દ્વારા પરમતાને પામવાની

ઝંખના તેને કવિની લગોલગ લઇ જાય છે ત્યારે જહોન કિટ્સની 'A poet is the pmost unpoetical of anything in existence because he has no identity'[3] કેફિયત યાદ આવે.

આદિમતા, શૂન્યતા અને ઉદ્દામ આવેગો પ્રત્યેની સુરેશ જોષીની આસક્તિ જાણીતી ઘટના છે. છતાં તેમનાં તાજાં રૂપો અહીં જોવા મળે છે. જેમ કે પ્રેમ કરવાની વયમાં આવેલી નાયિકાના શ્વાસને

'કેવડાના વનમાં સરતા નાગના
જેવા એના શ્વાસ ?'[૪]

કહીને સરખાવે ત્યારે નાગના પેટની મસૃણતાની સ્પર્શક્ષમ અને ઉન્માદવ્યાકુળતાની બેચેન છબી ઊપસે છે. પણ પ્રેમ, મૌગ્ધ્ય, ઉદ્દામ આવેગમયતા અને વ્યાકુળતાની આ સૃષ્ટિમાં કોઇ ખલનાયક એટલે નાયકનાયિકાના પ્રણયને વિદારિત કરી નાખતો કોઈ ફિલ્મી ઢબનો ખલ જ કવિને અપેક્ષિત નથી. એ ખલનાયક તો કદાચ લાચારીપૂર્વક પ્રેમ-પ્રેમી–નો ત્યાગ કરાવતી પરિસ્થિતિ રૂપે પણ આવીને ઊભે. આવા, પરિસ્થિતિ બનીને આવતા ખલનાયકને વશ થતી–થયેલી–નાયિકાનું ચિત્ર નિમ્નલિખિત પંક્તિઓમાં દોરાયું છે.

'—એ હવે થઈ છે.
આડત્રીસની;
એની કાયા એટલે અહીં તહીં વેરાયેલી
વરવી પુષ્ટતાની ટેકરીઓ,
હોઠ પર રુંવાટી, એને ઢાંકવા મથે પાવડરથી આંગળીનાં
–ટેરવાં ચપટાં
એના પર ટાઇપરાઇટરના અક્ષરોનો દાબ
પાંચ વર્ષ પર લખાયેલો પ્રેમપત્ર
એના બે હાથ છલકાઇ જાય છે ફાઇલોથી'

[પ્રેમપત્રો અને ફોટાઓ-નું સંનિધિકરણ-Juxtaposition- અને તજ્જન્ય કરુણ વિરોધ આસ્વાદ્ય છે.]

'પચાસ વર્ષના હેડક્લાર્કની ખંધી ટેવાયેલી આંખો

કદીક ટહેલવા નીકળે છે. એની કાયા પર

[ 'કાયા પર' શબ્દોની બરાબર ઉપર જ 'આંખો' શબ્દની મુદ્રણરીતિ પણ ધ્યાનાર્હ છે. ]

દોડીને બસ પકડતી વખતે એનાં ઘૂંટણના સાંધા કળે છે.

કોઇક વાર જાય છે પિકનિક પર

કશુંક બનશે એવી આશાએ.

દર વખતે કશુંક બનતાં બનતાં

રહી જાય છે;

સંસ્કાર, સંકોચ, ભય-

બધું ગણવા બેસે છે ને અધેથી છોડી દે છે.'[૫]

અધેથી બધું છોડી દેવડાવતા સંસ્કારો અદના આદમીની કરુણોત્પાદક નિયતિ છે. આજના ખલનાયકોની છબી પણ પ્રેક્ષણીય છે.

'જાણું છું કે દુનિયામાં ખલનાયક જુદા વસતા નથી.

એ હોય છે આપણા જેવા જ

કદીક આપણાથી વધુ સોહામણા

આંખોમાં કરડાકી નહિ, સ્નિગ્ધતા,

વાણીમાં ચીકણી મધુરતા.'[૬]

આ વિચ્છિન્નતાની સ્થિતિમા સ્વ સાથેનું અનુસન્ધાન જ લુપ્ત થયું છે. કાવ્યનાયક, કામૂના મ્યુરસોની જેમ ઘટનાચક્રની બહાર outsider બની ઊભો છે. કામૂનો મ્યુરસોં જેમ માતાના મૃત્યુની વાત નિર્વેદપૂર્ણ સ્વસ્થતાથી કરે છે તેમ આ કાવ્યનાયક પણ-

'પિતાજી ગયા તોયે આંસુ પાડી શક્યો નથી.'

કાવ્યનાયકના મતે આ પંચાંકી નાટક ભયાન્ત છે અને ભયનાં કાવ્યાત્મક ચિત્રોથી રચનાનું સમાપન થાય છે. એક બે ચિત્રો જોઈએ તો-

'બાગમાં જાઉં છું તમારી જ જેમ
ફૂલો જોઉં છું
ને એકાએક વિચાર આવે છે
આ ફૂલોને સ્થાને
ખોપરીઓ ખીલી ઊઠે તો ?'

.........................

કાળો કાગ ડોળ્જોઉં
અને
ગભરાઇ જાઉં
હમણાં જ એ ગીતાનો શ્લોક બોલશે કે શું ?[7]

'કુમ્મસઃ સમુદ્રદર્શન' શીર્ષક હેઠળના કાવ્યગુચ્છના આરંભે સમુદ્રે પ્રેરેલી ગહનતા અને વ્યાપ્તિની અનુભૂતિના કાવ્યાત્મક પર્યાયો યોજાયાં છે. સાત સાગરનાં ઊણ્ડાણોને કવિએ સ્વ–માં અનુભવ્યા પછી સ્વ–જન પણ દ્વાપર કે ત્રેતા યુગ જેટલું દૂર લાગે છે અને ગોખલામાંના દેવ પર પણ સત્યયુગની કાન્તિ જોવાય છે. સ્થળ અને કાળનાં પરિમાણોના આમ વિસ્તરવા સાથે જ સ્વ–નું પણ મેટામોર્ફોસિસ થવા માંડે છે. અને કવિ

'ખનિજમાંથી ઉદ્ભિજમાં
જળચરમાંથી સ્થળચરમાં
કીટમાંથી પંખીમાં,
સહેલાઇથી અવરજવર'

કરી શકે છે, પણ ત્યાં જ સહસા વર્તમાનના કઠોર નિષ્ઠુર વાસ્તવની સ્મૃતિ કરાવતું કશુંક ઠેબે ચડે છે અને એ વાસ્તવની કદર્યતા અને બીભત્સતા કવિની આંખમાંના સાત સાગરના ઊણ્ડાણને સોષી લે છે. આમ, સમુદ્રદર્શનજન્ય સ્થળકાળવ્યાપ્તિ અને લુપ્તિની અનુભૂતિઓનો આલેખ આપ્યા બાદ કવિ ભીંત પર પડતા ડાળના પડછાયામાં ઉર્વશીનાં 'કનકગૌર ચરણનો નૃત્યલય' અનુભવે છે પણ જ્યારે એ

વનવિખૂટી ડાળની નિઃસહાયતાને તેઓ 'મને એ ડાળની આજુબાજુ અડાબીડ વન ઊગેલું દેખાય છે' કહી દૂર કરે છે, ત્યારે પ્રકૃતિ માટેનો Nostalgia વ્યક્ત થાય છે.

સાગર સાથેની એકરૂપતા, રેસ્ઓની નૌકાનાં સઢપાટિયાં છેલ્લે સમુદ્રનાં ફીણ બની જાય એવી, અ તિમ અ'શના નિઃશેષ વિગલનની પ્રક્રિયા દ્વારા સાધવાની કવિની તીવ્ર ઝ ખના છે. પવનની વિવિધ રૂપચ્છટાઓનું 'જનાન્તિકે'માંનું આલેખન યાદ કરાવે તેવું વર્ણન

'ભીંગેલા કૂવાની બખોલમાંના શિશુપીપળાના
'એ રહી રહીને કાન આમળ્યા કરે છે.'

જેવી પંક્તિઓમાં થયું છે. રચના–અ'તર્ગત અનુભૂતિનો લય જ રચનાને તેની આગવી સુસ'ગતિ અને ઊતિ [Texture] ઊપસાવી આપે છે. ઍલિયટે એક સ્થળે નોંધ્યું છે તેમ–

'the whole effect, the dominart tone is due to the fact that a number of floating feelings, having an affinity to this emotion by no means super ficially evident, have combined with it.'[૮]

'થાક' એ સામ્પ્રત માનવીના પૂરાતન સાથેના બોજારૂપ બની રહેલા–બની રહેતા–અનુસ'ધાન અને તજ્જન્ય વેદના–વિદ્રોહ–નું કાવ્ય છે. કવિએ અજાણ્યે પણ કબૂલી લીધું છે કે–

'હું તો સમયના કોટકિલ્લામાં છીંડું પાડીને સમયની બહાર ભાગી છૂટવા ઇચ્છું છું.'

અને સમયની બહાર નીકળી જવું એટલે ઇતિહાસ અને સ'સ્કૃતિના વૈભવ અને વારસાનાં વળગણો બ'ધનો–માંથી મુક્ત થઇ જવું. જે–

'અર્ધી જિ'દગી તો બને ચઢી બેઠેલાં
દેવદેવલાંને હેઠે ઉતારવામાં ગઈ છે'

તેનો થાક ઉતારી ભૂતકાળના સંસ્કારના એકેય ચિહ્ન વગરના, નિશ્ચિહ્ન, સંજ્ઞાહીન, શુદ્ધ, નર્યા, શૂન્યવત્ બની રહેવાની કવિની ઝંખના છે, પણ આમ સંપૂર્ણ શુદ્ધ બની રહેવામાં મરણ પણ મદદરૂપ થઈ શકે તેમ નથી કેમ કે–

'મરણ પછીય સમય તો વળગેલો જ રહે છે.'

ઇતિહાસ, સંસ્કૃતિ, ધર્મ, કાળ વિશેની અભિજ્ઞતા વગેરેથી માનવીને સંભૃત કરીને, સજ્જ કરીને ઈશ્વરે માનવાને ખરો ફસાવ્યો છે. આ બધા પ્રપંચોના બોજને વેંઢારતા આવેલા કવિની ઇચ્છા તો છે–

'કાંચીડો થઇને કેળનાં પાનની છાયામાં'

બેઠા રહેવાની અને–

'સરોવર નીચે નાનો શો કાંકરો થઇને'

પડયો રહેવાની અને–

'ક્ષણિક થઇને લય પામી'

જવાની. આ 'સિદ્ધિ' શૂન્યવત્ બની જવાની સિદ્ધિ તેની નિયતિમાં છે ખરી? ન જાને! 'થાક' આમ, માનવીની અભિજ્ઞતા જ, માનવીને માટે કેવો તો તેનું Dehumanization નિર્માનવીકરણ-કરી નાખનારો, માનવીને નર્યો કર્તૃત્વહીન અને કહેવાતી સંસ્કૃતિ–સંસ્કારિતાના અસબાબનો બોજ વહે જનાર બનાવી દેનારો અભિશાપ છે તેની વેદનામાંથી રચાયેલી કૃતિ છે.

ચોથી અને અંતિમ 'કોઈકવાર' રચના 'થાક'થી ઊલટી ગતિએ પણ એક જ ધ્યેય–સ્વની લુપ્તિ–સિદ્ધ કરવાની ઝંખનાનું કાવ્ય છે. અવકાશ, વૃક્ષ, અન્ધકાર, પવન જેવાં સૃષ્ટિનાં આદિમ અને સનાતન સત્ત્વોના અંશરૂપ બની જવાની ઝંખના દ્વારા વ્યવહારુ સ્વ સાથે સધાતી દૂરતા કવિનો ઝંખનાવિષય છે. નામહીન બની રહેવાની અપેક્ષા અહીં પણ છે અને આ નામહીનતાનો પ્રદેશ તો અજબગજબનાં અચરજોથી ભર્યોભર્યો છે. એમાં–

જેવું સુખદ તો–

'જેને આંખ માનીને એમાં દૃશ્યની જેમ સમાઇ જવા જાઉં છું
તે તો નીકળે છે કોઈ રાક્ષસી પંખીની પહોળી થયેલી ચાંચ'

જેવું આઘાતક આશ્ચર્ય પણ સાંપડે છે. માનવી ભાષા બોલે છે ત્યારે એ માત્ર તેની પોતાની હોતી નથી, હોઈ શકતી નથી, માનવીની ભાષા દ્વારા સમસ્ત જગત વ્યક્ત થાય છે, એ પરિસ્થિતિનું નિદાન 'હવે હું વસતો નથી, મારામાં કશુંક વસે છે,'–જેવી પંક્તિમાં થયેલું છે.

સંગ્રહનું મુખપૃષ્ઠ, મુદ્રણરીતિ, વચ્ચે મૂકાયેલી છબી ઇત્યાદિમાં સુરેશીય સ્પર્શ અનુભવાય છે. □

**ટીપ**

* તથાપિ: કાવ્યસંગ્રહ : લે. સુરેશ હ. જોષી, પ્ર. સાહિત્ય સંગમ, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૩૯૫૦૦૩, મૂલ્ય વીસ રૂપિયા.

૧. W. B. Yeats : 1935. Oxford Book of Modern Verse introduction p. ix.

૨. સુરેશ જોષી : '**તથાપિ**' : પૃષ્ઠ : ૪

૩. John keats : (from a letter to Richard Woodhouse, October : 1818).

૪. સુરેશ જોષી : '**તથાપિ**' ૧૯૮૧

૫. એજન : પૃ. ૯

૬. એજન : પૃ. ૧૦

૭. એજન : પૃ. ૧૯–૨૦.

૮ T. S. Eliot : Quoted by : C. K. Stead in his 'The New Poetics' 1964 Published by : Harper a Row P : 128.

## હોટલનો ઓરડો / લ્યુઇસ નકોરી

એ સવારે ઊઠ્યો ત્યારે ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. અધખૂલ્યા બારણામાંથી એણે પ્રથમવાર જોયું કે મારી સામેના ઓરડામાં એક સ્ત્રી રહે છે–અત્યારે ઓરડામાં ઊભેલી એ સ્ત્રીના શરીર પર એકે કપડું ન હતું, એની નગ્નતા જરાયે ખરાબ નહોતી લાગતી. હોટલની ભેજિયા ભીંતોની ગંધનો અણસાર પણ એના શરીરમાં નહોતો એટલે પણ એવું લાગતું હોય.

બિછાનાની કરચલીઓમાંથી ઉભરતા શરીરનાં અંગોના ગોળાકારોમાં વાસનાનો કશો જ સંકેત નહોતો. અંગોના ગોળાકારો બહુ જ સુઘડ હતા, પણ એ કોઈ ટાઢા પથ્થરમાંથી કોર્યા હોય એવા લાગતા હતા. સિડ બેલેને લાગ્યું–એ પવિત્ર છે અને નિરાશાની સીમા સુધી કુંવારી. એ પછી એણે આગળ કશું વિચાર્યું નહીં, અને બારણું બંધ કરી દીધું.

દિવસભર એ પોતાના કામમાં મંડ્યો રહ્યો. સ્કોચ વ્હીસ્કી અને પાણીનો ગ્લાસ એણે પાસે રાખ્યાં હતાં. બપોરે એ એકવાર ઊઠ્યો, નીચે ગયો અને હોટલમાંથી થોડાં ફળ ખરીદીને દસ મિનિટમાં એ પાછો ફર્યો. ઓરડાની બારી પાસે રાખેલી આરામખુરશી પર બેસીને એ ફળ ખાતો રહ્યો. બારી સાગરકાંઠા તરફ પડતી હતી, પણ અત્યારે બહાર કશું જ દેખાતું નહોતું; વરસાદ જોરથી પડતો હતો.

લંડનની ઠંડી ધૂંધળાશથી દૂર, તે આ ટાપુ પર આવ્યો હતો તે દિવસ ચોખ્ખો હતો. સાગરકાંઠાની સફેદ રેતીમાં લોકો પોતાના શરીર પરના ફાલતુ કપડાં ઉતારી કલાકો સુધી પડી રહેતા. કેટલાક વાંચતા કે ચૂપચાપ સૂતાં સૂતાં સ્વપ્ન ઘડયા કરતાં. ક્યારેક કોઇ આઇસક્રીમવાળો આવતો અને એમની શિથિલતા ભંગ કરતો

રજા ગાળવા આવેલા લોકોમાંના ઘણાખરા અમેરિકન હતા. સિડ બેલેએ એવું અનુમાન એમના ઉચ્ચારો પરથી નહીં, તેમ આઈસ્ક્રીમ ખાવાના એમના શોખ પરથી પણ કર્યું નહોતું. એ અનુમાન તો એણે કોઈની યે પહોંચમાં આવવાનો ઇન્કાર કરતી નવી પેઢીના વર્તાવ પરથી કર્યું હતું. એમાંનો કોઇ મોંફાડ બોલતો નહી. વિશેષ કશું નહોતું તો સામાન્ય પણ કશું નહોતું, આડંબરભર્યું પણ કશું નહોતું. હતી એક ઉદાસીનતાભરી શાન, ભારે વ્યાવહારિક સંકોચ અને જાણી જોઇને બીજાથી અલગ હોવાનું પ્રદર્શન. લાંબા અને સોનેરી પગોવાળી છોકરીઓનો એક અંદાજ હતો–ખાસ અવસરે અપનાવેલો અંદાજ નહીં–કટ્ટર આચરણના નિષેધથી ઉત્પન્ન થયેલો અંદાજ. સિડ બેલેના વિચારે આ વૈરાગ્યભરી માસૂમિયત અને વર્તમાન દુનિયાદારીનું એક સુંદર સામંજસ્ય હતું. અને, અંગતપણે એને એ સારું લાગતું હતું.

સિડ બેલેએ કોઈ પણ સહેલાણી સાથે વાત કરતાં પોતાને રોક્યો હતો, કારણ કે રજાના દિવસો હજી શરૂ થયા હતા, અને સાગરકાંઠાના ઝાંખા પ્રકાશવાળા બારમાં બેસવાનો સમય હજી ખાસ્સો પડયો હતો. અત્યારે તો એ પોતાના, હોટલના ઓરડામાં બેસીને ટાઇપરાઇટરની સૂરિલી ખટ્ખટ્માં જ પરોવાઈ રહેવા માંગતો હતો.

સૂર્ય–સ્નિગ્ધ આ ટાપુ પણ હવે એવો રહ્યો નથી. પહેલાં ફોરાં વરસ્યાં હતાં, પછી વાદળ વરસી પડયાં હતાં, અને તમામ સહેલાણી મોસમના

પક્ષીની જેમ અદશ્ય થઇ ગયા હતા, સિડ બેલે એકધારો પોતાના કામમાં મંડયો રહ્યો.

અને પછી એક દિવસ સવારે ઝરમર વરસતી હતી ત્યારે સિડ બેલે ઊઠયો તો એણે જોયું : બારીની ધૂંધળાશ ચીરીને બહાર જુએ તોયે કશું દેખાય નહીં. એ તો લાંબા સમય સુધી ભ્રમમાં એક માણસ જીવતો હોય કે હું સ્વતંત્ર છું અને પછી એક દિવસ અચાનક બારણું ખોલવા લાગ્યો ત્યારે એને જાણ થઇ કે બારણું તાળું વાસેલું છે–એવું જ બન્યું. એક દૂરની એકલા ટાપુની એકમાત્ર હૉટલના ઓરડાની ઝાંખી એકરસતા એ ચેતવણી માટે પૂરતી હતી, પણ સિડ બેલેએ પોતાના શરીર અને આત્માના થાકે કોઇ પણ ભયનો અનુભવ કરવાની શકિત ખોઈ દીધી હતી. પીડાનું એક બુઝાયેલું પડ એના ભીતરમાં જામી ગયું હતું તેણે ઉત્સાહીનતાના એના રોગને એનાથી અને બીજાઓથી પણ છુપાવી દીધો હતો.



આજે સવારે સામેના ઓરડાના ખુલ્લા બારણે એણે જે યુવતીને વચ્ચોવચ ઊભેલી જોઇ હતી, તે જાણે કોઈ ચીજ લેવા ઊઠી હોય, પણ પોતે શું લેવા માટે ઊઠી છે એ ભૂલી ગઈ હોય અને જ્યાંની ત્યાં ઊભી રહી ગઈ હોય–એવી લાગી હતી. એ કદાચ પોતાના કંટાળાનો સ્ત્રીપણાની ઉદાસીનતાનો અંદાજ હતો. પહેલાં સિડ બેલેને એ બહુ આકર્ષક લાગ્યો હતો, પણ પછી કંટાળાજનક, કેમકે એને એવું પ્રતીત થયું કે આ પવિત્ર દૂધિયા શરીર, મારામાં ઊંઘતી ભૂખને જગાડી શકતું નથી. એણે બારણું બંધ કરી દીધું હતું, પોતાના કામે લાગી ગયો હતો, પણ અચેતન મનમાં એને માટે હોય એવા શરીર વિશે એ વિચારવા લાગ્યો હતો.

સિડ બેલેના મનમાં પશ્ચાત્તાપનો ભાવ આવ્યો, પણ એ જોઇને એ પોતે ચકિત થઇ ગયો કે એ પશ્ચાત્તાપ એને ખરાબ લાગ્યો નહોતો.

થોડી ક્ષણોને માટે સમસ્ત દુનિયાની ઉપેક્ષા કરવાના અનુભવથી એને સંતોષ થયો, પછી એ ભાવને પોરસાવતા પોતાના જેવા કોઇ બીજા દુઃખી આત્મા સાથે એ ભાવનાને વહેંચી લેવાનું એને મન થયું એણે સવારે ઓરડાની વચ્ચોવચ અવશ ઊભેલી યુવતી વિશે ફરી વિચાર્યું.

એના કામની ગતિ આખો દિવસ ધીમી અને થકવી નાખનારી હતી. વધારે પડતા શરાબપાને પણ એને થકવી દીધો હતો. એ કામે લાગવાના સ્થાને બેસી ફરી સવારે જોયેલી યુવતી વિશે વિચારવા લાગ્યો. એ જો કે એ વાત સ્વીકારવા તૈયાર નહોતો, પણ એના કાન સામેના ઓરડામાં ચાલતી નાનામાં નાની હિલચાલ તરફ સચેત હતા. નાના ધબકાર દ્વારા પણ જાણે પેલી યુવતીના વ્યક્તિત્વને પામી જવા માગતા હતા–એના વિચારે એ અત્યન્ત નિરાશાજનક હતું. એણે પોતાના ઓરડાનું બારણું ખોલ્યું પણ એને ગુસ્સો આવ્યો, કેમકે સામેના ઓરડાનું બારણુ સાવ બંધ હતું. એ કલ્પના કરવા લાગ્યો–એ અરીસાની સામે બેઠી છે–કદાચ અત્યારે પણ કપડાં ઉતારી નાંખ્યાં હોય–અને કોઇ નકામા કામમાં પડી હોય, નખ રંગવા પોલિશ કરવા જેવા નકામા કામમાં; અથવા, કોણ જાણે ઊંઘતી યે હોય. કશું પહેર્યાં વિના, માત્ર પોતાના દૂધ જેવા રંગના શરીરને તાણીને–સિડ એલેની કલ્પના આવી હતી–સાવ નરમ માંસ, પરન્તુ સેક્સરહિત, દૂધિયા રંગ, લોહીનો રંગ, નહીં, એક સ્વચ્છ સુઘડ નિરોગી એન્ટી-સેપ્ટિક યુવતી–તે કોઇ પણ પુરુષને કશી યે પીડા આપી શકે એમ નહોતી, અને સિડ એલે એક પીડાને તરસતો હતો–કદાચ વાસ્તવિક દર્દને નહીં–પણ એક પીડા માટે તે અવશ્ય વ્યાકૂળ હતો.

☐

એ થાકેલો હતો, એને કોઈ એવી અપરિચિત વ્યક્તિની જરૂર હતી જેની ચંચળતા પોતાના ઝાંખા મેલા દિવસોને ઝાંખપને વધારે ગાઢ કરીને ઉભારે અને પોતાની સ્મૃતિમાં હંમેશને માટે આ શિથિલ રજાના દિવસોનો ખાલીપો ઝૂલ્યા કરે.

સિડ બેસેની નજરે ખાલીપો, પીડા કરતાં યે દુઃખદ હતો. પીડા આમ તો પણ કામની હોય છે. જો તે કોઇ મરી ગયેલી ઊર્મિને જગાડે. એ કોઇપણ પીડાને સહન કરવા, સંઘરવા માટે, કોઇ નારીના સંબંધમાં અથવા એની સાથેના સંબંધમાં વિચારવા માંગતો નહોતો. તે છતાં એ વિચારતો હતો કે ત્રણ સપ્તાહના રજાના દિવસોથી વધારે સારો અવસર ન હોઇ શકે, જેમાં એ એક બિન–ઇમાનદાર પ્રેમ કરે અને તે હોટલમાં એ વિદાયના જમણ સાથે સમાપ્ત થઇ જાય અને તેમાં તરત કરેલા એકબીજાને પત્ર લખવાના અડધા દિલના વાયદા હોય.

રજાના દિવસોમાં થનારા પ્રેમ વિશે હજારો સામાન્ય પ્રકારની ફિલ્મો ઊતરી ચૂકી છે–એણે વિચાર્યું, અને પછી એક વાર્તાનો પ્લોટ યાદ આવતાં એનાં દશ્યો એ ફરી જોવા લાગ્યો–રાત પડી ગઈ, સિડ બેસેની નિરાશા ઓર વધી ગઇ. એ રવિવારની રાત હતી, અને સિડ બેસેના વિચાર પ્રમાણે રવિવારની રાત બીજી તમામ રાતો કરતાં વધારે કંટાળાજનક હોય છે. એવી ઘણી રાતો હતી–જેમાં એણે પ્રેમ કર્યો હતો, શરાબ પીધો હતો, રસ્તે ચાલનારા સાથે એ બાઝયો હતો, ઝઘડો પણ કર્યો હતો–ઘડીભર કંટાળો દૂર કરવાને માટે. સૌથી મહત્ત્વની જરૂરી વાત એ હતી કે રાતે સૂતી વખતે પોતાના વિચારોને કેન્દ્રિત કરવા માટે એને કોઇ વાતની તસલ્લી હોવી જોઈતી હતી.

સાત વાગી ગયા. એ નીચે હોટલમાં જમવા ગયો. એણે જોયું કે પેલી સવારે દીઠેલી તે યુવતી–એના વિચારે કોઇપણ વસ્ત્ર વિના, અત્યારે શિફોનનાં કપડાંમાં, ઓરડાના એક ખૂણેના મેજ પાસે એકલી બેઠી હતી. એ તેના મેજ પાસે ગયો, ત્યાંથી ચારે બાજુ નજર કરી, પછી ત્યાં જ બેસી ગયો.

'હું અહીં બેસી શકું...?' બેઠા પછી એણે પૂછ્યું. યુવતીએ પોતાના નાજુક હાથોએ આગળ આવેલા વાળ સરખા કરી પાછળ કર્યાં. એના હોઠ એવી રીતે બીડેલા હતા, જાણે એ કોઇ પણ અપરિચિત સાથે

ભાવિકતા ક્યાં છે. એનો સ્વભાવ મસ્ત અવશ્ય હતો, તેજાબ પીધેલી જીભ હતી, અને એથી યે વિશેષ કંઇક હતું—અક્કડ સરખો આત્મા, ખૂબ જ દૃઢ, ઝૂકી ન શકે એવો, ખૂબ જ ચૈતન્ય. એ ઘણું બધું જાણવાને ઉત્સુક રહ્યો. એને થયું કે એનું શરીર આટલું કોમળ ન હોત, આટલું પવિત્ર ન હોત તો કેવું સારું!

બંને મેજ પરથી ઊઠયાં ત્યારે એ હસીને કહેવા લાગી, 'એ ખુશીની વાત છે કે મારા સામેના ઓરડામાં એક નાટયકાર રહે છે. હમણાં તમે કોઇ નવું ,નાટક લખો છો?'

'કંઇક વિચારું છું...'

'શું?'

'—તમને બહાર લઇ જાઉં, ખૂબ જ શરાબ પીવડાવું, મારા ઓરડામાં આવવા માટે મનાવી લઉં, આ મોસમ સુધરે નહીં ત્યાં સુધી...'

ઉત્તરમાં જાણે તે કંઇ વિચારતી હતી. સિડ એલે એની ચિંતાતુર મુખમુદ્રા દિલચસ્પીથી જોવા લાગ્યો. એણે કંઇક વિચારીને કહ્યું, 'હું તમારી સાથે બહાર આવીશ, પણ તમને એક વાત કહી દઉં, મને કંટાળો આપનારા પ્રત્યે મને નફરત છે...'

એક નાઇટક્લબમાં જઇને બંને ચૂપચાપ શરાબ પીતાં રહ્યાં, મેજની નીચે એના પગ સાથે સિડ એલેનો પગ ક્યારેક અડકી જતો—પણ એ સ્પર્શ એનામાં કશું જગાડી શકતો નહીં, એટલું ય નહીં કે એનો હાથને ઇચ્છાપૂર્વક ખસેડી પણ દે. એ સામેના સ્ટેજ પર નિગ્રો યુગલોનું નૃત્ય જોતી રહી, એક નિરસ ભાવથી—એક નિગ્રોની બહુ પહોળી પીઠ સામે જોતી રહી—ચમકતી હાનસી પીઠ સામે—અને જ્યારે એ પોતાની નૃત્ય સહચરીની સાવ પાસે પહોંચીને ઊભો થઇ ગયો, ત્યારે હેલનની નાજુક આંગળીઓ એના ગળાના નેકલેસ સાથે રમવા લાગી—કંઇક ગભરાહટે. નિગ્રોના પહોળા પંજાના હાથોએ પેલી નર્તકીની

નાજુક કમરને સમેટી પોતાની નજીક ખેંચી ત્યારે હેલનના હોઠમાંથી એક દુઃખભર્યો નિઃશ્વાસ સરી પડ્યો. એના હોઠ સહેજ કંપ્યા અને ખૂલી ગયા–જાણે પેલી નર્તકીના સ્થાને એ પોતે ન હોય, અને પછી ધીરેધીરે એના આપોઆપ સંકોચાતા શરીરે સહજપણે ખુરશીનો આશ્રય લીધો. અને પછી, બીજા દર્શકો સાથે એ પણ દાદ દેવા લાગી.

પૂરા સમયમાં એ ક્ષણો થોડીક જ હતી. બચ્યો સમય બંને ચૂપ-ચાપ શરાબ પીતાં રહ્યાં. અજબ જેવી ચૂપકીદીનો ભંગ કરવા માટે સિડ બેલેએ એકવાર પૂછ્યું, 'મને તમારી જિંદગી વિશે કંઈક કહો. તમારા જેવી નારી આ દૂરના ટાપુ પર શા માટે આવી છે ?'

'આવા ટાપુ પર એક વિવાહિત નારી શા માટે આવે ? એક કંટાળો એને અહીં લઈ આવે, અને રોમાન્સની એક ધૂંધળી આશા...'.

'પણ તમે રોમાન્સ માટે ઉત્સુક એવાં જરા યે નથી.'

આંખો પર આવેલી શિરકેશની એક લટને ખસેડીને એ બોલી, 'મુશ્કેલી એ થઈ કે જેવી મેં મારી રજાઓ શરૂ કરી કે મારાથી યે વધારે થાકેલા માણસો મને મળવા લાગ્યા, મારા પતિ કરતાં યે વધારે થાકેલા...'

સિડ બેલે એના પતિ વિશે કંઈક પૂછવા માગતો હતો. પણ એને બદલે એણે પૂછ્યું, 'કોઈના ચહેરાને જોઈને તમે શી રીતે કહી શકો કે તે થાકેલો છે ?'

'માત્ર શરીરનો થાક નહીં, મારી કહેવાની મતલબ મૂળભૂત થાક વિશે છે. જે લોકો કશુંક અનુભવવા માટે અથવા કોઈ સ્વપ્ન સેવવાને લાયક નથી રહ્યા, અને એટલે કોઈ સ્ત્રીની અંદર જવાળી આગ જગા-વવાને ય લાયક નથી રહ્યા...'

'હે...' સિડ બેલેએ પોતાનો પ્રશ્ન હોઠ સુધી જ રાખ્યો. એ ઉત્તરનું સત્ય સાંભળવાના વિચારે ડરી ગયો. એ ઉત્તર એ પોતે વધારે સારી રીતે જાણતો હતો.

હેલને અતિ નરમ આંખે એની સામે જોયું. અને માથું હલાવીને કહેવા લાગી, 'મિસ્ટર બેલે! તમે એ પ્રશ્ન મને ન પૂછો. તમે જાણો છો કે મને સાચું કહી દેવાની ટેવ છે...અને અનેક વાર સત્ય જૂઠાણા કરતાં વધારે નિર્દય હોય છે...'

'મિસિસ કિસિંગ! તમારી પાસે વિચિત્ર શિષ્ટાચાર છે, કદાચ બદલો લેનારો.'

'મારો શિષ્ટાચાર મારી રીતનો છે, ગુન્હા સાથે એને કશો જ સંબંધ નથી... મતલબ કે અશિષ્ટ આચરણ પોતે ગુન્હો નથી, બલકે એ ખુશીનો અનુભવ ન કરવાની અંતર્ગત આવે છે...'.

એ કંઈ કહે તે પહેલાં તો હેલન સામે જોઈને નિગ્રો નર્તક યુગલોને શોધવા લાગી; પણ સ્ટેજ ખાલી જોઈને એણે આળસ મરડી અને પછી એકાએક ઊભી થઈ ગઇ. ત્યારે નાઇટકલબના ડીમ પ્રકાશમાં એને જોઈને સિડ બેલેને લાગ્યું કે આની તો પૂજા થવી જોઇએ–એ પણ એ જ ચાહે છે– એની આસપાસ પૂજા કરવા માટે લોકો ઝૂકીને બેઠા નહોતા એટલે એ નારાજ છે–પણ પછી સિડ બેલેને લાગ્યું કે આ આટલી અમાનુષિ ન થઇ શકે. એ એવી રીતે ઘાયલ થઇને ઊઠી હતી જાણે નિષ્પલક પ્રતીક્ષા કરતી હતી કે કોઇ અજવાળું આ માનવચિત્રને ચમકાવી દેશે–એને માટે એ માનવચિત્ર બહુ જ ધૂંધળું થઇ ગયું હતું. અને સિડ બેલેને સૌથી વધારે એ વાતે પ્રભાવિત કર્યો હતો કે એણે એક મૂગા ત્યાગથી આ દશા મેળવી હતી, જે એના કહેવા પ્રમાણે ખુશી જરાયે ન હોવાની દશા હતી. દૈનિક જીવનની નિરર્થકતા–દાખલા રૂપે, એક નાઇટકલબમાં એક ખાલી સાંજ, ઠંડો બિયર સ્વાદ કર્યા વિના પી ગઇ અને પાસે બેઠેલા પુરુષમાં કોઇપણ પ્રકારના સાહસનો સર્વથા અભાવ. આ બધું એક દૃઢ આત્માને પણ વિચલિત કરી મૂકવા માટે પૂરતું હતું. પણ સિડ બેલેએ એવા વિચારે મનને મનાવ્યું કે આ સ્ત્રીએ મારી પાસે બહુ મોટી માંગણી કરી છે–એણે માત્ર શરીરનો સ્પર્શ

નહોતો માંગ્યો, કમબખ્તે આત્માનો સ્પર્શ માંગ્યો હતો. અને એને લાગ્યું કે મારો આત્મા એટલો ટાઢો છે કે કોઇ બીજા આત્મામાં કશું પ્રજ્જવલિત નહીં કરી શકે. એટલે એ નારીની માંગના બોજથી એ પર હતો.



પાછા ફરતી વખતે બંને વરસાદથી ભિંજાયેલા લાંબા રસ્તે ચાલ્યાં. રસ્તો ઠેકઠેકાણે તૂટેલો હતો. સાગરનાં મોજાં કિનારા સાથે પછડાઈ પછડાઇને તૂટી પડતાં હતાં. વરસાદ થંભી ગયો હતો, પણ હવા બહુ ભીની હતી. સિડ બેલેને ભીની હવાનો સ્પર્શ સારો લાગતો હતો, પણ હેલન કિસિંગને કેવો લાગતો હતો એ વિચારવું એને માટે કઠણ હતું.

સિડ બેલે માટે એ આશ્ચર્યની વાત હતી કે હેલને પોતાનો કોમળ હાથ એના હાથમાં આપ્યો હતો. એણે પોતાની જાતને સંભાળી–પોતાના આશ્ચર્યને છુપાવવાનો આભાસ હેલનને ન થાય તે માટે પછી ધીરેથી પોતાનો હાથ હેલનના ગળે નાખી હેલનની ગળે લગાડી. હેલનના શરીરમાં એક તીખી ઝણઝણાટી દોડી ગઇ, સિડ બેલે એ જાણી ગયો, અને પછી એ ગાંડી ખુશીથી એ ગભરાઈ ગયો. એને ડર હતો કે ક્યાંક હેલન પોતાથી છૂટી ન થઇ જાય.

એ રાતે એ એકવાર બિછાનેથી ઊઠી, બેલેને એક સુખદ ચેનમાં, એવી રીતે જ છોડીને–બારી આગળ ઊભી રહીને સાગર તરફ જોતી એની ગર્જના સાંભળતી રહી, પછી ચૂપચાપ પાછી ફરીને બેલે પાસે સૂઈ ગઈ અને સવાર સુધી ગાઢ નિંદમાં સૂતી રહી.

હવેના દિવસો સિડ બેલે માટે અત્યંત પૂર્ણ–ભર્યાભર્યા હતા. એ દિવસભર લખતો, સાંજ પડી જતી, તો પણ એ લખતો રહેતો. એ ચૂપચાપ આવતી અને એના મેજની પાસે ફર્શ પર બેસી જતી.

એ વિદાયની વેળા હતી. ત્રણ સપ્તાહ વહી ચૂક્યાં હતાં–સિડ બેલેએ કલ્પના કરી હતી એવાં જ. પણ એણે ધારી હતી એવી એ

પીડા ન હતી—એ એની સામે બેઠી હતી, દેવા વસ્ત્ર પહેરીને, એની દાઢી એના બંને હાથો પર ટેકવેલી હતી—ગાઢ કાળા વાળની વચ્ચે મેંઢા હતો, અને શિરકેશ એના સ્કંધ પર વિખેરાયેલા હતા. સિડ બેલેના હાડકામાં એક કમ્પ ઊતરી ગયો અને એને લાગ્યું કે આ કમ્પ એક મૂગા ભયમાં પરિણત થઇ ગયો હતો. પુરુષ એ ભયથી ત્યારે પરિચિત થાય છે, જ્યારે અચાનક એને લાગે છે કે એક વિશેષ સ્ત્રી સિવાય દુનિયાની બીજી કોઇ સ્ત્રીને પોતે નહી ચાહી શકે અને એ સ્ત્રી પોતાથી હંમેશને માટે છૂટી પડે છે.

એની મૂક આકૃતિની પાછળ સમસ્ત આકાશ ડૂબતા સૂર્યની લાલિમાથી રંગાઇ ગયું હતું. અડધા મનથી જલદી કાગળ લખવાનો વાયદો કર્યા છતાં સિડ બેલે જાણે રડી ઊઠયો, 'હેલન, હું તને પ્રેમ કરું છું!'

એણે જવાબમાં કશું કહ્યું નહીં. ધીમેથી સિડ બેલેને ચૂમ્યો અને ઝડપભેર પગથિયાં ઊતરી ગઇ. એના જવાનો સમય થઇ ગયો હતો. મેજ પર અડધા ભરેલા ગ્લાસ પડયા હતા. સૂર્ય ઝડપભેર ડૂબવા લાગ્યો હતો, અને એક બરફાળ ઠંડી સિડ બેલેના શરીરમાં ઊતરવા લાગી...



**વાર્તા** / ભૂપેશ અધ્વર્યુ

**નોંધ** : કેટલાંક વર્ષોથી ભૂપેશને સાહિત્ય અને કલાની પ્રવૃત્તિ નિરર્થક હોવાની પ્રતિતિ થવા માંડેલી તેથી કૃતિઓ પ્રકાશનાર્થે મોકલવાનું લગભગ બંધ કરેલું. કોઇ આગ્રહપૂર્વક માંગે ત્યારે આપતો ખરો. છેલ્લા વર્ષમાં એણે કશું સર્જનાત્મક લખવાનું પણ છોડી દીધેલું. હાથ પર લીધેલું અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના પત્રસંપાદનનું કાર્ય પૂરું થયા પછી તરત જ કલાપ્રવૃત્તિની નિરર્થકતા સૈદ્ધાંતિક રીતે પ્રસ્થાપિત કરવા એક લેખશ્રેણીનું આયોજન હતું. એ વિષે અંદરથી એ ખૂબ સ્પષ્ટ હતો, અને શ્રેણી પૂરી કર્યા બાદ એ એનું બધું જ સર્જનાત્મક લખાણ અપ્રગટ રાખે અથવા નાશ કરે એવું પણ સંભવિત હતું. અહીં એની એક અપ્રગટ કૃતિ રજુ કરી છે. —**ધીરેશ અધ્વર્યુ**



**દિવાન**ખાના અને વચલા રૂમની વચ્ચે આવેલા બંધ બારણાની તિરાડમાંથી વચલા રૂમમાં સળગતા ચૂલાનો પ્રકાશ સીધો દીવાનખાનામાં આવી બ્રાહ્મીના કાન પર પ્રકાશની એક પટી રચતો. બ્રાહ્મી બોલતી ત્યારે એના કર્ણો હાલતા અને સોનાનાં કર્ણફૂલો પેલી પ્રકાશપટીના ઝબકતા પ્રદેશની સીમામાં પ્રવેશી જતાં અને પોતાના ચળકાટને, બારમાસી ફૂલના ઢગલા ખેરવતા હાસ્યની જેમ, બધે વેરવા મંડી જતા. એની ગૂંથેલી લટો દીવાલ સાથે અથડાતી ને બ્રાહ્મની નજરો એનું અનુસંધાન જાળવીને, સિંહગઢ પર ચઢતા તાનાજી માલસુરેની જેમ, ઉપર ચડતી ચડતી ઉપરના ગોખલામાં મૂકેલા જૂના પોસ્ટકાર્ડની થપ્પી પર પડતી.

પછી તો નીરેન આવ્યો. તીતી, વરુણ આવ્યાં. પછી એક ખોડંગાતો માણસ આવ્યો. એની ઓળખાણ નીરેને બ્રાહ્મીને કરાવી. તીતીએ, અંદર જે ચૂલો સળગાવીને બેઠું હતું તેને મીરાનું ભજન ગાવા માટે તૈયાર

રહેવા બૂમ પાડી. સોફાસેટની નીચે એક એશ-ટ્રે ઊંધી થઈને પડી હતી. પેલા ખોડંગાતાએ પોતાના એક પગ વતી તેને જકડી, પછી સોફા પર બેઠો, પછી પગ વતી તેને ઊંચકી, હાથમાં લીધી ને સ્વામીત્વના ભાવથી કહ્યું, "જો આ એશ-ટ્રે કોની છે?" નીરેન, લુચ્ચો નીરેન, બોલ્યો, "એશ મારી છે!" પણ એ બધી વાત અહીં અપ્રસ્તુત છે. ગરીબ બિચારો બ્રાહ!

તીતી-વરુણ સજોડે આવ્યાં હતાં એટલે સજોડે બેઠાં. એટલે તીતીએ વરુણ પ્રતિ કશું કહેવાનું ન હતું. તીતીએ આથી જ બ્રાહ્મી તરફ નજર કરી. તીતી નીરેનને ઉદ્દેશીને બોલી. નીરેન, તીતી અને બ્રાહ્મીને ઉદ્દેશીને બોલ્યો. બ્રાહ્મી માત્ર ગણગણી જ પણ, એવું ગણગણી કે બધા પર એક આંચકો ફરી વળે અને બધા, તાર પર ટીંગાયલાં વનવાગોળનાં શબ જેવા બની રહે. વરુણ વ્યવહારુ માણસ હતો. બધાને સંતોષ આપવા, એ બોલ્યો ત્યારે નજર બ્રાહ તરફ રાખી સંબોધન તીતીને કર્યું. પણ એ લાગુ પડતું હતું ક્યાં તો પેલા ખોડંગાતા માણસને, ક્યાં તો અંદર ચૂલા પાસે બેઠેલી વ્યક્તિને. પછી બધાં જ ચૂપ થઈ ગયાં ત્યારે પેલું ઘડિયાળ બોલવા લાગ્યું...'ટીક, ટીક.' હિંમત કરીને એણે પોતાનો અવાજ પછી મોટો બનાવ્યો-'ટન્...ટણણણ, ટન્-ટણણણ...' ને રાતના નવના ટકોરા પડ્યા. ચૂપ હતો માત્ર પેલો ખોડંગાતો માણસ અને ગરીબ બિચારો બ્રાહ.

તીતીએ નીરેનને ઉદ્દેશીને કહ્યું, "પર્વત પાછળથી કોઈ ગીત વહેતું વહેતું આવે ને તે જ વખતે સૂરજ ત્યાંથી ઊગે એનો અર્થ એ નથી કે સૂરજ ગાતો હતો. મારે ઘરે તું કોઈકવાર કેમ નથી આવતો? મારી બા તને..." પછી તીતીએ શરમાઈ જવાનો ડોળ કર્યો, તે બધાએ જોયું ને પારખ્યું પણ એના 'ફ્રોક' નીચેનું બ્રેસીયર હાલ્યું એ કોણે જોયું? કોણે પારખ્યું?

નીરેનની ઉપરની દીવાલ ઉપર બ્રાહ-બ્રાહ્મીનો સજોડે ફોટો હતો.

એની પાછળ ચકલીનો માળો હતો, જો રાતે નવ વાગ્યે ચકલી આવે, માળામાં, તો એ ફોટો નીચે પડે પણ મજા તો ત્યાં આવે કે નીરેન પર પેલો માળો પડે. એમાંનાં ઇંડાં એનાં મોં અને નાક પર પડીને ટપ, ટપ ફૂટે ને બધો રસ એના ચહેરા અને કપડાં પર રેલાઇ જાય. ફોટો તૂટે તો બ્રાહ-બ્રાહ્મીની મનોદશાને કલ્પી જોવા કોણ તૈયાર છે ? પણ એ વાત તો અહીં અપ્રસ્તુત છે.

નીરેન, તીતી અને બ્રાહ્મીને ઉદ્દેશીને બોલ્યો, "યુ બોથ આઈ મીન ..." તેની નજરો અનુક્રમે બ્રાહ્મી અને તીતી પર, "તમે પેલું કબૂતર આપ્યું હતું એણે તો જાજરામાંના ગોખલામાં રહેઠાણ બનાવવા માંડયું છે. એની સફેદ હગાર જોઇને ચીતરી ચઢે છે." પછી એની નજરોએ અનુક્રમે બ્રાહ્મી અને તીતીનો ક્રમ બદલી તીતી અને બ્રાહ્મીનો ક્રમ ધારણ કર્યો. "યુ બોથ આઈ મીન..."

બ્રાહ્મી માત્ર ગણગણી જ. એના ગણગણાટમાં વેદના સ્વરભાર જેવો કે તાંત્રિક સાધના જેવો અવાજ હતો. બધો અવાજ નાસિકા-કેન્દ્રિત હતો. અધૂરામાં પૂરું તે એનાં કર્ણફૂલો ચમક્યાં. છાપાની જૂની પસ્તીની થોકડી 'રેડિયો-કેસ'ની ઉપર હતી. એમાં કેટલા બધા સમાચારો ઢગ વળીને પડ્યા હતા ? એ થોકડી પર એક 'ટેબલલેમ્પ', ઘૂંઘટવાળી સ્ત્રીની જેમ, પોતાનું મોં છૂપાવીને બેઠો હતો. તેમાંથી એક 'વાયર' દ્રુત-વિલંબિત મોજાં જેવા આકારમાં 'પ્લગ' તરફ જતો હતો. બ્રાહ્મી ગણગણી પછી બધા પર એક આંચકો ફરી વળ્યો અને બધા તાર પર ટીંગાયેલા વન-વાગોળના શબ જેવાં બની ગયાં. પણ હિંમત તો કરી વરુણે. વરુણ વ્યવહારુ માણસ હતો. ત્યાં જ અંદરના ચૂલાના આવતા પ્રકાશમાં કોઇનું હલન-ચલન સ્પષ્ટ વર્તાયું. અને પછી અંદરથી છમ્મમ્...છમસમ્ કરતો ભજિયાં તળવાનો અવાજ આવવા લાગ્યો. એ ભજિયાંનો અવાજ, પેલું પડછાયાનું હલન-ચલન અને રાત-બધું બ્રાહ્મીના તાંત્રિક ઉચ્ચારોની પશ્ચાદ્‌ભૂમાં એવું બની ગયું કે ભજિયાંનો અવાજ સ્ત્રીના ઝાંઝર ખખડવા જેવો બની ગયો.

પણ વરુણની હિંમત ગજબની હતી. એણે બ્રાહ્મી તરફ નજર
નાખીને તીતીને કહ્યું, 'તીતી ટાઢ ખૂબ પડે છે. મારું 'સ્વેટર' નથી લાવી ?'
એ વાક્ય ક્યાં તો પેલા ખોડંગાતા માણસને ક્યાં તો પેલી ચૂલા
પાસે બેઠેલી વ્યક્તિને લાગુ પડતું હતું–કેમકે પેલો ખોડંગાતો માણસ
પુરુષ હતો અને ચૂલા પાસે બેઠેલી વ્યક્તિ વરુણનું 'સ્વેટર' હતી,
'સ્વેટર'ની અવેજી પૂરી પાડતી હતી. તીતીનું મોં તેથી જ તો કાળી
દરાખ જેવું ચપટું ને શ્યામ બની ગયું બ્રાહ્મીએ પછી ગંજીફો કાઢ્યો,
બ્રાહ્મે તે ધીમેકથી પોતાના હાથમાં લીધો. ઘડિયાળની ચાવી ધીમે ધીમે
પૂરી થઈ ને અંતિમ 'ટીક્' અવાજ કરીને તે અટકી ગયું. માત્ર
ગંજીફો ચીપવાનો અવાજ આવતો હતો.

પેલો ખોડંગાતો માણસ હતો કોણ ? જો પુરુષ હતો તો પછી
ઉત્તર હિંદુસ્તાની કેમ હતો ? કેમ કે તે બોલવા લાગ્યો, 'હમ કાહુ ભી
નાહીં પાવત.' એ પુરુષ હતો એટલે બ્રાહ્મીને એના તરફ સહાનુભૂતિ
થઈ. તે ધીમેકથી ઊઠીને બ્રાહ્મને ખભે હાથ મૂકીને પૂછવા લાગી, "નીરેન
શું જોઈએ છે તમારે ?" બ્રાહ્મ ગંજીફો ચીપતો હતો. એને પાનાના
જાદુ સારા આવડતા. તેણે એક હાથમાં પાનાં ધર્યાં ને એ લંબાવ્યો
વરુણ તરફ. તીતી બધું જોયા કરતી હતી. "આમાંથી એક પત્તું ખેંચો
જોઉં." નીરેને એક પત્તું ખેંચ્યું. પછી મહેમાનને પાન ખવાનો આગ્રહ
કરતો હોય તેમ વરુણને કહ્યું, "તમે પણ લો." તો ભાઈ, એમાં એક
નવી નવાઈ બની. બંનેનાં પત્તાંની એક બાજુ પર તો સરખાં જ ચિત્રો
હતાં. એક ઈંગ્લેન્ડનું 'કૉટેજ' પાડયું હતું. એના છાપરા પર બરફ
હતો અને પાસે કૂતરા સાથે એક છોકરી ઊભી હતી. પણ બીજી બાજુ
પર એકમાં કાળીની રાણી આવી તો બીજાનામાં ફૂલાવરની રાણી.

નીરેને વરુણના હાથમાં કાળીની રાણી જોઈને યાદ દેવડાવ્યું,
"વરુણ તારું સ્વેટર..." "આહહા" વરુણને યાદ આવ્યું, એટલે
પાનાને હોઠ પર મૂકીને આશ્ચર્યના ભાવમાં બોલ્યો નીરેને, પોતના હાથ·

માંની ફૂલાવરની તીતી જોઇને કહ્યું, "આ તો અદ્દલ જાણે ફૂલાવરની રાણી જ લાગે છે." ગરીબ બિચારી બ્રાહ્મી !

વ્રાહ નામે એક હિંમતવાન માછીમાર કુશલા નદીના તટ પર એક ઉટજ બાંધીને રહેતો હતો. સામે તીરે વેદના ઋષિઓ મંત્રોચ્ચાર કરતા હતા. એકવાર તો તે પોતાની જાળ લઇને નદીકાંઠે ગયો. જળમાં ઘણી માછલીઓ તરફડતી હતી. એ બધી મરી ન જાય માટે એ ઝડપભેર ઉટજથી નદી તરફ આવ્યો. એણે આખી જાળ નદીમાં મૂકી અને એનો દોર ઢીલો કર્યો. એક પછી એક, માછલીને જતી એ જોઇ રહ્યો. પછી એક માછલી રહી ગઈ. ગરીબ બિચારાને ઘણું આશ્ચર્ય થયું ને કશા ય કારણ વગર કોણ જાણે એવું કશુંક સ્વયં-સ્ફુરિત બન્યું કે વ્રાહ ચમક્યો, "અરે, આ તો નીરેન ! આપણા બટુભાઇનો મોટો દીકરો."

નીરેને કહ્યું, "એ જાળ તે વ્રાહા" વ્રાહા કોણ ? વ્રાહની બહેન ? તે ક્યાં રહે છે ? શું કરે છે ? પણ એ વાત તો અહીં અપ્રસ્તુત છે.

વ્રાહે નીરેનને પૂછ્યું, "નીરેન તને એ બધું યાદ છે ?" નીરેન કહ્યું, "બ્રાહ્મી, એ બધું મને કેમ યાદ ન હોય ?" અહીં 'બ્રાહ્મી' અજાણે જ બોલાઇ ગયું. એના મનમાં તો વ્રાહા સંબોધન હતું.

ખોડંગાતો માણસ ત્યાં તો એક જ 'સોલીડ' વાક્ય બોલે છે– "હમ કીછુ ભી નાહીં પાવત." એ તો દુનિયાની સાત અજાયબીઓ જેટલી પ્રખ્યાત વાત છે કે બ્રાહ્મીની એના તરફ સંપૂર્ણ સહાનુભૂતિ છે.

આથી જ નીરેને કહ્યું, "બ્રાહ્મી, એને પગની જગ્યાએ તું તારો હાથ આપી શકે છે," પછી, હાથ અને પગ, બંને, શરીરશાસ્ત્રની દૃષ્ટિએ તો એક જ છે એ સાબિત કરવાનું કામ વરુણ ઉપર આવી પડયું. કેમ કે કેન્દ્રબિંદુથી એ ઘણો દૂર ફેંકાઇ ગયો હતો. જો આ તક ન ઝડપે તો પછી તીતી સાથે સજોડે ફરવાનો એને શો અધિકાર ?

ચૂલા પર ભજિયાંનો બીજો ઘાણ 'છમ્મમ્' બોલ્યો. આ વખતે બ્રાહ્મીના તાંત્રિક સાધના જેવા ગણગણાટની એને પશ્ચાદ્‌–ભૂ ન હતી. એ

ચૂલા પાસે બેઠેલી વ્યક્તિ તે વામનનું 'સ્વેટર' હતી એ તો દુનિયાની સાત અજાયબીઓ જેટલી જાણીતી વાત હતી પણ એ વ્યક્તિ જ વ્રાહુ તો નહીં હોય? પણ એ વાત અહીં અપ્રસ્તુત છે.

આ બધી વાતને લીધે એક અનિવાર્ય જરૂરિયાત ઊભી થઈ અને પરિણામે બધાએ બે કે ત્રણના જોડકાંમાં બોલવા માંડયું; જેમ કે, તીતી અને નીરેન, વરુણ અને ઉત્તર હિંદુસ્તાની, ઉ. હિં. અને બ્રાહ્મી, બ્રાહ્મી, વરુણ અને નીરેન. ગરીબ બિચારો વ્રાહ! એ શું મોં લઈને બોલે. એનો બ્રાહ્મી સાથેનો ફોટો તો ચકલીના માળાના પતનની કલ્પનામાં જ ફૂટીને ચૂરેચૂરા થઈ ગયો. ને સોનેરી માછલીને નદીમાં જીવાડવા ગયો તો તે તો નીકળ્યો આપણા બટુભાઇ વરજલાલનો દીકરો નીરેન. એને તો મારી જ નાંખવો જોઇએ.

પણ આ વાત કાંઇ કપોલકલ્પિત નથી ને એમાંના માણસો કાંઇ બજાણિયા નથી કે નચાવ્યા નાચે ને જોડકામાં ભેગાં બોલે તો બધાનાં મોંમાંથી એકસરખા શબ્દો જ ટપકે. ભલા, એવું તે બને ખરું? તીતી ને નીરેન ભેગાં બોલે તો તીતી બોલે 'તમે' તો નીરેન બોલે 'સ્ટુપીડ' ને બ્રાહ્મી બોલે 'વૈતથ્ય' તો પેલો ઉત્તર હિંદુસ્તાની બોલે 'એશ-ટ્રે.'

એમાં વાકયો બધાં અસંબદ્ધ બની ગયા જેમ કે—"કેલેન્ડર પર લગાડેલી જાહેરખબર માળી છે માંથી નીકળતાં જ—" પણ એવી નકામી વાતનો અહીં અર્થ શો?

બહાર ઠંડી હતી. ને દીવાનખાનાને બધા 'ફાયરપ્લેસ' સમજી બેઠા હતા. પણ ખરી મઝા તો પેલી ચૂલા પાસે બેઠેલી વ્યકિતને હતી. એ... ...ઇ, ને ભજિયાં તળાતાં જાય ને તીરાડોમાંથી સોડમ્ વહેતા જાય ને સુંદર ગરમી વાતી જાય. એ ગરમી પચાવેલી વ્યકિત વરુણનું 'સ્વેટર' ન બની શકે? ગરીબ બિચારી તીતી!

ત્યાં જ એક અકલ્પ્ય વસ્તુ બની. મૂંગા ચૂપ બેઠેલા વ્રાહને અચાનક મોઢે ફીણ આવવા લાગ્યાં. ગંજીફો ઊડીને બ્રાહ્મીના ખોળામાં

વેરાઇ ગયો પણ બ્રાહ્મીને ભલા એની શી દરકાર હોય ? વ્રાહનાં હાથ-પગ હાલવા લાગ્યા ને ખુરશીમાંથી ઉછળીને તે લાલ અને પીળા રંગના ક્રમિક પત્તાંઓવાળી શેતરંજી પર ઉથલી પડયો. વરુણે ઝડપથી બારણાની 'સ્ટોપર' દૂર કરી ને બહાર વરંડામાં જઇને બૂમો પાડવા લાગ્યો.

નીરેન તે જ વખતે ચોપાટીની રેતમાં બેઠો બેઠો આંગળી વતી લિસોટા પાડવા લાગ્યા. ઉપરની રેતી સૂકી હતી, નીચેની ભીની હતી. દરિયા નજીકની રેતીમાં ઝીણાં દરિયાઈ અળસિયાંઓ ફરતાં હતાં. એમાંના એકને એણે ઊંચકી લીધું. જરીવારમાં તે મૃત શંખ જેવું બની ગયું. નીરેનના ખભા પર પાછળથી આવીને વ્રાહાએ હાથ મૂકયો. એક માત્ર વરુણ બુમાટા પર બુમાટા પાડી ચાલીના માણસોને જગાડતો હતો.

ખોળામાં વેરાઇને પડેલા ગંજીફાની બ્રાહ્મીને દરકાર નહોતી. 'મ્યુઝિયમ'ના સંચાલકની ઑફિસ, હસ્તપ્રતનો વિભાગ પૂરો થયા પછી આવતી હતી. એણે એ વિભાગ આખો રસપૂર્વક જોયો ને પછી ગંજીફો ભેટ આપવા સંચાલકની ઑફિસના 'સ્પ્રીંગ ડોર' આગળ ઊભી રહી.

ઉત્તર હિંદુસ્તાનીએ હથેળીમાં તમાકુ મસળ્યો. બ્રાહ્મીના મોંમાં હજુ ફીણ આવ્યાં કરતું હતું. તાણ વધતી જતી હતી. હથેળીમાંનો તમાકુ તે બ્રાહ્મીના નાક પાસે લઈ ગયો પણ એમ કરવા જતાં તેણે જેમ તેમ પોતાના પગનું સમતોલપણું સાચવ્યું. બ્રાહ્મીનો હાથ જ એના પગની અવેજીમાં ચાલી શકે તેમ હતો. વરુણ ડૉકટરને ટેલિફોન કરવા માટે પાડોશીની 'રૂમ'માં ગયો.

પણ એ વખતે નીતી કયાં હતી ? શું એને કશું જ થતું ન હતું ? દુ:ખ સુખ કશું નહીં ? પણ એ વાત તો અહીં અપ્રસ્તુત છે.

ગરીબ વિચારો વ્રાહ ! નીરેન નામના માછલાને એણે મરતો બચાવ્યો હતો તે ચોપાટીની રેતીમાં જઇ બેઠો. બ્રાહ્મીની નાકે ધીમે ધીમે એક પછી એક છીંક આવવા લાગી પણ ઉત્તર હિંદુસ્તાની જેમ તેમ

પોતાનું સમતોલપણું સાચવતો હતો. અને હાથમાં 'એશ-ટ્રે' હતી. એક ઉધરસ ખાઇને બ્રાહ્મીએ આંખો ખોલી "મને ટાઢ વાગે છે" એણે કહ્યું. પેલો ઉ. હિં. વિચારો થાકયો હતો. જીવ પર આવીને તેણે કોઇ જીવને બચાવ્યો હતો. એના પગ ડગમગ્યા અને તે બ્રાહ્મી ઉપર ફસડાઇ પડયો. નીરેન અને બ્રાહ્મા બંને કમાડનાં બારણાં જેમ એકબીજાં સાથે બીડાઇ ગયાં. લાગે છે કે વચલા 'રૂમ'માં ચૂલા પાસે બેઠેલી વ્યક્તિ બ્રાહ્મા નહીં હોય. કેમ કે એ જ વખતે 'રૂમ'ની તીરાડમાંથી, ભજિયાંના છમ્મમ્ અવાજની સાથે, ચૂલાના પ્રકાશની પાતળી પટ્ટીની સાથે સાથે મીરાંના એક જાણીતા ભજનના શબ્દો પણ કતરાઇ કતરાઇને આવવા લાગ્યા. (**નોંધ :** વાર્તાનાં શરુનાં પાનાંમાં 'બ્રાહ' છે ત્યાં 'ત્રાહ' વાંચવું.)

☐

## નવાં પ્રકાશનો

**આધુનિક નવલિકા :** સં. જનક નાયક, પ્રકાશક ડાહ્યાભાઈ જીવણજી નાયક, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૩૯૫ ૦૦૧, મૂ. ત્રીસ રૂ.

નવલિકાવિષયક આ સંગ્રહમાં સર્વશ્રી કિશોર જાદવ અને સુરેશ હ. જોષીની મુલાકાત, તેર જાણીતા નવલિકાકારોની નવલિકા, ડોનાલ્ડ બાર્થેલ્મની વાર્તાનો શ્રી સુમન શાહે કરેલો અનુવાદ, વિવિધ લેખકોના નવલિકા વિશેના ત્રણ વિવેચનલેખ અને ત્રણ આસ્વાદો આપવામાં આવ્યા છે.

**ગંગાજળથી વોડકા સુધી :** અમૃતા પ્રીતમની કવિતાના વિવિધ લેખકોએ કરેલા કાવ્યાનુવાદનો સંગ્રહ : સં. સુરેશ દલાલ, પ્રકાશક અમૃતા પ્રીતમ સન્માનસમિતિ વતી, સૌ. વિમળાબેન જયવદન તકતાવાળા, ૨૨૧ સિલ્વર આર્ચ, જગમોહનદાસ મહેતા રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૬, મૂ. પાંચ રૂપિયા.

**છદ્મવેશ :** નવલિકાસંગ્રહ: લે. કિશોર જાદવ, પ્ર. રૂપાલી પબ્લિકેશન, રિલીફરોડ, ઘી કાંટા, ક્રોસિંગ, અમદાવાદ-૧, મૂલ્ય રૂપિયા અઢાર.

## 'લાઇન' : એક વિલક્ષણ એકાંકી / સતીશ વ્યાસ

"ખાવું, પીવું, ઊંઘવું બધું જ લાઇનમાં...શ્વાસ પણ લાઇનમાં જ લેવાનો !"–'લાઇન' શબ્દના આવા અર્થવિસ્તાર સાથે ચન્દ્રકાન્ત શેઠે 'લાઇન' એકાંકીના વસ્તુની ગૂંથણી કરી છે. અહીં 'લાઇન' માત્ર સરકારી વ્યવસ્થાને વ્યંજિત કરતી નથી; કશુંક વધારે ગર્ભિત ઇંગિત લઇને આ એકાંકી આવે છે. એકાંકીની પહેલી રંગસૂચના જ કેટલી સાંકેતિક છે ! "સ્ટેજ પર ફ્રન્ટથી બેક સુધી સર્પાકાર લાઇન સૂચવાય એ રીતે આઠ વ્યક્તિઓ ઊભી છે" પ્રસ્તુત વાક્યમાંનો 'સર્પાકાર' શબ્દ સૂચક છે. વાસ્તવનો વિપભરડો કેવો ભીષણ છે એ અહીં પ્રતીકાત્મક રીતે સ્ફુટ કરવામાં આવ્યું છે. રંગભૂમિ પરનું આ સર્પાકાર સમૂહન પ્રત્યક્ષતા દ્વારા ખસૂસ અસરકારકતા નિરમી શકે. આ ઉપરાન્ત પણ ઝીણી ઝીણી વિગતોયુક્ત રંગસૂચનાઓ લેખકે મૂકી છે. નેપથ્યમાંથી ઘંટ વાગવાનો અવાજ સંભળાય છે. મૃત્યુઘંટનો આભાસ એમાંથી પામી શકાય. કોઇપણ પાત્ર નિષ્ક્રિય ન રહે એ માટે લેખકે "પાઠ ભજવવાનો ન આવે તે પાત્રે ત્યારે લાઇનમાંની વ્યક્તિ બનીને રહેવું" એમ સૂચવ્યું છે. એકાંકી શરૂ થાય છે એ પહેલાં તો જાત–જાતના અવાજો, ચેષ્ટાઓ, ધક્કામુક્કી, ઘોંઘાટથી રંગભૂમિ ગતિશીલ બની જાય એવી જોગવાઈ એકાંકીકારે કરી રાખી હોઇ એકાંકીનો ઉઘાડ પ્રભાવક બને છે.

એકાંકીનો પ્રથમ સંવાદ **અ** બોલે છે: "અરે નારદ! આ લાઇન શેની છે ?" અને કાળા સૂટ–બૂટમાં સજ્જ કરવામાં આવ્યા છે.

આપતાં સ્પષ્ટતા કરે છે કે "ધીમે, ભગવન્ ધીમે...કોઇ સાંભળી જશે કે આ નારદ ને વિષ્ણુ છે છૂપા વેશમાં તો દેકારો બોલી જશે !" છૂપા વેશે પૃથ્વીચર્યા કરવા નીકળેલા વિષ્ણુ અને નારદનાં પાત્રોને એકાંકીમાં લાવીને લેખકે અહીં ઉપસાવવા ધારેલ વાસ્તવને એક નક્કર વિરોધની પીઠિકા પૂરી પાડી છે. લાઇનમાં ઘૂસવા જતા નારદ–વિષ્ણુ સાથેની લાઇનગ્રસ્ત વ્યક્તિઓની બોલચાલ એકાંકીના પ્રારંભને હળવાશ અને રમૂજથી ભરી દે છે. નારદને થતાં 'બોતડી' અને 'ચોટી'નાં સંબોધનો પણ રમૂજ પ્રેરે છે. લાઇનમાંનું જનમાનસવૈવિધ્ય અહીં એકાંકીકારે સુપેરે અભિવ્યક્ત કર્યું છે.

એકાએક **અ બ** લાઇન છોડી જવા માંડે છે ત્યાં પોલીસ ઇન્સ્પેક્ટર અને પોલીસ એમને અટકાવે છે. 'લાઇન બહાર રહેવાનો' ગુનો કરવા માટે એમને દોષિત ઠેરવવા પ્રયાસ થાય છે પણ બીજા ખૂણામાં કશીક ધમાચકડી થતાં પોલીસ ઇન્સ્પેક્ટર અને પોલીસ ત્યાં જતા રહે છે. લાઇનમાંનો એક વૃદ્ધ **અ** અને **બ** ને લાઇનમાં આવી જવા કહે છે એ બન્ને લાઇનમાં ગોઠવાય છે, ત્યાં તો સમાચાર આવે છે. કે એક બાઇને બાળક થયું છે. અહીં પણ એકાંકીકારે સૂચક રીતે એક વાક્ય મૂક્યું છે : "લાઇનની બહાર ક્યાં કશું થાય છે ?" આ ઘટનાને નિમિત્તે જરા મુખરતાથી ભગવાન, પુનર્જન્મ, કર્મ, વિધિનાં વિધાન આદિની ચર્ચા થાય છે, પણ વાણી એટલી સાહજિક છે કે એનો ભાર લાગતો નથી:

"વૃદ્ધ : કોણ જાણે મોતે ય ક્યારે આવશે ?

ક : એ તો વડી ઓફિસમાંથી ચિઠ્ઠી ફાટે ત્યારે !

વૃદ્ધ : ફાટ્યાં ચિઠ્ઠાં !

સ્ત્રી : બળી આ લાઇન ! મૂઓ ભગવાન અહીં લાઇનમાં ઊભો રહે તો ખબર પડે એને !"

સ્ત્રીના સંવાદમાં રહેલી નાટ્યાત્મક વક્રોક્તિ પણ આસ્વાદ્ય છે. એ જ રીતે 'સૂફિયાણી ના ઠોકો.' 'તમારે દુધિયા દાંત છે,' 'એક ખાશે તો જશે મારા બાપ પાસે' જેવી ઉક્તિઓથી સંવાદમાં બોલચાલની સહજ છટાઓ ઉમેરાય છે.

પોલીસ ઇન્સ્પેક્ટરની જાહેરાતની ભાષા પણ ધ્યાનાર્હ છે: "આથી લાઇનમાં હાજર તમામ શખસોને માલૂમ થાય કે નામદાર સરકાર લાઇન બહાર રહેનાર કોઇનો ય ગુનો હરગિઝ ચલાવી લેશે નહીં. હમણાં જ લાઇન બહાર માલૂમ પડેલ આ બે શખસોની સામે નામદાર સરકાર સખતમાં સખત પગલાં ભરશે, જેથી આજ પછી કોઈ ક્યારે ય મજકૂર કિસમની રાહે ગુનાહિત કામમાં સંડોવાય નહીં." અહીં કાયદાની અને છાપાળવી ભાષાનો સન્ રસ ઉપહાસ કરવામાં આવ્યો છે. એ પછી તરત જ ઇન્સ્પેક્ટરના મુખમાં મૂકાયેલો 'થેન્ક્સ' શબ્દ સબળ વિરોધ રચે છે. પકડવામાં આવેલા ડ અને ક તો કહેવા પણ જાય છે કે "અમે તો સાહેબ, જન્મ્યા ત્યારથી લાઇનમાં...' પણ ઇન્સ્પેક્ટર એમનું કશું સાંભળતાં નથી. લાઇનની બહાર એ નહીં પણ પોતે હતા એનો એકરાર કરવા જતાં **અ**ને પોલીસ મારવા જાય છે પણ **બ** વચ્ચે આવીને માર ઝીલી લે છે. **બ** ને બરાબર પીટ્યા પછી ઇન્પેક્ટર તો ચારેયને પકડીને લઇ જાય છે. ક અને ડ લાઈનની બહાર હતા કે નહીં એની પૃચ્છા લાઇનસ્થિત વ્યક્તિઓને કરતાં એ બધાં નીચે જુએ છે. આ અભિનયમાં પણ લેખકની જનમાનસનિરૂપણ સૂઝ પ્રગટ થાય છે.

એકાંકીમાં હવે દૃશ્યપરિવર્તન આવે છે. જમીન ઉપર નિરાંતે સૂતેલા વિષ્ણુ સમક્ષ જેલની એક કોટડીમાં નારદ બડબડાટ કરે છે. વિષ્ણુ એને સૂઇ જવા કહે છે. વિષ્ણુ નારદને તુંકારે બોલાવે છે. એમાં થોડો પૌરાણિક સંદર્ભ ઉવેખાતો હોવાનું અનુભવાય છે. નારદ વિષ્ણુને પારખું બતાવી દેવા કહે છે ત્યારની વિષ્ણુની ઉક્તિ ઘણી આર્દ્ર છે.

'નારદ, આ લાઇનમાં આવ્યા પછી મારી પારખું બતાવવાની શક્તિ જ જાણે ચાલી ગઈ છે! મને મારા સાચા અસ્તિત્વ વિશે શંકા

જન્મી છે! નારદ, શું હું ભગવાન છું?" વાસ્તવ સામેની આ નિઃસહાયતા આના કરતાં વધારે સારી રીતે કદાચ ન ઉપસાવી શકાઇ હોત. વિષ્ણુ તો આગળ જઇને કહે છે કે "લાઇનમાં જન્મ્યા છીએ તું અને હું–આપણે બેય આપણું સ્વર્ગ લાઇનમાં રહીને હસીએ એટલો વખત! ભૂલી જા કે તું નારદ છે ને હું વિષ્ણુ છું...આપણે ક્યારે ય લાઇનની બહાર હતા જ નહીં!" આ છે એકાંકીનું રહસ્ય! 'લાઈન'નો પ્રતીકવિસ્તાર! પરંપરા અને રૂઢિ એ જ જાણે સનાતનતા! શેઠે સબળતાપૂર્વક પ્રતીકને નિભાવ્યું છે.

વિષ્ણુ અને નારદની વાત સાંભળી દારોગો એમને ધમકાવે છે. કોટડીમાં ફાનસનું અજવાળું કરી જુએ છે તો નારદ **અ**ને ઢંઢોળી રહ્યા છે. અહીં દારોગો સૂતેલા **અ**ને મારે છે. પહેલી વાર ઇન્સ્પેકટરને હાથે તો **અ** બચી ગયો હતો. હવે **અ** નું વિષ્ણુરૂપ જાણે લેખકના મનમાંથી નીકળી ગયું છે. **અ** ચસતો નથી તેથી એના મરી ગયાની દહેશત જાગે છે. નારદ તો **અ** ભગવાન છે એમ કહી દે છે પણ દારોગો એ ક્યાંથી માને? એ તો **અ**ને મરી ગયેલો માની ફાનસ હોલવી ભાગી જાય છે. અંધકાર દરમ્યાન જોરજોરથી જેલનો ઘંટ વાગે છે. બેટરીના પ્રકાશ સાથે બધા આવી પહોંચે છે ત્યારે **અ** અને **બ** ભાગી ચૂક્યા હોય છે. ઇશ્વરનું આ ભાગેડુપણું અહીં સારી રીતે વ્યકત કરવામાં આવ્યું છે.

હવે **અ** અને **બ** પણ બન્નેની શોધમાં લાગે છે! બન્નેને લાઇનમાં જ શોધવાનો નિર્ણય લેવામાં આવે છે. ઇન્સ્પેકટર તો કહે પણ છે કે "આપણે નકામા એ લોકોને શોધીએ છીએ! લાઇનમાં જ હશે એ લોકો!" **અ** પણ "લાઇન બહાર નીકળનાર પણ લાઈનમાં જ હોય છે. આમ તો" કહી એને સમર્થન આપે છે. "બધું જ વ્યવસ્થિત! લાઈનમાં–લાઇનસર" એ **અ**તિ મુખર ઉક્તિ સાથે રંગભૂમિ ઉપર અંધકાર પથરાય છે અને **અ** "નારદ આ લાઈન શેની છે" એ ઉક્તિ

બોલે છે ત્યાં એકાંકી સમાપ્ત થાય છે. અહીં અંત થોડો ઊભડક લાગે છે. પ્રારંભથી અન્ત સુધીની એક લાઈન તો બને છે પણ છેડા મળતા નથી ને તેથી વર્તુળ ન રચાતું હોવાનો અનુભવ થાય છે.

**અ, બ** નું પાછા લાઇનમાં દાખલ થઇ જવું, ઇન્સ્પેકટર આદિનું એમને ઓળખી ન શકવું આદિ પ્રયુકિતઓમાંની ગૂંચ અત્યન્ત નાટ્યક્ષમ છે. અંતર્યામિ, સર્વજ્ઞ એવા વિષ્ણુને પણ 'આ લાઇન શેની છે ?' એવું પૂછતા દર્શાવી એકાંકીકારે આગળ તિર્યકતા સિદ્ધ કરી છે. વાસ્તવ અને વ્યવસ્થા વચ્ચેના અવિનાભાવિ સંબંધને પણ અહીં લીલયા સ્ફુટ કરી દેવામાં આવ્યો છે. થોડી ઉકિતઓમાંની મુખરતા બાદ કરતાં સમગ્ર એકાંકી કલાત્મક બન્યું છે. અહીં કોઈ એકાદ પાત્રને મહત્ત્વ આપવામાં આવ્યું નથી. એકાંકીના વસ્તુરહસ્યને વ્યકત કરવા બધાં પાત્રો સાધન તરીકે કાર્યાન્વિત કરવામાં આવ્યાં છે. આથી પ્રધાન એકાંકી છે, પાત્રપ્રધાન નહીં; પ્રતીકાત્મક એકાંકી છે, ને આમ છતાં અભિનયને પૂરતો અવકાશ શેઠે પૂરો પડયો છે. કેટલીયે ઝીણી ઝીણી રંગસૂચનાઓ એમણે મૂકી છે. પાત્રોને અનેક ચેષ્ટાઓમાંથી પસાર કરાવ્યાં છે. અનેક પ્રકારની ભાવમુદ્રાઓ દ્વારા અભિનયનું વૈવિધ્ય પ્રગટ થઇ શકે એવી ક્ષમતા આ એકાંકીમાં પડી છે. જ્યેસ્મર્સની સંકેતોની અહીં અનેક શકયતાઓ છે. ભાષામાં પણ નાટયોચિત સાહજિકતા અને વૈવિધ્ય છે. પરિસ્થિતિજન્ય સૂક્ષ્મ રમૂજ એકાંકીની નાટયાત્મકતાને પોષક છે. ગંભીર હેતુને હળવી માવજતથી વિકસાવતું ચન્દ્રકાન્ત શેઠનું 'લાઇન' આધુનિક એકાંકી સાહિત્યનું એક વિલક્ષણ એકાંકી છે.



**ચૈત્ર** / મણિલાલ હ. પટેલ

કાબરચિતરો માસ ચૈત્ર, એનો તડકો બપોરે ચટાપટાળા ચિત્તા જેવો કે વ્યાઘ્રચર્મ જેવો લાગે છે; પણ ના, ચૈત્ર, નામનો સંબંધ તો ચિત્રાવલિઓ સાથે જ વધુ હશે. કેટકેટલાં દશ્યો, પરિદશ્યો, ભૂખંડો ઊઘડી આવ્યાં છે! છાયાઓ / પડછાયાઓ રમતાં દેખાય છે, સવારે પહાડોની ટૂકો એકબીજાની છાયામાં સાતતાળી રમે છે. ક્યાંક પહાડી પૃષ્ઠખંડો ઉપરની ચટ્ટાનો પર તડકો ધવલ મલકતો બેઠો છે, ક્યાંક પથરીલાં મંદિરોની ધ્વજાપતાકાઓમાં ફરફરે છે શિશુ તડકો વિસ્મિત! દિશાઓ સવારે નિર્મળ ને આભ નીલુ / ઊંડું. જીવવા પ્રેરે એવો ચૈત્રનો પરિવેશ જોયા કરું છું, ના, ચૈત્રમાં ભળી જાઉં છું–હળીમળી જાઉં છું–વૃક્ષો સાથે. બપોરે ગઢ ઉપરની વાવમાં ઢાંઢોળીથી છવાયેલ શીતળ જળ નીચે મન વિશ્રાન્તિ ઝંખે છે. જળ ઉપર જાજમ બીછાવી હોય એવી આ ઢાઢોળી વનસ્પતિ,–શ્વાનકર્ણો જેવાં એનાં પર્ણો ગુચ્છામાં ટટાર લાગે. એની કટોરીમાં બપોરનો તડકો 'ડોલે લોટે...' તડકાના સરોવરમાં બપોરે પહાડો ખીડાયેલાં પદ્મો જેવા! ક્યાંક પીન્ક રંગછાયા, ક્યાંક ભૂખરો રંગ. શ્યામ કર્બૂર પથ્થરો તપવા માંડે તે રાત સુધી આગમાં ધગધગે શીતળતાના વેરી.

ક્રોધિત દુર્વાસા જેવા ઇડરિયા પહાડો–ઉનાળાની બપોરે તમારી નજર જાય ને વળી જાય પાછી. તડકો ઊડી ઊડીને એમને વીંટળાવા મથે–ધૂળથી મેલો ક્યારેક છંછેડે દુર્વાસાને–મ્હોં પર ધૂળિયા વંટોળોની ઝાપટ મારીને.

લીલુ પાંદડું ય ન દેખો તમે, ટળવળતાં બકરાં ને ગાયો ધૂળ ચાટે, હાંફે પથરીલી કંજૂસ છાયાઓ નીચે. જળની લિપિ જંગલી પ્રાણીના ન્હોર થઈને વાગે...મરી ગયેલાં ઝરણાં કણ કણ થઈ ઊડે. પણ ચૈત્રની સવારે તમને પહાડો પ્રેમ કરવા લાગે ને ચાંદની રાતમાં મસૃણ માખણ શા-કદવાયા કરે છાતીમાં !

ચૈત્ર તો ઘ્રાણેન્દ્રિયની ઋતુ છે, કેટકેટલી સુગંધોનાં મોજું, લહેરો છાતીને ભરી દે છે કેફથી. લોહી પણ અશ્વ જેવું હણહણી ઊઠે છે. કારણ કે સામેથી હણહણતા સંભળાય છે ગંધના રથો વૃક્ષેવૃક્ષેથી નીકળી પડ્યા છે, પવન સારથિ છે એમનો.

નિષ્પર્ણ અરણ્ય સ્તબ્ધ છે, પર્ણોથી છવાયેલી પીળચટી–ભૂખરી તામ્રવર્ણી વન્યભૂમિ નિશ્ચેતન પડી છે બપોરે. ક્યાંક હોલો બોલે છે મંદમંદ. ગરમીથી અકળાયેલું તમરું પાંખો ધ્રુજાવી મોટો અવાજ કરે છે, જંગલ તોય જાગતું નથી. દૂર દૂર કણજીઓનાં લીલાંપાન ચમકે છે–લીલી ઓઢણી-વાળી કોઈ વન્યકન્યાનો પાલવ ભૂખરા રાનમાં જળની લીટી જેવો પડેલો લાગે છે. કોઈ વૃક્ષોને કથ્થાઈ કોઈને તાંબાવર્ણી તો કોઈને જામલી, કોઈની લીલી ગુલાબી કૂંપળો ફૂટી છે–નવાં વસ્ત્રો પહેરીને હસી ઊઠતા શિશુ જેવાં લાગે છે આ વૃક્ષો વિસ્મિત વિસ્મિત !

અજાણ્યા પંખીનો અવાજ વન્ય ઊંઘને ધૂંટે છે. પર્ણહીન તરુ-ઓની જાળશી ડાળીઓમાંથી દેખાતી નીલરંગી ક્ષિતિજ ઉદાસ છે, સૂરજ વરસી રહ્યો છે વને વને. નતમસ્તકે ઊભેલા પહાડો નિજમાં ડૂબી ગયા છે. ચંચળ પંખીઓ પણ ચૂપ છે. એકલી દેવચકલીઓ નિરવ ઊડ્યા કરે છે–રમતી રમતી. હૈયડ શાન્ત છે, કોયલનો કંઠ કેફથી રૂંધાઈ ગયો હશે ? લક્કડખોદ એની પ્રવૃત્તિમાં રત છે. કૂવામાંય જળ જંપી ગયાં છે–ચૈત્રની વેરાન બપોર છે આ ! દૂર ક્યાંક તડકો ઉપજતો ખેડૂત, નજીકમાં એકાદ ઘર ને પછી શરુ થઈ જાય છે નિષ્પત્ર મહુડાઓનું વન !

સૂકી વેકરીને કાંઠે કાંઠે પેલાં સળગતી મશાલ લઈને ઊભેલાં વૃક્ષો કેસૂડાં છે, હવાના ફલક પર એમનો કેસરી ઢોળાય છે. વેકરીમાં જળ નથી પણ વૃક્ષો વહી રહ્યાં છે કેસૂડાનાં, નજર પહોંચે ત્યાં લગી સાફા છોગાં ચળકે છે. નિર્ગંધ કેસૂડાનાં રંગમોજાંએ આંખોમાં પ્રગટાવેલી કોઈક આગ રુધિરમાં રથ થઈને ફર્યા કરે છે સતત. મહૂડાઓને હાથા આવ્યા છે–એમાંથી ખર્યા કરે છે. મધુપુષ્પો (મહૂડાં !), એની કેફી ગન્ધથી વાતાવરણમાં મસ્તી ને રઘવાટ પમાય છે. હવાની પણ્છ વધારે તંગ થાય છે ને મહૂડાનાં નિષ્પર્ણ તાંબા જેવાં વૃક્ષોને આલીંગીને છાતી સાથે ભીંસી દેવાનું મન થાય છે–ભલે ઊતરી જાય છાતીમાં એની ડાળીઓ આરપાર. પેલાં આદિવાસીઓ મહૂડાં પીણે છે–વિરાહણીનાં આંસુ જેવાં. પાસે વેરાયેલાં પર્ણો તામ્રપત્રો જેવાં લાગે છે–જેમાં કામની લિપિ લખાઈ હશે. તાંબુ પાથર્યું હોય એવી આ મહૂડાઓની ભૂમિ ઘ્રાણ વાટે વહી જાય છે નસેનસમાં.

હમણાં ઉમાશંકરને મળવાનું થયું (૨૮–૩–૮૨), ત્યારે કહે: 'હરણાવનો કાંઠો સળગી ઊઠયો હશે, કેસૂડાંથી આખું અરણ્ય આગ હશે.' એમણે ય મહૂડાઓના આ વનને સ્મર્યું જે વીરેશ્વર સારણેશ્વરની વચ્ચે ય વિસ્તરેલું છે. ઇડર તથા એના સમયવર્તી વનપ્રદેશનાં એમનાં સ્મરણો ઉપર એમણે આંખ ફેરવી લીધી. આંતરસુબાનાં મંદિરો/શિલ્પો સંભાર્યાં. મને કહે: 'તમારા નિબંધોથી એ બધું તાજું થઈ આવ્યું !'

આમ્રમંજરીઓ તો હોળી પછી તરત જ આથમી જાય, પણ વસન્તના સાચા વૈતાલિકો કેસુડો ને શીમળો પ્રગટે સૌથી પહેલાં ને આથમે છેલ્લે. આખી વસન્ત જ એમની બાપીકી જાગીર ગણાય. એમની મસ્તી પણ એવી જ રજવાડી !

અરણીને પુષ્પો બેઠાં છે–લીલાશ પડતાં શ્વેત. હથેળીમાં લઈને એને સૂંઘું છું તો મોગરાનું કુળ મ્હેકાતું લાગે. આંકલવા મ્હોર્યા છે–એની ગન્ધ પણ એવી જ. એનાં પુષ્પો ગુચ્છામાં ઊઘડે–પીળાશયુક્ત

શ્વેત રંગ. વનમાં પથ્થરલતા નામનું નાનકડું વૃક્ષ જોયું, એનાં પુષ્પો મોરકલગી જેવાં, ને મ્હેક તો મોગરાથીય તીવ્રતર. કેટલાક છોડવા પર પીળાં પુષ્પો છે, કોઈક અજાણ્યા છોડવાઓ ઉપર ગુલાબી કળીઓ ચમકે છે. જમીનને વળગેલા ઘાસને જુદાં જુદાં પુષ્પો ઝીણું ઝીણું મ્હેકતાં ઊઘડયાં છે. વનમાં મંદિર પાસે ખોગનવેલ હસી ઊઠી છે, પણ શહેરમાંથી ભૂલી પડેલી કન્યા જેવું એનું વ્યકિતત્વ જ અહીં તો આગંતુક લાગે, 'ચૈત્ર જેવી ચાંદની ને માણ્યા જેવી રાત'–ઢળે છે. લીમડા મઘમઘ મ્હોર્યા છે. બપોરે ને રાત્રે એની મ્હેક ભારે માદક મારક લાગે છે. મંજરીના ગુચ્છાઓ દેવકન્યાના શ્વેત શ્વેત હાસ્યની ઢગલીઓ જેવા. ચંપા મન મૂકીને મ્હોર્યા છે, નાગચંપો ને મોગરવેલથી હવાનો અણુએ અણુ તરબતર છે. ને આટલું ઓછું હોય એમ મધુમાલતી ખળખળ ખીલી ઊઠી છે. જૂઈની વેલને શ્વેત માળાઓ ઊઘડી છે. ક્યાંક રાતરાણી ટહૂકે છે તો મોગરો વળી કન્યાની દંતપંક્તિ લઈને મ્હેંક મ્હેંક છે! રાત્રે ગમે ત્યાંથી પસાર થાઓ ને ગંધનાં મોજાંઓ રોકી લે છે. છાતી ફાટફાટ થાય છે, સોડીમાં સસલાં સળવળી ઊઠે છે.

આવી સૃષ્ટિમાં વાસ કરતાં અજાણ્યા ગ્રહ ઉપર આવી ચડયાનો અનુભવ થાય છે. મોટાં શહેરો ધૂમ્રના ગોટાઓ ને ગટરોથી લખલખે છે, હાંફે છે, ત્યારે આ વનવર્તી ગામમાં ચૈત્રની ગોદમાં ડૂબી જવાયું છે માથાબૂડ–સુખ સુખ છે ચૈત્ર.

રાતે જાગી જાઉં છું તો ગંધ ઘેરીને ઊભી છે મને, ક્યાંકથી આંધી જેવો પવનનો રથ સંભળાય છે ને પછી તો વૃક્ષોને ધૂણાવતો વાયરો વાય છે, ચાંદની ખળભળી ઊઠે છે. ગંધ ફૂલોમાં પાછી લપાઈ જાય છે, પહાડો ટકાર થાય છે ને પવન હિમાલયની લિપિને શરીર ઉપર ચાંપે છે. ઘણો વખત રહેલા શિયાળાને હજુય આ પ્રદેશ છોડવાનું મન થતું નથી કે શું? પરોઢ થતામાં તો નિદ્રામાં કટક તૂટી પડે છે. ને આંખો ખોલું છું ત્યારે તો સોનાનાં પંખીઓ પાસેના છોડવાઓ

ઉપર બેસીને ઊંઘની ચાદર ખેંચે છે... 'નાયિકાએ સ્તનો પર કરેલા કેસર મિશ્રિત ચંદનના લેપ જેવો સવારનો તડકો સૂંઘતો દોડ્યા કરું છું' (જયદેવ શુક્લ પંક્તિઓ) મને એઠો કરી દે છે. અતીત થોડી ક્ષણો માટે મને ઘેરી વળે છે. એ સ્તનોની ખીણમાંથી ધીમે ધીમે હું બહાર આવું છું...

મારી સામે જ બેત્રણ ઝાડ ઊભાં છે-ગુલમોર, ગરમાળો વગેરે. આજકાલ તો એ થોડું ખરી ગયાં છે. (શિરીષનાં નવાં પાંદડાંમાં ફૂલો ફૂટી રહ્યાં છે !) પણ એમની ડાળીઓમાં ને મારી નસોમાં પ્રતીક્ષા છે-એનું નામ છે વૈશાખ. □

ઈડર/૯-૪-૮૨

ગુડફ્રાઇડે


HARWARS

ઉત્કૃષ્ટ ઇલેક્ટ્રિકલ એક્સેસરીઝ

666

ટ્રિપલસિક્સ ઇલેક્ટ્રો એંજિનિયર્સ

લીમડા ચોક, ખરવર શેરી
સુરત (ભારત)

આપ

વ્યાપારી છો ?
ગવર્નમેન્ટ સર્વન્ટ છો ?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો ?
બિઝનેસ એક્ઝીક્યુટિવ છો ?
શાળા–મહાશાળામાં શિક્ષક છો ?
રાજકીય–સામાજિક સંસ્થાના કાર્યકર છો ?
પત્રકાર છો ?
લાયબ્રેરીઅન છો ?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને ?

તો

આપ

વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો

જ્યાં આપનાં કામકાજને સુઘડ અને સરળ બનાવતાં ઑફિસ-ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે.

# વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યૂ ક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે,

અમદાવાદ–૩૮૦૦૦૬

ટે. નં. ૯૯૨૫૫

△ પ્રેસ્ટોસાઇન ડીસ્પલે બૉર્ડ્સ △ એવાટ ડુપ્લીકેટર્સ △ વીનાર સ્લોટેડ ઍન્ગલ્સ △ ઉફ્રા ફાઈલીંગ સીસ્ટમ્સ △ બીમકો વુડન ફર્નિચર △ ઉષા પંખા તથા વોટરકુલર્સ △ પી. ઍન્ડ ટી એડ્રેસીંગ મશીન્સ

* રોટેક્ષ ડેસ્ક બ્લોક્સ *

તદ્દઉપરાંત : ફોટો કૉપીયર્સ વીઝ્યુઅલાઈઝર્સ, ચેક રાઈટર્સ કેલક્યુલેટર્સ, ઈલેકટ્રીક તથા ઈલેકટ્રોનિક ઑફિસ પ્રસાધનો.

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચીએ છીએ, જેથી આપ પણ તે ખરીદ્યા બાદ અમારો ફરી ફરીને વિચાર કરો.

તમારું જીવન સુખી બનાવવા
ટૂંક સમયમાં ને થોડી મહેનતે

# લખપતિ બનવાની
# સોનેરી તક

સમગ્ર ગુજરાતના સ્માર્ટ અને લોકસંપર્ક ધરાવતાં યુવક-યુવતીઓ, શિક્ષકો, બૅન્કકર્મચારીઓ, સહકારી સંઘોના કાર્યકર્તાઓ, હરકોઈ પોતાના ધંધા અને નોકરી સાથે દરરોજ એક-બે કલાક, ભારતવિખ્યાત અને સુપ્રતિષ્ઠ 'ધી પિયરલેસ જનરલ ફાઈનાન્સ ઍન્ડ ઈન્વેસ્ટમેન્ટ કંપની'ની વીમાબચતયોજનાનું

કામ કરી સ્થિર કમાણી માટે

# 'પિયરલેસ'ના એજન્ટ બનીને

બચતયોજના સાથે મફત અકસ્માત ઈન્સ્યોરન્સનું કામ કરીને લખપતિ બનો. તે માટેની વિગતવાર માહિતી અને સાહિત્ય મેળવવા તથા એજન્ટ બનવા માટે નીચેના સરનામે લખો અથવા

મળો

શ્રી. રજનીકાન્ત રતિલાલ રૂપાવાળા
૩, આનંદનગર સોસાયટી,
સગરામપુરા. સુરત–૩૯૫ ૦૦૨.

# હવે ૬ વર્ષે બમણાં

## નાની બચતની નવી યોજના

### ૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્રો (શ્રેણી : ૬/૭)

## વાર્ષિક ૧૨ ટકાનું આકર્ષક વ્યાજ

૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્ર (છઠ્ઠી શ્રેણી)

- રૂા. ૧૦૦ના બમણા કરતાં વધુ રૂા. ૨૦૧.૫૦ પૈસા મેળવો.
- બચતપત્રો રૂા. ૧૦, ૫૦, ૧૦૦, ૫૦૦, ૧૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમાં મળી શકશે.
- વાર્ષિક ૧૨ ટકા ચ. વૃ. વ્યાજ પાકતી મુદતે મેળવો.

૭ વર્ષીય રાષ્ટ્રીય બચતપત્ર (સાતમી શ્રેણી)

- પ્રતિ ૬ મહિને વાર્ષિક ૧૨ ટકાના દરે વ્યાજની ચૂકવણી.
- બચતપત્રો રૂા. ૧૦૦,૫૦૦,૧,૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમાં મળી શકશે.

વિશિષ્ટ સવલતો :

- વારસ નિયુક્તિ (નોમીનેશન)ની સગવડ વ્યક્તિગત ઉપરાંત હવે સંયુક્ત નામે લેવામાં આવતાં આ બચતપત્રોમાં મળી શકશે.
- આ બચતપત્રો વ્યક્તિગત ઉપરાંત સંયુક્ત નામે પણ લઈ શકાશે.
- રોકાણની મર્યાદા નથી.
- આવકના સ્થળે કર કપાતો નથી.
- ત્રણ વર્ષ બાદ વટાવી શકાય.
- કરપાત્ર વ્યાજની ગણતરી વરસો વરસના હિસાબમાં લેવા જરૂરી સર્ટિફિકેટો મેળવી શકાય છે.
- રૂા. ૧,૫૦,૦૦૦ સુધી સંપત્તિવેરામાંથી મુક્તિ. રૂા. ૩,૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્ત.

વધુ માહિતી માટે

નજીકની પોસ્ટ ઓફિસ; જિલ્લા કલેક્ટર કચેરી; નાયબ નિયામક, નાની બચત–રાજકોટ, વડોદરા, અમદાવાદ; રાષ્ટ્રીય બચત સંસ્થા. લાલ દરવાજા, અમદાવાદ કે અધિકૃત એજન્ટોનો સંપર્ક સાધો.

—કમિશ્નર, નાની બચત અને રાજ્ય લોટરી, ગુજરાત રાજ્ય—

**❋ નર્મદાની આધારશિલા બનશે આપની બચત ❋**

# કંકાવટી

ઑગસ્ટ
૧૯૮૨

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૪ : અંક ૨૮૦ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨.

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ૦૦૧

# સાહિત્ય-વૃત્ત

**ચન્દ્રમૌલિ** પ્રકાશન ૨૪૫, ઇન્દ્રકોટ, દોશીવાડાની પોળ. કાળુપુર, અમદાવાદ, તરફથી ડૉ. સુમન શાહ સંપાદિત સાહિત્ય સ્વરૂપ પરિચય શ્રેણીનાં પુસ્તકો પ્રગટ થશે. એમાં મુખ્યત્વે નવલકથા, નવલિકા, આત્મકથા, લલિત નિબંધ, નાટક: એકાંકી, ખંડકાવ્ય સોનેટનો સમાવેશ થશે.

નવલકથા : લે. શિરીષ પંચાલ, ટૂંકી વાર્તા લે. ડૉ. વિજય શાસ્ત્રી, આત્મકથા, લે. સતીશ વ્યાસ, જીવનકથા, લે. ડૉ. મણિલાલ હ. પટેલ, લલિત નિબંધ, લે. ડૉ. નટવરસિંહ પરમાર, નાટક: એકાંકી, લે. ચં. પૂ. વ્યાસ. ખંડકાવ્ય, લે. પ્રા. જયદેવ શુક્લ, અને સોનેટ.

**મુદ્રા,** અમરેલી તરફથી કાવ્યમાં પ્રકૃતિનિરુપણ સ્પર્ધા જાહેર થઇ છે. અંછાંદસથી છંદોબદ્ધ, ગેય આદિ તમામ સ્વરૂપની કૃતિ સ્વીકાર્ય રહેશે. એ માટે રૂ. ૧૦૧, ૫૧ અને ૨૫ રૂ.નાં ત્રણ ઇનામ રખાયાં છે.

**નર્મદ** સાહિત્ય સભા (સૂરત) તરફથી ૧૯૭૬ થી ૧૯૮૦ના અરસામાં પ્રગટેલા ઇતિહાસ—સંશોધનના ગ્રન્થોમાંથી ડૉ. હસમુખ સાંકળિયા લિખિત 'અખંડ ભારતમાં સંસ્કૃતિનો ઉષ:કાળ' એ ગ્રન્થો શ્રેષ્ઠ સ્વીકારી નર્મદચન્દ્રક અર્પણ થશે.

**જીવન** ખાતર કળાના ધોરણે ગુજરાતી સાહિત્યસર્જકોનું સર્વ સ્વરૂપનું સર્જન નહીં નફો, નહીં નુકસાનના ધોરણે આગોતરા ગ્રાહકો નોંધી પ્રગટ કરવાનું નિધાર્યું છે. તો સર્જકોએ આ માટે આ સરનામે સંપર્ક સાધવો: પગભર પ્રકાશન, ૧/૭ વિશ્વનગર નડિયાદ-૩૮૭૦૦૧.

**જળદેવી** / ભરત નાયક

પ્રગટતી તટે ધુમ્મસિકા.
વા ચાંદની રસેલી વલયાતી રેતી.
નયન મીન–મરકત મણિ શા.
મહીં ટમટમે આગિયા.

ચતુર્થી તુલા છલોછલ છાતીએ.
ત્રિશૂળ નાભિએ.

કદલી જાંઘે લઇ સર્પે ભીંસ ફણા યાનિએ ધરી.

કરાંગૂલી–છીપ પહેરી.
પાની તણે નખાગ્રે મૌતિકચંદ્ર ચળકે.

મરુતભર્યા સઢનિતંબે કર નાંગરી
નત ગ્રીવા મરાલી
નિહાળે :
દોડી જાય જે દડમજલ જોજન દૂર હણહણી વરુણ દેવતા.

સાંજ સમયનો પરપોટા જેવો સૂરજ જોતો
એ બેટ પર ફરતો હતો.

પવનમાં જોયું પ્રતિબિંબ :
એને પોપટની ચાંચ
કાળો કંઠલો હતો.
હતી ઝૂલતી ગળે તગરમાળ.

હળવેકથી હાથની પાંખો હલેસી
આરસની ટેકરીઓમાં ઉડતો
ઘડીક મોરપીંછ વાદળ પાનીએ ઉછાળતો એ જતો હતો.

કારેલા જેવી માખ ખડક પર બેઠી એને જોતી હતી.
તાંબાની રજભર્યો દરિયો દૂર ફરફરતો હતો.
તળબૂચ લીંબુ ગાજર સંતરા સરખા પથ્થરો પતંગિય.
ઊઠતાં હતાં ચોપાસ.
તીડિયા કહેવાય એવા શંખો પણ:

મોગરા જેવા બેટને સૂંઘતો
હયવદની ભૂશિર છેડે એ ઊભો રહ્યો.

છીપમાં મોતી પીતા
પછી એ બાષ્પ થઇ ગયો.

બેટ પર રહી રહી કેવળ કેસરી ધુમ્મસ ફૂંકાઇ રહ્યું હતું.

## કાવ્યશુચ્છ / ભૂપેશ અધ્વર્યુ

સામે પાર અરબી સમુદ્ર છે ને આ પાર હું
પારે પારે રેકલેમેશન છે ને છે ભરતીનો સમય
એટલે વીંઝાશે યાળ ને ગાજશે હેષા
ને થશે સાંકોપાઝા સ્વપ્નવત્
જે હાલ પીઠ પર લેટી, ડોક પર હાથ લપટાવી લે છે નિશાન
ને રંગીન ફુગ્ગાઓને ફોડી રુંધાયેલી હવાને વિમુક્તે છે હવામાં
સામે પાર સમંદર ને આ પાર હું
વચ્ચે
ભૂખી રેતી ડાબલાઓ ચર્યે જ જાય છે, ચર્યે જ જાય છે.

૧૯૭૪

## સર્પલીલા / ભૂપેશ અધ્વર્યુ

ખૂલ્લી આંખ અચાનક ઉઘડી જાય છે
આખું શરીર સંચારબંધ–હું શબવત્
રાફડાઓ ચણાય છે ને તૂટયે જાય છે ને પથરાય છે સૂક્કી
ફિક્કી માટીનાં ફૂલ ચોમેર
ટોળાંબંધ સર્પો શરીર પર ઉભરાય છે
હોઠ પર એક સર્પયુગ્મ કેલીનો કલધ્વનિ કરે છે
ને મોંની અંદર એક જલસર્પનું મુખ ઊંડે ભીંસાયેલું પડયું છે
માટી ખોદાતી જાય છે ને કેડ નીચે સળવળાટ છે.
ભીનું ભીનું ભેજલ
પરસેવાના કણ આકાશના તારા જેમ મને ઠેર ઠેર ફૂટી નીકળે છે.
દૂરથી એક મોર ટહુકે છે
ને
આકાશમાં ટોળે ટોળાં ઉભરાય છે.
આખું આકાશ સંચારબંધ–હું શબવત્

૧ ૧૯૭૧–૭૨

સાંજ સમયનો પરપોટા જેવો સૂરજ જોનો
એ બેટ પર ફરતો હતો.

પવનમાં જોયું પ્રતિબિંબ :
એનં પોપટની ચાંચ
કાળો કંઠલો હતો.
હતી ઝૂલતી ગળે તગરમાળ.

હળવેકથી હાથની પાંખો હલેસી
આરસની ટેકરીઓમાં ઉડતો
ઘડીક મોરપીંછ વાદળ પાનીએ ઉછાળતો એ જતો હતો.

કારેલા જેવી માખ ખડક પર બેઠી એને જોતી હતી.
તાંબાની રજભર્યો દરિયો દૂર ફરફરતો હતો.
તળબૂચ લીંબુ ગાજર સંતરા સરખા પથ્થરો પતંગિય.
ઊઠતાં હતાં ચોપાસ.
તીડિયા કહેવાય એવા શંખો પણ:

મોગરા જેવા બેટને સૂંઘતો
હયવદની ભૂશિર છેડે એ ઊભો રહ્યો.

છીપમાં મોતી પીતા
પછી એ બાષ્પ થઈ ગયો.

બેટ પર રહી રહી કેવળ કેસરી ધુમ્મસ ફૂંકાઈ રહ્યુ હતું.

## કાવ્યગુચ્છ / ભૂપેશ અધ્વર્યુ

સામે પાર અરબી સમુદ્ર છે ને આ પાર હું
પારે પારે રેકલેમેશન છે ને છે ભરતીનો સમય
એટલે વીંઝાશે યાળ ને ગાજશે હેષા
ને થશે સાંકોપાઝા સ્વપ્નવત્
જે હાલ પીઠ પર લેટી, ડોક પર હાથ લપટાવી લે છે નિશાન
ને રંગીન ફુગ્ગાઓને ફોડી રુંધાયેલી હવાને વિમુક્તે છે હવામાં
સામે પાર સમંદર ને આ પાર હું
વચ્ચે
ભૂખી રેતી ડાબલાઓ ચર્યે જ જાય છે, ચર્યે જ જાય છે.

૧૯૭૪

## સર્પલીલા / ભૂપેશ અધ્વર્યુ

ખૂલ્લી આંખ અચાનક ઉઘડી જાય છે
આખું શરીર સંચારબંધ–હું શબવત્
રાફડાઓ ચણાય છે ને તૂટયે જાય છે ને પથરાય છે સૂક્કી
ફિક્કી માટીનાં ફૂલ ચોમેર
ટોળાંબંધ સર્પો શરીર પર ઉભરાય છે
હોઠ પર એક સર્પયુગ્મ કેલીનો કલધ્વનિ કરે છે
ને મોંની અંદર એક જલસર્પનું મુખ ઊંડે ભીંસાયેલું પડયું છે
માટી ખોદાતી જાય છે ને કેડ નીચે સળવળાટ છે.
ભીનું ભીનું ભેજલ
પરસેવાના કણ આકાશના તારા જેમ મને ઠેર ઠેર ફૂટી નીકળે છે.
દૂરથી એક મોર ટહુકે છે
ને
આકાશમાં ટોળે ટોળાં ઉભરાય છે.
આખું આકાશ સંચારબંધ–હું શબવત્

૧ ૧૯૭૧–૭૨

**નોંધ** : ભૂપેશનું કૃતિઓ પ્રગટ કરવા તરફનું વલણ ઠંડું. વારંવાર મઠાર્યા પછી જ્યાં સુધી પોતાને પૂરેપૂરો સંતોષ ન થાય ત્યાં સુધી કૃતિ પ્રગટ કરવા તો ન જ મોકલે. કેટલીક વાર પ્રગટ કરવા મોકલ્યા પછી ખૂંચતા કૃતિ પણ મંગાવી લેતો. ઘણી બધી કૃતિઓ સર્જનના પ્રવાહમાં લખાયા પછી મઠારાઈ જ નથી કે એક-બે વખત મઠારવા છતાં અંતિમ સ્વરૂપ પામી શકી નથી. અહીં રજુ કરેલી કૃતિઓ આમાંની કેટલીક છે. એ પૂર્ણ નથી, માત્ર સર્જનનો એક તબક્કો છે. કેટલીક તદ્દન રફ મુસદ્દા પરથી લીધી હોઇ શબ્દ કે પંક્તિરચના, અર્થ કે લયમાં બંધબેસતી ન લાગે તો પણ જેવું વાંચવું શક્ય બન્યું એમ જ રાખ્યું છે. કોઈ જગ્યાએ ઝાંખા લખાણને આધારે અનુમાનથી તારવ્યું છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી સાહિત્યસર્જનની સાર્થક્તા વિષે સાશંક થતો જતો ભૂપેશ સમય જતાં વધુ સ્પષ્ટ બનતો ગયો તેમ તેમ એમાં વધુ દૃઢ બનતો ગયો. છેલ્લાં વર્ષોમાં સર્જનાત્મક કૃતિઓ પ્રકાશનાર્થે મોકલવાનું લગભગ બંધ કરેલું. ક્યારેક કોઈ તરફથી આગ્રહ થાય તો આપતો ખરો અને વરસેકથી તો સર્જનાત્મક રચવાનું પણ છોડી દીધેલું. આમ સાહિત્યની નિરર્થક્તા વિષે સૈદ્ધાંતિક રીતે વધુ સ્પષ્ટ બનતાં ભવિષ્યમાં એણે આ કૃતિઓ અપ્રકાશિત જ રાખવાનું પસંદ કર્યું હોત અથવા એનો નાશ કર્યો હોત એવો સંભવ છે.

—**ધીરેશ અધ્વર્યુ**

( ૧ )

પથ્થર ન થૈ જશું તો પછી જલ થઈ જશું;
ઝાઝું વિચારશું, હવે પાગલ થઈ જશું.

લમણેથી ક્ષુબ્ધ મેઘધનુ તૂટશે તડાક;
થંભી જશે વહેણ ને નિશ્ચલ થઇ જશું.

ઉકલે ન કોઇથી એ સમસ્યા છીએ અમે;
છે વ્યર્થ સૌ વિશ્વાસ, કદી હલ થઈ જશું.

ન્હોતી ખબર કે આ અષાઢી મુલ્કમાં અમે;
તરણું ય ઊગશે ન એવું સ્થલ થઈ જશું.

આ ગામ મધ્યથી હવે ઊઠાવી લ્યો પડાવ;
દેખાશું રોજ આમ તો ઓઝલ થઈ જશું.

( ૨ )

વરસી રહી ભીનાશ ને ભીનું થતું નથી;
વેરાન મન જરાય આ લીલું થતું નથી.

સંદિગ્ધતા–દ્વિધા હજી એવી વિદગ્ધ છે;
બળતું શરીર સૂર્યનું ટાઢું થતું નથી.

ફરકાવે ચીર મેઘધનું રંગ રંગના;
એકે ય સ્વપ્ન તો ય સજીલું થતું નથી.

જગની તમામ એકઠી કરતો રહું કુમાશ;
પંખી તો શું, એકાદ અંઈ પીંછું થતું નથી.

સોપો પડે છે ગામમાં, નીંદરમાં, સ્વપ્નમાં;
બોલ્યા કરે ત્યારે ય – કો' મૂગું થતું નથી.

વાસા સુધા તમે, તમારા કર સુધી હતો;
તમને ખબર નથી, તમારા ઘર સુધી હતો.

ઘનઘોર શ્હેરની સૂની તરબોળ શેરીએ;
હું ધોધમારથી ઝીણી ઝરમર સુધી હતો.

ઘર આવતા ચઢી ગયા ભીનાં પગથિયાં;
આંગણ સુધી એ ફૂલ એ પથ્થર સુધી હતો

ગોરંભતો, વિંખાતો હતો શબ્દે શબ્દ હું;
તંદ્રા સુધી ઘડી, ઘડી નીંદર સુધી હતો.

ને એ પછી ખબર નથી ક્યાં ગુમ થૈ ગયો;
છે એટલી ખબર કે સરોવર સુધી હતો.

( ૪ )

વરસાદ કહેતો 'આવ....!' હવે નીકળો, ચલો !
ખોલો કમાડ સાવ હવે નીકળો, ચલો !

ઠંડી હવાની લહેર છે, સાપોલિયું નથી,
ટૂંટિયું વળી ન જાવ, હવે નીકળો, ચલો !

કાગળને છીંક આવશે ને શબ્દ ધ્રૂજશે;
બનશે લીલો બનાવ હવે નીકળો, ચલો !

જળની સમરભૂમિએ ભૈ આગળ તમે જ થાવ;
પાછળ હટી ન જાવ હવે નીકળો ચલો !

વરસાદ ધોધમાર તમારા જ દાબ્દ-શો;
વરસે છે મહાનુભાવ, હવે નીકળો, ચલો. !

## આષાઢસ્ય પ્રથમ દિવસે / ડૉ. સુરેશ હ. જોષી

આ વખતે વર્ષાનું આગમન કાલિદાસના પંચાંગને અનુસરીને થયું. આષાઢસ્ય પ્રથમ દિવસે જ સમીસાંજે વાદળો છવાઇ ગયાં. એનો બધો જ સાજસરંજામ સાથે નહોતો. છાપાંવાળાઓએ પણ વર્ષાના આગમનને સૌમ્ય કહીને ઓળખાવ્યું. પણ ઘણુંખરું વર્ષા વદાય લેતી વખતે વધારે ચંચલ રૂપ ધારણ કરે છે. વર્ષાના આગમન સાથે જ ચિત્તમાં નૈષ્કર્મ્યનાં પૂર છલકાઈ ઊઠયાં. બુદ્ધિનો બધો પ્રપંચ ઓગળી ગયો. શરીર જાણે પ્રાગૈતિહાસિક કાળમાં સજીવન થયું. કેવળ જોઈ રહેવાનો નશો ચઢયો. આંખમાં મેઘનું સ્નિગ્ધ અંજન અંજાઈ ગયું. કીટ, પંખી, પશુ અને વનસ્પતિના સમાજ સાથેની એ આદિમ એકતાના તાર ઝંકૃત થઈ ઊઠયા.

પવન તો હતો જ, પવન અને જલમાં ઘણો ફેર છે. પવનનો સ્પર્શ કંઈક અશરીરી અને સૂક્ષ્મ. પવનને રોકી શકાય, એના સ્પર્શને વસ્ત્રથી, બંધ બારીબારણાંથી, અવરુદ્ધ કરી શકાય. પણ જલને રેલાઇ જતું ફેલાઈ જતું કોણ અટકાવી શકે? થોડી વારમાં તો એ અભ્યન્તરમાં પ્રસરી જાય. ચેતનામાં કોણ જાણે કયા કાળની સ્મૃતિના અંકુરો પ્રકટી ઊઠે. કાલિદાસે ભલે યક્ષયક્ષિણીના વિરહનું કાવ્ય લખ્યું. પણ મને લાગે છે કે વર્ષામાં આપણે જ, આ એકાએક થતા કાલવ્યુત્ક્રમને કારણે, આપણને પોતાને અજાણ્યા લાગવા માંડીએ છીએ. આમ એ આપણો આપણાથી થયેલો વિરહ હોય છે.

આનું મૂળ કારણ એ છે કે આપણે આપણી બહાર, આપણાં સ્થળસમયની બહાર, રેલાઇ જઇએ છીએ. મમત્વનો જે સ્ફટિક બંધાયો હતો તે ઓગળી જાય છે. વર્ષા ઘરમાં બારી પાસે બેસીને જોવાની ઋતુ નથી. મારું મન તો પાંખો પ્રસારીને માટીના રંગવાળી, ત્વરિત ગતિવાળી, બન્ને કાંઠે છલકાવા લાગેલી, નદીઓ સાથે વહી જાય છે. વૃક્ષો પણ આ ઋતુમાં તટસ્થ રહી શકતાં નથી, પ્રવાહપતિત થઇ જાય છે, તો આ ઋતુમાં આપણું તાટસ્થ્ય શી રીતે જળવાય? વૈશાખની તટશાયની ક્ષીણતોયા નદીની કાયા હવે પુષ્ટ થતી જાય છે. એના યૌવનોદ્ગમને જોવાને હું ઉત્સુક છું.

આસ્ફાલ્ટનો રસ્તો પૂરો થાય છે અને ધૂળિયો શરૂ થાય છે તે સન્ધિસ્થાને મારું ઘર છે. આસ્ફાલ્ટનો રસ્તો આવા વર્ષાકાળે પણ નિર્લિપ્ત છે. એ જલમય થઈ શકતો નથી. એના બરડા પરથી પાણી સરી જાય છે. એનામાં કશો રૂપાંતરનો કીમિયો થતો દેખાતો નથી. પણ ધૂળિયો રસ્તો તો વર્ષાનું આકણ્ઠ પાન કરીને હવે વહેતો થઈ ગયો છે. ગઈ સાંજની વર્ષાથી લીમડાઓ પ્રફુલ્લ છે, એની લીલી કૂણી દંતકલીઓ હસી રહી છે. પાણી પીને એની શાખાઓ સહેજ કાળી પડી ગઈ છે તે લીલાંછમ પાંદડાં વચ્ચે શોભી ઊઠે છે. વીજળીના તાર પર બેઠોબેઠો કાગડો પીંછાં પરથી વર્ષાબિન્દુને ખંખેરે છે તે દૃશ્ય પણ આ પરિવેશમાં અદ્ભુત લાગે છે. બાળપણમાં સોનગઢમાં તો વનની છાયામાં જ રહેતો હતો. ત્યારે ધોધમાર વરસાદના અવાજથી રાતે જાગી જઇને, માથી દૂર જઈ પડેલો હું, મારી અશ્રુધારાને એમાં ભળી જતી જોતો તે યાદ આવે છે. પછી લીમડો, પીપળો, વડ, આમલી, બેડો—આ બધાં વૃક્ષોને મુખે વર્ષા જુદે જુદે અવાજે બોલે તે સાંભળતાં સાંભળતાં ફરી આંખ નિદ્રાથી ઘેરાઈ જતી.

સંસ્કૃત સાહિત્ય યાદ આવે છે. બાણના અનેક પાનાં સુધી વિસ્તરતા મહાવાક્ય જેવી વર્ષાની ધારાને સુખથી જોઇ રહું છું. હવે સાપના

દરમાં પાણી ભરાઈ જશે, દેડકાંઓ સજીવન થશે. તેને ખાવા સાપ બહાર આવશે. જળ એ પણ પેટે ચાલનારું પ્રાણી છે. આ ઋતુમાં તો સરીસૃપ બનીને જ જીવવાનું સુખ.

કાલિદાસ ભલેને કાશાંશુકા વિચકપદ્મમનો જ વકત્રા રૂપરમ્યા શરદને વખાણે, વર્ષાનો સાચો લય સાંભળવો હોય, એનું સાચું રૂપ જોવું હોય તો વાલ્મીકિ પાસે જવું જોઈએ. કાલિદાસમાં વૈદગ્ધ્યનું ચાકચિક્ય છે, વાલ્મીકિમાં આરણ્યક આવેગ છે. વાલ્મીકિના વર્ષાવર્ણનને સીતાવિરહની રામની વેદનાનો પાસ બેઠેલો છે. વિરહી રામની આંખે વર્ષાના આગમન પહેલાનું સાન્ધ્ય આકાશ સ્નિગ્ધ અભ્રપટથી બંધાયેલા વ્રણ જેવું દેખાય છે. આ પાણ્ડુજલથી આકાશ કામાતુર લાગે છે અને મંદ મારુતના નિ:શ્વાસ નાખ્યા કરે છે. આ ઘર્મથી પરિક્લિષ્ટ, નવવારિથી પરિપ્લાવિત પૃથ્વી, સીતાના જેવી શોકસંતપ્તા, આંસુ સારતી લાગે છે. નીલમેઘને ખોળે ચમકતી વીજળી તે રાવણના ખોળામાંની તપસ્વિની વૈદેહી જેવી લાગે છે. આ વર્ણનોમાં ઘન વર્ષાનો મત્ત આવેગ છે. ધારાપાતનો ધ્વનિ જાણે ઇન્દ્રિયગ્રાહ્ય બની ઊઠે એવી પદાવલિ વાલ્મીકી યોજે છે. પ્રત્યેક ચરણને અંતે અન્ત્યાનુપ્રાસનો સમાવેશ કરીને કે પ્રત્યેક ચરણમાં એક પાદની પુનરુક્તિ કરીને વર્ષાના એકસૂરીલાપણાને વાલ્મીકિ શ્રુતિગોચર બનાવી દે છે. એનું સંગીત સાંભળવું હોય તો આ પંક્તિઓનો માત્ર નાદ સાંભળો :

વહન્તિ વર્ષન્તિ નદન્તિ ભાન્તિ । ધ્યાયન્તિ નૃત્યન્તિ સમાશ્વસન્તિ ।
નદ્યો ઘના મત્તગજા વનાન્તા : । પ્રિયાવિહીના : શિખિન : પ્લવંગા : ।

માગશરનું તારાખચિત આકાશ એના વિરાટ વૈભવથી આપણને સ્તબ્ધ કરી દેતું. વર્ષાના આકાશમાં વીજળીના કશાઘાત અને વાદળોની ગર્જના છતાં એક પ્રકારની આત્મીયતાભરી નિકટતા છે. આકાશ આપણ-ને સ્પર્શવાને છેક પૃથ્વી સુધી નીચે ઊતરી આવે છે. વૃક્ષને પાંદડેથી નર્યું આકાશ નીતરી જાય છે.

વર્ષાની રાત્રિમાં જેવી ગાઢ નિબિડ નિદ્રા આવે છે તેવી કોઈ ઋતુમાં આવતી નથી. વૃષ્ટિધારાનો એકધારો ધ્વનિ સમ્મોહક હોય છે, એથી નિદ્રાનું પોત ઘટ્ટ અને નીરન્ધ્ર બને છે. સ્વપ્નને એમાં અવકાશ નથી. મરણની સહોદરા જેવી નિદ્રા આ ઋતુમાં જ શક્ય છે. ગ્રીષ્મની અનેક ઉન્નિદ્ર રાત્રિઓનું વર્ષા સાટુ વાળી દે છે. વર્ષાના મધ્યાહ્નને પણ, વૃષ્ટિની ધારા થતી હોય છે ત્યારે, આંખ સુખદ ભારથી બીડાઈ બીડાઈ જાય છે. એ ઘેનથી અંજેલી આંખે સાવ પાસે બેઠેલી વ્યક્તિ પણ માયાવી લોકની વસનારી હોય એવી બની જાય છે.

રથયાત્રાનો આ દિવસ છે. મને તો લાગે છે કે વહેતા જલબિન્દુની જાત્રા જોઈને જ માનવીએ હર્ષથી આ ઉત્સવની કલ્પના કરી હશે. બધું જ ચંચળ બની ઊઠ્યું છે. પવન ચંચળ છે, વાદળ ચંચળ છે. રવીન્દ્રનાથના એક કાવ્યની નાયિકા તો બોલી ઊઠે છે : ‘ઓ મા, પર્વતો પણ ઊડવા માંડયા કે શું ?’ બધું સરવા વહેવા માંડે છે. એક નવી જ વાસથી વાતાવરણ ભરાઈ જાય છે. એમાં લીમડાની લીંબોડી પાકી પાકીને ખરી પડીને વર્ષાના જળમાં ભીની થઈ ગઈ છે તેની વાસ છે, ભીની ધરતીની સોડમ છે, નીતર્યે જતા આકાશની સુગંધ છે, એ બધાંની મળીને એક નવી જ સુગંધ વાતાવરણમાં લહેરાયા કરે છે.

મોરની કેકા અને દેડકાંઓનું સામગાન હજી શરૂ થયાં નથી, પણ હવે એને ઝાઝી વાર નથી. દૂરની લાંબી મુસાફરીએ નીકળીને ગાડીમાં કાચની બારી પાસે બેસીને સૃષ્ટિના આવરણમાં લપેટાઈને અપાર્થિવ જેવી બની જતી સૃષ્ટિને જોવાને મન સમુત્સુક થઈ ઊઠે છે. હવે સમયની ગતિ પણ બદલાઈ ગઈ. પ્રહરો હવે મંથર ગતિએ વીતશે, મધ્યાહ્ન કે સાયાહ્નના ભેદ રહેશે નહિ, દિવસ પરથી સૂર્યનું નિયંત્રણ દૂર થશે. સમય વીજળીના તાર પરથી સરતાં ટીપાંની જેમ સરશે, ભાંગશે. ભેજ-વાળા વાતાવરણમાં અવાજો બોદા થઈ ગયા છે. પંખીઓ મેદાનમાં જયાફત ઉડાડવા બેસી ગયાં છે. સામે તાર પર બેઠેલા પતરંગાની આંખમાં પ્રતિબિંબિત થતા આકાશને જોતા હું ઝાંખી રહું છું.

હવે સહેજવારને માટે પણ સૂર્ય દેખાશે તો દરેક ખાબોચિયું આકાશ બનીને એને આવકારશે. નિશાળેથી છૂટીને દાખલા ગણેલી નોટનું પાનું નિશાળિયો ફાડીને એની હોડી બનાવીને એ ખાબોચિયામાં તરતી મૂકી દેશે. કશા માલ લાદ્યા વગરની એ નૌકાની નિરુદ્દેશ યાત્રા શરૂ થતાં ન થતામાં જ પૂરી થશે. પણ અહીં સાતે વહાણ ડૂબ્યાનો કોને સહેજ સરખો ય શોક થવાનો હતો? નિશાળના અને દેવળના ઘંટે પણ વર્ષામાં પોતાનો અવાજ બદલ્યો છે. આ નૈષ્કર્મ્ય અને અનધ્યનના દિવસોમાં કોણ પોથી ખોલીને બેસે?

તા. ૨–૭–'૭૯ 

## નવાં પ્રકાશનો

જાણીતા કવિશ્રી અમૃત ઘાયલની સમગ્ર કવિતા પાંચ સંગ્રહોના સંપુટમાં એક સાથે સરસ રૂપરંગે પ્રગટ થઈ છે. તેમાં **'ઝાંય'** ગઝલ-સંગ્રહ અને **'અગ્નિ'** નઝમસંગ્રહ પ્રથમવારનાં પ્રકાશન છે, જ્યારે **'શૂળ અને શમણાં'** ત્રીજી આવૃત્તિ, ગઝલ–મુક્તકસંગ્રહ **'રંગ'** બીજી આવૃત્તિ, **'રૂપ'** ગઝલસંગ્રહ બીજી આવૃત્તિ છે.

ગુજરાતી ગઝલમાં શ્રી અમૃત 'ઘાયલ'નું આગવું પ્રદાન અને સ્થાન છે.

**'પરિચયમાં રહીને પણ પરિચિત થઈ નથી શકતા'** એવા 'કટિબદ્ધ' ગુજરાતી સાહિત્યપ્રદેશમાં એ પોતીકા પ્રભાવે 'પોતીકા' જેટલા પરિચિત છે, એટલે જ, વિશ્વાસપૂર્વક એ કવિ પોતે જ પોતાની સમગ્ર કવિતા એક સાથે પ્રગટ કરવાનું સાહસ કરવાને પ્રેરાયા હશે ને!

પ્રત્યેક સંગ્રહનું મૂલ્ય તેર–તેર રૂપિયા છે, પણ ગ્રાહકે આખો સંપુટ જ રૂ. પાંસઠમાં ખરીદવાનો રહેશે–છુટક કોઈ એક જ સંગ્રહ નહીં.

પ્રાપ્તિસ્થાન : શ્રીમતી ભાનુમતી અમૃતલાલ ભટ્ટ, 'દેવઅમી', ૧૬–ભક્તિનગર સોસાયટી, રાજકોટ–૩૬૦ ૦૦૨.

## ચાર ચીણગી / ચંપૂ વ્યાસ

( ૧ )

રેલ્વેના બંધ ફાટક પાસે ટ્રાફિક જામ ખીચ્ચોખીચ મોટરોમોપેડો સ્કુટરો સાઇકલો માણસો સુવ્વરો નોકરિયાતોડફોજો ઢોરઢાંખર ખીચ્ચો-ખીચ. એ ફાટક ખુલ્યો, આગળ વધો પી...પી...પીઈ...પ, માર ધક્કો, ટ્રિંગ...ટ્રિંગ, કાઢ તારી સાઈકલ પહેલાં, ઘુઉરુરુરુરુ, પેન્ટને ડાઘ પડયો, પોં...પોં...ભોં...ભોં, બાપ ધોશે હવે, હુરુમ...હુરુમ... હુહુહુહુ, અગિયાર વાગ્યા પછી બાપ ગણો કે એક્કો ગણો, વડુ ગણો ધણી ગણો બોસ બોસ બસ.

સાઇકલોનાં વ્હીલ વચ્ચે, માણસોના પગ વચ્ચે, કાળામોટા બૂટ વચ્ચે, નાનાંનાજુક ચંપલ વચ્ચે, ભારે મોટી ભીડ વચ્ચે બચી રહેલું, ટકી રહેલું, કોઇના અંબોડેથી ખરી પડેલું તાજુંમાજું લાલચટ્ટક ગુલાબ.

બચી જાય તો એને કચડાતું બચાવી લેવા તે નીચો વળ્યો ને... લે ત્યારે... એવું કાનમાં કહી કાન પાસેથી સરકી તેનાં ચશ્માં વ્હીલ્સ-બૂટચંપલભીડ વચ્ચે ગુલાબની અડોઅડ જઈ પડયાં.

ચશ્માંમાં તગતગતી તેની બેબે આંખો સામે ઘણી વાર તે લાંબા સમય સુધી તાકી રહેતો. પણ આ ભારેની કટોકટીમાં એક ઊંચો કૂદકો મારી, બે પગ પહોળા કરી, બે હાથ વીંઝી, બે કોણીઓથી આસ-પાસનાને કુણિયાટી, નીચો વળી તેણે ચશ્માં હાથમાં ઝાલ્યાં...ને પાછળથી એક ધક્કો કે ફચ્ચ...ગુલાબ તેના જ પોતાના પગ નીચે ગુલાબ તેના જ પોતાના પગ નીચે ગુલાબ...ગુલા...ગુલ ... લબ્બ...બ...બ...

(૨)

આકાશ ઊઘડી ગયું હતું અને બારીબારણાં પણ. પવન પુરપાટ ચાલતો હતો છતાં દીવા સળગતા હતા ઝાકમઝોળ. શરણાઇઓ વાગતી

હતી અને ત્રાંસાં ત્રણકતાં હતાં. પુષ્પમાળાઓ અને અગરબત્તીની મહેક સ્પર્ધામાં ઊતરી હતી. ફળિયામાં, ચોકમાં, રાજમાર્ગો પર બધે ભીડભાડ હતી અને સૌ ગુલાલરંગ્યાં ઘુમતાં હતાં.

બંધ આંખની અંદર જે હતું એ બહાર કયાં હતું ? પુંસવનમાં એક મોટું વૃક્ષ ઊભું હતું ને એનાં પુષ્પોની માળા સજી, એનાં ફળોનો થાળ સજાવી ઊભેલા તેને થાક ચઢયો હતો.

આ બધું અકબંધ જાળવી રખાશે ? થાકી તો નહિ જવાય ?...

અચાનક પુષ્પો અને ફળો વૃક્ષ પર યથાસ્થાને ગોઠવાઇ ગયાં– ચપોચપ–ટપોટપ. ગુરુપુષ્યામૃતયોગ ધરાવતા મુહૂર્તનો સૂર્ય પ્રકાશતો હતો ને પુષ્પફળ એ પ્રકાશમાં પ્રફુલ્લિત હતાં.

આકાશ ઊઘડી ગયું હતું–બંધ આંખની અંદર.

( ૩ )

સાથે જીવવાનો સંકલ્પ કરી ચૂકેલાં બંનેએ આપઘાત કરવાનું નક્કી કરી દીધું હતું. પોતપોતાને ઘેર એની જાણ કરતી ચિઠ્ઠીઓ લખીને બંને રેલ્વેના પાટા પાસે આવી પહોંચ્યાં હતાં. અપ એન્ડ ડાઉન-ની ડબલ લાઇન પર ટ્રેનો આવજાવ કરતી હતી. સાથે જીવવું શકય નહોતું, સાથે મરવાની હિંમત ચાલતી નહોતી.

ઘેર પાછું તો શી રીતે જવાય ? –ચિઠ્ઠીઓ લખી દીધી હતી. આ રૂઢિચુસ્તો સાથે જીવવા નહિ દે અને આ જિજીવિષા મરવા નહિ દે, પણ મરવું તો પડે જ. ઘેર ચિઠ્ઠીઓ લખી દીધી હતી.

છેવટે રાત પડી. મહાન પ્રેમનું વર્ણન કરતા સમાચાર અને આલિંગનબદ્ધ સ્થિતિમાં ટુકડેટુકડા થયેલા મૃતદેહોની છબીઓ હવે આવતીકાલના વર્તમાનપત્રમાં તો શી રીતે આવશે ? મોડી રાત થઇ. આજની તારીખની એક જ ટ્રેન બાકી રહી. શું કરવું ? કરવું શું ?

છેલ્લી ટ્રેનના એન્જિનનો પ્રકાશ પાટા પર પથરાઇ રહ્યો. બંનેએ પાટા પર પોતાનાં નામ લખ્યાં ને પોતપોતાનાં નામ પર પોતાનાં મગજ કાઢીને મૂકી દીધાં. ટ્રેન પસાર થઇ ગઇ.

હાથમાં હાથ મિલાવી અને પોતાને નામશેષ થતાં જોઈ રહ્યાં. અંને એ જ સ્થિતિમાં ઘર તરફ ચાલવા લાગ્યાં.

(૪)

આ તેને કહું કે 'લ્યા, તારી પૂરપાટ દોડતી સાયકલનું ડાબી બાજુનું સ્ટેંડ લપટું થઈને પડી ગયું છે ને આ તું વળવાનો એ વળાંક આગળ વાહનોની ભીડ વચ્ચે વળતાં-પૂરપાટ વળતાં સ્ટેંડ જમીનને અડકશે ને સાયકલ પછડાશે તો એ જીવલેણ...પણ એમ અજાણ્યાને શી રીતે કહેવાય ? શી રીતે રોકાય ? ફટ દઈને ગાળ ભાંડે-તારે શું ? પણ આમ તો આ વળાંકે સાયકલ પછડાઈ તો નક્કી એનું...કહું ? મારે શું ? કહું કે ના કહું ?

ખર્ર્ર્ર્ર્ ઢાક...ફચ્ચાક...લોહીનો છંટકાવ મારા શર્ટ પર...લોહીનો રેલો મારા પગ નીચે...પોલીસ...ભીડ...ભીડ...ભીડ...

હવે આ ભીડમાં આપણે ક્યાં શોધીએ આપણો ચહેરો ? □

## નવાં પ્રકાશનો

**મારું જીવનવૃત્ત :** આત્મકથા : લે. પંડિત સુખલાલજી, પ્ર. પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડીંગ, નેતાજી સુભાષ રોડ, મુંબઈ, ૪૦૦૦૦૨, મૂ. ત્રીસ રૂપિયા.

**ભમ્મરરિયું મધ :** કાવ્યસંગ્રહ : જિતેન્દ્ર કા. વ્યાસ, પ્ર. લેખક પોતે, કંપાણી પાડો, ચાચરિયા, પાટણ (ઉ. ગુ.), મૂ. રૂ. ૮ પૈસા ૩૫.

**રવીન્દ્રનાથ ટાગોર :** જીવનકાર્ય અને પ્રેરક પ્રસંગો, લે. સુરેશ મોદી, પ્ર. રાષ્ટ્રભાષા પુસ્તક મંદિર, ૪/૭૭૩, ટાવરરોડ, સૂરત-૩૯૫૦૦૩, મૂ. રૂ. ૮-૦૦.

## ઈતરા / હિમાંશી શેલત

આ કાંટાળી કેડી પર પગ ચાલીએ તો કાંટા ભોંકાઈ જવાના અને વેદના થવાની, આ બળબળતી રેતીમાં પગ મૂકીએ તો એ દાઝવાના, પેલા અંગારાને હથેલીમાં લઇએ તો ફોલ્લો પડવાનો ને આમ જો તર્ક આગળ ચાલે, કોઈ અવરોધ વિના, તો એવું તારણ નીકળે કે આ–ને પ્રેમ કર્યો એટલે આવું થવાનું જ. પણ તર્કની ખીંટીનો આધાર અહીં લેવાય નહિ. અહીં તો આમ જ, સહજ ભાવે બધું ફગાવી દેવાનું, વારી જવાનું, ન્યોચ્છાવર કરી દેવાનું. પૂછવાનું નહિ કશું. આ તો ફૂલ પર ઝાકળ બનીને સરવાની વાત હતી, ક્યાંક વરસી પડવાની વાત હતી. તું દસ વર્ષ વહેલી મળી હોત તો આવું ન થાત. તારા આવ્યા પહેલાંનો આ સંબંધ... ઘુઘવતા કાળનાં દસ વર્ષ ઓળંગીને સામે કિનારે ઊભેલા મુકુંદનો હાથ કોઈ પકડે તે પહેલાં પકડી લેવાનું હવે શી રીતે બને ? રેતીના ઘરને પણ પગની ઠેસ ન લાગે એની કાળજી રાખીને એ ચાલે છે તો બીજું કંઈ ચણેલું વધારે નક્કર અને વ્યવસ્થિત, એને તે શી રીતે તોડાય ? હવે તો આમ જ, આ રસ્તે જ ચાલ્યા કરવાનું. અજાણ્યા

બનવાનું, સમજદાર થવાનું. મર્યાદા, વાસ્તવિકતા, લાચારી, ડહાપણ–બધાંનો ભાર ખભે નાંખીને ચાલ્યા કરવાનું ને આમ જ આ ટૂંકા દિવસની સાંજ પડી જવાની પણ વિસામો આવવાનો નહિ.

એક સુંદર માર્ગ, વૃક્ષછાયો, ઝળૂંબી રહેલી પુષ્પખચિત ડાળીઓ પર પંખીનાં ગીત. વેરાયેલાં પુષ્પોથી માર્ગ પણ રંગીન અને કોમળ, કોમળ. ઉપર આસમાની રંગ. મોજથી ચાલ્યા કરવાનું. શરત એટલી કે આગળ પાછળ જોવાનું નહિ. આગળ જોવાનું નહિ કારણ આગળ કશું આવે નહિ, પાછળ જોવાનું નહિ કારણ પાછળ કશું દેખાય નહિ. વિસામો, પડાવ, આરામ એવું કંઇ નહિ. ચાર દીવાલવાળું કોઇ સ્થાન નહિ. વિરામની વાત નહિ. આ મુસાફરીમાં એની જરૂર કોઇએ સ્વીકારી જ નથી. આમાં તો માત્ર ચાલવાનો જ આનંદ. થાક લાગે ત્યારે એવી ઇચ્છા થાય કોઇ વાર કે ચણેલી દીવાલોની હૂંફ મળે તો સારું લાગે. કોઇ વૃક્ષ નીચે થોભવું હોય તો થોભી શકાય પણ એમાં હૂંફ ન મળે. રાત દિવસ ખુલ્લામાં ચાલ્યા કરવાથી મન તલસ્યા કરે પેલી હૂંફ માટે. ઘરની હૂંફ. ત્યાં અથડાટ ભૂલીને નિરાંતે બેસાય, બારણું બંધ કરી બહારની દુનિયાને બહાર રાખી શકાય. કોઈ ખલેલ વિના અલસ ગતિએ ક્ષણો સરતી જાય. એવું અહીં બને તેમ નથી. માર્ગ અલબત્ત સુંદર છે પણ અહીં ઠરવાનું નથી. એકાદ બે પળ વિસામો લીધો પછી પાછું ચાલવાનું જ છે. વધારે થોભાય એવું કોઇ સ્થાન અહીં આવતું નથી. જો કે આ વિચાર આ માર્ગ ભણી આવતાં પહેલાં કરવો જોઇતો હતો. હવે અહીંથી પાછા જવું કેવી રીતે અને ક્યાં ?

□

તાળીઓના ગડગડાટથી એની તંદ્રા તૂટી. કોણ શું બોલ્યું એની ખબર પડી નહિ. મુકુંદ પૂછે કે પેલાએ મારે માટે શું કહ્યું તો અનાથી જવાબ ન અપાય. એણે કશું સાભળ્યું જ નહોતું. ન આવી હોત તો સારું થાત એમ લાગ્યું એમાં પાછું મુકુંદને ખરાબ લાગે; જે પરિસ્થિતિ

સમજી વિચારીને સ્વીકારી એમાં ફરિયાદ નહિ કરવાની. મેં તને છેતરી છે? કંઈ સંતાડયું છે તારાથી? એમ તો મૃત્યુ પણ સ્વીકારેલી જ પરિસ્થિતિ છે છતાં... પણ આમાં તર્ક થાય નહિ. આમાં તો અસામાન્ય બની જવાનું. સામાન્ય સ્ત્રીઓ જેવી સામાન્ય ઇચ્છા એને હોવી જ ન જોઇએ. આસપાસ જોયું. કેટલીક આંખો બહુ વિચિત્ર રીતે એની સામે તાકી રહી હતી. એ જરા સંકોચાઈ ગઇ. થોડી મૂંઝવણ થઈ આવી. પછી ડોક ટટ્ટાર કરીને એણે મુકુંદ સામે જોયું. મંદાબહેનની બાજુમાં બેઠેલો મુકુંદ સાવ અજાણ્યો હોય એવું લાગતું હતું. સાક્ષીભાવે એ બધું જોઇ રહી. જલદી પતે તો સારું હવે.

ગણગણાટથી હોલ ઊભરાઈ ગયો એટલે હાશ અનુભવતી એ ખૂણામાં ઊભી રહી. પરિચિત ચહેરાઓ એકમેક સામે મલકાતા હતા, ક્યાંક હાથ ઊંચા થતા હતા, નમસ્કારની મુદ્રામાં જોડાતા હતા, ઓળખાણ તાજી થતી હતી. એને ખબર હતી કે આવા કોઇ સમારંભ પછી મુકુંદને મળ્યા વગર ચાલી જવાથી એને ખોટું લાગવાનું. બીજું તો કંઈ નહિ, સહેજ હસીને હું જાઉં છું એમ કહેવું જ પડે. મિત્રો–સંબંધીઓના ટોળાને વીંધીને આવતા મુકુંદને ખાસ્સી વાર લાગી. મુકુંદને આપેલો લાલ ગુલાબનો ગુચ્છ મંદાબહેનના હાથમાં હતો. મુકુંદ નજીક આવ્યો. કેવી રીતે આવી છે તું... જતી રહેતી નહિ. તને કોઇ મૂકી જશે. અથવા તું થોભ, હમણાં મંદાને મૂકીને આવું છું. ના, ના, એ ઉતાવળથી બોલી. મારે ક્યાં દૂર જવાનું છે. રીક્ષા મળી જશે અથવા ચાલી નાખીશ. તમે જાવ. આમ પણ મોડું થયું છે. એનો અવાજ અકારણ ધારદાર બની ગયો. વાગે એવો. કેમ તે તો સમજાયું નહિ. કદાચ મંદાબહેનનું સ્મિત એનું કારણ હોઇ શકે. પાછળ પડી છે તું મુકુંદની, પણ મારા કિલ્લામાંથી છટકવું સહેલું નથી. એને પૂરી રાખીશ. તારે તો બહાર જ ઊભા રહેવું પડશે. અને બહાર મોકલીશ તો પણ દોરી બાંધીને, દોરી ખેંચાશે કે પાછો અંદર. મંદાબહેન ફરી

મરક્યાં અને અધિકારથી મુકુંદના સ્કૂટર પર ગોઠવાયાં. આવો મિસિસ સાથે કોઈ વાર. આપણો બંગલો છે ઉભરાટમાં. બધી સગવડ છે. કોઇ લળીલળીને મુકુંદને કહેતું. હતું જરૂર આવીશું. ના, એકલો નહિ—અમે બંને. એમને એવું ને કે કામ બહુ ને સમય મળે નહિ. એ તો વખત કાઢવો પડે. આ વખતે જરૂર નિરાંતે આવીશું. બસ ત્યારે, નીકળીએ. સ્કૂટરે ગતિ પકડી ત્યારે મુકુંદે ખરેખર પાછળ જોયું કે એને એવું લાગ્યું ? મંદાબહેન એની સામે હસ્યાં એમાં ડંખ હતો કે વિજયનો એક ક્રૂર વિકૃત આનંદ ? ધીમે ધીમે એણે એના રસ્તા તરફ ચાલવા માંડયું. ખાસ કશો વિચાર આવતો નહોતો. કંઇ અસાધારણ બન્યું ય નહોતું. આવું તો બને જ છે કેટલાં વર્ષોથી છતાં કશી બળતરા થતી હતી. નીચી નજર રાખી એણે ઝડપ વધારી. મુકુંદ ઘેર પહોંચી ગયો હશે. મંદાબહેને પર્સમાંથી ચાવી કાઢી બારણું ખોલ્યું હશે. સમીર એના રુમમાં હશે. એને તકલીફ ન પડે માટે આમ બહાર તાળું મારીને જ એ લોકો નીકળતાં. બંને કાર્યક્રમની વાતો કરતાં હશે. પછી કપડાં બદલી મુકુંદ સૂવા જશે. એની પાછળ જ મંદાબહેન...એક એક પગલું વજનદાર બની ગયું. થાક લાગતો હતો અને થાકનો વિચાર આવ્યો ત્યારે જ એને લાગ્યું કે પેલો રસ્તો એણે કલ્પેલો એટલો સુંદર નહોતો. એ ભયાનક હતો, રહસ્યમય હતો, કાળજું થથરી ઊઠે એટલો બિહામણો અને નિર્જન, ખાસ તો જ્યારે એ રસ્તે આમ એકલાં જ ચાલવાનું હોય ત્યારે.

એને થયું આટલું ચાલ્યા છતાં ઘર કેમ નથી આવતું ? □

**ગૃહપ્રવેશ** / રજની શાહ

ઘરેથી નીકળીને સીધેસીધા જ તેનાથી રસ્તા પરની એક હોટેલમાં જઇ ચઢાયું. જ્યાં બેસી જવાયું હતું તે ખુરશીની સામેની ખુરશી ખાલી જ હતી. નોકર પાણી મૂકી ગયો એટલે પીવાઇ ગયું. પાણી પીતાં પીતાં જ પાછળ જોવાઈ ગયું. બંને ટેબલો ખાલી હતાં. આગળના ટેબલ પર એક યુગલ બેઠું હતું. સ્ત્રી તેની તરફ પીઠ રાખીને બેઠેલી. પુરુષના હાથમાંનું બાળક ઊંચુંનીચું થતું હતું. સ્ત્રીનો ચહેરો તેણે પ્રવેશતી વખતે જોયેલો. તે ખાવામાં મશગૂલ હતી. તેણે ચા મંગાવી. દરમ્યાન તેણે બીજી હરોળનાં ટેબલો તરફ નજર ફેરવી લીધી. ખૂણામાંના ટેબલ પર મજૂર જેવા લાગતા ચાર માણસો બેઠા હતા. તેમની ચામડીમાં કોઇ જ તફાવત નહોતો. બે જણાએ એક જ દીવાસળીથી પોતપોતાની બીડી સળગાવી. એક જણ હજી નીચું મોં રાખીને પાંદડામાં તમાકુ ભરીને બીડી વાળતો હતો. તે કશુંક બોલતો હતો. બાકીના ત્રણેમાંથી માત્ર એક જ જણ સાંભળતો હોય તેવું લાગતું હતું. ખૂણામાંના ટેબલની આગળના ટેબલ પર બેઠેલો એક આધેડ વયનો માણસ ફિલ્ટર વગરની સિગારેટનો ઊંડો કશ ખેંચીને લિજ્જતથી ધુમાડો છોડી રહ્યો હતો. એક નોકર પેલા પર ટેબલ પોતું ફેરવી ગયો. તે ટેબલની સપાટી પરથી સૂકાતા પાણીને જોઇ રહ્યો. તેનાથી તેમ જ જોઇ રહેવાયું હોત, પરંતુ, નોકર ચાનો કપ મૂકી ગયો. પાણી પીવાઇ ગયેલું એમ જ ચા પણ રકાબીમાં રેડાઇ રેડાઇને પીવાઇ ગઇ. સેલ્સમેન જેવો લાગતો એક માણસ ટેબલ પર કાળી સૂટકેસ મૂકતાં મૂકતાં સામી હરોળમાં ગોઠવાયો. સૂટકેસમાંથી કેટલાંક કાગળિયાં કાઢીને તે તેમાં ખોવાઈ ગયો. નજર ઊંચક્યા વિના જ તેણે પાણી પીધું ને એમ જ એક ડીશ બટાટા પૌંઆનો ઓર્ડર પણ આપ્યો. હજી તો પેલો કાગળિયાંમાં જ હતો ત્યાં તો ખૂણામાંના ટેબલ પરથી ઊઠીને પેલા મજૂર જેવા લાગતા માણસો તેના ટેબલ પાસેથી પસાર થયા. તેની નજર પણ તેમની પાછળ કાઉન્ટર સુધી લંબાઇ. માલિકે પૈસા લેતાં લેતાં પેલા લોકોની સામે જોયું તે તેણે જોયું ને

નોકર બીલના પૈસા બોલેલો તે પણ જોયેલું. પૈસા લઇને માલિક રસ્તા તરફ જોઇ રહ્યો તે ય જોયું ને તેના બંને હાથની આંગળીઓ એકબીજામાં અંકોડાઇને કાઉન્ટર પર નિશ્ચેતન પડી રહેલી એ ય મેંદી રંગેલા તેના વાળની સાથે સાથે જોયું. બે યુવાનો હસી હસીને કશીક વાતોમાં બેવડ વળી જતા હોટેલમાં ઘૂસ્યા. એટલે માલિકની નજર પણ તેમની પાછળ પાછળ વળી. યુવાનો તેના ટેબલ પર આવીને બેઠા.

"છોકરા, પાણી લાવજે."

તેનાથી ઊઠી જ જવાયું આદતવશ જ ચાલતાં ચાલતાં પાનની લારી સુધી આવી જવાયું.

"આજ તો છુટ્ટી હૈ ન ? સુબહ-સુબહ કિધર ચલે ?" સિગારેટ ધરતાં ધરતાં પંડિતે પૂછ્યું.

"કહીં નહીં...બસ, ઐસે હી !" સિગારેટ સળગાવી પીતાં પીતાં તેણે ચાલવા માંડયું. છાપું લઇને થોડેક દૂરના બગીચામાં ઘૂસી જવાયું. એક બાંકડા પર બેસી પણ પડાયું. તેની નજર બાંકડાની પાછળ ઊગી ગયેલા વૃક્ષની ઊંચાઇ સુધી ઊંચકાઇ ને હાથ છાપાની ગડીઓ ઉકેલવા માંડયા. દૃષ્ટિ અને અક્ષરો વચ્ચે કશુંક અનુસંધાન સધાય તે પહેલાં તો છાપું ગડીબંધ વળી ગયું ને બાજુમાં મૂકાઈ પણ ગયું, પત્યું. હવે આંખોએ ચકળવકળ ઘુમવા માંડયું. તડકો સાવ જ ઠંડો હતો. પુષ્પોનો હજી ઊઘાડ જ ન થયો હોય તેવું લાગતું ને ઘાસ પણ જાણે અંકુરાયું જ ન્હોતું. અહીં ક્યારેય કોઇ આવ્યું હોય તેવું લાગતું નહોતું. તેણે વૃક્ષોની ઘટામાં ઊંડે સુધી જોયું. એક પંખી પાંખો વીંઝતું ઊડયું. ને ઊડતું ઊડતું જ અદૃશ્ય થઇ ગયું. તેને ખબર હતી કે બગીચાની દીવાલ પાછળ થઇને નદી વહે છે. પંખી પાણી પીવા ગયું હશે કે પછી...તેનાથી કશું જ વિચારી શકાયું નહીં. પંખીને આમ ઊડી જતું રોકી શકાય જ નહીં. તેની તેને વરસોથી ખાતરી થઇ ચૂકી હતી. પવનની આછી-પાતળી લહેરોથી પુષ્પો હવે હળુ-હળુ ઝૂલવા લાગ્યાં હતાં. તે બેઠો હતો તે બાંકડા પર રહી રહીને ટપકતાં પાણીનાં

ટીપાંની જેમ એકાદ–બે પાંદડાં રહી રહીને આવી પડતાં હતાં. તેનાથી જોઈ રહેવા સિવાય કશું જ થઈ શકે તેમ નહોતું.

તડકા–ફૂલ–પાંદડાં–પવન–દીવાલ–પંખી વૃક્ષ–જમણી બાજુ વચ્ચે જતી નદી.

તે ત્યાં બાંકડા પર જ લંબાઇ ગયો. ને ક્યાંય સુધી આંખો મીંચીને બગીચામાંના તડકાની જેમ પડી રહ્યો.

આંખ ખૂલી ત્યારે તો પેટ ભડકે બળતું હતું. ખાસ્સી બપોરે થઇ ચૂકી હતી. પીડાતું પેટ લઇને તે બગીચાની બહાર નીકળ્યો. માણસો વાતો–ચીતો કરતાં, બોલતાં હોય ત્યારે બબડતાં હોય તેવાં લાગતાં લગભગ ઢસરડાતાં અથવા તો અતિ ઉત્સાહમાં લગભગ દોડતાં હોય તેમ ચાલતાં, એકાદ હળવા આંચકા સાથે ઊપડતાં, રીક્ષામાં બેસીને ઘરેરાટી કરતાં કે કારમાં સડસડાટ દોડી જતાં, ક્યાંક જતાં ને ક્યાંકથી આવતાં તેની બાજુમાં થઇને પસાર થઇ જતાં હતાં. પોતે આટલાં આટલાં વાહનો ને માણસો વચ્ચેથી જાતને સાચવતો–સંભાળતો માર્ગ કરતો કરતો જઇ રહ્યો છે તેવું પણ તેને તો નહોતું લાગતું. અંધજનને લાકડી દોરે તેમ તેની ભૂખ જ તેને ઘર તરફ દોરી રહી હતી. તેના ઘરમાં પત્ની છે. એક છોકરો છે. પત્ની શ્વાસ લે છે. ખાય છે. તેની સામે તાકી રહે છે. ન્હાય છે. કપડાં બદલે છે. બાળકને ન્હવરાવે છે. ખવડાવે છે. ખાવાનું બનાવે છે, પોતાને પણ ખાવા આપે છે. રાત પડે છે ને તેના પડખામાં સૂઈ રહે છે. આવો ખ્યાલ સુદ્ધાં ય તેને પીડી શકે તેમ નહોતો. અત્યારે તો તેની ભૂખ જ તેને દોરી રહી છે. ને પોતે દોરવાઇ રહ્યો છે. દસ વાગ્યે જમી લેવાની રોજિંદી ટેવ પણ આજ પૂરતી છૂટી ગઇ છે. જમવા બેઠો પછી જમતાં જમતાં જ એક ક્ષણે ભૂખ શમી ગઇ. હાથ ધોઇને ઊભો થઇ ગયો. ને ચૂપચાપ ચાલી નીકળ્યો. આદત પ્રમાણે તેણે પાન પણ ખાધું નહીં. બસસ્ટોપનો સળીઓ પકડી ઊભો રહી ગયો. બસ ક્યારે આવી, ક્યારે બસમાં ચઢ્યો, ક્યારે તે ક્રોસિંગ આગળ ઊતરી પડ્યો–કશાયનો

તેને ખ્યાલ રહ્યો નહોતો. થોડી ક્ષણો એમ જ રેલીંગના ટેકે ઊભો રહી ગયો. ખિસ્સામાંથી સિગારેટ કાઢી સળગાવી.

રીક્ષાઓનો કાળો–પીળો– રંગ... કાળીમેંશ સ્ત્રીની તગતગતી ચામડી, ટટ્ટાર ને અક્કડ ચાલતા માણસની મૂછનો વળાંક. સુક્કલકડા છોકરાનું કમરથી ઊતરી પડતું પેન્ટ, માંકડ મચ્છરની દવા... ફૂટપાથ પરનો પાનનો ગલ્લો ને પિચકારી.

તેણે ઊભી બજારમાં થઇને ચાલવા માંડયું. દૃષ્ટિ જયાં પડી તે જોયું... પગ જયાં અટકયા ત્યાં ઊભો રહી ગયો.

ચા પીતાં પીતાં કાઉન્ટર પર બેઠેલા માણસને કયાંક સુધી જોયા કર્યો. ચા પીવાઈ ગયા પછી પણ તે એકાદ કલાક બેસી રહ્યો.

આધેડવયનો એક પુરુષ તેની બાળકીને લઇને હોટલમાં આવી ચઢેલો. પુરુષે બાળકીને આઇસ્ક્રીમ ખવડાવ્યું ત્યાં સુધી તે તેને જોઇ રહ્યો. આઈસક્રીમ મમળાવતાં મમળાવતાં પેલી બાળકી તેને પપ્પા સામે ટગુમગુ આંખે જોઇ લેતી હતી. ને જીભથી નાના નાના પણ મીઠા ઉચ્ચકારા બોલાવતી.

"કેમ સાહેબ, આજે કંઇ મૂડમાં નથી લાગતા ?" હોટેલના એક પરિચિત નોકરે પૂછેલું પણ ખરું. થોડીવાર સુધી કશોક પ્રત્યુત્તર આપવાને બદલે તે તેની તરફ તાકી રહ્યો. થાકીને તેનાથી ફિક્કું સ્મિત થઇ ગયું. નોકર તેના કામમાં પરોવાઇ ગયો. તેણે પણ થોડીવારમાં ઊઠીને ચાલવા માંડયું. પુલ તરફ...

પુલના મધ્યભાગ સુધી આવતાંમાં તો અટકી જવાયું. પીઠથી પાળને ટેકવાઇ જવાયું. ઊભો હતો તે દિશામાં જ નીચેથી નદી જ્યાંથી વળી જતી હતી ત્યાંથી જ આકાશ શરૂ થતું હતું. ને ઉપર થઇને પોતાની પીઠ પાછળ કયાંક પૂરું થઇ જતું હતું. તેણે ઊભા રહેવાની દિશા બદલી નાખી. કશો જ ફેર પડયો નહીં.

રહ્યો સહ્યો સાંજનો ઉજાસ પણ જળ સાથે કયાંક તણાઇ ગયો. નદી પરથી સૂસવતો પવન તેના કાનોમાં વેધક ચીસોની જેમ ભમવા

લાગ્યો. શરીરમાં વહેતા લોહી સુદ્ધાંનો અનુભવ નહોતો થતો. તેણે પુલ પરથી નીચે જોયું. કાળું પ્રવાહી વહ્યું જતું હતું. ને ઠંડો પવન વધારે ને વધારે કાતિલ બનતો જતો હતો. તેણે ધીમે ધીમે ચાલવા માંડયું. શરીરમાં સહેજ સ્ફૂર્તિ અનુભવાઈ. ધીમે ધીમે તેની ગતિ વધવા માંડી. લાંબા લાંબા ડગ ભરતો તે તીરની જેમ રસ્તો–ગલીઓ–મકાનો–વીંધીને પોતાના જ ઘરના બારણે આવી અટકયો. અટકી ગયેલા પગ હજી યે જાણે ચાલતા હોય એવું અનુભવાતું હતું. અજ્ઞાત કોઇ આવેશમાં તેણે બારણે ટકોરા માર્યા. સ્ટોપર પડવાના ખટ અવાજ સાથે બારણું સહેજ ખૂલ્યું. અધખુલ્લા બારણામાંથી જ તે જલદી જલદી છૂપાઈ જવા માંગતો હોય તેમ અંદર પ્રવેશી ગયો. બત્તી કર્યા વિના જ તેણે કપડાં બદલ્યાં. તે બારી પાસેની ખુરશીમાં બેસી ગયો. બારી ખોલી નાંખી. વાતાવરણમાં ઠંડી જામી ગઇ હતી ને પવન સાવ પડી ગયો હતો. તે બારી બહાર રાત્રિના રહસ્યને ઉકેલતો હોય તેમ તાકતો બેસી રહ્યો. આંખોમાં ઊંઘનો અણસાર પણ નહોતો. શરીરમાં ક્યાંય થાક અનુભવાતો નહોતો. તેણે આરામથી આંખો મીંચી. પાંપણો બીડાવાનો ખ્યાલ પણ તેને આવ્યો. હજી પુરુષ તેની બાળકીને આઇસ્ક્રીમ ખવરાવતો હતો. બાળકી પુરુષ સામે પ્રસન્ન નજરે જોઈ રહી હતી. તેણે લૂંગી ઊંચી કરીને બંધ આંખે જ પગ પર, સાથળ પર હાથ ફેરવ્યો. ગરમ હુંફાળું પાણી પગ પર રેડાતું હોય તેવું લાગતું હતું. તેણે પાછળ ફરીને ઓરડામાં જોયું. ટપુડો નિરાંતે સૂતો હતો. તેના કપાળ પર વાળ વિખેરાઈ ગયા હતા. તેનું ઓઢવાનું ખસી ગયું હતું. તે ઊભો થયો. ટપુડાના કપાળ પરથી વાળ ખસેડયા...નીચા નમીને જાગી ન જાય તેમ તેના કપાળ પર એક ઉષ્ણ ચૂમી ભરી. સરખું ઓઢાડીને તે રસોડામાં ઘૂસી ગયો. સ્ટોવની બાજુમાં જ પલાંઠી મારીને બેસી ગયો. ઉમાની મરક મરક થતી આંખો... મેં મારી નજર ઊંચકીને તેની સામે જોયું...મારા બંને હાથની હથેળીઓ શરીરમાંથી બહાર ખેંચાઇને બર્નરની જ્યોત નીચે ખૂલી ગઈ ને મારા આ બ્બા યે શરીરમાં નદીના ધસમસતા પ્રવાહની જેમ લોહી વહેવા માંડયું.



## ‘ કાગળ ’ / સતીશ વ્યાસ

જિનેટિક્સના અભ્યાસીઓ તો કહેતાં કહેશે કે મનુષ્યના શરીરમાં કોઈ એક તબક્કે થતો જિન્સનો ફેરફાર એને કંઈક જુદી જ રીતે વર્તતો કરી દે છે અને એ જ ક્ષણે અન્ય મનુષ્યો પણ એવું જ વર્તન કરતાં માલૂમ પડે છે. પણ શ્રી રમેશ શાહે તો એમના ‘કાગળ’ નામના એકાંકી દ્વારા આ વાત લગભગ સિદ્ધ કરી દીધી છે–કલ્પનાના વાસ્તવે ભૂતકાળની અનેક કલ્પનાઓને આજે હકીકત રૂપે સિદ્ધ કરી છે. ક્યાંક સર્જક પક્ષે જે તરંગ લાગતો હોય એ જ છેવટે તો વસ્તુજગતનું યથાર્થ બની જતો હોય છે ! એવું ન થાય તો યે સંભવિતતાના જે દોર ઉપર સર્જકની કલ્પનાનો ગબારો ચઢે છે એમાંથી કલાનાં નાનાવિધ રૂપો શક્યતાના સ્વરૂપમાં સર્જાતાં હોય છે. રમેશ શાહના ‘કાગળ’માં નાટ્યાત્મક રીતે આવી પરિસ્થિતિનું નિર્માણ થયું હોવાનો અનુભવ થાય છે.

કેલેન્ડર પાસે જઈને મનમોહનદાસ ‘આજે કઈ તારીખ થઈ ?’ એવો પ્રશ્ન પૂછે છે ત્યારે રસોડામાં એમની પત્ની ‘એકવીસમી’ એવો ઉત્તર આપે છે. મનમોહનદાસ તારીખિયા પરનું વીસમી તારીખનું પાનું ખેંચી કાઢી, કાગળનો ડૂચો વાળી બારણા તરફ ફેંકે છે. થોડીવાર પછી કશું ન સૂઝતાં એ પેનથી ટેબલ ઉપર લીટા જેવું કંઈક કરે છે. પછી પાછા પેલા કાગળના ડૂચાને ટેબલ ઉપર મૂકી રમાડે છે. ધીમે ધીમે દાંતથી એને ચાવવા માંડે છે. પહેલાં તો માત્ર શૂન્યમનસ્ક સ્થિતિમાં એને મોઢામાં મમળાવતા હતા પણ પછી તો રસ પડ્યો હોય એમ પૂરેપૂરો કાગળ એ ચાવી જાય છે. એમની નજર તારીખિયા ઉપર જાય છે ત્યારે સમગ્ર ચહેરા ઉપર બધા જ કાગળ જાણે ચાવી ન જવા હોય

છે પણ ક્યાંય કોઈ કાગળનું નિશાન મળતું ન હોઈ હતાશ બને છે. એ આમ બેઠા હોય છે ત્યાં એમનો નાનો ભાઈ બિમલ પ્રવેશે છે અને ભાઈનો ઉદાસ ચહેરો જોઈ એમની તબિયત અસ્વસ્થ હોવાની દહેશત વ્યક્ત કરે છે. એને કમળાએ પતિની તબિયત સારી ન હોવાના સમાચાર આપ્યા હતા. બિમલ ભાઈની આ નાદુરસ્ત તબિયત જોવા અને એક ચેક ઉપર એમની સહી કરાવવા આવ્યો છે.

બિમલ મનમોહનને ચેક આપી ભાભીના ખબર પૂછવા રસોડામાં ડોકિયું કરે છે. આ તકનો લાભ લઈ મનમોહન ચેકને ફાડીને મોઢામાં મૂકવા જાય છે. બિમલ આ જોઈ જતાં એને અટકાવે છે. કમળા પણ ધસી આવે છે ને બિમલને મનમોહનની આ ઘેલછાથી જ્ઞાત કરે છે. કમળા તો કહે છે કે છેલ્લા દસેક દિવસથી ખાવાનું છોડીને એ માત્ર કાગળ જ ખાધા કરે છે! વિમલ કોઈ ડૉક્ટરને બતાવવાનું સૂચન કરે છે. કમળા એ વાતને સમર્થન આપે છે. બિમલ ફોન કરીને ડૉ. પોખરાજને બોલાવે છે. ડૉક્ટર એમને પોતાને ત્યાં દરદીને લાવવાનું કહેતાં, પત્ની અને ભાઈના આગ્રહને વશ થઈ, મનમોહનદાસ ડૉક્ટરને ત્યાં જવા તૈયાર થાય છે.

બિમલ અને મનમોહન બહાર જવા નીકળે છે ત્યારે કમળાની સખી શોભા પ્રવેશે છે ને મનમોહનની તબિયત વિશે ઔપચારિક પૃચ્છા કરે છે. શરમાતાં શરમાતાં કમળા પતિની કાગળ ખાવાની આદતની જિકર કરે છે. શોભા તો તરત જ પ્રત્યાઘાત આપતાં કહે છે કે, "હેં ? એમને ય એવું થઈ ગયું ? તું નહીં માને, પણ હું તને એ વાત જ કહેવા આવી છું. અમારી ગીતાના બાપા પણ છેલ્લા કેટલાક દિવસથી કાગળ ખાઈ જાય છે !" શોભા આગળ જણાવે છે કે એના પતિએ તો દસ રૂપિયાની નોટ ચાવી ખાધી છે ! આ દરમ્યાન ડોરબેલ રણકે છે અને ટપાલી પત્ર નાખે છે. કમળા કાગળ વાંચી લીધા પછી મૂકવા અંદર જાય છે. શોભા ત્યાં પડેલા પત્રને ઊંચકે છે. પછી એના એક ખૂણાને ફાડી,

સ્વાદ તપાસતી હોય એમ, મોઢામાં મૂકે છે ને રેડિયો ચાલુ કરી ગીત સાંભળે છે. કમળા ચા લાવે છે અને બન્ને સખીઓ ચા પીએ છે. ચા પીતાં પીતાં શોભા કહી જ દે છે કે "જાણે ઊંડે ઊંડે મનેય કાગળ ખાવાના ઓરતા ના થતા હોય!" પછી તો ડૉક્ટર પોખરાજના સંભવિત રિપોર્ટ અંગેની વાતચીત કરી શોભા વિદાય થાય છે.

શોભાના ગયા પછી કમળા ત્યાં પડેલા કપાયેલા ચવાયેલા ખૂણા-વાળા પત્ર તરફ નજર નાખે છે. એ હવે બીજો ખૂણો તોડે છે અને મોઢામાં મૂકી ચાવે છે. હવે તો એને પણ સ્વાદ લાગે છે અને પછી તો એ યે મોટો ભાગ ફાડીને મોઢામાં મૂકી ચાવવા માંડે છે. કમળા પણ હવે મનમોહનની ન્યાતમાં વટલાઈ ગઈ છે એની પ્રતીતિ ઘણી કુશળતાથી રમેશ શાહે કરાવી છે. અહીં અંધકાર ફેલાતાં બીજું દૃશ્ય પૂરું થાય છે.

હવેના દૃશ્યમાં તો કમળા ફાટેલા છાપાને ખાવા માંડી છે. એ છાપું ખાતી હોય છે ત્યાં જ આવી પહોંચતો બિમલ એને અટકાવે, સમજાવે છે. હવે તો બિમલ પણ જરા કાગળ ચાખી જુએ છે પણ એ 'ટેસ્ટલેસ' હોવાનો પ્રતિભાવ આપે છે. ડૉક્ટરને એ જણાવે છે કે હવે તો ભાભી પણ ભાઈના જ માર્ગે છે. ડૉક્ટર એક ચોંકાવનારી માહિતી આપે છે કે એમની પાસે આવા આઠ કેસ આવી ચૂક્યા છે! ડૉક્ટર તો બિમલને કાગળ ખાવાની સલાહ આપે છે ત્યારે બિમલ એમાં જરા યે સ્વાદ ન હોવાનું જણાવે છે. સાંજે દવાખાને આવવાનું જણાવી ફોન મૂકી દે છે, ત્યાં એનો બિપિન નામનો મિત્ર આવીને જણાવે છે કે એનાં બાબા-બેબી અને પત્નીએ કાગળ ખાવા માંડયા છે! બિપિનને ડર છે કે તે ખુદ પણ કદાચ કાગળ ખાતો થઈ જશે. બન્ને ઔપચારિક વાતો કરે છે ત્યાં દૃશ્ય પૂરું થાય છે.

આ દૃશ્ય થોડું ફિસ્સું છે. એમાં માત્ર માહિતી છે. એકની એક પ્રયુક્તિથી જ્યારે નાટ્યરહસ્યવિસ્તાર કરવાનો હોય ત્યારે એમાં ચમત્કૃતિ ઓસરતી જાય એ સ્વાભાવિક છે. અહીં આથી જ શૈથિલ્ય

વરતાય છે. આ પછીના બદલાતા દૃશ્યમાં બિમલને ફોન પર ખબર પડે છે કે ડૉક્ટર પણ કાગળ ખાતા થઈ ગયા છે! એ ફરી બિમલને કાગળ ખાવાની સલાહ આપે છે. પણ બિમલ ફરી 'મને કંઈ જ થતું નથી' અને 'હવે તો સૂગ ચઢે છે' ની વાત કરે છે. એના મિત્રો અને પાડોશીઓએ શરૂ કરેલા 'પેપરઈટીંગ'ની એ ડૉક્ટરને માહિતી આપે છે. ડૉક્ટર તો 'કાગળ ખાવાથી ઠીક રહે છે' એમ કહે છે. ફોન મૂકયા પછી રેડિયો ચાલુ કરતાં બિમલ સાંભળે છે કે "કાગળ ખાવાના કિસ્સામાં ૯૩૦૪નો આજે ઉમેરો થયો છે!" આકાશવાણીનું આ બુલેટિન એકાંકીમાં પરાકાષ્ઠાની ગરજ સારે છે. એમાં જણાવવામાં આવે છે કે,

"ચંદીગઢના એક મોટા પુસ્તકાલય પર લોકોના ટોળાએ હલ્લો કર્યો. ઘણાં પુસ્તકો લોકોએ ફાડી નાખ્યાં, કાગળો ફાડી લોકો સ્થળ પર ખાવા લાગ્યા હતા. ઘણાં પુસ્તકો લોકો ઘેર લઇ ગયા. છેલ્લા ઘણા સમયથી કાગળની તંગી ઊભી થઈ છે એટલે મોટા ભાગનાં પ્રેસ બંધ પડયાં છે. બેકારીનો પ્રશ્ન એથી વિકટ બની રહ્યો છે. ઘણાં માબાપ બાળકોને પુસ્તકો વિના શાળામાં મોકલી રહ્યાં છે. શહેરમાં કાગળની વાનગીઓ બનાવતી દુકાનો ખૂલી રહી છે..." વગેરે. બિમલ હાથ પછાડતો ઊભો થાય છે અને રેડિયો બંધ કરે છે. ત્યાં પવનના વેગમાં એક કાગળનો ટુકડો ઊડીને આવે છે. એ ચતુસ્પાદ બની લેવા ધસે છે ત્યારે કાગળ સ્ટેજની નીચે પડે છે. બિમલ પ્રેક્ષકોમાંનાં ઘણાંને પણ કાગળ ખાતાં જુએ છે ને ત્યાં એકાંકીમાં એકદમ અંધકાર છવાય છે. અહીં એકાંકી પૂરું થાય છે. અન્તની આ ચોટ પ્રભાવક છે. પ્રેક્ષકોને પણ, અન્તે, એકાંકીનો ભાગ બનાવીને સમગ્ર એકાંકીના વસ્તુનો પ્રશસ્ય વિકાસ એકાંકીકારે સાધ્યો છે. જાણે કે એકાંકીની ઘટનાએ સર્વ પ્રેક્ષકોને પણ અસરગ્રસ્ત, તાદાત્મ્યભાવપૂર્ણ કરી દીધા!

એકંદરે 'કાગળ' એકાંકી રંગભૂમિક્ષમ હોવાની છાપ પડે છે. એના નિર્વહણમાં અનર્ગળતા છે. રમેશ શાહ એમની રંગભૂમિજ્ઞતાનો સુખદ

પરિચય આપે છે. ફોન અને રેડિયોની એમણે ગોઠવેલી પ્રયુક્તિઓમાં પણ નાટ્યક્ષમ ઔચિત્ય છે. એકાંકીની એકવિધતા એનાથી ઠેલાય છે. બિમલને ચતુષ્પાદ બનાવવાની એમની યુક્તિમાંની સૂચકતા ધ્યાનાર્હ છે. એકાંકીના લગભગ બધાં જ પાત્રો કાગળ ખાતાં થઈ જશે એવું અનુમાન તો પ્રેક્ષક કરી જ લે છે પણ એનું કુતૂહલ, એ કઈ પ્રક્રિયાથી ત્યાં સુધી પહોંચશે એ જાણવામાં, જકડાયેલું રહે છે. એકાંકીમાં ભાષાનું સ્વરૂપ પણ બોલચાલનું હોઈ સહજ લાગે છે. બિમલના સંવાદોમાં લેખક કોલોક્વીઅલ અંગ્રેજીનો સારો વિનિયોગ કરી લે છે! દા. ત. "નો ડૉક્ટર, નો... અનબીલીવેબલ! યુ કાન્ટ ઈટ એ પેપર! ઈમ્પૉસિબલ... ડોન્ટ સજેસ્ટ મી ટુ ડુ સો! ડૉક્ટર! તમારી વાત સમજાતી નથી, મને કંઈ જ થતું નથી, ના,ના,ના...નો સેન્સેશન..." કમળા ને શોભાની વાતચીતમાંથી વ્યક્ત થતા સ્ત્રીસહજ લહેકા પણ આસ્વાદ્ય છે. કાગળ ખાવાની ક્રિયાને છુપાવવા મથતા મનમોહનદાસના ત્રુટક સંવાદો દ્વારા વ્યક્ત થતી મૂંઝવણ પણ રમેશ શાહની સંકુલતા સર્જવાની સૂઝને વ્યક્ત કરે છે. લગભગ વીસેક મિનિટ ચાલે એટલું જ એકાંકીનું કદ છે. એનાથી વધારે લંબાણ એ ખમી પણ ન શકત. આ એકાંકીનું વસ્તુ જ એવું છે કે એને માટે લાંબો પટ હાનિકારક નીવડે. રમેશ શાહે લાઘવથી ઔચિત્ય પણ સર્જ્યું છે. એક અશક્ય લાગતી ઘટનાને સંભવિતતાના સીમાડાઓમાં ખેંચી આણતી સિસૃક્ષામાંથી જન્મેલું 'કાગળ' એકાંકી રમેશ શાહને સફળ એકાંકીકાર તરીકે સિદ્ધ કરવામાં જરાયે ઊણું ઊતરે એવું નથી. *

---

* 'સાહિત્ય'–જાન્યુ.–માર્ચ–૭૮માં પ્રગટ થયેલું એકાંકી.

## કાળ–દુષ્કાળ / ડૉ. મણિલાલ હ. પટેલ

આષાઢનો પહેલો દિવસ પણ કોરો ગયો, આખોય શુક્લ પક્ષ નિરભ્ર આકાશમાં ચન્દ્રદર્શન થતું રહ્યું, મ્લાન ચન્દ્રનું મુખ જોવાની શક્તિ ન્હોતી રહી, પછી ચાંદની પીવાની વાત તો આઘી રહી. ચાંદની પણ મેલી દાટ, ગરીબના ચહેરા જેવી ! દિવસે આકાશમાં ગરીબનાં ચીંથરાં જેવાં કાળાં ભૂરાં વાદળો આવે પણ વરસવાની વૃત્તિ નહીં, ધનવાન કંજૂસ જેવાં એ ક્ષિતિજમાં જતાં રહે–વણબોલ્યાં. સવારે ઠંડી હવા ચાલે, તળાવના સૂકા તળિયે ઉગેલા ઘાસને કળ વળે, ને છળ રચનારાં વાદળ કોયલ, ટીંટોડીને ટટળાવવા બે છાંટા મૂકે. બસ, પછી આંખો દિવસ ગાંડોતૂર અને સાવ ભૂખરો પવન મેંદાના લોટ જેવો ઊડ્યા કરે. આંધીમાં દિશાઓ વંચાય નહીં, વર્ષામાં ઝાંખા થતા ને વર્ષાજળમાં ડૂબી જતા ઇડરિયા પહાડો ધૂળમાં ઢબૂરાય, ઊંઘવા મથે. ઊંઘ ન આવે ને ઊડવા મથે. છેક સાંજે પહાડો ફરફરી ઊઠે ! નિર્ધનની તાંસળી જેવું આકાશ રાત્રે તારા બતાવે, ને ભડળી વાક્ય યાદ આવે : 'દિવસે વાદળ ને રાતે તારા એ દુષ્કાળના ચાળા.' નબળા પ્રાસવાળું આ વાકય પણ હમેશાં સત્ય નથી હોતું. આગાહીઓથી પ્રુફ (કે પર ?) થઈ ગયેલો મેઘ મા-યો નથી. મા ઘણીવાર કહેતી કે 'મેઘ, મરણ ને મોંઘું–કોઈના હાથમાં નથી,' એ સાચું લાગે છે. મેઘ, મરણ તો બરાબર છે, પણ મોંઘવારી પણ કોઇના હાથની વાત નથી ? ! ને આ પણ મહદંશે સાચું નથી ? અભણોનું અર્થશાસ્ત્ર અનુભવના સિદ્ધાંતો પર પર ચાલે છે.

આષાઢની સાથે આમ તો અનેક સ્મૃતિઓ/સંદર્ભો સંકળાયેલાં છે. 'આષાઢસ્ય પ્રથમ દિવસે...' મેઘદૂતનો યક્ષ ને રામગિરિનો મેઘ સાંભરે. ઈડર રામગિરિ જ હશે એમ શંકા રહ્યા કરે. એ પછી તો મનમાં કેટલીય અલકાનગરીઓ ઊઘડવા માંડે ! ચપલાક્ષી, સુકેશા, સુતન્વી, શ્યામા, વિશાલાક્ષી, મૃગાક્ષી, કામાક્ષી, હિમાક્ષી–અનેક કન્યાઓ મનના

ઝરૂખે આવીને જલધારા ઝીલવા હાથ–નયનાભિરામ હસ્ત–લંબાવીને ઊભી રહી જાય છે. મોહન રાકેશના 'આષાઢકા એક દિન'ની નાયિકા મલ્લિકા બોલતી સંભળાય છે : 'મા, જોને કેટલો વરસાદ ! દૂર દૂરની ઉપત્યકાઓ ભીંજાઈ ગઈ છે, ને હું પણ. મા ! ન ભીંજાઈ હોત તો અનુભવથી વંચિત રહી જાત !' મારું મન પણ મલ્લિકા થવા તલસે છે, ભીંજાવા સ્તો ! પણ ક્યાં છે પેલું કૃષ્ણાકાશ ! આ તો પતરાનો કટાયેલો મેલો ગુંબજ માત્ર છે.

ખળખળ ઓગળીને નગર ઉપર ધસી આવતા પહાડો સંવેદન-બુઠ્ઠા જડ બનીને બેઠા છે. યોગીઓનાં તેજ અને તપ ઓછાં થતાં થતાં અલોપ થઈ ગયાં છે ? ધરની શાનો, કેમ ભોગ માગે છે ? પાપનો પોરો આવ્યો છે ? કે ધરતીનો ઘડો ભરાઈ ચૂક્યો છે ? બધા કહે છે કે '૮૨ના અંત સુધીમાં પ્રલય થવાનો છે. એ વાતને અંધશ્રદ્ધા ગણીએ તોય રોજેરોજનાં વર્તમાનપત્રોમાં જે વાંચીએ છીએ એ પળે પળે થતા પ્રલયોનો જ આલેખ નથી શું ? ને દુષ્કાળ તો એકલા વરસાદનો જ ક્યાં છે ? ઘણી જાતના દુઃકાળ–દુષ્ટકાળ પ્રવર્તે છે આજે. વરસાદ આવા નાના મોટા દુષ્ટકાળોને ઢાંકી દે છે–કામચલાઉ ! ને એટલે જ વરસાદ વિના જાણે બધું હવે ઉઘાડું પડી જવા બેઠું છે ! એનો જ ભય છે સૌને.

ત્યારે મહાદેવને 'અકળાવવા' જતા, નાના હતા ત્યારે. વરસાદ ખેંચાય કે મોડો પડે તો આખું ગામ શિવાલયે પહોંચી જાય. ખાળને ડૂચો મારીને શિવાલયના ગર્ભગૃહને લિંગ ડૂબે ત્યાં સુધી પાણીથી ભરી દેતા. શિવજી અકળાશે ને વરસાદ લાવશે એવી મુગ્ધ શ્રદ્ધા હજી ય મનના અગોચર ખૂણામાં પડેલી છે. ઘડો પાણી રેડીએ ને વળી આકાશમાં જોઈએ, વાદળ દેખાય તો વળી મોટું થતું લાગે ! મન પલળવા લાલા-યિત હોય એટલે છત્રી લીધા વિના જ મંદિરે જવાનું. સાંજે સ્ત્રીઓ ગાતી ગાતી વરસાદ માગવા નીકળે, વરસાદની એ કવિતા હજી ય કર્ણપટમાં

સીમ લ્હેરાય છે, ડુંગરાઓ ઘાસ–આચ્છાદિત છે, ઝરણાં કાંઠે કળા કરતાં મયુરોનાં વૃંદો થન થનક થન થનક નાચે છે...ને શહેરમાં યુવાની ને ડિસ્કોનું ઘેલું લાગ્યું છે. આ એક દૃશ્ય છે, સુકાળનું ! સુખના સમયનું, જોકે સુખ ટાણેય બધે જ સુખ તો ક્યાંય નથી હોતું. દુઃખનાં પર્યાપ્ત કારણો આ જગતમાં કદી ખૂટવાનાં નથી. જવાદો: પેલા દૃશ્યની સામે ગદ્ધકાલનું આ દૃશ્ય જુઓ.

દુંકાળ વ્યાપી વળ્યો છે. વૃક્ષોય પાંદડાં વગરનાં કરી દીધાં છે, માણસ ને પ્રાણીઓ પાંદડાં ખાય છે. રાત્રે ધાડાં ચડી આવે છે, છાણાંમાં સંતાડેલા દાણાય બચવા પામતા નથી. ઘર, કોઠીઓ ભાંગી પડયાં છે, પણ હજીય ન ભાંગી પડેલો 'માનવીની ભવાઇ'નો કાળુ પોતાના પકવેલા દાણા શેઠ પાસેથી દાનના નામે ભીખ રૂપે મેળવવા જતાં ભાંગી પડે છે ! ભૂખ કરતાંય ભૂંડી ભીખ છે, એ એને સમજાય છે. પણ વળી ભૂખનું ભૂંડાપણું એને હલાવી નાખે છે : પોતાનાં ઢોરોને ભગાડી લઈ જતી ટોળી પાસેથી બચાવવા ડુંગરે જતો કાળુ તળેટીના વૃક્ષ નીચે પોતાના જ બાળકને ખાઇ જતી માતાને જુએ છે ! કાળુ મનને મનાવે છે 'ના, ના, એ તો સસલું હતું !' સગી આંખે પોતાનાં ઢોર પર તૂટી પડેલી ભૂખાવળી માણસજાતને બચકાં ભરતી જોઇ શકાતી નથી, ઢોરની ચીસો સાંભળી સહી જતી નથી, ત્યારે રોમેરોમથી કંપી ઊઠેલો કાળુ ભગવાન-ને શાપ આપી બેસે છે ! 'કાળના પાડનાર ! તારું નખ્ખોદ જજો !' જીવની જેમ ઉછેરેલાંને આંખ સામે ભરખી જવાતાં જોવાં પડે, મારે એવી આંખો, પથ્થરની આંખો નથી જોઇતી. ચારે બાજુ વરસતો પીળો તડકો ને ઉડતાં ગીધો. સમડીની પાંખમાંથી ખરતું પીળું પીળું મોત ! આ પણ એક દુઃકાળની વાત છે. આ બધાંની સામે માણસ સદીઓથી ટકતો આવ્યો છે એ મોટું આશ્ચર્ય છે, ને શ્રદ્ધાનું કારણ પણ.

રેડિયો બોલે છે–વરસાદનાં ઝાપટાં પડશે, ને વરસે છે તડકો. વેધ-શાળાઓની આગાહીઓને ખિસ્સામાં ઘાલીને મહેમાન ગયેલો મેઘ

. . . . . . . . .

અંકાયેલી છે. હોમ હવન થતાં. ને એકાદ વાર આ દરમ્યાન જ ખાવાઓડા સાથે અકસ્માત આવી ચડેલી વર્ષાએ શ્રદ્ધાને દઢાવી હતી. મનમાં એ પહાડ જેવી અચળ બેઠી છે, જો કે હવે એને સક્રિય કરવી મુસ્કેલ છે.



આજે તો વિજ્ઞાને ઈશ્વરને 'રી-પ્લેસ' કરી દીધો છે. બૌદ્ધિકોની વાતો જવા દઈએ, તો પણ સામાન્ય માણસને ય આજે, દરરોજ મંદિરમાં જવાનો વખત મળતો હોય તો પણ, એવી વૃત્તિ થતી નથી. એકાદ ધર્મના અંધશ્રદ્ધાળુ લોકોને બાદ કરીએ તો મંદિરો એ પ્રવાસનાં જોવાંલાયક સ્થળો છે, ને ઈશ્વર વાર તહેવારે જોવાની મૂર્તિ ! માણસની શ્રદ્ધા જ ઉન્મૂલિત થઇ ગઈ છે. નિત્શેએ ઈશ્વરને મરેલો ઘોષિત કર્યો એ પછી યંત્રયુગના વિકાસે પ્રત્યેક માણસમાં પડેલા ઈશ્વરના અંશને ય નિર્મૂળ કરી નાખ્યો! ફ્રોમ્તે માણસને મરેલો જાહેર કર્યો એય વિજ્ઞાન-યુગના સંઘર્ષમાંથી જન્મેલું પરિણામ ગણાવી શકાય. તોય હજી એક વાત નિશ્ચિત છે કે માણસથી શ્રેષ્ઠ અને માણસથી બદતર આ વિશ્વમાં કોઇ જ નથી ! દુષ્કાળ પણ નહિ !

માણસ ભયથી ભક્તિ કરે છે. સ્વાર્થમાંથી પ્રેમ-લાગણી જન્મે છે. અનુભવોથી પાકો થયેલો માણસ ઈશ્વર સમેત બધાંને ખિસ્સામાં રાખીને ફરતો થાય છે. આવા સમયમાં દુષ્કાળ એ મોટી હોનારત હોવા છતાં કંક અંશે બીનાગંતુક લાગે છે ! જાણે કે ઉચિત લાગે છે ! હું અંધશ્રદ્ધાનો કે દુઃકાળનો-એકેયનો પક્ષ લેતો નથી છતાં ય આવી કુદરતી આપત્તિઓ પણ મને માનવનિર્મિત જ લાગે છે ! કેમ ? એ હું મને જ પૂછ્યા કરું છું. મારો ઉત્તર તમારા ઉત્તરથી મળતો જ છે, આપણે બંને પક્ષો આ જાણીએ છીએ, વિપથગામીતા ! પથચ્યૂત માણસને કોઇક તો શિક્ષા કરશે ને ? ! ગમે ત્યારે. ગમે તે શિક્ષા !

ફિલસૂફીને રહેવા દઈએ. સાગરનાં પાણી દેખાય છે-મનની આંખોમાં ઉછળતાં મોજાં પછડાય છે. લીલીકચ્ચ મહીસાગર એકાંઠે વહી જાય છે,

સીમ લ્હેરાય છે, ડુંગરાઓ ઘાસ-આચ્છાદિત છે, ઝરણાં કાંઠે કળા કરતાં મયુરોનાં વૃંદો થનથનક થનથનક નાચે છે...ને શહેરમાં યુવાની ને ડિસ્કોનું ઘેલું લાગ્યું છે. આ એક દૃશ્ય છે, સુકાળનું! સુખના સમ્યતું, જોકે સુખ ટાણે ય બધે જ સુખ તો ક્યાંય નથી હોતું. દુઃખનાં પર્યાપ્ત કારણો આ જગતમાં કદી ખૂટવાનાં નથી. જવાદો. પેલા દૃશ્યની સામે ગોઠવાયેલું આ દૃશ્ય જુઓ.

દુકાળ વ્યાપી વળ્યો છે. વૃક્ષોય પાંદડાં વગરનાં કરી દીધાં છે, માણસ ને પ્રાણીઓ પાંદડાં ખાય છે. રાત્રે ધાડાં ચડી આવે છે, છાણાંમાં સંતાડેલા દાણા ય બચવા પામતા નથી. ઘર, કોઠીઓ ભાંગી પડયાં છે, પણ હજી ય ન ભાંગી પડેલો 'માનવીની ભવાઇ'નો કાળુ પોતાના પકવેલા દાણા શેઠ પાસેથી દાનના નામે ભીખ રૂપે મેળવવા જતાં ભાંગી પડે છે! ભૂખ કરતાંય ભૂંડી ભીખ છે, એ એને સમજાય છે. પણ વળી ભૂખનું ભૂંડાપણું એને હલાવી નાખે છે: પોતાનાં ઢોરોને ભગાડી લઈ જતી ટોળી પાસેથી બચાવવા ડુંગરે જતો કાળુ તળેટીના વૃક્ષ નીચે પોતાના જ બાળકને ખાઇ જતી માતાને જુએ છે! કાળુ મનને મનાવે છે 'ના, ના, એ તો સસલું હતું!' સગી આંખે પોતાનાં ઢોર પર તૂટી પડેલી ભૂખાવળી માણસજાતને બચકાં ભરતી જોઇ શકાતી નથી, ઢોરની ચીસો સાંભળી સહી જતી નથી, ત્યારે રોમેરોમથી કંપી ઊઠેલો કાળુ ભગવાનને શાપ આપી બેસે છે! 'કાળના પાડનાર! તારું નખ્ખોદ જજે!' જીવની જેમ ઉછેરેલાંને આંખ સામે ભરખી જવાતાં જોવાં પડે, મારે એવી આંખો, પથ્થરની આંખો નથી જોઇતી. ચારે બાજુ વરસતો પીળો તડકો ને ઉડતાં ગીધો. સમડીની પાંખમાંથી ખરતું પીળું પીળું મોત! આ પણ એક દુઃકાળની વાત છે. આ બધાંની સામે માણસ સદીઓથી ટકતો આવ્યો છે એ મોટું આશ્ચર્ય છે, ને શ્રદ્ધાનું કારણ પણ.

રેડિયો બોલે છે-વરસાદનાં ઝાપટાં પડશે, ને વરસે છે તડકો. વેધશાળાઓની આગાહીઓને ખિસ્સામાં ઘાલીને મહેમાન ગયેલો મેઘ

આષાઢના ઉત્તરાર્ધમાં ય વરસ્યો નહીં. નક્ષત્રો કોરાંકટ વહી ગયાં ને વાહનો ધૂળિયાં ! હવે તકવાદી માણસો તૈયારીઓ કરી રહ્યા છે. એકની મજબૂરીનો બીજો લાભ લે એ વાત નવી નથી, પણ યંત્ર યુગના વિકાસ સાથે તકવાદનો વિસ્તાર ઘણો વધ્યો છે. 'માણસ'ને ધોળે દિવસે દીવો લઇને શોધવો પડે એવી સ્થિતિ છે. આને ય દુષ્કાળ કહો ને ! જાતની સામે પડીને ય સત્યનું રક્ષણ કરનારો એકાદ માણસ પણ આપણી વચ્ચે નહીં હોય તો સંસ્કાર અને સંસ્કૃતિ ધોવાઇ જશે, કશું નવું રચાશે નહિ.

આજનું દૃશ્ય જુઓ: સૂકાભટ્ઠ ખેતરને ખેડીખેડીને થાકેલો ગમગીન ખેડૂ શેઢા ઉપર ઉદાસ બેઠો છે. કાળાં-રાતાં ભૂરાં ખેતરોમાં દુષ્કાળના અદૃશ્ય પંજાઓ ઉગેલા છે, આ પીળાં તણખલાં કાળની ફરકતી યાળ છે, દિશાઓના મોંમાંથી ધૂળ ભરાઈ ગઇ છે ને હાંફતી સાંજના મોંમાંથી ફીણ નીકળે છે. વણખેડેલાં સૂતાં ખેતરોમાં છોડના ખરપાઓ કાળની આંગળીઓ જેવા આભને વીંધવા ઊભેલા છે. હાંફળી-ફાંફળી બકરીઓ દોડે છે, ધૂળ ચાટે છે. ગુલમોર પરથી કાગડો બોલે છે. એનો રાતો અવાજ ને કોયલનો લીલો અવાજ હવાને હજી શ્વસવા યોગ્ય રાખી રહ્યા છે.

આશાને સંકોરતી કૂંપળો ફૂટેલી દેખાય છે કણજીઓ ઉપર ! પણ એનાં મૂળ પાસેથી વહેતો ઝરો હવે જળને ઝંખે છે જાતે જ. કેટકેટલાં રુક્ષ કાંટાળાં વૃક્ષોને ફૂલો બેઠાં છે, પણ સાંજ પડતાં તો કરમાઈ જાય છે. આંબા-મહુડા-રાયણ લીલાં છે, પણ એનાં પાનને પાડીને ઊંટ બકરાંને ખવડાવી રહ્યા છે લોકો. એકના જીવન માટે બીજાનો ભોગ ! કેવો વિપર્યાસ છે આ જગતમાં જીવનનો ! વૃક્ષોથી ઢંકાયેલું ગામ દુકાળના આરંભે જ ઉઘાડું પડી ગયું છે. પેલી સ્ત્રીઓ સવારથી જ નીકળી જાય છે પાણીની શોધમાં, ને ઘરમાં ટળવળતું ધોડિયું સંભળાય છે. તળાવની તિરાડોમાં હાંફતાં દેડકાં બોલવાનું ભૂલી ગયાં છે નદી

જળચરો ને પંખીઓથી ભરચક છે, પણ જાગ તો એ ઊડી ચાલ્યાં... એ જાય. ધરતી વ્યગ્ર, બ્હાવરી છે. પ્રશાન્ત નિરાવરીમાં ચીબરી–ઘૂવડ ચૂપ છે, પણ લાવરી બોલે છે બેબાકળી ! 'કાગડો રાતે બોલે છે તે નક્કી કાળ પડશે'–મા કહેતી. પણ હજી ગુલમોર ઉપર ફૂલો છે ને ઘણાં વૃક્ષોને કૂંપળો ફૂટે છે. સવારમાં ચેતના હોય છે.

છટપટાતું, ધુમાડા ઓકતું, વાહનોમાં રઘવાયું દોડતું શહેર કૂતરાની જેમ હાંફતાં હાંફતાં હાંફતાં આખો દિવસ પસાર કરે છે. બસમાં બેસીને વગડો વીંધું છું. ક્યાંક ઘટામાં અજાણ્યું પંખી કલરવે છે. પણે ખેતરમાં પાણી ફરે છે, ત્યાં લીલો કપાસ ઉગાડ્યો છે કોઈએ. પેલી કોર ડાંગરનું ધરું છે. પાણી ઝંખતાં નીલગીરી ઊભાં છે. આવું એકલ દોકલ ગામ દુષ્કાળમાં જીવવાનું થોડું છે? હવે સામે ભૂખરી ટેકરીઓ છે–નિસ્તરુ ખેતરમાં શૂન્યતા છે ને રંગોની આભાઓ કેનવાસ ઉપર ચિત્રિત હોય એમ આંખોમાં બેઠી થઈ જાય છે. હજી માણસો નિર્ભય છે, લૂંટધાડને હજી વાર છે. કદાચ, એ પહેલાં વરસાદ આવે પણ ખરો. હજી હવામાં એનો પગરવ સંભળાતો નથી. લૂ વાય છે દશેદિશાએથી.

'કતલખાને જતાં ઘેટાં જેવી પ્રત્યેક પળ' પસાર થાય છે. મોડાસાની સૂકી માજુમને એક કાંઠે સૂકી સમથળ પથરીલી ધરા ઉપર ઘેટાં બકરાંનાં ટોળાં તાપમાં તપતા ઊભાં છે. પાસે બબ્બે મજલાવાળા ખટારા ઊભા છે, ને પશુ જેવા માણસો. જડતાનું સામ્રાજ્ય છે. હવે પ્રત્યેક પળ જેવાં ઘેટાં બકરાંને ટ્રકમાં ભરવામાં આવે છે, શ્વાસોશ્વાસ પછી ટ્રક મુંબઈ પહોંચે ત્યાં સુધી પેલી ભૂખતરસ ગૂંગળાય ! માજુમ તારે કાંઠે વરસાદ ક્યાંથી પડે પછી ! તારું પાણી પીને, તારા તટે ચરીને ઊછરેલાં તારાં છોરુંઓ પાણી પડતી આંખે ને દદડતા નાકે, તાપમાં હાંફતાં હસ્તીની છેલ્લી પળો ગણે છે ને ત્યારે મારા પેટમાં ઉત્પાત થાય છે, ધરતીકંપથી–મારા ધરતીકંપથી હું હચમચી ઊઠ્યો છું

માજૂમ ! તું રોજે રોજ આ જોઇ શકતી નથી એટલે ઉનાળામાં સુકાઇ જાય છે. પણ અમે નથી સૂકાઇ શકતા કે નથી લીલા રહી શકતા !

હવે નિર્જન સીમ છે, ગામ પણ નિર્જન કેમ લાગે છે ? રવ-વાયો પવન વૃક્ષોને શું પૂછે છે ? કે વરસાદ નથી આવવાનો એવા સમાચારથી વૃક્ષો કંપી ઊઠયાં છે ? ! બધું જ નિર્જળ ! સ્ટેન્ડો ઉપરથી પરબો ઊડી ગઇ છે. જળને વેચનારા જ જળની શોધમાં ગયા છે તર-સ્યા ને તરસ્યા ! વૃક્ષો ધરતીના પેટાળની અમી ચૂસીને કેટલા દિવસો હવાને લીલી રાખશે હવે ? આ ટેકરીઓ મરેલાં ઘેટાં જેવી પડી છે. હારી ગયેલા માણસો જેવા નિષ્પર્ણ કેસૂડા ઊભા છે. ફૂલોનો વૈભવ ક્યાં છે ? આ નદી આવી. પેલું નદીને કાંઠે ઊભેલું સારું ગામ દેખાય છે. સાવ ઉઘાડું, નોંધારું ! મારા ગામ પાસે હમેશાં એ કાંઠે વહેતી લીલીછમ મહીસાગર ! પણ ના, આ તો મહી નદી નથી. રેતનદી છે રેતનદી ! આ વચ્ચે કાળા પથ્થરો છે કે પાણીની લાલચે આવેલા હાથીઓ પડયા છે ? બે કાંઠે ભરચક દુષ્કાળ લઇને વહેતી મારી મહીસાગર ! તું મને કેવી રીતે સમાવી લઈશ હવે તારામાં ? હાથમાં ખાલી ઘડો લઇને ગામના પાદરના શિવાલયમાં મારું બાળપણ ઊભું છે ! પણ પાણી ક્યાં છે ? મહીસાગર ! 'પેલી' મહીસાગર ક્યાં છે ? !



રાત ઘણી વીતી ચૂકી હતી. ચારે બાજુ નીરવતા હતી. એ થાક અને ભયથી અધમૂઈ થઈ ગઇ હતી. સડક છોડીને એ ખેતરો, ક્યારીઓ અને પગદંડીઓ પર ચાલતી નગરમાં પહોંચી હતી. એ દરમ્યાન એ કેટલીયે વાર પડી ગઈ હતી. કાઉન્ટનું બારણું ખૂલ્યું ત્યારે એક વિદેશી સ્ત્રી હાથમાં ફાનસ લઇને આવી અને એને અંદર લઇ ગઇ ત્યારે એના જીવમાં જીવ આવ્યો. અકસ્માત એના હૃદયે એક આઘાત અનુભવ્યો, કેમકે એનો સૌથી મોટો દીકરો એને અહીં છોડીને પોતાના ગામે પાછો ફરતો હતો. એકાએક એ અજાણ્યા ભયથી કંપી ઊઠી. ખબર નહીં, દીકરા પર શું શું વીતશે !

એ વિદેશી સ્ત્રી એને સાંત્વન આપતી કહેવા લાગી, 'ગભરાઓ નહીં, ઈશ્વર તમારા દીકરાની રક્ષા કરશે.' પરંતુ એ આશ્વાસનની એના પર કશી જ અસર ન થઈ. એ ઊભી હતી તેમ જ ઊભી રહી. એ સ્ત્રી એને લઇને આંગણે પહોંચી તો ત્યાં એની બે દીકરી, વહુ, દીકરા અને બે પૌત્ર પણ હતા. સૌને ગાઢ નિદ્રામાં પડેલાં જોઇને એ ઘડીભર પોતાના પતિ અને દીકરીઓને ભૂલી ગઇ. એણે જોયું–ઘણી સ્ત્રીઓ થેલાની જેમ પડી છે. એ ચાહતી હતી કે મારી દીકરીઓ અને વહુને જગાડીને વાત કરું, પણ વિદેશી સ્ત્રીએ કહ્યું, 'મા, તમે અત્યારે આરામ કરો. કાલે સૌને મળજો અને વાત કરજો.'

એટલું કહીને તે ચાલી ગઈ. લિસાઉ પણ બીજી સ્ત્રીઓની જેમ જમીન પર જ આડી પડી. એક પછી એક ઘટના એના મગજમાં ઘુમરાવા લાગી. કેવી રીતે, એક દિવસ એના પતિએ એને કહ્યું હતું કે ઉત્તરમાં લડાઈ શરૂ થઈ ગઈ છે. દુશ્મનો પાસે નવાં આધુનિક શસ્ત્રો છે. આથી ચીનાઓ એમનો બરાબર મુકાબલો કરી શકે એમ નથી. પછી

સમાચાર મળ્યા કે દુશ્મનની સેના રેલના પાણીની જેમ ચઢી આવી છે. એક દિવસ એણે પોતાની આંખે જોયું કે ચાર ભડકેલી બતકો ઊડતી આવી અને ઈંડાં ફેંકીને ચાલી ગઈ. એક ઇંડુ ખેતરમાં યે પડ્યું. ભયાનક ધડાકો થયો. એના ઘરથી દૂર ત્રણ માઇલ પરનાં નગરનાં મકાનોને આગ લાગી ગઈ અને એ જ રાતે નગરમાંથી એની દીકરી, જમાઇ અને એની ઘરડી મા જીવ બચાવવા માટે ભાગીને એના ઘરે આવ્યાં.

એ પછી જે ઘટનાઓ બની તે તો આંખ સામે બની. દિવસમાં એકાદ વાર ચાર-છ વિમાનો બોમ્બ ફેંકીને ચાલ્યાં જતાં. નાગરિક જીવન વેરવિખેર થઇ ગયું હતું. દરરોજ હજારો લોકો નગર છોડીને ગામમાંથી જીવ બચાવવાને પસાર થતા હતા ભાગેડુઓ પર દુશ્મનનો ભય બહુ ખરાબ રીતે છવાઈ ગયો હતો, અને તેઓ બને એટલી જલદી દૂર, બહુ દૂર, ભાગી જવા માગતા હતા. એકલદોકલ માણસો રહી ગયા હતા તેઓ જે થશે તે જોઇશું એવા વિચારે રોકાયા હતા. લિંસાઉનો પતિ પણ એ લોકોમાંનો હતો, એણે નક્કી કર્યું હતું કે હું ઘર નહીં છોડું. એ ભાગેડુઓને જોતો ત્યારે બોલી ઊઠતો. ‘અરે, આ તે કેવા લોકો છે, પોતાનાં ઘર છોડીને ભાગે છે!’

નગરમાંથી ભાગી આવેલા વિદ્યાર્થીઓએ એને કહ્યું કે તમે તમારા કુટુંબ સાથે દૂર દૂર ચાલ્યા જાવ અને ગામ છોડી જતાં પહેલાં ખેતરોનો પાક બરબાદ કરતા જાવ, જેથી દુશ્મનોના હાથમાં કશું ન આવે. એને ભણેલા વિદ્યાર્થીઓની અક્કલ પર દયા આવી હતી. આ તે કેવા માણસો છે કે તેઓ ખેડૂતોને કહે છે કે તમે તમારી ખેતી તબાહ કરી નાખો! એણે પત્નીને વારંવાર એ જ કહ્યું કે આપણને વળી ભાગવાની શી જરૂર છે? આપણે તો ખેડૂત છીએ. સરકાર બદલાય એની સાથે આપણને શી નિસ્બત? જે લોકો રાજ્ય કરશે તેમને આપણે મહેસુલ આપીશું અને ખેતી કરીને જીવન ગુજારીશું. હા, એનો વચેટ દીકરો અને એની પત્ની અને એનાં બાળકો પેલા

વિદ્યાર્થીઓ સાથે ક્યાંક દૂર ચાલ્યાં ગયાં હતાં. એણે, એમને જવાની સંમતિ આપી, કારણ કે એ વચેટ વહુ સુંદર અને ગાભણી હતી. એ બંને અહીં રહે એ એને ઠીક ન લાગ્યું.

એ પછી નગરમાં દુશ્મનનું રાજ્ય થઇ ગયું. આજે દુશ્મનનું લશ્કર ગામમાંથી પસાર થયું. લોકોએ પોતાના નવા અફસરોનું સ્વાગત કર્યું. એમને ખાવાનું અને ગરમ ચા આપ્યાં. પરન્તુ એ લોકો તો સ્ત્રીઓ માંગતા હતા ! આથી ગામના બધા લોકો ભયભીત થઇ ગયા. પોતાનાં બાળકો અને સ્ત્રીઓને લઈને ભાગી ગયા. એના પતિ લિંતાને પણ ઘરે જઇને આ વાત કરી. એના સાદમાં થડકો હતો, અને આખું શરીર કંપતું હતું. એણે પાછલા બારણેથી બાળકોને કાઢયા પછી દીકરાઓને જમાઇને સોંપી દીધા—બધાં ખેતરોમાં જઇને છુપાઇ જાય એ માટે.

એક સ્ત્રી જાડી હોવાને કારણે પાછલા સાંકડા માપના બારણેથી નીકળી શકી નહીં. એને દ્રાક્ષની ગાઢ વેલછાયામાં છુપાવી દીધી અને પોતે અને પત્ની મોટા છાપરા પર છુપાઇને પડી રહ્યાં. જોતજોતાંમાં પેલા રાક્ષસો આવ્યા. તોફાન જ આવ્યું. જાપાની સિપાહીઓ ભૂખ્યાં કૂતરાંની જેમ ઘરોમાં ઘૂસ્યા અને સ્ત્રીઓને શોધવા લાગ્યા. જ્યારે ન મળી તો ઘરમાં બધું રફેદફે કરી ભાંગતોડ કરવા લાગ્યા. પછી એ લોકો દ્રાક્ષના વેલા તરફ પણ આગળ વધ્યા. એક ધીમી ચીસ સંભળાઈ, પછી ખામોશી છવાઈ ગઈ. એ બંને શ્વાસ રોકીને છાપરા પર પડી રહ્યાં.

એ તોફાન ક્યાંય સુધી ચાલ્યું. એવું લાગતું હતું કે જાણે રાક્ષસો આ ઘર જોઇને ચીઢાઇ ગયા છે. બંને ગભરાતાં હતાં કે રાક્ષસો છેવટે ગુસ્સે થઇને ક્યાંક ઘરને આગ તો નહીં ચાંપી દે ! ઘણી વાર સુધી ભારે તોફાન કરીને એ રાક્ષસો ચાલ્યા ગયા ત્યારે પતિ પત્ની બાવરાની જેમ નીચે ઉતર્યાં. એમને વિશ્વાસ થઈ ગયો કે હવે કશો ભય નથી ત્યારે પત્નીને છાપરા પરથી નીચે ઉતારી, પછી બંને નાના બારણા તરફ ગયાં,

છોકરાઓને ભગાડયા હતાં તે દિશામાં. ઓહ, કેવું ભયાનક દશ્ય હતું! પેલી સો વર્ષની આયુષ્યની સગી ડોશી મરેલી પડી હતી...

એવું લાગતું હતું કે એ ઘરડી સ્ત્રી પર, એક સુંદર સ્ત્રી પર ગુજારાય એવો જુલમ ગુજારવામાં આવ્યો હતો. લિંસાઉ તો શું થયું હશે એની કલ્પનાથી જ કંપી ઊઠી હતી. પોતે છાપરે છુપાઇ ગઈ એ માટે ઇશ્વરનો આભાર માનવા લાગી.

દુશ્મનનું લશ્કર ચાલ્યા ગયા પછી પતિ–પત્ની આખો દિવસ એ જ ચિંતામાં ફફડતાં રહ્યાં કે દીકરીઓ, વહુ અને જમાઈના માથે કોણ જાણે શું ય વીત્યું હશે...સાંજે એમનો મોટો દીકરો પાછો ફર્યો. એણે કહ્યું કે હું સૌને એક સુરક્ષિત જગ્યાએ એક વિદેશી સ્ત્રીની પાસે મૂકી આવ્યો છું. સ્ત્રીએ કેટલાંક બાળકો અને સ્ત્રીઓની રક્ષા કરી છે. એનું ઘર બહુ મોટું અને મજબૂત છે. એની ચારે તરફ ઊંચી દીવાલો અને લોખંડનો મજબૂત દરવાજો છે.

એ સાંભળતાં જ લિંતાને કહ્યું, 'તું તારી માને પણ ત્યાં મૂકી આવ!'

લિંસાઉ પતિથી અલગ થવા માગતી નહોતી, પણ એને પેલી સો વરસની સગી ડોશી સાથે જે કંઇ થયું એનો ખ્યાલ આવતાં એ અલગ થવાને માટે વિવશ થઈ, અને દીકરાની સાથે જલદી ત્યાંથી ચાલી આવી.

સવારે લિંસાઉની આંખો ખૂલી ત્યારે વાતાવરણ વિચિત્ર લાગ્યું બાળકો રડતાં હતાં અને એમની માતાઓ એમને ધમકાવતી હતી. કોઈ સ્ત્રી હાથ–પગ ધોતી હતી તો કોઈ રડતી હતી. મોટી દીકરીએ જ્યારે પોતાની સાસુ વિશે પૂછ્યું ત્યારે એણે માત્ર એટલું જ કહ્યું કે એ બહુ જાડી અને ઘરડી છે એટલે અમારી સાથે આવી ન શકી. દીકરી એ ઉત્તરથી આશ્વાસન પામી ચૂપ રહી. લિંસાઉએ સૌને મોઢે એક જ વાત સાંભળી, 'એ લોકો રાક્ષસ છે. એમનું એક જ કામ છે–સ્ત્રીની શોધ...'

લિંસાઉ કંપી ઊઠી. પોતે એ રાક્ષસોના પંજામાં સપડાઇ જાત તો ?

અહીં બીજી સાત સ્ત્રી પણ બેઠી હતી. તે ખૂબ જ સુંદર હતી. એમણે ભડકા કલરનાં કપડાં પહેર્યાં હતાં. એમનાં રંગઢંગ, ચાલચલગત અને કપડાં પરથી એને વિશ્વાસ થઇ ગયો કે એ સારી સ્ત્રીઓ નથી. એણે સાંભળ્યું હતું કે આ દેવળ વિદેશીઓનું છે. હાય, અહીં પણ બજારુ સ્ત્રીઓ !

થોડી વાર એ વિચાર કરતી રહી. બનવાજોગ છે કે આ સારા ઘરની સ્ત્રીઓ હોય. શા માટે એમને વિશે ખાત્રી ન કરી લઉં ?

એણે એક સ્ત્રીને પૂછ્યું, 'તમારાં બાળકો ક્યાં છે ?'

અને લિંસાઉ સમજી ગઇ કે વાસ્તવમાં આ તમામ સ્ત્રીઓ બજારુ છે. એણે કંઇક આશ્ચર્યથી પૂછ્યું, 'તમે બધી અહીં કેમ આવી ? તમે તમારાં અપવિત્ર શરીરો અહીં શા માટે લાવી ?'

અને એ સ્ત્રી રડવા લાગી. બીજી છ છોકરીઓ પણ એની પાસે આવી ગઇ. એમના ઉદાસ અને દર્દીલા ચહેરા કરમાઇ ગયા હતા. લિંસાઉને રંજ થયો કે મેં વળી આમના હૈયાને શા માટે ઠેસ પહોંચાડી...થોડો દિલાસો આપતાં એણે કહ્યું, 'બહેન, તમે અહીં કેવી રીતે આવ્યાં ?'

એ સ્ત્રીએ ઉત્તર આપ્યો, 'અમે સૌદાઉના વતની છીએ. જંગલી જાપાનીઓએ નગર પર કબજો કર્યો તે પછી તેઓ સ્ત્રીઓને શોધવા નીકળ્યા પણ અમે સાત બહેનો જીવ બચાવીને ત્યાંથી ભાગી નીકળી. નહિતર, અમને એ વરુઓએ ચૂંથીને મારી નાખી હોત...' એટલું કહીને એ રડવા લાગી. એની એ બહેનો પણ રડવા લાગી. લિંસાઉનું હૈયું પણ ભરાઇ આવ્યું. એ એમને દિલાસો આપવા લાગી. એ પોતાની વેવાણની દુર્દશા જોઈ ચૂકી હતી. એવામાં પેલી વિદેશી સ્ત્રી ત્યાં આવી. એણે લિંસાઉની પાસે બેઠેલી સાત બહેનોને રડતી જોઈ.

'ઈશ્વર, અવશ્ય તમારું દુઃખ દૂર કરશે. એ તમને સૌને બહુ જલદી, શાંતિ પ્રદાન કરશે.' એટલું કહીને તેણે દૂધ અને કાંજી વહેંચવા માંડયાં.

લિંસાઉને એ જોઇને ભારે દુઃખ થયું કે આટલી સુંદર અને સભ્ય સ્ત્રીઓને ખરાબ જીવન જીવવું પડે છે...

આખો દિવસ બહુ ખરાબ રીતે વીત્યો. દર કલાક, બે કલાકે સ્ત્રીઓ આવતી અને તેમના પર થયેલા જોર જુલમની વાતો કરતી. એ સાંભળીને બાકીની સ્ત્રીઓ કંપી ઊઠતી વચવચમાં પેલી વિદેશી સ્ત્રી હસીને સાંત્વન આપતી. એ શુદ્ધ ચીની ભાષા બોલતી હતી. એણે કહ્યું કે પોતે ઘણા દિવસોથી ફાધરની સેવા કરે છે.

સાંજે લિંસાઉથી રહેવાયું નહીં. એ બોલી, 'શું ખરેખર તમારા ફાધર શક્તિશાળી છે? શું એટલે જ જાપાની રાક્ષસો અહીં આવતા નથી?'

વિદેશી સ્ત્રીએ ફિક્કું હસતાં કહ્યું, 'ના, આ જાપાનીઓ માત્ર અંગ્રેજ સેનાથી જ ડરે છે...'

લિંસાઉ એના મોઢા સામે જોઈ રહી.

રાતનું ભોજન તમામે સાથે કર્યું એ પછી ફાનસના ઝાંખા અજવાળામાં વિદેશી સ્ત્રી પોતાની દુઃખભરી કહાની કહેતાં કહેતાં ઊંઘી ગઈ. એકાએક બહાર ફાટક પર ભારે કોલાહલ સંભળાયો. એવામાં ચોકીદાર દોડતો આવ્યો અને કહેવા લાગ્યો, 'દરેક જણ પોતપોતાની રક્ષા કરે, બહાર દરવાજે જાપાની સૈનિકો આવી ગયા છે. એ લોકો દરવાજો તોડીને અંદર આવવા માંગે છે.'

અંદર હોહા મચી ગઇ ગભરાટ, વ્યાપી ગયો. વિદેશી સ્ત્રી ફાનસ લઇને આવી અને સૌને સાંત્વન આપવા લાગી, 'ગભરાઓ નહીં!' અને તે સાથે એ ફાનસ લઇને દરવાજા તરફ ચાલવા લાગી. અંદરની તમામ સ્ત્રીઓ કાન માંડીને મૂગી થઈ ગઈ.

પેલી વિદેશી સ્ત્રી પાછી ફરી. એનો ચહેરો ઊતરેલો હતો. એની આંખો ભીની હતી. એ બોલી, 'દરવાજે પચાસ સાંઠ જાપાની ઊભા છે. એમને ખબર પડી ગઇ છે કે અહીં ચીની સ્ત્રીઓ છે, અને એમને સ્ત્રીઓ જોઇએ છે...હું કઈ સ્ત્રીને કહી શકું કે તું ચાલી જા ? હે ઇશ્વર, તું મને ક્ષમા કર. મારે લાચારીએ કહેવું પડે છે કે તમામ સ્ત્રીઓને બચાવવા માટે પાંચ સાત સ્ત્રીઓએ બલિદાન આપવું પડશે,' થોડી ક્ષણો વીતી ગઈ. દરવાજે ફરી ઘોંઘાટ સંભળાયો. ચોકીદાર દોડતો આવ્યો, 'એ લોકો દરવાજો તોડે છે !'

વિદેશી સ્ત્રી દરવાજા તરફ દોડી, મોટા ઓરડામાં ફરી ગભરાટ વ્યાપી ગયો. એ મોટા મોટા ડગ ભરતી પાછી ફરી અને ગભરાટમાં બોલી, 'એ લોકો નથી માનતા. પશુ છે, પશુ ! જલદી નિર્ણય કરો. સૌના રક્ષણ માટે કંઇક કરવું જ પડશે...'

ફરી કોલાહલ મચી ગયો, અને એકાએક ઓરડામાં સ્તબ્ધતા છવાઇ ગઇ. દરવાજો તોડવાનો અવાજ વધી ગયો.

એવામાં સોચાઉથી ભાગી આવેલી છોકરી આગળ આવી. એ બોલી, 'મા, એમને કેટલી છોકરીની જરૂર છે ?'

વિદેશી સ્ત્રીએ માથું ઝુકાવીને કહ્યું, 'છ–સાત મળે તો કદાચ પાછા ચાલ્યા જશે.'

એ આગળ વધી તે સાથે એની છ બહેનો પણ આગળ થઇ. વિદેશી સ્ત્રીએ કહ્યું, 'તમે સૌની લાજ રાખી છે. ઇશ્વર તમને મદદ કરશે...'

એ હસીને બોલી, 'ઇશ્વર ? રાક્ષસોને પહોંચી વળવાનું કામ એમનું નહીં.'

અને એ સાતે બહેન દરવાજા તરફ આગળ વધી. લિંસાઉ એમને જોઇ રહી. જ્યારે એ દેખાતી બંધ થઈ ત્યારે એને લાગ્યું કે રાક્ષસોથી અમારું રક્ષણ કરવા માટે આ દેવીઓ જાણે આકાશમાંથી ઊતરી આવી છે... ▢

## વિખૂટું* વિજય શાસ્ત્રી

પ્રિય લો, મેં તમારાથી વાળી લીધું મન–
હવે તો નિરાંત ? નહિ વિરહ, મિલન;
સંબંધના સૂતરને સ્થળે સ્થળે ગાંઠ,
ફગાવી જ દીધો દોર, ફગાવ્યું વસન
રંગરંગી, પ્હેરી લીધું ચીવર, નિઃસંગ;
ગલી ભણી નહીં, હવે ઊલટો જ પંથ !

પાછું વળી જોવાનું ના તમારે કે મારે
વાતનો કેવો સરસ આવી ગયો અંત !
એકમેકને અજાણ એમ ધારે ધારે
ફરવું સાંભાળી, મળવું ન મઝધારે
રખે પેલો પ્રેમ પાછો આવી છાનોમાનો
બાંધી લિયે આપણને પાકા કોઈ તારે.

વરસી વરસી પ્રિય વેરાયું વાદળ
રહ્યું સહ્યું છતમાંથી હવે ગળે જળ.

—જયન્ત પાઠક

હૃદયના ભાવો બહુ ઠગારા હોય છે. ધિક્કાર ધિક્કારમાંથી નથી જનમતો ને પ્રેમ એ પ્રેમ જ હોય એવું યે નથી હોતું ! ક્યારેક મિલન દેખાવનું હોય છે. તો ક્યારેક વિયોગ પણ દેખાવનો હોય છે. બહાર, સ્થૂળ રૂપમાં જે કંઈ દેખાય છે તે જ અંતરમાં નથી હોતું. ઘણીયે વાર ધિક્કારના મૂળમાં પ્રેમ રહેલો હોય છે, વિયોગને વ્યથાકારક બનાવે છે. પ્રેમ ને મિલનને અકારું બનાવે છે તે પણ પ્રેમ.

અહીં કવિએ અવળવાણીમાં જ શરૂઆત કરી છે. અંગ્રેજીમાં જેને Awry (અરાઇ) કહે છે તેવો વક્રતાનો કાકુ અહીં પ્રયોજાયો છે.

* સાહિત્ય અકાદમી પુસ્તકસંગ્રહ ‘અનુનય’માંથી.

પ્રેમ અને ઝઘડો એક જ સિક્કાની બે બાજુઓ છે, બંને પરસ્પર સાપેક્ષ છે. કાવ્યનો નાયક, પોતાને કંઈક ઝઘડાથી કે અન્ય કોઈ કારણે ન ઇચ્છતી નાયિકાને સંબોધીને કહે છે–

## પ્રિય લો, મેં તમારાથી વાળી લીધું મન

લો, નો કાકુ અને પછીની પંક્તિમાં પૂછાતા પ્રશ્ન 'હવે તો નિરાંત ?' નો કાકુ નાયકની મીઠી રીસનો વાચક છે. હવે નહીં વિરહ, નહીં મિલન ! મન જ વાળી લ્યો પછી નિર્વેદની સ્થિતિમાં આવી જવાય. પણ આ નિર્વેદ કહેવાનો છે. વાસ્તવમાં તો 'નહીં મિલન'ની વ્યથા ડોકાયા વગર રહેતી નથી.

સંબંધને કાચા તાંતણા સાથે જૂના કાળથી સરખાવાતો આવ્યો છે. આ કાચો તાંતણો બહુ સંવેદનશીલ હોઈ, જરા જરાના આઘાતોથી તૂટતો આવ્યો છે, વળી રિસામણાં–મનામણાં થાય ને પુનઃ તાંતણો ગંઠાય. પણ આવી ગાંઠો, સ્થળે સ્થળે પડી જાય, પડતી રહે, તો સંબંધ પર વધુ તાણ આવે, એટલે ઠેકઠેકાણે થીંગડાં દઈને સંબંધતંતુ સાચવવાના કામમાં કશો Charm રહેતો નથી એટલે આખું ને આખું વસન જ ફગાવી દઈ, નિઃસંગ બની ભટકવું નાયકને વધુ સારું લાગે છે. ભટકવામાં પણ 'ગલી' નહીં, 'ગલી' તો પ્રેમનું, પ્રેમોદયનું કદાચ સ્થળ એટલે 'ગલી' જેવા સંબંધવાચક સ્થળને છોડી ઊલટો જ પંથ લઈ લીધો !

સોનેટના બીજા પટકમાં જે કંઈ બન્યું તેને થોડીક દૂરતા કેળવી કવિ/નાયક જુએ છે. હવે દૂરના ઊલટા પંથે પરવર્યા પછી પાછું વળીને એમાંથી એકે જોવાનું રહ્યું નથી. 'ના તમારે કે મારે' માં 'બંને'નો ઉલ્લેખ છે તે સૂચક છે. એમાંથી એક પણ જો પાછું વળીને જુએ તો પુનર્મિલન શક્ય અને પણ બંને જ પીઠ ફેરે તો કશું જ ન સમ્ભવે ! એ કેવી મજાની વાત થઈ !

**'વાતનો કેવો સરસ આવી ગયો અંત !'**

પંક્તિને છેડે આવતું આશ્ચર્યનું ચિહ્ન દુઃખના આશ્ચર્યનું છે. હવે વાત કદીય સજીવન થાય જ નહિ, એ રીતની Point of no Return પર જ પહોંચી ગઈ એ કેટલું સરસ ! હવે તો એકમેકને ઓળખતાં જ ન હોઈએ એમ

**'ધારે ધારે**
**ફરવું સંભાળી'**

નદીમાં સાવચેતીપ્રિય લોકો 'ધારે ધારે' જ છબછબિયાં કર્યા કરે. મઝધારનાં વમળો ને ધસમસતા પ્રવાહથી તેઓ ડરે છે. રખે ને ફરી એ પ્રેમનાં વમળોમાં તણાઈ જવાય ! આ વાત, પ્રેમ તો છે જ, પણ 'નથી'-ની ધારેધારે જ રહેવાનું છે. ધાર છોડીને મઝધારે ગયાં તો–

**રખે પેલો પ્રેમ પાછો આવી છાનોમાનો**
**બાંધી લિયે આપણને પાકા તારે.**

પહેલાં તો તાંતણો કાચો હતો, તકલાદી હતો, તેની ખબર તેના તૂટવાને કારણે પડી ગઇ છે એટલે હવે ત્રીજી વાર તો એવી ક્યાશ ન જ રહે એમ પ્રેમ વરતશે, અને હવે તો 'પાકા' તારે જ નાયક-નાયિકાને બાંધી લેશે.

અંતિમ બે પંક્તિઓમાં આ સમગ્ર વિરહમિલન, વિરહમાં વસેલા મિલનને મૂર્ત રૂપ આપી કવિ કહે છે– જેમ ગાજવીજ સાથે વરસાદ પડે ને અટકે પછી વાદળ વેરાઈ જાય ત્યારે પણ છતમાંથી રહ્યું સહ્યું જળ ડબક ડબક ગળતું રહે છે, તેમ પ્રેમની ગાજવીજનો કાળ વીતી ગયો, વાદળ વેરાઈ ગયાં, હવે રહ્યું સાચું પ્રેમનું જળ ડબક ડબક આંતરે ગળે છે.

આ 'રહ્યાસહ્યા'ની ય શક્તિ ઓછી નથી એવો સૂર એમાંથી સંભળાય છે ખરો ? ન બને ! 

૩ ઓગષ્ટ ૧૯૮૧

સ્થાપના : ૧૯૧૧

# લક્ષ્મીચંદ ભગાજી

**શ્રોફ એન્ડ ફાઈનાન્સીઅર**

હેડ ઓફિસ : "રમણ હાઉસ," ૧૬૯, બેકબે રેકલેમેશન
મુંબઈ-૪૦૦૦૨૦, * ફોન : ૨૨૨૩૨૦

કુલ શાખાઓ : **૧૨૫**

## અમારી સેવાઓ

- વ્યાપારઉદ્યોગ માટે ટૂંકી મુદતની લોન
- વાહનો, મશીનરી, રેફ્રીજરેટર વિગેરે હાયર પરચેઝથી સરળ હપ્તે ખરીદવાની સુવિધા
- ચેક-બિલ ડીસ્કાઉન્ટીંગના ધીરાણની સગવડ
- અન્ય સ્થળે નાણાં મોકલવા માટે વાજબી દરે હૂંડી ડ્રાફ્ટની સુવિધા
- કરન્ટ એકાઉન્ટમાં ઓવરડ્રાફ્ટ

## ડિપોઝીટ યોજનાઓ

- સેવિંગ્સ એકાઉન્ટ ૬%
- રીકરીંગ ડિપોઝીટ ૧૦ થી ૧૨%

## ફિક્સડ્ ડિપોઝીટ

| મુદત | વ્યાજ |
|---|---|
| ૩ માસ | ૮% |
| ૬ માસ | ૯% |
| ૧ વર્ષ | ૧૧% |
| ૨ વર્ષ | ૧૨% |
| ૩ વર્ષ | ૧૩% |
| ૫ વર્ષ | ૧૪% |

## સૂરત શાખાઓ

સ્ટેશન રોડ ટે. નં. ૨૪૦૦૧ — રીંગ રોડ ટે. નં. ૩૫૬૧૪
પારસી શેરી ટે. નં. ૨૩૪૫૧ — નાનપુરા ટે. નં. ૩૧૬૪૩

રમણ ગ્રુપની કોઈપણ કંપનીના શેર હોલ્ડરને ફિક્સડ ડિપોઝીટ પર અડધો ટકો વધુ વ્યાજ આપવામાં આવશે.

# કંકાવટી

સપ્ટેમ્બર
૧૯૮૨

ડૉ. સુ. જો.ની મુલાકાત
નીતિન મહેતા

ઈન્ટરનેશનલ
રાઈટિંગ પ્રોગ્રામ
નિર્મલ વર્મા

નવલિકા
હિમાંશી શેલત
હેનરી મિલર

પદ્યનાટક
ડૉ. સતીશ વ્યાસ

# કંકાવટી

સપ્ટેમ્બર ૧૯૮૨

અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૪ : અંક ૨૮૧ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; આજીવન સભ્યપદ રૂા. ૧૫૦, વિદેશ : પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક-નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તે જ માસમાં કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ००૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ००૨ સરનામે જ મોકલવી.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ००૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપરા સૂરત–૩૯૫ ००૧

## સુરેશ જોષી અને વડોદરાની એક સાંજ / ભરત નાયક

ભરત નાયક : 'જનાન્તિકે' અને ત્યાર પછીના અનેક લલિત નિબંધોમાં બાલ્યકાળને વારંવાર તમે ભરપેટ મમળાવ્યો છે, જેને લીધે 'ત્યારે તો' અને 'આજે તો' એવા બે શબ્દપ્રયોગ દ્વારા વિરોધાભાસી પરિસ્થિતિઓ અથડાતી રહી. તો આજની આપણી કઈ કઇ પરિસ્થિતિઓ તમને અસ્વસ્થ કરે, અજંપો જન્માવે એવી છે ?

સુરેશ જોષી : એમાં બે વાત છે : જે નિબંધો છે, જે પ્રકારના છે, એટલે કે જેને લલિત નિબંધો આપણે કહ્યા, એમાં થોડીક આવી વાતો આવે ખરી, બાકી આજની પરિસ્થિતિ વિશે પણ મેં ઘણા બધા નિબંધોમાં સાહિત્યને લઈને, સમાજ, રાજકારણને લઇને, આજના પ્રશ્નો લઇને ચર્ચા કરી છે, બીજું આ બે જુદા નથી રહેતા. કોઈક વાર જ્યારે આપણે સ્મરણનું સૂત્ર પકડીને ચાલતા હોઇએ–વાંચનારા જાણે છે કે મારા નિબંધોમાં ત્યાંથી જ એક વેદનાનું બીજ અંકુરિત થતું આવે છે, ત્યાં જ આ બધાની અંદર એક જાતની disquieting harmony છે. આપણને વિક્ષુબ્ધ કરે તેવી. એક જુદું જ જગત. બાલપણનું જગત કેવું હતું ? બધું જ શાંત, સ્વસ્થ. ફૂલો ખીલતાં જોઇએ. ઝરણાં વહેતાં જોઇએ. એક ડુંગર જોઇએ. પણ એની પડછે પાછું ઘર હતું. અને એ ઘરમાં વેદનાનો પાર નહોતો. મૂંગા માણસથી ઘર ચાલતું હતું. મારા દાદા ઘરમાં થયેલા ત્રણચાર જુવાન મૃત્યુને કારણે દીકરા, જમાઇ, દીકરી આ બધાંના મરણના કારણે મૂંગા. હવે

આ ઘર અને આ બધાં મરણો મેં જોયાં છે બાળકની આંખે. એટલે બાળપણ છે પણ એ homan agonyથી અસ્પૃષ્ટ છે એવું નથી. ત્યારથી જ પેલું બીજ રોપાયું છે અને ત્યારથી જ મને એ વસ્તુ આકર્ષે છે. અથવા તો એ તરફ મારું હૃદય ઢળી જાય છે. જ્યાં કોઈ પણ થોડી ઘણી પણ વેદનાનો ભાર હોય તો આપણે સમભાગી સહભાગી થવું એને રૂપ આપવું, એને ઓળખી લેવી અને એને exercise કરવી.

ભરત નાયક : બાલ્યકાળનાં સ્મરણ નિમિત્તો પ્રકૃતિ સાથેનો વિચ્છેદ આજના માણસે અનુભવ્યો છે એ અને જેઓ નથી અનુભવી રહ્યા એ બંને વિશેનું તમને શૈલ્ય છે. એટલે કે બાલ્યકાળની આખી સૃષ્ટિ લુપ્ત થયાનો જે અજંપો છે એની વાત ?

સુરેશ જોષી : પ્રકૃતિનો વિચ્છેદ થયો, પણ પ્રકૃતિ જેવું કશું છે એવી જેને જાણ થઇ નથી એવા લોકો ય ઉછરે છે. મારા એક મિત્રનાં બાળક કહેતાં હતાં કે, "આ જમરૂખને પ્લાસ્ટિકમાંથી બનાવેલાં છે ?" આવી રીતે આ પેઢી ઉછરી રહી છે. એટલે હું પ્રકૃતિનો જે રોમેન્ટિક અભિનિવેશ છે એની વાત કરતો નથી. પણ તમારા સમગ્ર જીવનમાં પ્રકૃતિ આવવી જોઇએ ત્યાંય જો ન આવે ત્યારે શૂન્યાવકાશ જે રચાય તેનું શું કરશું, એમ મને થાય છે. દા. ત. એરિસ્ટોટલે એમ કહ્યું કે In art Forms imitate nature. તો નેચર એટલે પ્રકૃતિમાં જે રીતે રૂપો ઉત્ક્રાંત થાય છે, ને હું જોતો હોઉં કે આ બીજ રોપાયું. ચોમાસાના દિવસોમાં ઘાસનું તણખલું પેલા માટીના પોપડાને ખસેડીને બહાર આવે અને પછી ધીમે ધીમે અંકુરિત થાય, નાનું સરખું એના ઉપર ફૂલ ફૂટે અને જે તે પાંદડાની રચના થાય એ બધું...આપણે કહીએ કે ઘાસ ઊગી નીકળ્યું. પણ એ ઊગી નીકળતું નથી. એમાં વ્યવસ્થા છે, એમાં તંત્ર છે. એમાં અરાજકતા નથી. હવે કળામાં પણ એવું બનવું જોઇએ. એક બાજુ Nothing can

be hapnezard. Nothing can be disorde-rly. બીજી બાજુ life is chaotic, એટલે કળા એટલા જ માટે કે જો એ ન કરું તો એમાં (પ્રકૃતિમાં) રહેલી જે ભાત છે, જે ડિઝાઇન છે, જે રૂપ છે એ જોઇ ન શકું. અને આ વૃત્તિ માણસમાં ઓછી રહેલી છે. મારો વિલાપ એને માટેનો છે. એક બાજુ તમે Romantic agonyમાં રાચો છો કે આ બધું Formless છે. બીજી બાજુ Formની વાત કરનાર છે. બધું સુંદર સુંદર બોલે છે. જીવનનો એક પ્રચંડ આવેગ એણે જોયો નથી. આ એક બાજુનું અંતિમ એ ખોટું છે. બીજી બાજુ એવું કશું છે જ નહીં એમ નિર્લિપ્ત ભાવે રહેવું અને એવા લાગણીવેડા અમે નથી કરતા એમ માનવું એ પણ ખોટું છે. એટલે મારી વાત એને લગતી છે. એ તો બરાબર છે કે આજના જીવનમાં આખો Landscape બદલાઈ ગયો. ગામને પાદરે જાવ તો તમને એ રસિકલાલ પરીખનાં કે કનુ દેસાઈનાં જૂનાં ચિત્રોમાં જોવા મળતું કે 'ધુમકેતુ'નું 'ગોવિંદનું ખેતર' હવે આજે જોવા ન મળે. ગામને પાદરે જાવ તો એકાદ મહાદેવનું મંદિર હોય, પીપળો ઉગ્યો હોય, વડની ઘટા હોય, બધી વડવાઇઓ ઝૂકી હોય, ગાયનું ને ભેંસનું ધણ બેઠું હોય એ નથી. એને બદલે આજે શું છે? કોઇ જી. એસ. એફ. સી. છે, કોઈ રિફાઈનરી છે, કોઈ કેમિકલ ફેકટરી છે, એના બધા રાસાયણિક ધુમાડાઓ છે. નદીના કલુષિત થયેલાં પાણી છે. એ પીને મરી જતાં પંખી છે, એનાથી અકાળે કેન્સરનો ભોગ બનતા માણસો છે. આ એક વાસ્તવિકતા છે. એટલે આ નગરમાં આપણે જીવીએ છીએ. The Landscape has already changed; not imperceptably but violetly changed અને છતાં આપણી બધી જ cultural values સાથે આપણે એનો પ્રતિકાર કરવાને સમર્થ નીવડયા નથી, પણ એની સાથે આપણો ડબ્બો આપણે જોડી દીધો છે, આપણે પણ industrialist છીએ.

ભરત નાયક : તો આની મુક્તિ, આનું સમાધાન બાલ્યકાળ અને ગ્રામજીવનમાં જ શક્ય છે ?

સુરેશ જોષી : ના, એ સમાધાન નથી. એની પાછળ પેલું મને હંમેશા યાદ આવે છે. દા. ત. જેમ કે આદમ અને ઇવનું જે પતન થયું... એટલે કે એક જાતનું હિજરાયા કરવાનું, સોરાયા કરવાનું, ઝૂરવાનું મન થાય. એ innocenceની સ્થિતિ છે. તેમાં પાછા જવા ઇચ્છીએ છીએ. દા. ત. મને ઘણીવાર એમ થાય કે : હું જાણું છું કે હું ક્યાં છું ? કેટલાં વર્ષો વીતી ગયાં છે ? પણ છતાં કોઇ વાર આ રસ્તે ચાલતાં ચાલતાં અડધી મિનિટ આંખ મીંચીને હું ચાલું અને એ સોનગઢનો કિલ્લો મારી સ્મૃતિની પાછળ એકદમ ઊભો થઈ જાય, એ વડનું ઝાડ, જેના પર મેં ઊડપંખ સાપ જોયેલો, કે અંધારામાં વાઘની તગતગતી આંખ જોયેલી, એ જાણે બધું સાકાર થઇને આવે એટલે હંમેશા We care for the lost world. માણસ છે, જેને ચાહ્યું છે અને જેને ખોયું છે તેને માટે તો પ્રેમ નથી ખોઇ બેસતો. એમાં શું બને છે ? જેટલા જેટલા નવા અનુભવો થાય, જેટલી જેટલી નવી સંપ્રાપ્તિ થાય એ બધાની પાછળ, એ બધાના સંદર્ભમાં પેલી વસ્તુ પાછી નવો આકાર ધારણ કરીને જિંદગીને દરેક વળાંકે આવતી જાય.

ભરત નાયક : એ જ રીતે નગર સંસ્કૃતિના કયા અંશો તમને આજે ભરપૂર માણવા ગમે છે ?

સુરેશ જોષી : હા, આપણે કહીએ છીએ કે નગર સંસ્કૃતિ કુત્સિત છે. માણસ માણસ વચ્ચે કોઇ સંબંધ નથી રહ્યો, બધું મિકેનાઇઝડ છે. બધું one dimensional છે એવું બધું આપણે કહીએ છીએ. છતાં મોટો ભાગ તો જિંદગીનો નગરોમાં જ ગયો. ગામડું તો છોડયું પછી ત્યાં જવા મળ્યું છે ? ત્યારે એક વસ્તુ એ છે કે શહેરમાં સાધન સંપત્તિ હોય તો શહેર કોને માટે આનંદપ્રદ ન નીવડે ? હું ઘરમાં બેઠો છું અને શહેરની બધી જ ધમાલ, બધા ઘોંઘાટ તથા બધી કલુષિતતા

નથી. પણ શહેરની બીજી સગવડો—મારી પાસે ટી. વી. હોય, ફ્રિઝ હોય, એરકન્ડિશન્ડ રૂમ હોય અને હું ધારું તે કરી શકું તો એનો મોટો આનંદ મને હોય. આમ સ્વભાવે જેની આસક્તિ છે તેની આસક્તિ ખૂબ પ્રબળ છે અને એની મને નામોશી નથી, પણ જેની મને આસક્તિ નથી તે વિશે હું બિલકુલ સંન્યાસી જેવો છું. દા. ત. મને બેસવાની આટલી જગ્યા મળે અરે, એ જગ્યા ભોંય પર હોય તો પણ મને ચાલે. મારે કોઈ મોટું સ્થાન ન જોઇએ. બેસવા માટે સરસ મજાનું આસન ના જોઇએ, કશું ના જોઇએ. હું ગમે ત્યાં બેસીને લખી શકું. બે ઘડી વાંચવાનું મળે, બસ. આજુબાજુ ઘોંઘાટ હોય તો પણ ચાલે. પણ મને એક જ વસ્તુનો નગરજીવનમાં જે લાભ થયો હોય તે, આપણી વ્યવસ્થાનો. ગામડાં માટે આ બનવું જોઇએ—આપણી વ્યવસ્થા જ એવી છે કે જો હું નગરમાં હોઉં તો વિશ્વના અમુક પ્રકારના સંપર્કમાં આવી શકું. દા. ત. મારે અમુક પુસ્તકો મેળવવાં હોય તો વડોદરામાં ન મળે, કલકત્તામાં મળે. આપણી રચના ખોટી છે. એવી રીતે સારા સાંસ્કૃતિક કાર્યક્રમો જો હું સોનગઢમાં હોઉં તો કોઈ કાળે જોવા ન પામું. એટલે મને જગતના સંપર્કમાં અપરોક્ષપણે મૂકનારું જે કંઈ નગરમાં છે એને મેં માણ્યું છે. કારણ કે હું આ બધાનો ભૂખ્યો છું. હું અહીં ગુજરાત પૂરતો મારી જાતને પૂરી રાખતો નથી. તો તો મારું જીવન કારાગાર થઈ જાય—એટલે એ મને ગમે છે.

ભરત નાયક : સાધન સામગ્રીને જવા દઇએ પણ શહેરમાં જે ઊંચી ઇમારતો, ધોરી માર્ગો, રેલગાડી, વિમાનો, ટૂંકમાં ટેક્નોલોજીથી પ્રાપ્ત થયેલી અનેક સિદ્ધ રચનાઓ છે. એ બધાનો રસકીય આનંદ તમે લઈ શકો ?

સુરેશ જોષી : એવું છે કે અહીંયા કોઈ પૈસાદાર માણસે પોતાનું બહુ સરસ કહી શકાય તેવું મકાન બાંધ્યું છે તો મારા મનમાં એવો વિચાર ન આવે કે આ બધાં મૂડીવાદીઓનાં પ્રતિબિંબ છે મને એ જોઇને

આનંદ આવે, તો મારા મનમાં એવું પણ ન થાય કે મારે આવા ઘરમાં રહેવાનું હોય તો કેવું સારું ! કારણ હું એવા માણસોને જાણું છું કે જે લોકો ઝૂંપડપટ્ટીમાં કે ગંદી વસ્તીમાં રહે અને મારા ઘેર આવે ને એ મારું ઘર જુએ તો એના મનમાં ઇર્ષ્યાનો તણખો જરા સરખો પણ દેખાય નહીં. એવા માણસોને હું નમું છું. એવા માણસો મેં જોયા પણ છે. એ મારું ધનભાગ્ય છે. એટલે એ વાત મારા મનમાંથી નીકળી જ ગઈ છે કે આ સારી વસ્તુ છે તે પૈસાદારની છે કે મૂડીવાદીની છે. એવા વિચારો મારા મનમાં નથી આવતા. એ મને ગમે છે. મને રુચે છે. એટલે શહેરમાં પણ સારાં શિલ્પો હોય, સારા બાગબગીચા હોય, એ સારું જ છે. પેલા ૨૬ માળનાં મકાનો જોઇને કે રિવોલ્વીંગ રેસ્ટોરાં જોઇને કે તાજ જેવી હોટલો જોઇને મને કંઈ થતું નથી–મુગ્ધ થતો નથી. પણ મુંબઇનો દરિયો જોઇને મુગ્ધ થાઉં કારણ કે એ અહીંયા નથી. એ મને ગમે છે, એટલે asthetic appel ગમે ત્યાં શક્ય છે.

દા. ત. મુંબઇમાં પણ એવો રસ્તો હોય જે એવી રીતે ચાલી જતો હોય કે જેથી આપણું મન ઘડીભરને માટે બધું ભૂલી જાય. એ મુંબઇમાં છે માટે મને અણગમો નથી રહેતો.

ભરત નાયક : નગરની asthelic appeal જે છે તેના પર ધ્યાન કેન્દ્રિત કરીને લલિત નિબંધોમાં એવા અનુભવોનું રૂપાંતર કરશો ખરા ?

સુરેશ જોષી : એવું છે ને કે મારે તાણીતૂસીને ચાલો આ કર્યું છે માટે આ પણ કરવું જોઇએ, શા માટે એવું મારે blancer કરવું જોઇએ. હું તો ફક્ત ગામડાની જ વાત કર્યા કરું છું. એક રીતે હું ભાગ્યશાળી છું કે મુંબઈ જેવા મહાનગરમાં માત્ર ૭ વર્ષ જ રહ્યો છું, બાકી તો વડોદરા. વડોદરામાં શહેરની બહાર શાંતિપૂર્ણ એવા ભાગમાં રહ્યો છું. વનસ્પતિના પરિવારની વચ્ચે.-મારું એ સુખ કદી ઝૂંટવાયું

નથી. એટલે શું છે કે મહાનગરનો રંગ મને લાગ્યો નથી—ખરાબ કે સારો. કલકત્તા જોયું છે. મદ્રાસ જોયું છે. હવે મુંબઈ જોઉં છું. પણ હું એને ત્રણ દિવસથી વધુ સહી નથી શકતો. ત્યાં મિત્રો છે. સાથે બેઠા હોય તો ગમે. સારાં પુસ્તકોની વાતો કરીએ. સારી ફિલ્મ જોઈએ. એ બધું ગમે પણ પછી...પણ આ બધું તે it works on my nerves. મારી શક્તિ ઓછી થઈ ગઇ હોય કદાચ. એક વાર મને પણ મુંબઇમાં આનંદ આવતો હતો. જ્યારે કોલેજમાં ભણતો ત્યારે કેટલીક વાર એમ થતું કે આ બધું જ આપણે imbibe કરીએ. આ માણસો, આ ટોળાંઓ, આ એનો ઉચ્છવાસ, એનો લય બધું, જે હવામાં ઘુમરાઈ રહ્યું છે. એલિફિન્સ્ટન કૉલેજ, ચર્ચગેટથી ઘર માટુંગા આખે રસ્તે હું ચાલતો જતો. જોતો જોતો ફરતો ફરતો જતો. આઠ દસ માઈલ ચાલી નાંખતો. એ બધું ગમતું. મહાનગરમાં રહ્યો ત્યારે એનાથી નિર્લિપ્ત ભાવે નથી રહ્યો, ત્યારે એ અમારી એલિફ્-ન્સ્ટન કૉલેજનું વાતાવરણ, એના જૂના ઓરડાઓ, એના દિવસના સમયનો અંધકાર, એની space—આ બધું asthetically અમે માણતાં, આ બધું ગમે છે. ચર્ચગેટ સ્ટેશન કે ત્યાંથી હાઇકોર્ટનો રસ્તો કે oval મેદાન ગામડામાં નહીં જોયેલાં એવાં પરિમાણો—મોટાં પરિમાણો—વચ્ચે થઇને ફરવું એક જાતનો આનંદ હતો.

ભરત નાયક : તો પછી એ સંચિત અનુભવોને રૂપ ન આપવા પાછળ કોઈ resistance કે કોઇ હઠાગ્રહ છે?

સુરેશ જોષી : ના, resistance નથી. મારા મનમાંથી પણ એ છૂટી ગયું છે ને! પણ એનું feel છે. એને માટે સમય જોઇએ, એમાં રસબસ થાઉં એ પહેલાં શહેર મેં છોડી દીધું. બાકી તિરસ્કારથી કે ધૃણાથી નહીં. બોદલેરે પેરીસ વિશે લખ્યું એમાં કંઈ બધી જ જુગુપ્સાની વાત છે એવું નથી. Homan compassion કે અનુકંપા જ્યાં સુધી આપણા હૃદયમાં છે ત્યાં સુધી કશાને માટે આપણને નર્યો તિરસ્કાર તો ન જ થાય.

ભરત નાયક : એટલે પ્રકૃતિ અને Technology બન્ને સાથેનું આજના માણસનું અનુસંધાન સંવાદી હોવું જોઇએ. નર્યો તિરસ્કાર તો માણસને ન હોય, જ્યારે આજે તો સાહિત્યમાં ઘણીવાર એ જ દેખાય છે તેનું કારણ શું ?

સુરેશ જોષી : Technology દુનિયામાં રહેવાની. કારણ કે આજે તમે એક વસ્તુ શરૂ કરી પછી તમે ચક્રને પાછું ફેરવી શકો નહીં. Techonologyને કારણે આજે ઓપરેશન થઇ શકે. માણસ જીવી જાય. એવી દવા શોધાઇ જેથી આપણું આયુષ્ય લંબાય. પણ બીજી બાજુથી દવા નવા રોગને વધારે. ટેકનોલોજીના કારણે જ કેન્સર જેવા રોગો પ્રસરે. હવા પણ એટલે જ કલુષિત થાય. આપણે બંને બાજુ જોઇએ. હવે પ્રકૃતિ સાથેનું ટેકનોલોજીનું અનુસંધાન. એ માણસને કરવાની દાનત નથી. આપણે ત્યાં તમે કોઈ ફેક્ટરીમાં જાવ. ત્યાં નર્યો ધુમાડો જ હોય એવું શા માટે ? તમે પુષ્કળ વૃક્ષો વાવ્યાં હોય. કામ કરનારનું મન ઠરે એવું કશું કર્યું હોય. એવું પશ્ચિમમાં છે. ત્યાં સરસ ચિત્રો હોય, શિલ્પો હોય, બાગ હોય, હોજ હોય. એટલે તમે ફેક્ટરીમાં આવ્યા છો એવું લાગે નહીં. અહીં તો મોટા ભાગની ફેક્ટરીમાં પગ મૂકવાનું મન પણ નહીં થાય.

ભરત નાયક : આ બે વચ્ચેનો વિવેક જાળવવાનો જાગૃત કરવાનો ઉપાય ? જો પશ્ચિમમાં એ બન્યું તો અહિંયા કેમ નહીં ?

સુરેશ જોષી : પ્રજામાં જે વિવેક આવે છે તે આખી સંસ્કૃતિની પશ્ચાતભૂમિમાંથી આવે છે. તમે આજે ને આજે મૂકી દો તેવું ન બને. એ વિવેક છે. આપણી સંસ્કૃતિનાં મૂળ શેમાં છે ? એની ભૂમિ કઈ છે ? તે પણ બધું જોવું પડે ને !

ભરત નાયક : આપણી સંસ્કૃતિમાં વિવેકનો વારસો તો આપણી પાસે હતો જ.

સુરેશ જોષી : પણ ટેકનોલોજી અને સંસ્કૃતિનું અનુસંધાન કર-વાનું આપણે ક્યારે આવ્યું ? એટલે નવી નવી સમસ્યાઓનો સામનો

કરવાનો વિવેક તો જાગ્યો જ નહીં. આપણે ત્યાં વિદ્યાર્થીઓ મોટેભાગે તો આરણ્યક તરીકે જ જીવન ગાળતા. પાંચ વર્ષનો થયો કે તપોવનમાં મોકલ્યો. તે અરણ્યમાં જ ઘણું બધું શીખે. પ્રકૃતિ પણ એની એક શિક્ષિકા હતી. ગુરુ શીખવતા ન હતા. માતાના ખોળા પરથી ઊતરી તરત પ્રકૃતિને ખોળે જતો હતો. આજે હવે પ્રકૃતિને ખોળે જવાનો કોઈ વારો જ નથી આવતો. હું મારા ઘરમાં રહું. એરકન્ડીશન્ડ રાખવું હોય તો બારી બારણાં બધાં બંધ રાખવાં પડે. બહાર સરસ મજાનો લીમડો હોય, શિરીષ હોય તો તેની મારે ગંધ નહીં લેવાની. તેને જોવાનો નહીં. કારણ કે મારે તો એરકન્ડીશન્ડ રૂમમાં રહેવું છે. એની મારે Snobbery કરવી છે. એ જ તો સંસ્કૃતિ છે. આખી વર્ણસંકર. તમે તમારું પોતાનું આકલન કર્યું નથી. નથી કે પેલું બીજું પણ. એટલે Snobbery કરી છે. Snobbery કોને કહે કે તમે જેને મુગ્ધતાથી ખોટી રીતે પ્રશંસા કરો, પ્રમાણો એવા મૂલ્યોની નકલ કરવી. To imitate ignorantly the Values of those whom you admire for wrong reasons. This is snobbery.

તમે એમ માનો છો કે તાજ આર્ટ ગેલેરીમાં જે પ્રદર્શનો થાય તેને જોનારા બધાં સમજે છે એટલા માટે જાય છે? નૃત્ય ભરતનાટ્યમ્ —બધાં જોવા જાય છે તે નૃત્યકળાના બધાં રસિક લોકો જાય છે? ના, We were also there અમે પણ ત્યાં હતાં એ ભાવ વધારે હોય છે.

ભરત નાયક : એવો વર્ગ જ મોટો છે એવું માનો છો ?

સુરેશ જોષી : નગરમાં મોટો છે. નગરમાં સાંસ્કૃતિક જીવનનું જે સ્તર છે, એના પર ક્રિયાશીલ રહેનારો જે વર્ગ છે તે બધો આ છે; અને એને કારણે નૃત્યનો કોઈ પ્રભાવ આપણા જીવન પર નથી. કાર્યક્રમો થાય છે. એમ છતાં કળાનો, આપણી સર્જકતાનો, આપણી રસવૃત્તિનો

જે ઉત્કર્ષ થવો જોઈએ તે થતો નથી. અનુકરણપ્રધાન પ્રજાજીવનમાં મૂળ નહીં નાંખનારી, પ્રજાથી નિર્લિપ્ત રહેનારી કળા કેમ થઈ? dehumansation of art એક રસમીમાંસાની દૃષ્ટિએ વાત થઈ. Aesthcticની દૃષ્ટિએ વાત થઈ. તમે જે જુઓ છો તે બધાંથી ટેવાયાં છો? એ બધાંનો તાળો મેળવીને તમે જોયા કરશો તો કળાનો આવિષ્કાર કેવી રીતે થાય? ત્યારે આપણે ત્યાં બીજી સમસ્યા છે. કળા સાથેનો માનવજીવનનો સંપર્ક જ એટલો ઊંડો અને ઘનિષ્ઠ નથી. બન્ને એકબીજાથી વેગળાં થઈ ગયાં છે. એણે એમાંથી પોષણ મેળવ્યું નથી. પછી તે રુસોનું નિયોપ્રીમીટીવીઝમ લાવો કે પિકાસોનું cubizm લાવો. એનાં મૂળ અહીં નથી.

પ્રજામાંથી સર્જક બહાર આવે તો જ એ બલિષ્ઠ બને. હું અહિંયા રહેતો હોઉં ને પંદરવીસ ચોપડી પરદેશની વાંચી હોય. દા. ત. મેં માલાર્મે વાંચ્યો હોય. ઉન્ગારેત્તી વાંચ્યો હોય ને એના સંસ્કાર ઝીલીને હું કવિતા લખું તો જેમ પેલું રવીન્દ્રનાથે કહ્યું છે તેમ કેમેલિયાનું ફૂલ જુદા વાતાવરણમાં જીવી ન શકે. તે મરી જાય. તેમ તેને અહીં જીવવાનું વાતાવરણ ન મળે. મેં લખી તો નાખી કવિતા, પણ જીવવાની ક્યાં છે? તો કે તમારા હૃદયમાં–તેમના હૃદયમાં પોષણ નથી મળતું ત્યારે કળા અલ્પઆયુ થઈ નષ્ટ પામે છે. એટલે એ અર્થમાં ગેરસમજ થવાનો સંભવ છે. તો આને કોઈ બીજું અર્થઘટન કરીને એમ કહે કે: જો કળા તેનાં મૂળ પ્રજાજીવનમાં રહ્યાં હોય તો કળા પ્રજાજીવનની જ ખુશામત કરનારી હોવી જોઈએ. કળા પ્રજાજીવનને જ આરાધનારી કે રીઝવનારી હોવી જોઈએ. આ એક બીજો તર્કદોષ છે. દા. ત. આપણે મૂળ જે રોપ્યું તે વડનું છે, પીપળાનું છે, ગુલાબનું છે ને મોગરાનું. એમ કવિના ચિત્તમાં મૂળ છે પણ તેના પોષણની પ્રક્રિયા સર્જકના ચિત્તમાં જે રીતે થાય એ જ રીતે થવા દેવી જોઈએ. એમાં કંઈ હસ્તક્ષેપ ન હોવો જોઈએ. હાયડેગરે કહેલું Truth is free-

dom. જેણે સત્ય સ્વીકાર્યું છે તેણે સ્વતંત્રતા સ્વીકારી છે. સ્વતંત્રતા વિનાનું સત્ય ન હોઈ શકે. કોઈ એમ કહે કે હું સત્ય બોલું પણ શું કરું મર્યાદા છે, તો એનો અર્થ એ કે સ્વતંત્રતા વિનાનું સત્ય ખોટું છે.

ભરત નાયક : તો આપણા લેખકોમાં અનુભવોનું દારિદ્ર્ય જે નજરે પડે છે અને સમાજ પણ આ દારિદ્ર્ય માટે જવાબદાર હોય તો એને ફરી સમૃદ્ધ કરવા ક્યાંથી શરૂઆત કરી શકાય? ને તેમાંથી કઈ સર્જનાત્મક પ્રવૃત્તિ શક્ય બને?

સુરેશ જોષી : આનો કઈ 'માસ્તર પ્લાન' ન હોઇ શકે. આજના બધા પ્રકલ્પો અને પ્રોજેક્ટસના જમાનામાં આપણે એવું ના કરીએ કે ચાલો હવે અહીંથી શરૂઆત કરો. આ સર્જન છે. તે એક વ્યક્તિગત અને અત્યંત ગુહ્ય વાત છે. એને કોઇ યોજના કે કાર્યક્રમના ઓકઠામાં ન ગોઠવી શકો. એ મારી પોતાની નિષ્ઠાનો સવાલ છે કે હું જે વાત કરતો હોઉં તે વાત સાથેનો મારો અપરોક્ષ સંબંધ ન હોય, જો મારી માત્ર દેખાડો કરવાની જ દાનત હોય તો મારી કૃતિ કૌવત પામવાની નથી. આ મારી આંતરિક પ્રતીતિ છે. આ કોઇ માર્ક્સવાદ કે એમાંથી નથી લાવ્યો. મારી પ્રતીતિ છે કે જે ભૂમિ મારી છે, જે લોકો વચ્ચે હું રહું છું, જેનાં સુખદુ:ખ મેં જોયાં છે એની સાથેના પરિચયમાં, સંબંધોમાં જેટલી દિલચોરી, તેટલું મારું સાહિત્ય ખોટું : પણ આ raw material થયું. પછી મારું સર્જકનું ખરું કામ શરૂ થાય છે. આ નહીં હોય ને બધું કૃતક બનાવીને મૂકીએ તો ગમે તેટલી કળાનો રંગરોગાન કરવા છતાં સાચું નહીં બનાવી શકાય, એ પણ એટલું જ સાચું છે.

ભરત નાયક : આધુનિક મનોવિજ્ઞાન પ્રમાણે આ જગત સાથે વ્યવધાનરહિત પ્રત્યક્ષ અનુસંધાન સાધવામાં આવે, પદાર્થની સંપૂર્ણ યાત્રા કરીને એનું સમગ્રતાથી, સર્વાશ્લેષી આકલન કરવામાં આવે તો

ઇન્દ્રિયપ્રત્યક્ષતાની નિરવધિ અનંત શક્યતાઓ ઊભી થઈ શકે. તો એવી કોઈ તાલીમ લઈ શકાય ?

સુરેશ જોષી : તાલીમ તો દરેક સર્જકે પોતે પોતાની મેળે લેવાની. એ તાલીમ માટે બીજા સર્જકો કઈ રીતે મદદરૂપ થાય ? એની કૃતિ વાંચતી વેળાએ એની રચનાપ્રક્રિયાનો હું કેવળ સાક્ષી નહીં પણ સહ-કાર્યકર હોઉં અને એની કૃતિમાં ઓતપ્રોત થતો જાઉં એવી અમેરિકાના લોકો કરે છે તેવી રાઇટર્સ વર્કશોપ ન થઇ શકે.

ભરત નાયક : Creative writingના વર્ગોનો કોઈ અર્થ નહીં ?

સુરેશ જોષી : ના, હું એમાં નથી માનતો. એ તો એક જાતનું લખાણ. આપણા 'રે' મઠના મિત્રો પણ કરતા હતા કે આટલા હાઈકુ આવતી વખતે આવો ત્યારે લખી લાવવાનાં કે અત્યારે બેસીને લખી કાઢો. પણ તમે જોયું કે એ બધું ન જીવ્યું. છતાં લાભશંકરે પોતે પોતાના આગવાપણાથી જે કર્યું તે જ કારણે આજે લાભશંકર આપણી વચ્ચે છે. અને જે લોકો એવું કરીને પૂરા થયા તેમનાં નામ આજે આપણે સંભારતા નથી. અને જે લોકો એની પણ બહાર જઈ શક્યા, ઉલ્લંઘી શક્યા તે આજે કવિ તરીકે આપણી વચ્ચે રહ્યા. એટલે વર્કશોપમાં તમે અમુક જાતનું કામ કરાવી શકો. તમે એને કહો કે આ પેરેગ્રાફ આમ લખો પણ તેથી Precreative સર્જન નથી થતું. તમારે માની લેવાનું કે આ એક તાલીમ છે. તાલીમની જેટલી શિસ્ત તમે બહારથી લઈ શકો તેટલી લેવા આવ્યા છો એટલા પૂરતું જ એમને ભાન હોવું જોઇએ.

ભરત નાયક : એટલે આવી પ્રવૃત્તિ નિસર્ગદત્ત શક્તિ અને આજુબાજુના પરિવેશ–સંજોગ ઉપર છોડી દેવી ?

સુરેશ જોષી : Natural talant છે તે કેવળ પરિબળોનું પરિણામ કે સાંસ્કૃતિક પરિવેશનું પરિણામ નથી. તમે જે કંઇ કરો

છો, એક સર્જક તરીકે તમે જે કંઈ અનુભવો છો એ અનુભવવાની તમારી રીત માટે કે અનુભવનાં પરિમાણોને મૂર્ત કરવાની ભાષા માટે પ્રયત્ન તમે કરો–આ બધી તમારે માટે ઊભી કરેલી તાલીમની પ્રક્રિયાઓ છે. એટલે એમ નથી કહેતો કે કેવળ પ્રેરણા વગેરે તૂતનો હું પ્રચારક છું. એટલે સાધના તો છે જ. સાધના દૈવીકૃપા પર જ આધાર રાખે ને માને કે દૈવીકૃપા થશે ને લખાશે અને એ રીતે કોઇ શક્તિનું અવતરણ થશે તો લખીશ તેમાં હું નથી માનતો. એક વાક્ય લખવા પાછળ એને કેટલીક વાર કેટલા બધા મહિના ને વર્ષોની મહેનત કરવી પડે તેવું બને. પશ્ચિમમાં તો બે દાખલા જાણીતા છે. વાલેરીએ એક કવિતા વીસ વર્ષ સુધી ઘુંટી. બધા લોકોએ આશા છોડી દીધી. વાલેરી હવે કવિ તરીકે મટી ગયો. ત્યારે પ્રકાશક દોડી જઇને એની પાસેથી કવિતા લઈ આવ્યો. પણ નીચે એણે લખી આપ્યું : Could have been Continued–હજુ મારી તાલીમ ચાલુ હતી. અને બીજી બાજુ રશિયાનો ઈઝાક બાબેલ. એણે કોઈ દિવસ નવલકથા લખી ન હતી. ટૂંકી વાર્તા જ લખતો હતો. ત્યારે લગભગ બસો અઢીસો પાનાંની થોકડી જોઇને મિત્રોએ એને કહ્યું: નવલકથાના છંદે ચઢ્યો ? તું એ રસ્તે ના જઈશ. ત્યારે તેણે કહ્યું: ના ના આ તો મારી વાર્તાનું વીસમું રીવીઝન છે ! આ તાલીમ છે. માલકમ લાવરીએ પાંત્રીસ ચાલીસ પાનાંની નવલકથા લખી છે તે લખવા માટે તેણે બે હજાર પાનાં લખ્યાં ને એમાંથી 'સાલવેજ' કરીને આટલાં પાનાં કાઢ્યાં. આ તાલીમ છે. આ મને કોઇ બીજું નથી આપતું. હું જો કે, કાગળ પર નહીં, પણ મારા મનમાં લખાય છે. ધારો કે મેં નવલકથા શરૂ કરી, છ પાનાં લખીને હું અટકી ગયો છું. એ છ પાનાં એવાં રહેશે એવું પણ નહીં, બદલીશ પણ ખરો. પણ હજુ એ મનમાં ઘુંટાયા કરે છે. હવે ધારો કે પાંચ વર્ષ પછી પૂરી થાય તો આ પાંચ વર્ષ હું નિવૃત્ત બેઠો ન હતો, મનમાં તો એ ચાલ્યા જ કરતું હતું. આપણે આ વાત કરીએ છીએ ત્યારે મારા

મનમાં એનો વિચાર નથી આવતો એવું નથી. પ્રશ્નાદ્ભૂમાં વિચાર ચાલે છે. હું ચોવીસ કલાક જીવું છું. મારા મનમાં વાક્યો આવે છે. શબ્દો આવે છે. હું એને reject કરું છું. ફરી ગોઠવું છું. શબ્દોના રણકાર સાંભળું છું અને balance કરું છું. ક્યારેક લાગણી વધારે પડતી છલકાઇ જાય. એનો વિચાર કરું. વિચારનું આવું બધું મનમાં ચાલ્યા જ કરતું હોય છે. એ રીતે તાલીમ અનિવાર્ય ગણું છું. આશા રાખીએ કે દરેક સર્જક પોતાની પ્રવૃત્તિને ગંભીર ગણતો થાય. ('એક્સ્પ્રેશન'ના સૌજન્યથી)

**પ્રૌઢા કુમારી** / સિલ્વિયા પ્લાથ / અનુ. લતા દેસાઈ

હવે આ એક કન્યાએ
પોતાના સૌથી છેલ્લા ઉમેદવાર સાથેના
ઔપચારિક વાસંતી ચંક્રમણ દરમ્યાન
જોઈ પોતાની જાતને, અચાનક, અસહ્યપણે અભિભૂત થતી
પંખીઓના અનિયત કલબલાટથી
અને પર્ણોના ફફડાટથી.

એ ઉત્પાતથી આહત, એ કન્યાને
દેખાય પોતાના પ્રેમીની ચેષ્ટાઓ અવકાશને અસંતુલિત કરી મૂકતી
એની ચરણગતિ આડફંટી અણસરખી
ઘાસ અને ફૂલોના અડાબીડ ઊગેલા અરણ્ય સોંસરવી,
એને જણાયું, પાંખડીઓ અવ્યવસ્થિત હતી,
ને ઋતુ આખી ફૂવડ.

કેવી તીવ્રતાથી એ ઝંખી રહી હેમંતને ત્યારે !...
શ્વેત અને શ્યામની, હિમ અને ખડકની
એની વ્યવસ્થામાં સાવધાનપણે કઠોર સંયમી;
દરેક લાગણી એની મર્યાદામાં
અને હૃદયની હિમાળી શિસ્ત
બરાબર હિમકણોના જેવી જ.

જ્યારે અહીં... એક ફણગાફૂટ આતશબાજી
વંઠેલી એવી કે ઠઠાડી દે એની પાંચ રાજગૌરવી ચૈતસીઓને
વિદૂષકિયા ભડક ચીંથરામાં...
આ દ્રોહ તો ન સહી શકાય એવો; છો મૂર્ખાઓ
આળોટતા ગાંડીતૂર વસંતમાં ચકરાઈને;–
એણે જાત સંકોરી લીધી સફાઈથી.

અને પોતાના ઘરની ચોપાસ એણે રચી દીધી
એવી વાડ કાંટા અને ઝાંખરાંની
બળવાખોર મોસમની સામે
કે કોઈ ઉન્મન્મથ પુરુષ આશા જ ન રાખી શકે એને ભેદવાની
શાપથી, મુક્કીથી, ધમકીથી
કે પ્રેમથી પણ.



## **પૃથાની વાત** / હિમાંશી શેલત

ઘરની હવામાં મૌનનો ભાર હતો. બધાં એકમેક સામે જોઇ નજર ઢાળી દેતાં હતાં. જગદીશની ઍશ-ટ્રે વારંવાર ખાલી કરવી પડતી હતી. આ ત્રણ દિવસમાં માયા કેટલુંય ભૂલી જતી હતી, જેમ કે શાકમાં મીઠું, ગરમ કરવા મૂકેલું દૂધ. આ વાતાવરણથી કંટાળેલો મલય નિયમ કરતાં વહેલો ઘરની બહાર ભાગી છૂટતો. સાંજે તો એ ઘરમાં રહેવાનું જ ટાળતો. લાગતું હતું કે નિખાલસ ચર્ચા અનિવાર્ય છે આ ભાર હળવો કરવા, પણ કોણ ક્યાંથી શરૂઆત કરે એ નક્કી થઈ શકતું નહોતું. આ તો અંધારી ખીણમાં ઊતરવાની વાત હતી અને એક વાર ઊતર્યા પછી જે કંઇ વીતે તે ઝીરવવું પડે, એમાં છૂટકો નહિ. એના કરતાં બધું જેટલું આગળ ઠેલી શકાય એટલું ઠેલો. પછી, કાલે, પરમ દિવસે, પાંચ છ દિવસ રહીને નિરાંતે, બધું થાળે પડે એટલે, એ જરા સ્વસ્થ થાય ત્યારે...

પૃથા ત્રણ દિવસથી અહીં જ છે. એકાએક આવી ચડી. ન કોઇ સમાચાર, ન કાગળ. નાનકડી બૅગ, વિખરાયેલા વાળ, કપાળ કોરું, હાથ અડવા-બંગડી વગરનાં, સાદી સાડી, લુખ્ખી આંખો, ફિક્કું હાસ્ય. માયાને ધ્રાસકો પડ્યો. શું થયું આ ? કેમ આમ એકાએક ? પૂછાઇ ગયું એનાથી. લે વળી, મારે ઘેર આવવામાં મારે દિવસ જોવાનો ? મન થયું તે આવી. પપ્પા મઝામાં ? કેમ છે મલય ? તારી તબિયત ? વાત તો

બરાબર કરતી હતી. છતાં જીવ ઊંચો જ રહ્યો. સંદીપ કેમ છે ? બસ, લ્હેરમાં. આટલું જ. બીજું કશું નહિ. જવાબ આપતી વખતે આંખ છલકાઇ ઊઠી કે અવાજ ભીનો થયો એવું બધું નહિ. ચહેરા પર કંઈ વંચાય છે એ જોવા માયાએ નજર ત્યાં જ રાખી મૂકી. કંઈ ખબર નથી પડતી. થોડી બોલાચાલી થઇ હોય એમ બને. છે તો બેય નાદાન. બાકી એકબીજાને વળગેલાં એવાં રહે છે કે કહાચ કશું હોય તો પણ ટકે નહિ. પૃથા તીખી વધારે છે. થયો હશે થોડો ચડભડાટ. જે હશે તે જણાશે.

જગદીશે રાત્રે કહ્યું કે તું જ પૂછી જો. મને કશું કહેવાની નથી એ. માયાએ ચશ્માં બાજુ પર મૂકી ચોપડી બંધ કરી. જગદીશે એને જુદી જુદી રીતે યાદ દેવડાવ્યું કે એ મા છે. એણે જ, એનાથી જ, એને જ-આ બધું એ જ કરી શકે. જગદીશનું એ કામ નહિ. જગદીશનું કામ એટલે...સવારે એ પૃથાને પૂછશે. જાળવીને, વાતવાતમાં સહજભાવે, જાણે કંઇ બન્યું નથી એ રીતે. અથવા બપોરે બંને ફિલ્મ જોવા જાય તો ? કે પછી બજારમાં ખરીદીને બહાને એને લઈ જવાય, ત્યાં વાત કાઢી શકાય. પણ એ બધી જગ્યાએ આવી વાત નિરાંતે ન થાય. ઘર જ સારું. બપોરે વાત.

પૃથા, કેમ સંદીપનો કાગળ નથી ? ત્યાં જ છે કે પછી કામ અંગે કંઈ બહારગામ... સાડીને વળગેલી ધૂળ ખંખેરતી હોય એમ પૃથાએ સવાલને ખંખેરી કાઢયો તરત. ઊડાવી દીધો હવામાં. સંદીપ વળી કાગળ ક્યાં લખે છે એના કામમાં ? હવે શું પૂછવુંની વિમાસણમાં વાત ખોટકાઈ પડી. થોડી વાર પછી ફરી પ્રયત્ન. તું એને કેમ નથી લખતી ? જો, એને ખબર છે કે હું માને ઘેર છું, નિરાંતે રહેવા આવી છું. પછી ચિંતા શી ? આવ્યાને માંડ અઠવાડિયું થયું ને તું રોજ સંદીપ સંદીપ કરે છે. કોઇ મૂલ્યવાન ચીજ હાથમાંથી સરી પડતાં બચી ગઇ હોય એવી હાશ થઈ માયાને. વાવાઝોડું પ્રચંડ નથી. પૃથાનું ઘર સલામત

છે. કશું ઊખડી પડયું નથી. માયા હળવી બની ગઈ...પૃથાનું ઘર સલામત છે...

હવે જગદીશ અકળાઈ ગયો છે. આજકાલ કરતાં પંદર દિવસ થયા. તું તપાસ કર, પૂછ, સંદીપને લખ. પરણ્યા પછી પૂરા પાંચ દિવસ પણ રહી નથી આપણે ત્યાં. તેમાં ય ત્રણ ફોન ને બે કાગળ. આવું શી રીતે બને? સીધું પૂછ ને તો સમજ પડે, આમ બોલ્યા વગર ખબર કેમ પડશે? કાલે વાત કરું છું–માયાનો ક્ષીણ, ભયથી થથરતો અવાજ.

ધીમી ગતિએ ઘસડાતો દિવસ માંડ પૂરો થયો. પૃથાને પૂછાયું નહિ. બે વાર પ્રયત્ન કર્યો પણ એક વાર પૃથાએ કોઇ ગીત ગણગણવા માંડયું, બીજી વાર એને જ ફાવ્યું નહિ. રાત્રે ઉકળાટ વધારે હતો. પૃથા બાગના હીંચકે એકલી બેઠી હતી. માયાએ સીધો પૃથાને માથે હાથ મૂકી દીધો. પૃથા, આ શું છે દીકરી? જરા ચિંતા રાખીશ નહિ, હું બેઠી છું હજી. કહે મને, શું છે આ બધું? એના સ્પર્શથી પૃથા ઓગળવા માંડી હતી. એની આંખો સજળ હતી, અંધારામાં પણ સ્પષ્ટ દેખાતી હતી એ ભીનાશ. એક ક્ષણ મળી હતી હૃદયને કઠણ કરવા માટે બાકી માયાનું હૃદય એટલે મીણ, પૃથા જેવું જ. પણ હવે તૈયારી થઈ ચૂકી હતી. ઘા ખમી શકાશે. પૃથા માયાના ખોળામાં તૂટી ગઈ. હીબકાં ભરતું શરીર અને સજ્જડ વળગેલી, ખભાને ભીંસતી આંગળીઓની એક ભાષા હતી જે માયા જ ઉકેલી શકે. કદાચ પોતાને ભય હતો તે સાચો... જે ભયથી પૃથાને પૂછાતું નહોતું એ હવે સામે આવશે... મમ્મી, સંદીપને કોઇ સાથે...સંદીપ હવે મારાથી...સંદીપ સાથે...ભીના ચહેરા પર માયાનો હાથ હળવે હળવે ફરતો હતો. આટલું જ ને? એમાં તે કઇ મોટી વાત હતી હં... પૃથાને એ કંઇક કહેતી રહી, ક્યાં ય સુધી.

એને ખબર હતી કે બેડ-રૂમમાં જતાં વેંત અધીરો જગદીશ પૂછશે કે પૃથાએ શું કહ્યું: એને ને સંદીપને કંઈ અણબનાવ–પણ એ

કશું કહેશે નહિ. અથવા કહેશે કે ખાસ કંઇ થયું નથી, નાનો ઝઘડો. એ તો બે ચાર દિવસમાં ભૂલી જવાશે. નાદાન છોકરાં, એમ જ ચાલે. જગદીશ નિશ્ચિંત બની સુંવાળી પથારીમાં લંબાવશે. કદાચ ચિંતામુક્તિની અભિવ્યક્તિ રૂપે એનો હાથ દબાવી લેશે. એ સંકોચાઇ જશે અને એને યાદ આવી જશે પેલી ક્ષણ, જ્યારે એણે પહેલી વાર ખબર પડી કે જગદીશ અને સુમતિ–એને પણ આવું જ થયું હતું પણ એને માટે માનું ઘર નહોતું જ્યાં કોઇ ખોળામાં છૂટે મોંએ રડી શકાય. એણે બધું સંતાડી રાખ્યું હતું. જગદીશને પણ ઝાઝી ખબર પડી નહોતી. વાવાઝોડું પસાર થઇ ગયું હતું. ઘર દેખીતી રીતે સલામત હતું. માત્ર પાયા જ હચમચી ગયા હતા. તેથી કોઈ દિવસ બધું તૂટી પડશે એવી ચિંતા એને રહ્યા કરતી હતી. આ માત્ર એનો જ અનુભવ હતો ત્યારે. પછી જગદીશને એ ક્યારે ય વહાલથી વળગી શકી નહોતી. પણ જગદીશ એનો એ જ રહી શક્યો હતો. કામધંધામાં, મિત્રોમાં વ્યવહારમાં, મોજમઝામાં. પૈસામાં ગળાડૂબ. એને કોઇ ભેદ પરખાયો નહોતો. એનું વિશ્વ અકબંધ હતું, કારણ એ જગદીશ હતો. તેથી જ એ ત્યારે કશું બોલી નહોતી. આજે પણ નહિ બોલે. પૃથા જો નહિ જાય તો પાછો એ એકની એક વાત પૂછશે, અકળાશે. પણ જવાબ આપવાનું એણે દૂર ઠેલવું પડશે. જેટલું દૂર ઠેલી શકાય એટલું. પૃથાની વાત જગદીશને નહિ સમજાય. ◻

**મેફ્લાવર** / શ્રીકાન્ત વર્મા

ગોજ્જો યોશિમાસુ માત્ર કવિ છે અને કવિતાના બળ પર જ જીવે છે. કેટલાંક સામયિકો એમને એક કવિતાનો ૪૦૦ ડોલર પુરસ્કાર આપે છે. કોઈ ભારતીય કવિ, પુરસ્કાર રૂપે આટલી મોટી રકમ મળવાની કલ્પના ન કરી શકે. એવું નથી કે એટલો પુરસ્કાર આપવાનું કોઈ ભારતીય સામયિકનું ગજું નથી, તફાવત મનોવૃત્તિનો છે.

મેફ્લાવરના એપાર્ટમેંટ્સમાં ડાયનિંગ રૂમ, રસોડાનો એક ભાગ હોય છે, ત્યાં જ બેસીને લંબાણપૂર્વક ચર્ચાઓ થાય છે. ગોજ્જો અને મારા ડાયનિંગ રૂમમાં દરરોજ કજુકો ક્વાચીની સાથે, જે હેન્રી જેમ્સ પર સંશોધન કરે છે, મોટા ભાગે ચર્ચા છેવટે હેન્રી જેમ્સ પર જ પહોંચે છે. હેન્રી જેમ્સમાં મને ક્યારેય રસ પડયો નથી. યુરોપે છેલ્લાં ૧૦૦ વર્ષમાં જે મહાન નવલકથાકારો જન્માવ્યા છે, એમની સરખામણીમાં હેન્રી જેમ્સનું સાહિત્ય સરેરાશ ધોરણનું છે. એક દિવસ ચિઢાઈને મેં કહ્યું, 'વિશ્વસાહિત્ય હેન્રી જેમ્સથી બહુ આગળ નીકળી ગયું છે. દૂર જવાની જરૂર નથી, ખુદ તમારા દેશના દાઝાય ઓસામૂને વાંચો ! કોણ તમારી વધારે નજીક છે ? હેન્રી જેમ્સનું યુરોપસ્તવન કે દાઝાય ઓસામૂનો અંધકાર અને અવસાદ ?'

મેં દાઝાય ઓસામૂનો ઉલ્લેખ કર્યો તે સાંભળીને કજુકો ક્વાચી તથા ગોજ્જો યોશિમાસુ–બંનેને આશ્ચર્ય થયું. એમને તો કલ્પના યે ન હતી કે કોઇ ભારતીય લેખકે ઓસામૂને વાંચ્યા હશે. મેં એમને કહ્યું કે માત્ર દાઝાય

ઓસામૂ જ નહીં, તમામ આધુનિક જાપાની સાહિત્યકારો વિશે સરેરાશ ભારતીય લેખક જાણે છે.

તે સાંજ પછી કજુકો કવાચીએ હેન્રી જેમ્સનો ઉલ્લેખ કરવાનું છોડી દીધું, અને અમારી વાતચીત સમકાલીન સાહિત્ય પર થવા લાગી. આયોવા બુકશોપમાંથી ગોઝો અને હું સમકાલીન કવિઓના નવા નવા કાવ્યસંગ્રહો ખરીદી લાવતા અને એના પર દિલચસ્પ ચર્ચા ચાલતી.

ગોઝો યોશિમાસુ સ્નેહી વ્યક્તિ છે. એમના મનમાં મિત્રો વિશે કશો મેલ નથી. એ ખૂબસૂરત છે અને છોકરીઓ એના પર તરત આસક્ત થઈ શકે, અને એમ જ થયું. ૧૯૭૧ની મધ્યાવધિ ચૂંટણી જાહેર થઈ એટલે પ્રોગ્રામ સમાપ્ત થાય તે પહેલાં હું ભારત આવી ગયો હતો. ગોઝો આયોવા રહી ગયા હતા. એપ્રિલમાં એક દિવસ મને યુરોપથી એમનો એક પત્ર મળ્યો કે મેરેલિયા સાથે પોતે પરણે છે. મેરેલિયા પાર્કર પ્રોગ્રામમાં ભાગ લેનારી સૌથી સોહામણી છોકરી હતી. એ બ્રાઝીલની રહીશ હતી. પણ આયોવામાં એણે એક અમેરિકન સાથે વિવાહ કરી લીધા. પૉલ ઍંગલે પ્રોગ્રામમાં એને પોર્ચુગીઝમાંથી અંગ્રેજીમાં અનુવાદ કરવાનું કામ સોંપ્યું હતું. એ જ એની આજીવિકાનું એક માત્ર સાધન હતું.

જાપાન પાછા ફરીને ગોઝો યોશીમાસુએ મેરેલિયા સાથે લગ્ન કર્યું. મેરેલિયા ટોકિયો અને લોસ ઍંજલ્સમાં મોડલિંગ કરે છે.

૧૯૭૮માં સંજોગવશાત ગોઝો અને મેરેલિયા પણ આયોવા આવ્યાં હતાં. ગોઝોએ એક હોંડા કાર ખરીદી હતી, એમાં તેઓ અમેરિકાનો પ્રવાસ કરતાં હતાં અને જુદી જુદી યુનિવર્સિટીઓમાં કવિતાવાચન કરતા. મેરેલિયા એમની કવિતાનો અંગ્રેજી અનુવાદ વાંચતી.

ગોઝોની કાવ્યપાઠ કરવાની શૈલી અનોખી છે. લગભગ ચીસો પાડતા એ એક નિતાંત નાટકી શૈલીમાં કવિતાનો પાઠ કરવા માંડે છે અને તમામ આરોહ અવરોહમાંથી પસાર થતી કવિતા એક ગહન અવ-

સાદમાં પૂરી થાય. પોતાની કવિતાના પાઠ સાથે એ વાદ્યવૃંદનો પ્રયોગ પણ કરે છે. કવિતાવાચન વખતે ઓરડાની લાઈટ ડીમ કરી નાખવામાં આવે છે અને થોડીવારમાં અંધકાર છવાઇ જાય છે, સન્નાટા અને અંધકારમાં માત્ર કવિની વાણી જ ગુંજે છે, જાણે કોઈ આદિમ જંગલ-માં આદિમ માણસનો અવાજ.

મેફ્લાવરની પાછળ એક નાનકડું જંગલ અને એની પાછળ નાનકડા પહાડ પર આવેલા એક માત્ર બંગલામાં પૉલ એંગલ અને હુઆ લીંગ રહે છે. સપ્ટેમ્બરમાં જંગલ પુષ્પોથી છવાઈ જાય છે, સોનેરી, ગુલાબી, વેંગણી અને પીળાં પુષ્પોનાં વૃક્ષોની છાયામાં છોકરા છોકરી બપોર ગાળે છે, ગરમી ઓછી થઈ જાય છે, પણ ઠંડીનું નામનિશાન નથી હોતું. મેફ્લાવરની સામે રસ્તા પાસે બાગમાં વહેલી સવારે અમેરિકી યુવાનો 'જોગિંગ' કરે છે. 'એ વાતાવરણમાં કોઈ કવિ બની જાય એ શક્ય છે.' એ ઉક્તિ ચરિતાર્થ થઈ જાય છે. પરંતુ વાસ્તવિકતા એ છે કે બહુ ઓછા મહેમાન કવિ કવિતા લખી શકે છે. આયોવા એમને વાંચવા અને જીવન વિશે ફેરવિચાર કરવાની સગવડ આપે છે, અને પ્રોગ્રામનો હેતુ પણ એ જ છે—બૌદ્ધિક સગવડો પૂરી પાડવી. લખવું જ, એવું બંધન નહીં. ગોઝો યોશિમાસુ પ્રોગ્રામમાં એકલા કવિ હતા, એમણે આયોવામાં રહીને ત્રણે ય વખતે કવિતાઓ લખી, કવિતા વિના એ જીવતા ન રહી શકે. ૧૯૭૮માં ભારત પાછા ફરતી વખતે મેં વિચાર્યું હતું કે હવે કદાચ ગોઝો યોશિમાસુ સાથે મળવાનું નહીં થાય. પરંતુ જુલાઇ ૧૯૮૦માં યુનેસ્કો તરફથી હું ચીન અને જાપાન ગયો. મેં મારા ટોકિયોઆગમનની જાણ માત્ર જાપાની કવિયિત્રી શચિકો યોશિહારાને કરી હતી. એમને હું ૧૯૭૮માં આયોવામાં મળ્યો હતો. ગોઝો વિશે મને એવી જાણ હતી કે તેઓ લોસ એન્જલ્સમાં છે. એક દિવસ, મારા પર કોઇનો ફોન આવ્યો. સાદ પરિચિત જેવો લાગ્યો, પણ પારખી શક્યો નહીં. ત્યારે ગોઝોએ જણાવ્યું કે તમે ટોકિયો આવ્યા છો એ મેં શચિકો

દ્વારા જાણ્યું. એ બે વર્ષોમાં ગોજોમાં મને બે ફેરફાર જણાયા. એક તો એમના ચહેરે થાક દેખાયો, બીજું એમણે જણાવ્યું કે મેં સિગારેટ છોડી દીધી છે, કવિતા ચાલુ છે.

મેફ્લાવરમાં મારી પાડોશમાં ઓરેલ દ્રગોસ, મુન્ત્યાનૂનો ઓરડો હતો. મુન્ત્યાનૂ રૂમાનિયાના નવલકથાકાર છે. એમની સાથે મારી સાર્થક વાતચીત થતી હતી. એમણે યુરોપીય સાહિત્યનો વિધિવત અભ્યાસ કર્યો હતો, અને જોયસ, બ્રેખ્ત, કાફ્કા, આયોનેસ્કો એમના પ્રિય લેખકો. ભારતીય લેખકોના પણ લગભગ એ જ પ્રિય લેખકો હતા. મુન્યાનૂ ફ્રેન્ચ ભાષા સારી જાણે છે, સારી રીતે બોલી વાંચી જાણે છે, પણ એમનું અંગ્રેજી નબળું, જેટલું એ નબળું, એટલો જ એ સ્વાંગ કરે. જ્યાં એ કોઈ વાતનો ઉત્તર ન આપવા માંગતા હોય, કે પ્રશ્ન ટાળવા માગતા હોય ત્યાં એ કહી દે, 'એક્સક્યૂજ મી, આઇ ડિડ નોટ ફોલો, માય ઇંગ્લીશ ઇજ પુઅર.' આવો સ્વાંગ પૂર્વ યુરોપના તમામ દેશોના લેખકોને કરવો પડે છે. કેટલાયે પ્રશ્નો એમને માટે અસુવિધા-જનક બની રહે.

રૂમાનિયાની સ્થિતિ પૂર્વ યુરોપના દેશો કરતાં જુદી છે. હંગરી, પોલેન્ડ અને ચેકોસ્લોવેકિયા પર રૂસ સવાર છે, પણ એ દેશોના લેખકોને રૂસી લેખકો કરતાં ક્યાંક વધારે વાણીસ્વાતંત્ર્ય છે. વાસ્તવમાં એમની પરમ્પરા એટલી અદમ્ય છે કે રાજ્યતંત્ર એમનું સંપૂર્ણપણે દમન નથી કરી શક્યાં. રૂમાનિયા રૂસી પ્રભાવથી મુક્ત છે અને પશ્ચિમ સાથે એમને સંબંધ છે, પરન્તુ અભિવ્યક્તિની સ્વતંત્રતાની બાબતમાં તે પોલેન્ડ, હંગરી અને ચેકોસ્લોવેકિયાથી પાછળ છે.



પરન્તુ એ મર્યાદાઓ છતાં મુન્ત્યાનૂએ એક સ્વતંત્રચેતા સાહિત્યકાર રૂપે પોતાના સંસ્કાર કર્યા છે. એમણે બે બાબતોનું ગહન અધ્યયન કર્યું છે, ફ્રેન્ચ સાહિત્ય અને ભારતીય દર્શન. એમની મારી સાથેની

મૈત્રીની એ જ કડી. ભારતીય દર્શન એમણે સંપૂર્ણપણે વાંચ્યું અને સમજી લીધું. હિન્દુ અને બૌદ્ધ બન્ને દર્શનોને આગોવામાં જ્યાં પણ ભારતીય દર્શનનાં નવાં પુસ્તકો મળતાં તે, તેઓ ખરીદી લેતા. તેઓ ભારતીય દર્શનના પ્રશંસક અને એમની માન્યતા કે માણસને મુક્તિની પહેલી કલ્પના માત્ર ભારતીય દર્શનમાં મળે છે. ભારતીય દર્શન અવાસ્તવિક નથી, વાસ્તવિક છે. એ જીવનમાંથી પલાયન નહીં, જીવન સાથે સાક્ષાત્કાર છે. કેમકે સૌથી પ્રથમ એ મૃત્યુનો મુકાબલો કરે છે. એમનું કહેવું છે કે મૃત્યુના દેવ 'યમ' એક અનોખી કલ્પના છે. અને એ કલ્પના માત્ર ભારતીઓ માટે જ સંભવિત હતી, જેમણે એકલતાને સાધન માનીને સૃષ્ટિના ઉદ્ભવ અને મરણ પર કોઇ સામાજિક દૃષ્ટિએ નહીં, એકદમ નિજી દૃષ્ટિએ વિચાર કર્યો. 'યમ' એક નિજી દેવ છે, સાર્વજનિક નહીં. સંહારના દેવ છે શિવ.

મુન્ત્યાનૂને સાહિત્ય સિવાય બીજો કશો શોખ નહીં. એક દિવસ હરમાન હેસની નવલકથા સિદ્ધાર્થનું અવતરણ આપીને એમણે કહ્યું, 'હું નિરાહાર રહી શકું છું, ઊંઘ્યા વિના જીવતો રહી શકું છું અને હું ત્યાગી શકું છું.'

કેટલાંક વર્ષ પછી મુન્તયાનૂ ભારત આવ્યા. પોતાના ભારતપ્રવાસ વિશે એમણે કહ્યું, 'ભારત એક મહાન દેશ છે, પણ એ અનંતતામાં જીવે છે. જે કામ એક પેઢીમાં થવું જોઇએ તે ત્રણ પેઢીમાં થાય છે.'

મુન્ત્યાનૂ સાથે રાતના બબ્બે વાગ્યા સુધી મારે ચર્ચાઓ થતી. પાશ્ચાત્ય અને ભારતીય દર્શન મુખ્ય વિષય રહેતાં. કોઈકોઇ વાર એ ચર્ચામાં રૂમાનિયાના બીજા લેખક પાઉનેસ્કૂ સામેલ થઈ જતા. ચર્ચામાં એમને એટલો રસ નહોતો, જેટલો રસ સમય પસાર કરવામાં રહેતો. પાઉનેસ્કૂ વિશાળકાય વ્યક્તિ–ભારે શરીર અને આક્રમક વ્યક્તિત્વ. તરત ગુસ્સે થવું એ એમનો સ્વભાવ હતો. એમની આક્રમકતાનો પ્રોગ્રામના તમામ સભ્યોને ડર રહેતો.

પાઉનેસ્કૂનું વ્યક્તિત્વ જેટલું આક્રમક હતું, એટલું જ મૃદુ હતું હંગરીના ઇમરે સાજનું વ્યક્તિત્વ. એ આધેડ વયની શરૂઆતમાં. એઓ બુડાપેસ્ટમાં અંગ્રેજીના અધ્યાપક છે, અને એમની પત્ની એલિઝાબેથ-જેમને પ્રોગ્રામના સભ્યો 'લિજ' કહેતા. ઇમરે સાજ પર બ્રિટિશ શિક્ષણ, દીક્ષાની ઘેરી છાપ. એ સરસ ઉમદા અંગ્રેજી બોલે અને સાવ સહજપણે મળે. એમનામાં અંગ્રેજોમાં હોય એવું અનુશાસન ખરું જ.

પાઉનેસ્કૂ અને ઇમરે સાજને જરાય બને નહિ. એનાં કારણો અંગત તેમ રાષ્ટ્રીય પણ હોઈ શકે. એક દિવસ કોરિયાના કયુ હવાંગે પ્રોગ્રામમાં પાઉનેસ્કૂને 'તોવારિશ' કહ્યા. પાઉનેસ્કૂ મજાક સહન કરી શકે નહીં. એમણે કહ્યું, 'એ મારો કસૂર નથી કે રશિયનોએ એ શબ્દ શોધી કાઢયો છે.' હવાંગે ફરી કહ્યું, 'કૉમરેડ તોવારિશ' તો પાઉનેસ્કૂએ જવાબ વાળ્યો, 'મેં કહ્યું ને કે રશિયનોએ એ શબ્દ શોધ્યો એ મારો કસૂર નથી.' આમ તો પાઉનેસ્કૂ સાવ ભાંગ્યું તૂટયું અંગ્રેજી બોલે, પણ આ વખતે ઘવાઇને સ્પષ્ટપણે ચોખ્ખું અંગ્રેજી બોલ્યા.

એ વાત ત્યાં જ પૂરી થઈ ગઈ. પણ સાંજે પાઉનેસ્કૂ હવાંગનું પોતાના એપાર્ટમેન્ટમાંથી નીકળ્યા અને હવાંગનું બારણું ખખડાયું હવાંગ બહાર નીકળ્યા કે પાઉનેસ્કૂએ કહ્યું, 'સવારે તમે મને તોવારિશ કહ્યો હતો. હવે તમે કહો, શું ઇચ્છો છો–જુડો કે કરાતે ?' ગુસ્સાથી પાઉનેસ્કૂનો ચહેરો લાલ થઇ ગયો હતો અને હોઠ ધ્રૂજતા હતા. પાઉનેસ્કૂના શરીરની સરખામણીમાં શરીરે વામણા એવા હવાંગે કહ્યું, 'હું જુડો અને કરાતે, બંને જાણું છું.'

ગમે તેમ કરીને એ અથડામણ ટાળવામાં આવી, પરન્તુ પાઉનેસ્કૂએ પાછા ફરતા હવાંગનું નહીં, ઇમરે સાજનું બારણું જોરથી ઠોકયું.

ઇમરે સાજની પ્રિય ચીજ છે, હંગેરિયન વાઇન. અંગ્રેજી સાહિત્ય અને સ્વિસ પનીર. તેઓ બીજાઓમાં બહુ ઓછો રસ લ્યે. એમને કેટલીયે ભાષાઓના સાહિત્યની સારી જાણકારી અને સાહિત્યના ગંભીર અધ્યેતા. એમના મોઢે કદી હલકો શબ્દ મેં સાંભળ્યો નથી. ડિસેમ્બરમાં

હંગરીના વિખ્યાત સામયિક 'હંગેરિયન ક્વાર્ટરલી'ના સંપાદક મિકલોસ વાજ્દા આયોવા આવ્યા. એ પૉલ એંગલના મહેમાન અને ઇમરે સાજના મિત્ર. હંગરીના લેખક કેટલા સ્વતંત્રચેતા અને પ્રબુદ્ધ છે, એનું અનુમાન મિકલોસ વાજ્દા અને ઇમરે સાજ સાથે વાત કરીએ ત્યારે અનુભવાય.

મિકલોસ વાજ્દા સાથેનો મારો સંબંધ તૂટયો છે, પણ ઇમરે સાજ સાથે પત્રવ્યવહાર આજે ય ચાલુ છે. થોડાં વર્ષ પહેલાં ઇમરે સાજ સાંસ્કૃતિક વિનિમય કાર્યક્રમ અન્વયે ભારત આવ્યા હતા અને અહીં ઢગલાબંધ સાહિત્ય ભેગું કરી ગયા હતા. બુડાપેસ્ટ જનારા મોટાભાગના ભારતીય લેખકો એમને ત્યાં મળે જ.

વાસ્તવમાં સાહિત્યનાં પ્રશ્નો દુનિયાભરમાં એકસરખા છે. એ બુનિયાદી પ્રશ્ન 'લેખકની સ્વતંત્રતા' અને 'સમાજમાં એની ભૂમિકા' સાથે જોડાયેલા છે. વ્યક્તિના સ્વાતંત્ર્ય પર આજે ચોતરફથી આક્રમણ થય છે. મૂડીવાદી સમાજમાં એક બીજી રીતે અને સમાજવાદી વ્યવ-સ્થાનમાં એક બીજા સ્તરે ! લેખક આજે પહેલા કરતાં વધારે અસહાય અને એકલો છે.

પાઉનેસ્કૂની એક કવિતા હતી : 'ડૉકટર, આવો આપણે ભૂલી જઇએ.'

ડૉકટર, એક બીમારી છે બીમારીને
જાણવી, પિછાનવી
અન્યથા આપણે બધા તંદુરસ્ત છીએ આપણે બધા
જન્મ લેવા તત્પર છીએ,
ડૉકટર, મારા પ્રિય હર્દી
તમે મારી દેખરેખમાં હતા, મેડિકલ અને બધું
તમે બીમાર છો ડૉકટર, તમને એક અસાધ્ય
બીમારી છે

ભૂલી જાઓ ડૉક્ટર, બધું ઠીક થઇ જશે
પ્લીઝ, ભૂલી જાઓ
ભૂલી જવું આ બીમારીનો એક માત્ર ઇલાજ છે
આપણે સૌ સહીએ છીએ અને
તમે સૌથી વધારે સહન કરો છો.

પાઉનેસ્કૂ રૂમાનિયાના મહત્ત્વના આધુનિક કવિ છે. વ્યંગ્ય એમની વિશેષતા છે. એમના વ્યક્તિત્વમાં દર્પ છે, પણ કવિતામાં નહીં. એમનામાં ગહન માનવીય અવસાદ અને પીડા છે. એમની માનવીય કમજોરીઓ છતાં ઇમિરે સાજ અને બીજા લેખકો એમની કવિતાનું સન્માન કરે છે. પાઉનેસ્કૂની સૌથી લોકપ્રિય કવિતા છે: 'ઘોડાની પીઠ પર સવાર ઘોડો' —મને એ બહુ પ્રિય છે. આખી કવિતા આમ છે:

ઘોડાની પીઠ પર સવાર ઘોડો
ઘોડાની પીઠ પર સવાર
ઘોડાની પીઠ પર સવાર ઘોડો
ઘોડાની પીઠ પર સવાર ઘોડાની પીઠ પર
સવાર ઘોડાની
પીઠ પર સવાર ઘોડો
આ ઘડી આ ક્ષણ જ્યારે ઉત્સવીઆ
ખૂબસૂરત અને ખુશ થોડા જીવન્ત, શેષ મૃત
રાતમાં, ઘરેથી વિદાય થઈ રહ્યા છે
ત્યાં એ ઉન્મત પાર્ટીઓમાં મદમત્ત થવા ચાહે છે.
અને સવાર થવા માંગે છે અને વિદાય લેવા ચાહે છે,
અને એકેએક ફેન્સ જામીને હસવા માંડે છે
અને બધા પોતાના ઘોડા પર સવાર થવા ચાહે
લ્યો, એમાંના દરેકને મળી ગયા છે
ઘોડાની પીઠ પર સવાર ઘોડો

ઘોડાની પીઠ પર સવાર ઘોડાની પીઠ પર સવાર દોડો
ઘોડાની પીઠ પર સવાર ઘોડાની પીઠ પર સવાર ઘોડાની
પીઠ પર સવાર ઘોડો.

પાનેઉસ્કૂની કવિતામાં એક ગાંડપણ છે, જે આધુનિક કવિતાની એક પિછાન બની ગયું છે. કવિતાનો કોઇ તર્કસંગત આધાર નથી, ઘણે અંશે એ તર્કાતીત છે.

પરન્તુ સ્વીડનના એરિક એકમેનની કવિતા તર્કહીનતાની પણ આગળ નીકળી ગઇ છે. એક દિવસ એમણે એક લાંબી કવિતા સંભળાવી. 'મોરોક્કો સિમ્ફની ઓકર્કેસ્ટ્રા.' જેમાં પ્રેષણીયતા ઓછી, ધ્વનિ અને શબ્દની સાધના વધારે હતી. કેટલાંયે પાનાં લાંબી એ કવિતાનું કોઈ કેન્દ્રબિન્દુ નહોતું. પણ એમાં એક ચીસ હતી, પોકાર હતો, અવળ સવળ થઇ ગયેલી ફિલ્મોનો ક્રમ હતો અને હતા ડરામણા અવાજો. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે દિલ્હી વિશ્વવિદ્યાલયના હિન્દી અધ્યાપકો એ કવિતા સાંભળે તો માથામાં મૂક્કો મારે, પરન્તુ પ્રોગ્રામના અધિકત સભ્યોર આધુનિક કવિતાના અભ્યસ્ત હતા. એટલે એમને 'મોરક્કો સિન્ફની ઓરકેસ્ટ્રા' સાંભળીને આઘાત ન અનુભવ્યો, જયારે સંભવતઃ આઘાત પહોંચાડવાને માટે જ એ કવિતા લખવામાં આવી હતી.

પ્રોગ્રામના સભ્ય, કવિ અને લેખક ન માત્ર આધુનિક સાહિત્યના ભાગીદાર હતા, તેઓ એના પક્ષકાર હતા. નવેમ્બરમાં એક દિવસ અમેરિકાના એક પ્રોફેસર પ્રોગ્રામમાં ભાષણ કરવા આવ્યા. પ્રોફે-સરોની ન્યાત બધે એકસરખી હોય છે. એ વર્ષો સુધી નવી પ્રવૃત્તિની તપાસ કરતા રહે છે, અને જ્યારે એ એનો સ્વીકાર કરે છે ત્યારે એ પ્રવૃત્તિ જૂની થઈ ગઈ હોય છે. પ્રોફેસર દરેક જગ્યાએ દસ કે વીસ વર્ષ પાછળ હોય છે. હિન્દીની નવી કવિતાના કવિઓને વરસો સુધી પ્રોફેસરો સાથે લડવું પડે છે. એટલે, અમેરિકામાં પણ આધુનિક સાહિત્ય અને કળા પર કોઈ પ્રોફેસરના વિચારો સાંભળવા એ મારે માટે કોઈ નવો

અનુભવ નહોતો. એમની સાથે ઝઘડો થવાનો જ હતો. પ્રોફેસર વિવેચકે જેમ્સ જોયસ અને પ્રૂફથી માંડીને ટી. એસ. એલિયટ અને ગિન્સ-બર્ગ–સૌને આધુનિક સાહિત્યની કોર્ટના વિશાળ પિંજરામાં ઊભા કરી ફાયરિંગ કર્યું અને પોતાની સમજ પ્રમાણે એ સૌને ધરાશાયી કરી દીધા.

યુનિવર્સિટીના પ્રોફેસરો અને થોડાક વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓએ તાળીઓ પાડીને એમને વધાવ્યા, તો પ્રોગ્રામના સભ્યોએ મૂગા રહી પોતાનો રોષ વ્યક્ત કર્યો. એ પછી પ્રશ્નોત્તર થયા. પ્રોગ્રામના સભ્યો પોતાનો વિરોધ વ્યક્ત કરવા ચૂપ રહ્યા. એમની ચૂપકીદીને એ પ્રોફેસરે પોતાનો વિજય માન્યો. ત્યારે મેં ઊભા થઈને કહ્યું, 'હું માત્ર એક નાનકડો પ્રશ્ન પૂછું છું. તમે કૃપા કરી મને કહેશો કે આધુનિક સાહિ-ત્યનો વિકલ્પ શો છે?'

પ્રોફેસર એ પ્રશ્ન માટે તૈયાર ન હતા. એ લગભગ ધ્રૂજી ગયા.

પૉલ એંગલે અટ્ટહાસ્ય કરતાં અતિથિ પ્રોફેસરને કહ્યું, 'હીઅર ઈજ યોર એનીમી.'

એ પ્રોફેસર બે દિવસ આયોવામાં રહ્યા. પણ હું ન તો તેમની સામે આંખ મેળવી શક્યો, ન તો એ મારી સાથે આંખ મેળવી શક્યા.

એ દિવસોમાં અમેરિકા વિયેતનામ યુદ્ધમાં ગૂંચવાયું હતું. વિશ્વ-વિદ્યાલયોમાં વિયેતનામ વિરોધી આંદોલન જોરશોરથી ચાલતું હતું. બર્કલે અને મિશીગન એ આંદોલનના ગઢ હતા. યુવક યુવતીઓ અને બુદ્ધિજીવીઓ વિયેતનામમાં અમેરિકા સંડોવાયું એનો વિરોધ કરતા હતા. એમાંનો મોટો ભાગ એવો હતો, જે એમ માનતો હતો કે વિયેત-નામમાં અમેરિકી હસ્તક્ષેપ અનૈતિક છે.

નોમ ચોમ્સ્કી, સુસાન સોન્તાગ, જેન ફોંડા–એઓ એ આંદોલનના કર્ણધાર હતા. શરુમાં તો ખાસ વિરોધ ન થયો. અમેરિકાની ઘરડી અને પ્રૌઢ પેઢીઓની માન્યતા એવી કે, એ અમેરિકાનું નૈતિક કર્તવ્ય છે. બીજી દુનિયાને સામ્યવાદી ખતરા સામે ચેતવવી અને બચાવવી એ

અમેરિકાની નિયતિમાં છે, કેમકે જો લોકતંત્ર નહીં રહે તો અમેરિકા પણ નહીં રહે. એ આકર્ષક નારાબાજીથી ઘણા યુવાનો લશ્કરમાં ભરતી થઇ ગયા અને વિયેતનામમાં જીવ ગુમાવ્યા. વિયેતનામથી અહેવાલો આવતા હતા કે જેઓ બચી ગયા છે તેઓ હતાશ જેવા થઇને જંગલોમાં ભટકીને માદક દ્રવ્યોનું સેવન કરવા લાગ્યા છે. એ સ્થિતિને કારણે મા-બાપ ચિંતાતુર હતાં. તેઓ તુરતાતુરત સહીસલામત પોતાના જુવાન દીકરાઓ પાછા ફરે એવું ચાહતાં હતાં. સવાલ હતો, અમેરિકી યુવાનો કોને માટે લોહી વહાવે છે ? લોકતંત્ર માટે કે પેન્ટાગોન માટે ?

ફિલિપાઈન્સના હેલાશિયો ગુઈલારમોનું એપાર્ટમેન્ટ મારા એપાર્ટમેન્ટની સામે હતું. એક દિવસ એમણે કહ્યું કે પોતે શિકાગોથી પાછા ફર્યા છે. મિશીગનમાં વિયેતનામ યુદ્ધના વિરોધમાં વિદ્યાર્થીઓ અને યુવાનોએ પ્રચણ્ડ દેખાવો કર્યા તેમાં પોતે ભાગ લેવા ગયા હતા.

હેલાશિયો, પ્રોગ્રામના સૌથી નાની વયના સભ્ય હતા—લગભગ પચ્ચીસ વર્ષના. પ્રોગ્રામના બીજા સભ્યો ૩૫-૪૦ વર્ષ વટાવી ચૂક્યા હતા. હેલાશિયો અંગ્રેજીમાં લખતા અને અધ્યયન કરતા. એમનામાં યુવાનો જેવી ચંચળતા અને વ્યાકૂળતા હતી. પરન્તુ એમનામાં એક સંતુલન પણ હતું, અને તે તમામ માનસિક ઉથલપાથલ છતાં તૂટ્યું નહોતું. હેલાશિયોની ચિંતાનો મુખ્ય વિષય અમેરિકાની નહીં, ફિલિપાઈન્સની નિયતિ હતી, અને તેઓ એશિયા અને આફ્રિકાના દેશોની નિયતિ સાથે તેને જોડીને જોતા હતા. એમની એ માન્યતા હતી કે એશિયા અને આફ્રિકાને પશ્ચિમના સમૃદ્ધ દેશોએ પોતાના બૌદ્ધિક અને આર્થિક સંસ્થાન બનાવી દીધા છે. એ વાત એમણે એક સાંજે પોતાના આલેખમાં પણ કહી, તેના પર ઉગ્ર ચર્ચા થઈ. હેલાશિયોને એ વાતનું દુઃખ હતું કે ફિલિપાઈન્સના સાહિત્યની અભિવ્યક્તિની ભાષા હવે અંગ્રેજી છે એમ તો એમનું અંગ્રેજી ઉમદા હતું, પ્રોગ્રામના કોઈ પણ સભ્યથી બહેતર. સંસ્થાનવાદ વિરુદ્ધ પોતાના વિક્ષોભને તેઓ ઘાંટા પાડી પાડીને

વ્યક્ત કરતા હતા. પણ અમેરિકામાં જેમ અભિવ્યક્તિની સ્વતંત્રતા છે, તેમ વિરોધીઓ પ્રત્યે ઉપેક્ષા અને ઉદાસીનતાનો ભાવ પણ છે, ત્યાં પરદેશી હોવા છતાં હેલાશિયોની આબાદી બરાબર હતી.

હેલાશિયોની સૌથી વધારે આત્મીયતા ઘાનાના જોસેફ અબરુકુવા સાથે હતી. અબરુકુવા પચાસ વટાવી ચૂકયા હતા અને હેલાશિયોના લગભગ પિતાની ઉમરના હતા. પરન્તુ સમવયસ્કો જેવી મૈત્રી હતી, જોકે અબરુકુવા પ્રત્યેનો હેલાશિયોનો ભાવ–આદર શિષ્યનો ગુરુ પ્રત્યે હોય એવો હતો. કદાચ એ, એવા કારણે હતો કે હેલાશિયો અબરુકુવાની આફ્રિકાની નિયતિ સાથે પોતાને જોડીને જોતા હતા. એમ તો, બંનેના વિચારોમાં સામ્ય નહોતું. હેલાશિયોએ પોતાના ઓરડામાં કયૂબા અને બોલાવિયાના ક્રાન્તિકારીઓની છબિ અને પોસ્ટર લગાડયાં હતાં. એક દિવસ અબરુકુવાએ હેલાશિયોને કહ્યું, 'આ બધું દૂર કરો.'

હેલાશિયોએ પૂછયું, 'કેમ ?'

'ક્રાન્તિ પણ છેવટે એક ભ્રાન્તિ છે.' અબરુકુવાએ કહ્યું.

હેલાશિયો અને અબરુકુવાં બંને અંગ્રેજી સાહિત્યના અધ્યેતા અને લેખક હતા. હેલાશિયો મૂળે એક કવિ, જ્યારે અબરુકુવાની સ્થિતિ માત્ર એક સાહિત્યિક વિવેચકની હતી.

પૉલ એંગલ એ ચીસ–પોકારની નીચે દબાયેલા હેલાશિયોના સરસ મનને પિછાનતા હતા. એક દિવસ એમણે કહ્યું, 'હેલાશિયો, ઉછળકૂદ અવશ્ય કરે છે, પણ મૂળે એ નેક માણસ છે.' અને એ વાત પ્રમાણિત પણ થઈ.

વરસનો છેલ્લો દિવસ હતો. પૉલ એંગલે એક મિત્રના બંગલે નવા વર્ષની પાર્ટી આપી. દરેક લેખક પોતાના દેશની વાનગી બનાવીને લાવ્યા હતા. એ રીતે આંતરરાષ્ટ્રીય ભોજનની છપ્પન વાનગી સજાવેલી હતી. વ્હિસ્કીની કેટલીયે બાટલીઓ ખાલી થઇ ચૂકી હતી. રાત થઈ ચૂકી હતી. પરન્તુ પાર્ટી હજી બરાબર જામી નહોતી. લેખક લેખિકાઓ, સ્ત્રી

પુરુષ બધાં બેચેન હતાં. સૌ પાર્ટી બરાબર જામે એ માટે આતુર હતાં. છતાં, કોણ જાણે કેમ પાર્ટી રંગ પર આવતી નહોતી. એકાએક હેલાશિયોએ પોતાનાં કપડાં ઉતારવા માંડયાં. પહેલો એણે કોટ ઉતારીને ફેંકી દીધો, પછી ખમીશ ફેંકી દીધું, પછી પેન્ટ કાઢીને ફેંક્યું અને માત્ર જાંઘિયાભેર મહેફિલની વચ્ચે ઊભો થઈ ગયો. બહારનું ઉષ્ણતામાન શૂન્યથી બાર ડિગ્રી નીચે હતું. બરફ પડતો હતો અને બારીઓની બહાર કશું દેખાતું નહોતું. ઓરડામાં સિગારેટનો ધુમાડો હતો, પ્યાલા તૂટવાના અવાજો હતા, અને હતી ધુપપુસ. હેલાશિયાને લગભગ નગ્ન જોઈને બધાં સ્તબ્ધ થઈ ગયાં. અને ત્યાં જ હેલાશિયાનું શરીર થરકવા અને નૃત્ય કરવા લાગ્યું...ધીરે ધીરે મહેફિલમાં જીવ આવવા લાગ્યો. ઘણા લોકો ઊભા થઈ ગયા, કપડાં તો કોઈએ ન ઉતાર્યાં, પણ નૃત્ય અને સંગીત શરૂ થઈ ગયાં. થોડીવારમાં જ પાર્ટી જામી ગઈ. ઓરડા ગુંજવા લાગ્યા, પૉલ એંગલ અને હુઆ લિંગે સ્નેહ અને કૃતજ્ઞતાથી હેલાશિયો સામે જોયું.

હેલાશિયાએ જાંઘિયાભેર રાતભર નૃત્ય કર્યું.

સવાર પડતાં એણે મને કહ્યું, 'મેં સૌનું બુર્ઝ્વા પાખંડ ઉતારી નાખ્યું. વાસ્તવમાં મેં મારાં નહીં, બુર્ઝ્વા સંસ્કૃતિનાં કપડાં ઉતારી નાખ્યાં.'

ડેન્માર્કના પૉલ ઓરુમ પણ સામાન્ય માણસથી જુદા હતા. એમને મેફ્લાવર પસંદ નહીં, આથી એ આયોવા વિશ્વવિદ્યાલયની એક હોસ્ટેલમાં રહેતા હતા. એમને સામયિકો કાઢવાનો શોખ. આયોવા આવતાં જ એમણે કવિતાનું એક સાયક્લોસ્ટાઇલ્ડ અનિયતકાલિક કાઢયું. પત્રિકામાં પ્રોગ્રામના કવિઓની જ નહીં, બલકે આયોવાના 'કવિ યશ:પ્રાર્થીઓ'ની કવિતા પણ આવે. પૉલ ઓરુમ પોતે એનો તમામ ખર્ચ ઉપાડતા. એમને કળા અને સાહિત્યના પેટ્રન માનીએ એમાં એમની ખુશી. એમને બીજું કોઈ વ્યસન નહોતું. એક દિવસ

એમણે મને કહ્યું, 'તમે કાલે ભારતીય સાહિત્ય પર પેપર વાંચવાના છો: એવું જાણવા મળ્યું છે, પેપર ઉત્તમ હોવો જોઈએ. વાંચવાની શૈલી પણ એટલી જ ઉત્તમ. જરા સંભળાવો.'

એમણે પોતાની 'સ્ટોક વૉચ' મેજપર મૂકી દીધી અને હું વાંચું તે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા. વાંચન પૂરું થયે બોલ્યા, '૪૦ મિનિટ, ૨૦ સેકન્ડ!' વાસ્તવમાં તમારે પચાસ મિનિટમાં પેપર વાંચવો જોઈએ. તમારે એક પ્રકારના આરામ સાથે વાંચવો જોઈએ. તમારા વાંચનની વધારે પડતી ઝડપ બતાવે છે કે તમે પોતાના પેપર માટે કંઈક નર્વસ છો'.

પૉલ બોરુમ પ્રથમ કોટિના આલોચક. એમના શિરકેશ લગભગ સ્કંધ સુધી લટકે. એ ચશ્મા પહેરે અને ધુંવાધાર સિગારેટ પીએ. દુનિયાભરનું સાહિત્ય વાંચી ચૂકેલા. પહેલી મુલાકાતમાં જ એમણે મને કહ્યું કે તમારી કવિતા મેં વાંચી છે, ક્યાં વાંચેલી તે યાદ નથી. ખેર, હું મારી પત્નીને કોપનહેગન પત્ર લખું છું. એ મને જણાવશે કે તમારી કવિતા કયા સંકલનમાં છે. મહિના પછી એમણે મને જણાવ્યું કે તમારી કવિતાઓ જર્મન સંકલનમાં વાંચી હતી. એમનો સંકેત લોહાર લુત્સેના જર્મન અનુવાદો તરફ હતો.

પૉલ બોરુમે કહ્યું કે તમારો પેપર ખૂબ વિચારોત્તેજક છે અને તમારી એ માન્યતા સાચી છે કે ભારતીય સાહિત્ય પરંપરાઓ અને ઔપનિવેશિક સંસ્કૃતિના યુગમાં તરફડે છે. પરન્તુ હું પરિસંવાદમાં નહીં આવું. હું સામૂહિક ચર્ચામાં ભાગ નથી લેતો. અને થયું પણ એમ જ કે પૉલ બોરુમ આયોવામાં રહ્યા ત્યાં સુધી એમણે કદીયે ચર્ચામાં ભાગ ન લીધો. ન તો એમણે પોતાની કવિતા સંભળાવી, ન તો બીજા-ઓની કવિતા સાંભળી. એશિયાઈ કવિ ાની સાંજ પછી એમણે પ્રોગ્રામ-ની દીવાલ પરના બોર્ડ પર ટીકા લખ 'બરફ, ચેરીવૃક્ષો, ધુમ્મસ ઈત્યાદિ ઈત્યાદિ.' મેં એનો અર્થ પૂછ્યો. ે ે કહ્યું કે 'એવું લાગે છે કે એશિયાઇ સાહિત્ય ુ સુધી પ્રાચીન માના, બિમ્બો અને પ્રતીકોની

બહાર નીકળી શક્યું નથી. જાપાન, ભારત જ અપવાદ જણાય છે, ત્યાં સાચા અર્થમાં આધુનિક કવિતાનું સૃજન થઇ રહ્યું છે.'

પૉલ ઍાગુમને તબિયત બગડતાં પ્રોગ્રામની અધવચમાં જ ડેન્માર્ક પાછા ફરવું પડ્યું.

સપ્ટેમ્બરમાં વિશ્વવિદ્યાલય ખૂલે છે. આયોવાની મુખ્ય ઉપલબ્ધિ છે આયોવા વિશ્વવિદ્યાલય અને આયોવા વિશ્વવિદ્યાલયની સૌથી મોટી ઉપલબ્ધિ છે : 'ઇન્ટરનેશનલ રાઇટિંગ પ્રોગ્રામ.'

સપ્ટેમ્બર આવતાં જ પૉલ એંગલ અને હુઆ લિંગ મેફ્લાવરમાં એપાર્ટમેન્ટસની વ્યવસ્થા કરવા માંડે છે. ઓરડાની સફાઈ કરવામાં આવે છે, લેખકોની કુકિંગ રેન્જની વ્યવસ્થા કરવામાં આવે છે, ઓરડાઓમાં ટેલિવિઝન સેટ ગોઠવાય છે, લખવા વાંચવાનાં સાધનની વ્યવસ્થા થાય છે, મેફ્લાવરનો સન્નાટો ભાંગવા માંડે છે, લેખકો આવે છે, અને પૉલ એંગલ તથા હુઆ લિંગ ફરી એકવાર લેખકોની એક દુનિયા વસાવે છે. ▢

## એકલવ્ય / સતીશ વ્યાસ

(દ્રોણ, અર્જુન, ભીમ અને યુધિષ્ઠિર ચાલતા ચાલતા પ્રવેશે છે)

દ્રોણ : કોણ છે એ અતિ દુષ્ટ ? કોણે માર્યાં શરો આ શ્વાનને ?

અર્જુન : ગુરુ ! દીસે છે બાણાવળી કો મુજથી ય ઊંચો !

યુધિષ્ઠિર : ગુરુજી ! થયું કેમ આવું ?

ભીમ : ઉખાડી નાખું મૂળથી ? ક્યો છે ?

દ્રોણ : શાન્ત વત્સો ! નિહાળીએ કે છે કોણ એ ?

યુધિ. : ન હોય કોઈ અમથી બળુકા !

ભીમ : ને હોય તો તો હમણાં જ ભુક્કો કરી નાંખું.

અર્જુન : હશે ગુરુ શું મુજથી મહાન એ...

દ્રોણ : નહીં વત્સ ! તુજથી ચઢે ન કોઈ.

ભીમ : જોઈ રહ્યા શું ? ચલોને, મુજ હાથમાં તો ચળ ઊપડી છે !

દ્રોણ : જરા ધીરજ રાખ ભીમ !

યુધિ. : હા ભીમ !

અર્જુન : મને જરૂર લાગતો મુજથી કોઇ બળિયો...

દ્રોણ : ન હોય પાર્થ ! તુજથી બળુકો નહીં હોય કોઈ !

ભીમ : તમે કહો છો ને ?

યુધિ. : વિવેક ચૂકતો નહીં ! પ્રગટ કર નહીં ધૃષ્ટતા ભીમ ! ક્ષમા કરો દ્રોણ !

દ્રોણ : મારી ક્ષમા તો સદા તમોને મુજ પ્રિય શિષ્યો !

અર્જુન : ચલો ગુરુજી ! ચલો નિહાળીએ એ અતિ દુષ્ટ !

ભીમ : હા, હા, ચલો.

દ્રોણ : લો આ કોઇ આવે જ છે સન્મુખેથી !

(એકલવ્ય ભાથું અને તીરકામઠું લઇ પ્રવેશે)

એકલવ્ય : પ્રણામ સ્વામી ! ગુરુજી ! પ્રણામ (દ્રોણ દૂર ખસે) ડરો છો દેવ મારા સ્પર્શથી ? (હસે) ડરો જ ને ? અછૂત છું ને ? ગમાર છું અંત્યજ જાતિ કેરો...

અર્જુન : પૂર્વે એક દિને તું આવ્યો ગુરુજી પાસે વિદ્યા શીખવા એ જ નહીં તું ?

યુધિ. : તમે કહી'તી ના ગુરુજી ! એ નહીં હશે આ ભીલ ?

એક. : એ જ એ જ હું શિષ્ય તમારો.

ભીમ : શિષ્ય એમના અમે ! નહીં તું !...

અર્જુન : દ્રોણ તણા શિષ્યો ના હોયે તારા જેવા.

દ્રોણ : તને મેં સ્વીકાર્યો નહીં...છતાં યે તું...

એક. : ગુરુ વિણ જ્ઞાન ન ઊપજે એ કહ્યું નથી શું શાસ્ત્રે ?

ભીમ : નથી શોભતો શાસ્ત્ર શબ્દ તુજ મુખે !

એક. : ક્યાંથી જચે ? હું ગમાર...નહીં ગુરુ ? મને તેથી જ ને ઠોકર મારી કાઢ્યો...ગુરુ દ્વારથી ?

દ્રોણ : વિદ્યા શીખ્યો તું ગુરુ વિના ?

યુધિ. : કર્યો દોષ તેં ? અવમાન્યું શાસ્ત્ર !

ભીમ : વિદ્યા કરી ધૂળધાણી સાવ !

એક. : ગુરુ કર્યા છે ગુરુ દ્રોણ મેં યે !

અર્જુન : કોને ?

ભીમ : કોને ?

યુધિ. : કોને ?

## એકલવ્ય / સતીશ વ્યાસ

(દ્રોણ, અર્જુન, ભીમ અને યુધિષ્ઠિર ચાલતા ચાલતા પ્રવેશે છે)

દ્રોણ : કોણ છે એ અતિ દુષ્ટ ? કોણે માર્યાં શરો આ અમ શ્વાનને ?
અર્જુન : ગુરુ ! દીસે છે બાણાવળી કો મુજથી ય ઊંચો !
યુધિષ્ઠિર : ગુરુજી ! થયું કેમ આવું ?
ભીમ : ઉખાડી નાખું મૂળથી ? કયો છે ?
દ્રોણ : શાન્ત વત્સો ! નિહાળીએ કે છે કોણ એ ?
યુધિ. : ન હોય કોઈ અમથી બળુકા !
ભીમ : ને હોય તો તો હમણાં જ ભુક્કો કરી નાંખું.
અર્જુન : હશે ગુરુ શું મુજથી મહાન એ...
દ્રોણ : નહીં વત્સ ! તુજથી ચઢે ન કોઈ.
ભીમ : જોઈ રહ્યા શું ? ચલોને, મુજ હાથમાં તો ચળ ઊપડી છે !
દ્રોણ : જરા ધીરજ રાખ ભીમ !
યુધિ. : હા ભીમ !
અર્જુન : મને જરૂર લાગતો મુજથી કોઇ બળિયો...
દ્રોણ : ન હોય પાર્થ ! તુજથી બળુકો નહીં હોય કોઈ !
ભીમ : તમે કહો છો ને ?
યુધિ. : વિવેક ચૂકતો નહીં ! પ્રગટ કર નહીં ધૃષ્ટતા ભીમ ! ક્ષમા કરો
દ્રોણ !

દ્રોણ : મારી ક્ષમા તો સદા તમોને મુજ પ્રિય શિષ્યો !
અર્જુન : ચલો ગુરુજી ! ચલો નિહાળીએ એ અતિ દુષ્ટ !
ભીમ : હા, હા, ચલો.
દ્રોણ : લો આ કોઇ આવે જ છે સન્મુખેથી !

( એકલવ્ય ભાથું અને તીરકામઠું લઇ પ્રવેશે )

એકલવ્ય : પ્રણામ સ્વામી ! ગુરુજી ! પ્રણામ ( દ્રોણ દૂર ખસે ) ડરો છો દેવ મારા સ્પર્શથી ? ( હસે ) ડરો જ ને ? અછૂત છું ને ? ગમાર છું અંત્યજ જાતિ કેરો...
અર્જુન : પૂર્વે એક દિને તું આવ્યો ગુરુજી પાસે વિદ્યા શીખવા એ જ નહીં તું ?
યુધિ. : તમે કહી'તી ના ગુરુજી ! એ નહી હશે આ ભીલ ?
એક. : એ જ એ જ હું શિષ્ય તમારો.
ભીમ : શિષ્ય એમના અમે ! નહીં તું !...
અર્જુન : દ્રોણ તણા શિષ્યો ના હોયે તારા જેવા.
દ્રોણ : તને મેં સ્વીકાર્યો નહીં...છતાં યે તું...
એક. : ગુરુ વિણ જ્ઞાન ન ઊપજે એ કહ્યું નથી શું શાસ્ત્રે ?
ભીમ : નથી શોભતો શાસ્ત્ર શબ્દ તુજ મુખે !
એક. : ક્યાંથી જચે ? હું ગમાર...નહી ગુરુ ? મને તેથી જ ને ઠોકર મારી કાઢયો...ગુરુ દ્વારથી ?
દ્રોણ : વિદ્યા શીખ્યો તું ગુરુ વિના ?
યુધિ. : કર્યો દોષ તે ? અવમાન્યું શાસ્ત્ર !
ભીમ : વિદ્યા કરી ધૂળધાણી સાવ !
એક. : ગુરુ કર્યા છે ગુરુ દ્રોણ મેં યે !
અર્જુન : કોને ?
ભીમ : કોને ?
યુધિ. : કોને ?

[illegible] જ ગુરુ ? કહે ન ?

એક. : જુઓ પણે એ દૂરના ખૂણામાં મૂર્તિ ઊભી છે. બસ એ જ...
એ જ છે મુજ ગુરુ...

ભીમ : ઉખાડી નાખું જડમૂળથી એ, સમજે છ શું એ ?

દ્રોણ : કોણે ભણાવ્યો તુજને ?

એક. : કેમ ? ન હોય કોઈ...

(અર્જુન મૂર્તિ પાસે જાય અને પછી અકળામણથી બોલે.)

અર્જુન : ગુરુ ! ગુરુજી ! તમની જ મૂર્તિ !

એક. : તમની નહીં, આ મૂર્તિ ઉજેશની.

યુધિ. : બતાવ ના ડહાપણ તુજ જ્ઞાન કેરું. તને ન આવો અધિકાર !

અર્જુન : મૂર્તિ બનાવી તેં ?

એક. : આ દુષ્ટ હાથે સર્જી કળા આ. વિશ્વાસ બેઠો લીધું તીર હાથે
છોડયું ચરણમાં ગુરુના, શરૂ થૈ મુજ સાધના... (મૂર્તિને નમે)

દ્રોણ : દૂર રહે ! દુષ્ટ એ મૂર્તિથી દૂર રહે !

એક. : પ્રભુ ! આ તો માટી ! મુજ ભૂમિતણી, મુજ શરીરની !

અર્જુન : સાક્ષાત્ ગુરુ એ, નવ સ્પર્શ એને !

એક. : પ્રભુ ! આ મૂર્તિની પદકમલરેણુથી પમરી ધનુર્વિદ્યા મારી !
નવ હું પરશું તો ય ?

દ્રોણ : અનધિકાર તેં મેળવી ગુરુ વિના જ વિદ્યા !...

એક. : તમે જ ગુરુ માહરા...

દ્રોણ : ના, ના, નહીં જ; કદી નૈ હું તારો ગુરુ બન્યો...દીધી ન
સંમતિ મેં તને...

એક : તમે સ્વીકારત ના મુજને એ જાણું, તેથી મૂર્તિ રચી મેં પ્રેક્ષક
પ્રભુજી ! તમની. કહો મને શું છે અપરાધ પ્રભુજી ! મારો,
શીખી શકું ના જાતે કે હું ?

ભીમ : નહીં, કદી નહીં !

અર્જુન : ગુરુ વિણ કશું શિખાય ના !

યુધિ. : કહ્યું સાચું ! ગુરુ વિના મળે નહીં જ્ઞાન. ગુરુ વિના વળે નહીં સુધબુધ સાન.

દ્રોણ : અપરાધ કર્યો તેં એકલવ્ય !

એકલવ્ય : કયો અપરાધ ? ગુરુ વિના શીખ્યો વિદ્યા ગણો અપરાધ ? વિના ગોત્રે શીખ્યો વિદ્યા ભણો અપરાધ ? કયો અપરાધ ? બોલો ને ? કયો અપરાધ મારો છે ?

અર્જુન : ગુરુની ના છતાં શીખ્યો ?

ભીમ : ઘણો અપરાધ તારો છે !

એક. : હવે છે શી ઇચ્છા ? મુજ ભૂમિમહીં શીદ પગલાં થયાં છે તે તો કહો ?

દ્રોણ : અમે આવ્યા જોવા શરકુશલને...

એક. : હું ધન્ય ! ગુરુજી ! અવ ધન્ય આજે !

ભીમ : કહે શાને ?

એક. : તમે તો કાઢ્યો 'તો અવગણી મને ! આજ ઊલટું તમ ચરણ મારાં ભૂમિમહીં નિહાળું. સૌભાગ્ય પરમ મુજનું હું પ્રણમું છું.

દ્રોણ : પ્રણામ નહીં લવ્ય...

ભીમ : કરવું પડશે પ્રાયશ્ચિત્ત !

દ્રોણ : હા, પ્રાયશ્ચિત્ત તો કરવું પડશે....

એક : કહો ગુરુજી ! તત્પર છુ હું બોલ ઉઠાવીશ પડતો...

દ્રોણ ; ગુરુદક્ષિણા નથી દીધી તેં !

એક. : હું અકિંચન ! નિર્ધન ! આપું દાન ? કરું શું ? છતાં કહું છું કહો ગુરુજી ! માગી લો મસ્તક ! માગો મારો પ્રાણ ધરી દઉં ચરણોમાં.

દ્રોણ : (થોડી વાર પછી) દક્ષિણ કરનો અંગૂઠો તું દઈ દે...મારી આજ્ઞા...મારી ગુરુદક્ષિણા એ જ...

એક. : સમજ્યો ગુરુજી ! સમજ્યો !
ભીમ : હા, હા, હા, હા, દઈ દે.
એક. : ને ના આપું તો ! હોય શક્તિ તો કાપી લો... ( તીર કામઠું સજ્જ કરી ઊભો રહે ભીમ–અર્જુન પણ સજ્જ બને. દ્રોણ એક બાજુ લઈ વારે )
દ્રોણ : તમારી શક્તિ ના. જરા થંભો.
ભીમ : પકડી લઉં એને હું છળથી...
અર્જુન : હું ના સ્પર્શું એને
ભીમ : તવ કરીશું શું ?
(એકલવ્ય દૂર રહ્યો રહ્યો આ જુએ છે ને પછી બોલે છે)
એક. : મૂંઝાઓ છો ! હેં ? માંગી માગી આ શું માગ્યું ? સમજ્યો ! અર્જુન કરતાં ચઢે નહીં મુજ શક્તિ તેથી કરવા ધાર્યો અપંગ મુજને ? તમે ખુર્ઝવા ! તમે ખુર્ઝવા ! દ્રોણ ! તમે ન ગુરુજી ! તમે પાપ છો ગુરુ નામથી લાગ્યું ! અધિકાર છો મારો નહોતો વિદ્યાનો, પણ અધિકાર છે કયો તમારો મારી પાસે માગો દખણા ? વખના માર્યા આવ્યા છો ને ? અર્જુન તારી આંખ જોઉં છું દ્વેષે બળતી ! ભીમ, યુધિષ્ઠિર ! તમને જોઉં બળબળતા ભીતરથી દ્રોણ, તમારા સ્વાર્થ તણી આ ધગધગતી શગ જોઈ રહ્યો છું. ધન્ય ગુરુજી જાત માહરી ધન્ય ! પરાક્રમી પાંડવ ને તેના ગુરુ આવિયા મારી પાસે ભીખ માગવા ! ધન્ય મને ! ધન્ય ભીલની જ્ઞાતિ ! (તીરકામઠાં હેઠાં મૂકી અંગૂઠો કાપી આપી શાન્તિથી)

જાઓ દ્રોણ ! લો આ અંગૂઠો ક્ષુદ્ર ! શિષ્યવરો આ, આપ પડો છો ઝાંખા એ યે જોવાતું ના મુજથી ! મારા યે છો ગુરુ ! તમારી કાન્તિ શેં અળપાતી ? નહીં ! નહીં ! લો અંગૂઠો આ ફેંકો...જ્યાં પડશે એ ત્યાં સર્જશે ભીષણ એવાં યુદ્ધ ! અર્જુન ! આ અંગૂઠો ચઢાવ તારી

હૃદયભાગ્ય ન જાણે કે તારા શર પહોંચે છે લક્ષ્ય ? લો લો, ક્યા કામમાં આવ્યો ગુરુજી ? માત્ર લીધોને બદલો ? દ્વેષની મૂર્તિ ! તમારી ઝાંખી થાય પ્રતિભા એના પહેલાં અહીંથી જાઓ ! જાઓ દ્રોણ ! કોઇ વ્યવસ્થા સર્જાવીને આમ જ હણશો નિમ્ન કૂળના કૌવતને ઓ દુષ્ટ ! તમે તો દુષ્ટ, દંભી ને દગાખોર આ ભદ્ર વર્ગનાં પ્યાદાં છો ! તમે ગુરુ છો ? છટ્ છટ્ છટ્ છટ્ ! તમે ગુરુ છો ? બોલો, બોલો, તમે ગુરુ છો ? તમે માત્ર આડતિયા આવા રાજ, અર્થ ને ધર્મ તણી સત્તાના ! જાઓ ગુરુજી ! જાઓ, વધારે ના બોલાવો ! થંભો ના ! નહીં તો આ આક્રોશ અગ્નિમાં પરિણમશે. ભલે રહ્યો હું એકલ આજે પણ ભાવિની મારી પેઢી સમૂહમાં બદલો લેશે આ અપમાનોનો જોજે. તમારું દ્રોણ-પણું તડફડશે ત્યારે મીન અલ્પ શું ? સંસ્થાઓનું જાળું તોડી ધણધણશે આ અબોલ એવો દાટેલો ને ભારેલો નિશ્વાસ ! ફૂટશે જામગરીઓ વડલાની વડવાઈ જેમ ને ભરડો લેશે સભ્ય ગણાતાં બોદાં એવાં મૂલ્યોનો ! જોજેને... લો જાઓ હવે...દ્રોણની દિશામાં જુએ છે ત્યારે તો એ ક્યારના યે જતા રહ્યા છે. છે માત્ર શૂન્ય અવકાશ) □

(સંમતિ માટે સરનામું : સતીશ વ્યાસ, મોઢવાડા, ધંધૂકા)

## બર્થે / હેનરી મિલર

હું કાફે મેરિગ્નન તરફ આવતો હતો ત્યાં એ મને રસ્તામાં મળી. એણે ચમકદાર કાળો લેબાશ ધારણ કર્યો હતો. મેં મારા માથા પર બાંકી અદાથી હેટ મૂકી હતી એ જોઈને એણે જાણી લીધું કે અમેરિકન છું. બીજા શબ્દોમાં કહું તો એક સારો શિકાર. એ વખતે દરરોજ કરતાં ઊલટું મારા ગજવામાં સારા પૈસા હતા. હું ઇચ્છતો હતો કે કોઈ હોટલમાં બેસીને કડક ગાઢ કોફી પીઉં.

'ક્યાં ફરો છો ?' એણે મને પૂછ્યું. સ્વાભાવિક હતું કે હું એને કહું કે, ક્યાંય નહીં. આવો, ક્યાંક જઈને બેસીએ અને કશુંક પીએ !

અમે કાફે મેરિગ્નનમાં જઈને બેઠાં. એણે ફ્રેન્ચને બદલે અંગ્રેજીમાં બોલવાનું શરૂ કર્યું. એની શબ્દાવલિ અને શૈલી પરથી મેં અનુમાન કર્યું કે એ મધ્ય એમેરિકામાં રહી હશે, પણ એક વેશ્યા રૂપે નહીં.

એણે પોતાનુ નામ બર્થે જણાવ્યું.

વાતચીત દરમ્યાન એ એક વિન્ચેલ નામના માણસ વિશે કહેવા લાગી. તે ન્યૂયોર્કમાં રહેતો હતો. એ માણસે બર્થે સાથે બહુ સારો વર્તાવ કર્યો હતો. પોતાની પત્ની સાથે પણ એણે બર્થેની મુલાકાત કરાવી હતી. પત્નીએ પણ એથી ખોટું લગાડયું નહોતું. વિન્ચેલ દિલનો રાજા માણસ હતો. એણે બર્થેને શાનપૂર્વક રાખી હતી.

પણ, વિન્ચેલ બર્થે સાથે ઝાઝો સમય ન રહ્યો અને એક દિવસ એના જીવનમાંથી એ નીકળી ગયો. એણે બર્થેને આપેલા પૈસા ખલાસ થાય તે પહેલાં બીજો પુરુષ એના જીવનમાં આવ્યો. એનું નામ હતું રમોન. એ મેડ્રિડ (સ્પેન)માં એને માટે કોઇ હોટલમાં નર્તકી તરીકે મૂકવાનો હતો ,એ જ દરમ્યાન ત્યા રાજકીય ઊથલપાથલ થઈ એટલે એને મેડ્રિડથી ભાગવું પડયું. અંતે તે બર્થેને છોડી ગયો. એ બહુ સારો માણસ હતો અને બર્થે આશા રાખે છે કે એની હાલત સુધરી જતાં એ મને ફરી અપનાવશે.

એ કોફી પીતી પોતાના વીતેલા જીવન વિશે કયાં સુધી બોલતી રહી. હું ચૂપચાપ સાંભળતો રહ્યો. છેવટે એણે મને પૂછયું, 'તમે પેરિસ-માં શું કરો છો ? અહીં દિવસો કેવા પસાર થાય છે ?'

'સારી રીતે દિવસો પસાર થાય છે. હા, તો હવે શું લેશે ?' મેં કહ્યું, 'બ્રાન્ડી કે બીજું કંઈ ?'

એણે આ પ્રશ્નના જવાબમાં મારી સામે એવી રીતે જોયું કે મને એથી બેચેની થઈ. મને લાગ્યું કે એ વિન્ચેલ વિશે વિચારતી હતી—એ દિલનો કેવો રાજા હતો ! મેં વચમાં જ ખુલાસો કર્યો કે મારા ગજવામાં બહુ મોટી રકમ નથી. પણ જેટલા પૈસા છે એટલા હું ખુશીથી ખર્ચીશ.

એ વખતે બર્થેએ મારી તરફ ઝૂકતાં, બદલાયેલા લહેજામાં કહ્યું, 'હું ભૂખી છું, બહુ જ ભૂખી...'

એ સાંભળીને મને આશ્ચર્ય થયું. તે સાથે ખુશી પણ થઈ. મેં કહ્યું, 'તો ચાલો, અંદર જઇને જમીએ.'

કોઇ બીજી સ્ત્રી હોત, એના જેટલી ભૂખી હોત, તો એ જ ક્ષણે ઊઠીને અંદર ટેરેસમાં જમવા આવી હોત. પણ બર્થે બેસી રહી. એણે કહ્યું, 'કોઈ સસ્તા રેસ્ટોરાંમાં શા માટે ન જઇએ ? અહીં તો જમવાનું બહુ મોંઘું હશે.'

'ઠીક છે, હું અહીં બેસું છું. હું થોડી વાર તારી રાહ જોઇશ. તું નહીં આવે તો ખોટું નહીં લગાડું, ચાલ્યો જઇશ.'

મને થયું કે એ કોઈ ગ્રાહકની શોધમાં ગઈ છે અને હવે પાછી નહીં ફરે. કેમ કે, હું એને જુદી જ રીતનો ગ્રાહક જણાયો હતો. પણ એ તો દસ મિનિટમાં જ પાછી ફરી. 'એ નહીં આવ્યા.' એણે આવતાં જ કહ્યું, 'બધા જ કંઇ વિન્ચેસ્ર જેવા હોતા નથી. હવે તો જમાનો જ બદલાઈ ગયો છે.'

'તો, હવે અહીંથી ઊઠીએ ? કોઈ રેસ્ટોરાંમાં બેસીને જમીએ' મેં કહ્યું.

'હા, પણ જમવા પાછળ ઝાઝો ખર્ચ ન કરશો. મને ઊંચા જમણની પરવા નથી. આવી વાતો કરવામાં ઘણો સમય ગયો નહીં ? પણ તમે નહીં જાણી શકો કે માણસ જેવો વ્યવહાર થાય છે ત્યારે માણસને કેટલું સારું લાગે છે !'

મને થયું કે એને પૈસા આપીને વિદાય કરું. કદાચ એ પૈસા મેળવવા માટે જ આવી વાતો કરે છે. હું નહોતો ઇચ્છતો કે પેટની ભૂખ મિટાવવા માટે એ આટલી હદે મારો આભાર માને. હું વિચારતો હતો કે એ એની વાત ખતમ કરે તો એને હું વિદાય કરું. એ પોતાના વીતેલા જીવન વિશે એકધારી બોલ્યે જતી હતી. એની વાતોમાં ઉદાસીનતા હતી, અને એવી કોમળ ભાવનાઓ ય હતી, જે અંગ્રેજી ભાષામાં વ્યક્ત કરતાં એ મુશ્કેલી અનુભવતી હતી.

એક તકે મેં એને ફ્રેન્ચમાં બોલવા કહ્યું.

કોઇ બીજી વ્યક્તિ હોત તો ક્યારનું યે મેં અંગ્રેજીમાં બોલવાનું છોડયું હોત. અંગ્રેજીમાં બોલતાં હું થાકી જાઉં છું. પણ અત્યારે હું જરાયે થાક અનુભવતી નથી. બલકે મને અંગ્રેજી બોલવાનું ગમે છે, ખાસ કરીને જે મને સમજે છે એની સાથે. ઘણી વાર, હું ગ્રાહક સાથે હોઉં છું તો એ મારી સાથે વાત કરતો નથી. એને મારા કરતાં મારા શરીર સાથે વધારે સંબંધ હોય છે.

'મારા ગજવામાં એટલા પૈસા છે. અહીં જ જમી લઇએ. વળી મધરાત થવા આવી છે. અત્યારે બીજાં રેસ્ટોરાં બંધ થતાં હશે.' મેં કહ્યું. 'ના, ક્યાંક બીજે જઇએ.'

એકાએક એની ભૂખ જાણે ગાયબ થઈ ગઈ, એ આરામથી બેઠી. એને ત્યાંથી ઊઠવાની ઊતાવળ નહોતી. એણે મારી તરફ ઝૂકી જાણે કોઈ ગુપ્ત ભેદ બતાવતી હોય એમ કહ્યું,' 'મેં તમને બહુ અમીર સમજ્યા હતા. ખેર, કોઇ વાત નહીં.'

વળી તે પોતાના વીતેલા જીવન વિશે કહેવા લાગી. એ કહે હું વારવનિતા થવા માંગતી નહોતી. આ જીવનથી સાવ ત્રાસી ગઇ છું. એક તમે જ પહેલા પુરુષ મને એવા મળ્યા, જેમણે મારી સાથે માણસ સમજીને વહેવાર કર્યો છે. ઘણા લાંબા સમય પછી તમારા જેવા સારા માણસ મળ્યા છે. હું ખુશ છું, અને આ રીતે કોઇકની સાથે બેસીને વાત કરવાનું મને ગમે છે.

વાતો કરતાં કરતાં એની ભૂખ ફરી ચમકી, પણ એના પર કાબૂ મેળવતાં એણે કહ્યું, 'જુઓ, હવે મારી કેવી હાલત થઇ ગઇ છે! ક્યારેક હું સુંદર હતી. પણ હવે મને સુંદર કહી શકું નહીં. હું થાકી ગઇ છું, કંટાળી ગઈ છું. બધાંથી કંટાળી ગઇ છું. આ જીવન મને ફાવ્યું નથી. પેટની ભૂખને માટે મારે બધું કરવું પડયું. અને જુઓ, આજે મારી કેવી હાલત થઇ ગઈ છે...?

મેં એને દિલાસો આપ્યો અને કોઇ રેસ્ટોરાંમાં ચાલવા કહ્યું.

'તો ચાલો–' એણે કહ્યું. એણે ઊઠતી વખતે આમતેમ જોયું જાણે કશું શોધતી હતી. એણે મારી તરફ વળીને કહ્યું, 'તમે જરાવાર અહીં બેસો, હું હમણાં આવી. મેં અહીં એક કાફે પાસે કોઇકને મળવાનો સમય આપ્યો હતો. એ મળી ગયો તો એની પતાવીને તરત પાછી ફરું છું.'

'ઠીક છે, હું અહીં બેસું છું. હું થોડી વાર તારી રાહ જોઇશ. તું નહીં આવે તો ખોટું નહીં લગાડું, ચાલ્યો જઇશ.'

મને થયું કે એ કોઈ ગ્રાહકની શોધમાં ગઈ છે અને હવે પાછી નહીં ફરે. કેમ કે, હું એને જુદી જ રીતનો ગ્રાહક જણાયો હતો. પણ એ તો દસ મિનિટમાં જ પાછી ફરી. 'એ નહીં આવ્યા.' એણે આવતાં જ કહ્યું, 'બધા જ કંઇ વિન્ચેસ જેવા હોતા નથી. હવે તો જમાનો જ બદલાઈ ગયો છે.'

'તો, હવે અહીંથી ઊઠીએ? કોઈ રેસ્ટોરાંમાં બેસીને જમીએ' મેં કહ્યું.

'હા, પણ જમવા પાછળ ઝાઝો ખર્ચ ન કરશો. મને ઊંચા જમણની પરવા નથી. આવી વાતો કરવામાં ઘણો સમય ગયો નહીં? પણ તમે નહીં જાણી શકો કે માણસ જેવો વ્યવહાર થાય છે ત્યારે માણસને કેટલું સારું લાગે છે!'

મને થયું કે એને પૈસા આપીને વિદાય કરું. કદાચ એ પૈસા મેળવવા માટે જ આવી વાતો કરે છે. હું નહોતો ઇચ્છતો કે પેટની ભૂખ મિટાવવા માટે એ આટલી હદે મારો આભાર માને. હું વિચારતો હતો કે એ એની વાત ખતમ કરે તો એને હું વિદાય કરું. એ પોતાના વીતેલા જીવન વિશે એકધારી બોલ્યે જતી હતી. એની વાતોમાં ઉદાસીનતા હતી, અને એવી કોમળ ભાવનાઓ ય હતી, જે અંગ્રેજી ભાષામાં વ્યક્ત કરતાં એ મુશ્કેલી અનુભવતી હતી.

એક તકે મેં એને ફ્રેન્ચમાં બોલવા કહ્યું.

કોઇ બીજી વ્યક્તિ હોત તો ક્યારનું યે મેં અંગ્રેજીમાં બોલવાનું છોડયું હોત. અંગ્રેજીમાં બોલતાં હું થાકી જાઉં છું. પણ અત્યારે હું જરાયે થાક અનુભવતી નથી. બલકે મને અંગ્રેજી બોલવાનું ગમે છે, ખાસ કરીને જે મને સમજે છે એની સાથે. ઘણી વાર, હું ગ્રાહક સાથે હોઉં છું તો એ મારી સાથે વાત કરતો નથી. એને મારા કરતાં મારા શરીર સાથે વધારે સંબંધ હોય છે.



અમે ત્યાંથી ઊઠીને બીજી તરફ ચાલ્યાં. હું એક કાફે સામે જઈને થોભ્યો, તો બર્થેના ચહેરે આશ્ચર્ય ફરી વળ્યું. એ બહુ મોટો કાફે હતો. અમે જ્યાંથી આવ્યા હતા તેવો જ. અંદર ઓરકેસ્ટ્રાની ધૂન વાગતી હતી. બર્થેએ એવા મોંઘા કાફેમાં આવવાની ના પાડી, પણ હું એને મનાવીને અંદર લઈ ગયો.

મેં જમણ મંગાવ્યું. બર્થે ભૂખ્યાની જેમ જમવા લાગી. થોડી-વાર પછી એણે મોઢું ઊંચું કરીને મારી સામે જોયું, અને મારો હાથ પકડી લીધો. એણે કહ્યું, 'હું કયા શબ્દોમાં તમારો આભાર માનું... અને જે રીતે તમે મારી સાથે વાત કરી એ હું કદી ભૂલીશ નહીં. તમે મને એક હજાર ફ્રાન્ક આપતે તોયે આની તોલે તે આવત નહીં.' એ ચૂપ થઈ ગઇ. અને એના ચહેરે સંકોચનો ભાવ આવ્યો. થોડી વાર ચૂપ રહીને એ છેવટે બોલી, 'પણ, મેં પેલી વાત વિશે તો કહ્યું જ નહીં! તમે ઇચ્છો તો...'

'એ જવા દો.' મેં એની વાત ટૂંકાવી. 'મને તારા પ્રત્યે આકર્ષણ નથી, એવું નથી; પણ આજ રાતે એ નહીં બને.'

એણે આંખો ઝૂકાવી દીધી. 'હું સમજું છું, સારી રીતે સમજું છું. છતાં ફરી ક્યારેક...' એ પોતાની પર્સમાં કશુંક શોધવા લાગી. પણ એ જે શોધતી હતી તે એને ન મળ્યું. એણે ખાલી હાથ બહાર કાઢ્યો, તો મેં નેપકીનવાળો કાગળ એની તરફ ખસેડ્યો, અને પેન આપી. એણે કાગળ પર મોટા મોટા અક્ષરે પોતાનું નામ ને સરનામું લખ્યું અને મારી તરફ એ કાગળ ખસેડી જમવા લાગી.

જમતી વખતે મારું ધ્યાન પાસેના મેજ પર બેઠેલી વ્યક્તિ પર ગયું. એ મોટી વયનો ફ્રેન્ચ હતો અને છાપું વાંચતો હતો. કોઇ કોઇ વાર છાપાની ઉપરથી બર્થે સામે જોઇ લેતો. એ ઘણો અમીર લાગતો હતો. એના ચહેરે દયાનો ભાવ હતો. બર્થેને પણ, એકવાર એની સામે

જોતાં મેં જોઇ. એ શું કરે છે એ જોવા માટે હું થોડી વાર માટે ત્યાંથી ઊઠી ગયો. પાછો ફર્યો ત્યારે બર્થે શાંત ભાવે સિગારેટ પીતી હતી. હું જાણી ગયો કે પેલા ફ્રેન્ચ સાથે વાત થઈ ગઈ છે.

હવે પેલો ફ્રેન્ચ છાપાની ઉપરથી નજર કરતો નહોતો, એ ખરેખર છાપું વાંચતો હોય એવું લાગતું હતું.

મારા મનમાં ઇર્ષા કે કડવાશ જન્મી નહીં, બલકે વિચારવા લાગ્યો કે સભ્યતાપૂર્વક બર્થેની વિદાય લઇને ચાલ્યો જાઉં.

થોડીવારમાં હૉટલનો નોકર આવ્યો. મેં એને પૂછ્યું કે કેટલા વાગ્યા ? એણે કહ્યું કે 'એક વાગી ગયો છે–' 'ત્યારે તો મારે જવું જોઇએ !' મેં બર્થેને કહ્યું.

એણે મારો હાથ મારા હાથમાં મૂક્યો અને મારી સામે જોઇને હસી, જાણે એ મારો હેતુ કળી ગઈ ન હોય. એ કહેવા લાગી, 'મને બહાનું બતાવવાની જરૂર નથી. તમે એટલા દયાળુ, એટલા સમજદાર છો કે કયા શબ્દોમાં હું તમારો આભાર માનું એ સમજી શકતી નથી. પણ તમે આમ ભાગો નહીં, એ રાહ જોશે.' એણે પેલા ફ્રેન્ચ તરફ સંકેત કર્યો, 'ચાલો, થોડી વાર રસ્તે ફરીએ.'



અમે કાફેમાંથી નીકળી એક તરફ ચાલવા લાગ્યાં. થોડે આગળ ગયાં ત્યારે બર્થેએ કહ્યું, 'તમે મારાથી નારાજ છો, ખરું ને ?'

'ના રે. શા માટે નારાજ થાઉં ?'

'તમારા જેવા માણસ બહુ ઓછા હશે.' એણે કહ્યું અને એ મારા સરસી થઈ ગઈ, 'તમે જે કર્યું તે બહુ ઓછા માણસો કરી શકે.'

'એ એટલું મુશ્કેલ નથી, ખાસ કરીને એવી સ્થિતિમાં, જ્યારે માણસ બીજાને પ્રેમ ન કરતો હોય.' મેં કહ્યું.

એ ચૂપ રહી. થોડી વાર સુધી અમે ચાલતાં રહ્યાં. એ સાવ અડોઅડ મારી સાથે ચાલતી હતી. થોડી વાર પછી એ બોલવા લાગી,

એનો સાદ ભારે હતો, એના મોઢામાંથી શબ્દો જાણે ફીણની જેમ નીકળતા. અંધકારમાં એ શબ્દો મને ઉજળા ચમકતા લાગતા હતા. આજે મને કશું યાદ નથી કે એ શું કહેતી હતી. કદાચ એ પોતે પણ જાણતી નહોતી. કોઈ કોઈ વાર એની આંગળીઓ મારા હાથમાં ધસી જતી હતી.

છેવટે અમે કાફે પાસે પાછા ફર્યાં ત્યારે બર્થેએ મને કહ્યું, 'મને બાથમાં લો, ચૂમો.'

મેં એને બાથમાં લીધી અને ધીમેથી ચૂમી. પછી જ્યારે હું પાછળ હટવા લાગ્યો ત્યારે એણે મને પોતાના બાહુમાં જોરથી કસ્યો અને વારંવાર મને ચૂમવા લાગી. તે સાથે જ કશુંક બોલતી પણ હતીં. કોઇ બાળક અસહ્ય પીડામાં બોલતું હોય તેમ.

છેવટે, હું એના હાથોમાંથી છૂટીને ચાલવા લાગ્યો. થોડે દૂર જઇ મેં પાછળ વળીને જોયું તો એને ત્યાં જ ઊભેલી જોઇ. હું થોભ્યો. થોડા ક્ષણો અમે એકબીજાને જોતાં રહ્યાં. એટલે દૂરથી એના ચહેરા પરના ભાવ હું વાંચી શક્યો નહીં, પણ જાણતો હતો કે એ ભાવ શા હશે. એવામાં અનાયાસ હું એની પાસે પહોંચ્યો. પાસે જઇને મેં કહ્યું, 'પેલો માણસ જો ત્યાં નહીં હોય તો ?'

'એ ત્યાં જ હશે...' બર્થેના સાદમાં થાક હતો.

'જો બર્થે—' મેં મારા ગજવામાંથી હાથ કાઢતાં કહ્યું, 'આ રાખી લે' મેં એના હાથમાં થોડી નોટ મૂકી, એના પર એની આંગળીઓ વાળી. 'વારુ ત્યારે વિદાય!' કહીને ઝડપી પગલે હું ચાલવા લાગ્યો.

હું થોડેક દૂર ગયો હશે ત્યાં મેં બર્થેનાં ડૂસકાં સાંભળ્યાં. ચારે તરફ છવાયેલી કબરો જેવી ચૂપકીદીમાં એ ડૂસકાં દિલને વીંધી જતાં હતાં. હું ચાલતો ગયો. છેવટે એ ડૂસકાં સંભળાય એનાથી દૂર થતી ગઇ.



# ડંડાવળી

ઓક્ટોબર
૧૯૮૨

કવિતા

કિસન સોસા

લેખ

રતિલાલ 'અનિલ'

વિવેચન

ડૉ. સતીશ વ્યાસ
ડૉ. વિજય શાસ્ત્રી

વાર્તા

ભૂપેશ અધ્વર્યુ
આલ્બર્ટો મોરાવિયા

# સાયુજ્ય

## વાર્ષિક : ૧

## સંપાદક : સુરેશ જોષી

ડબલ ક્રાઉન સાઈઝ આશરે ૨૫૦ પાનાંના વાર્ષિક અંકના લવાજમનો દર રૂા. ૨૫=૦૦ થશે. આમ તો આ દળદાર ગ્રંથની કિંમત આજના ભાવ પ્રમાણે રૂા. ૫૦=૦૦ થાય પણ તે પડતર કિંમતે મળશે.

લવાજમ ભરવાની છેલ્લી તારીખ : **૨૪ નવેમ્બર ૧૯૮૨**

પ્રકાશનતારીખ : **૨૬ જાન્યુઆરી ૧૯૮૩**

## વિભાગો

સાહિત્ય : સુરેશ જોષી   લલિતકળા : ગુલામ મોહમ્મદ શેખ

ફિલ્મ : ગુલામ મોહમ્મદ શેખ

## ખાસ વિભાગ :

(Death in different art) : ધરમશી વીરશી

## લેખક પરિવાર

ઉમાશંકર જોશી . નિરંજન ભગત . હરિવલ્લભ ભાયાણી રઘુવીર ચૌધરી . ભોળાભાઈ પટેલ . ભૂપેન ખખ્ખર . દિગીશ મહેતા ડૉ. ભીખુ સી. પારેખ . ગણેશ દેવી . ધરમશી વીરશી . અરુણ અડાલજા . રમેશ ઓઝા . ઉશનસ્ . હરીન્દ્ર દવે . સુરેશ દલાલ ઘનશ્યામ દેસાઈ . હર્ષદ ત્રિવેદી . દિલીપ ઝવેરી . ચિનુ મોદી . વિષ્ણુ પંડ્યા . ચંદ્રકાન્ત શેઠ . સુરેશ જોષી . ગુલામ મોહમ્મદ શેખ . સિતાંશુ યશશ્ચન્દ્ર . શિરીષ પંચાલ . રાધેશ્યામ શર્મા . લાભશંકર ઠાકર . મહેશ દવે . પ્રબોધ પરીખ . નીતિન મહેતા . જયંત પાઠક . ભરત નાયક કિશોર જાદવ . નરેશ વેદ . સુમન શાહ . જયંત પારેખ અને અન્ય...


**સદ્ભાવ પ્રકાશન**

૧૭/૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ,

અમદાવાદ. પીન–૩૮૦૦૦૧. ટે. નં. ૩૮૯૦૧૫

# કંકાવટી

ઑક્ટોબર ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૪ : અંક ૨૮૨ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત-૩૯૫ ૦૦૩

આપ

વ્યાપારી છો ?
ગવર્નમેન્ટ સર્વન્ટ છો ?
મ્યુનિસિપાલિટી/પંચાયતમાં છો ?
બિઝનેસ એકઝીક્યુટિવ છો ?
શાળા–મહાશાળામાં શિક્ષક છો ?
રાજકીય–સામાજિક સંસ્થાના કાર્યકર છો ?
પત્રકાર છો ?
લાયબ્રેરીઅન છો ?

આપ જીવનની ગતિ સાથે પ્રગતિ કરતા આધુનિક માનવી તો છો ને?

તો

આપ

વ્યાપયંત્ર ટ્રેડર્સનો સંપર્ક સાધો

જ્યાં આપનાં કામકાજને સુઘડ અને સરળ બનાવતાં ઓફિસ-ઉપયોગી યંત્રો તથા પ્રસાધનો આપને ફાયદાકારક રીતે મળી શકશે.

વ્યાપયંત્ર ટ્રેડર્સ

૩૦, ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, કોચરબ આશ્રમ સામે,
અમદાવાદ–૩૮૦૦૦૬

ટે. નં. ૭૯૨૫૫

* પ્રેસ્ટોસાઈન ડીસ્પલે બોર્ડસ * એવાટ ડુપ્લીકેટર્સ * વીનાર સ્લોટેડ એન્ગલ્સ * ડફ્રા ફાઈલીંગ સીસ્ટમ્સ * બીમકો વુડન ફર્નિચર * ઉષા પંખા તથા વોટરકુલર્સ * પી. એન્ડ ટી એડ્રેસીંગ મશીન્સ

–: રોટેક્ષ ડેસ્ક બ્લોકસ :–

તદ્ઉપરાંત : ફોટો કોપીયર્સ વીઝયુઅલાઈઝર્સ, ચેક રાઈટર્સ કેલક્યુલેટર્સ, ઈલેક્ટ્રીક તથા ઈલેક્ટ્રોનિક ઓફિસ પ્રસાધનો.

અમે જે કંઈ વેચીએ છીએ તે વિચાર કરીને વેચીએ છીએ. જેથી આપ પણ તે ખરીદ્યા બાદ અમારો ફરી ફરીને વિચાર કરો.

## દસ તાંકા * કિસન સોસા

એક મકાન
જેની બધી જ બારી
બંધ કમાડ
ભિક્ષુ અનામ નામે
ચીખે મકાન સામે!

સીમ તરફ
ખેંચવા ઝંખે છાતું
મૃત્યુનું વરુ
ને હું સપનાં પ્હેરું
નવા, પાદરે ફરું!

ફૂલનો ઘંટ
રણક્યો, બાગથી
સુગંધ છૂટી
સ્કંધે કજળ્યા શબ્દ
હાથમાં સ્લેટ ફૂટી!

દોડી દોડી અ
ડધણ દોડ પ્હોંચી
ક્યાં નિજ ઘેર
સાંજના ચોગાનમાં
વિમાસે વ્હીલચેર!

ભાંગતી રાતે
કાગ બોલે કર્કશ
પ્રકાશવર્ષ...
દૂર, દૂરને ખૂણે
આખું બ્રહ્માંડ સૂણે!

બ્રહ્માંડ ઝૂકી
નીરખી રહ્યું પૃથ્વી
ફરોડ આંખે
ધૂળે, તૃણની સીડી
ચઢવા મથે કીડી!

ટૂણી કેડીનો
એ મુખ, એ મેડીનો
કસ્બો હતું આ
શહેર જ્યારે- ત્યારે
ફૂલ હતાં સૌ ક્યારે!

ક્ષણ લયની
ધીમી, આંગણે ઊડે
ધૂળ વયની
તું, ત્યાં પગલી મૂકી
બેઠો એકડો ઘૂંટી!

સૂર્ય તપતો
પુષ્પે ગંધ, ફળમાં
રસ ઝમતો
સ્પંદ કંપે ટેરવે
શબ્દો ટપકે હવે!

કળી ફૂટતાં
ડાળ સફાળી જાગી
જંગલ વિશે
વૃક્ષો વિશે અભાગી
એ વિચારવા લાગી!

(પ્રગટ થનાર સંગ્રહમાંથી)

## કામઢો આળસુ! / રતિલાલ અનિલ

'કામઢા' કહેવાતા માણસો પણ વાસ્તવમાં આળસુ હોય છે. સતત કામ કરવામાં પણ આળસ હોય છે. ત્રણ પાળી ચાલતાં સંચાને આપણે કામઢા ન કહી શકીએ. એ તો ચલાવીએ ત્યાં સુધી ચાલે અને બંધ પાડીએ એટલે બંધ પડે, માણસ પણ કામ કરવું હોય ત્યાં સુધી કરે, કે ન કરે-એટલો એ સ્વતંત્ર; અરે સ્વતંત્ર શેનો? માણસ નહીં, એનો થાક સ્વતંત્ર હોય છે! યંત્રો થાકતાં નથી, માણસ થાકે છે, એટલે આરામ કરે છે. પણ થાક ચઢે ત્યાં સુધી કંઈને કંઈ કરવું એને કામ કહીશું? તો ક્યારેક બેઠાં બેઠાં યે થાકી જવાય છે, એને શું કહીશું? થાકને અને કામને કાયમ સમ્બન્ધ હોતો નથી. યંત્રનું ચકરડું એકધારું ગોળગોળ ફરે છે, તો માણસ પણ, નામાનો ચોપડો લખતો હોય તો, લખ્યા કરે છે. એને માત્ર 'યંત્રવત્ કામ' કહેવાથી વાત પૂરી નથી થતી. યંત્રનું ચકરડું ગોળ પરંપરા છે, તો એક સાથે પાંચ

ગાઉની મજલ માણસની સીધી પરંપરા છે. પરંપરાને શું કહીશું? ઢોળાવ તરફ વહી જતી નદીનાં પાણીને પોતે કશું કરવાનું હોતું નથી. પરંપરાનું યે આવું નથી?

ખૂણે બેસી નામાનો ચોપડો ચીતરતો મહેતાજી એકલો નથી—તે જંગી ટોળામાં છે! એને સ્વતંત્ર ન કહીએ. સ્વતંત્રતાના અર્થમાં તો જેને સર્જન કહીએ તેવું તે સ્વતંત્ર નથી! પણ એવું સ્વતંત્ર કેટલું? સર્જનની ય પરંપરાઓ છે! આ ફલાણી સ્કૂલનો ને પેલો વળી ફલાણી સ્કૂલનો! સ્કૂલ શેને કહીએ છીએ? બધા વિદ્યાર્થીઓ અધ્યાપકે આપેલો એકસરખો એકડો ઘૂંટે છે ત્યારે તે ક્લાસ, અને એમ આખી 'સ્કૂલ' ચાલતી કહેવાય છે. તો સ્કૂલને અને સર્જકને શી રીતે સમ્બન્ધ હોય? શરીરને હચમચાવીએ એટલે ક્રાન્તિ થઈ ગઈ એવું માનનારા યે ઘણા છે. ક્રાન્તિમાં શરીર હચમચી જતું નથી એવું નથી, પણ તેના પહેલાં તો મન અને હૃદય હચમચી ગયાં હોય છે! એ કોણે જોયું? સર્જકે, કારણ કે એ દૈહિક પરમ્પરાનું વિગલન કરી, એની પાછળ રહેલા પ્રેરક બળને જુએ. પણ ક્રાન્તિ એટલે શું? જે પછીથી પરમ્પરા ન બને તે! અને જો પરમ્પરા બને તો શું થાય! રીલેફાસ્ટ કરનારા ગાંધીજીના પૂતળા પાસે બેઠા છે એમને જુઓ! ક્રાન્તિ પણ પોતીકી શોધ હોય ત્યારે એ પણ સર્જન બની જાય છે.

આપણે જોડો પોતાના માપનો શીવડાવતા, હવે આપણા પગના માપના જોડા તૈયાર મળે છે! આપણને બંધબેસતા આવે એવાં તૈયાર કપડાં યે મળે છે, એને આપણે યુનિફોર્મ કહેતા નથી, પણ વાસ્તવમાં તે યુનિફોર્મ જ હોય છે!

આપણે વિચારપૂર્વક કામ કરીએ છીએ? પરમ્પરા, લઢણ, શૈલી, રીત પ્રમાણે એકલો બેઠો કામ કરનારો વાસ્તવમાં ટોળામાં કામ કરે છે. એક માણસ આ ઘરમાં બેસી એક પોકાર કરે, બીજો પોતાના ઘરમાં બેસી એવા જ પોકાર કરે તો તે હાસ્યાસ્પદ કહેવાય, તો એકાંતે બેસીને એકસરખાં ચોપડાં ચીતરનારાઓને શું કહીશું? શા માટે હાસ્યાસ્પદ નથી કહેતાં— એમાં આપણી આળસ જણાઈ આવે છે. આપણાં મોટાભાગનાં કામો આમ આળસથી ભરેલાં છે. એ કેવળ યંત્રવત્ નથી.

દરેક માણસ એક જ જાતના કામ માટે પોતાનાં જુદા ઓજાર બનાવતો નથી એટલે તે પોતાનું કામ કરતો નથી, એક પરમ્પરિત સગવડને અનુસરે છે. અને સગવડ પણ એક માન્યતા નથી? વિચાર-પૂર્વક જીવનારો માણસ, સગવડપૂર્વક જીવે એમાં એની—માણસની—બાદબાકી નથી?

બૌદ્ધિક આળસ વિના સતત કહેવાતું કામ થઈ શકતું જ નથી. લેખક કે કવિ સતત કૃતિ કે કવિતા રચી શકતો નથી, તો એવો વિચાર પણ આવવો જોઈએ કે આપણે દસબાર કલાક એકધારું એક એક જ જાતનું કામ કર્યું તે કામ હતું? ટપાલ ઓફિસમાં એક માણસ બેઠો બેઠો ટપાલના ઢગલામાંથી એક પછી એક કાગળ પરની ટિકિટ પર સિક્કો માર્યા કરે છે, તો જાપાની કારખાનામાં કામ કરતો રોબોટ શું કરે છે?

મરણ એ અનુકરણ નથી. પીળાં પાંદડાં પણ એક સાથે ખરતાં નથી. પાંદડાંને તેમના મરણ માટે પણ સ્વતંત્રતા મળેલી છે, તો જીવનની યે સ્વતંત્રતા છે જ. શ્વાસ તો બધાં છોડે છે, પણ એક સાથે નહીં, એક જ રીતે નહીં. એ જોતાં જીવન કરતાં મરણ વધારે મૌલિક લાગે છે, જો કે એમાં મૌલિકતામાં માણસનો પ્રયત્ન દેખાતો નથી.

માણસનો પ્રયત્ન મૌલિકતાને ભૂંસી કરી નાખતા અનુકરણ અને પરમ્પરાનો હોય છે.

જીવનને અમુક જ દૃષ્ટિએ જોનારા અને મરણને ય અમુક જ દૃષ્ટિએ જોનારા જોતાં નથી, પણ મૂળે કોઈ એકે બતાવેલું તે જુએ છે! અને છતાં આપણે વિચારસ્વાતંત્ર્યની વાતો કરીએ છીએ, અને કેટલાક વાસ્તવમાં એક પરમ્પરા માટે, પરંપરિત રીતે લડે છે! એમાં પોતીકા વિચારની સ્વતંત્રતા એણે ભોગવી છે એવું દેખાય છે ખરું?

આપણે સંસ્કૃતિને સ્વીકારી લઈએ છીએ! મહેનત બચાવનારાં યંત્રોની જેમ પરમ્પરા પણ મહેનત બચાવનારી રૂઢિ જ છે. પણ એને યંત્ર કેમ નહીં કહીએ? કોઈ કારણ? કપડાં ધોવાનાં યંત્રો જેવા મન ચોખ્ખાં કરવાના ઉપદેશો છે! એમને યંત્રો કેમ ન કહીએ? મારું મન મેલું થયું–તે પણ કહેવાશે 'રાત મેલી થઈ' એવી સિસ્ટમથી! આપણે આળસુ નહીં હોઈએ તો સિસ્ટમો શા માટે ઉપજાવીએ? એક જ શબ્દને જુદા જુદા સર્જકો જુદી જુદી રીતે પ્રયોજે છે, એમાં પરંપરિત ઓજારનો ય અગવડ વેઠીને કરેલો ઉપયોગ દેખાશે. તો, સ્થૂળ ઓજારોનો પણ આપણે એવો, સ્વતંત્રતાની મુદ્રા સહિતનો ઉપયોગ ન કરીએ તો આપણે આળસુ છીએ.

એ તે કેવું કે નીરસતા વધારવા નીરસ રીતે આપણે એકધારું કામ કરીએ? સરસ દેખાતું પણ કેટલું નીરસ હોય છે! વાસ્તવમાં ઉપભોક્તા સંસ્કૃતિ નીરસ એકરૂપતા સિવાય શેનો ખડકલો કરી શકે? ગુજરાતી રૂજા અને રાજસ્થાની રૂજા જેટલી યે પોતીકી વિશિષ્ઠતા આપણામાં દેખાય નહીં; કેમકે, આપણે વિચાર નહીં કરવા જેટલા આળસુ છીએ. સિસ્ટમને અનુસરનારો માણસ પોતાને પણ સિસ્ટમ નથી બનાવી દેતો? જોડા વહોરવા અને પ્રાર્થના ગાવી–એક સમાન છે! જોડા બનાવનાર અને પ્રાર્થના રચી આપનારાને જોડાજોડ ઊભા રાખી બંનેને કસબી ને કારીગર બનાવી દીધા. વિના કારણે ચરણરજ

બની જવાનું ને વિના કારણે કલ્યાણ માંગવાનું ! એમાં પોતીકી નમ્રતા યે ક્યાં છે ? એ પણ જાણે એક કવાયત છે. ઉત્તમોત્તમ શોધનો લાભ કેમ ન લઈએ ? સગવડિયો પ્રશ્ન છે અને સગવડને કોઈ ગરિમા નથી હોતી. દાદરનાં પગથિયાંને કોઈ ગરિમા હોય છે ખરી ?

માણસને વિચારનારું પ્રાણી કેમ કહેવામાં આવતું હશે ? વિશ્વની સૌથી શ્રેષ્ઠ અજાયબી તો એ છે ! બીજાના પગલામાં પોતાનું પગલું મૂકી ચાલનારો વિચાર કરે છે કે અનુકરણ ? અને આળસ વિના તો અનુકરણ ન થાય ! એ દૃષ્ટિએ ઘણી બધી નિષ્ઠા વાસ્તવમાં તો પ્રમાદ હોય છે.

અમુક તમુક સૈદ્ધાંતિક નિષ્ઠા યે કવાયત જેવી પરચાલિત નથી ? યાંત્રિક તો છે જ. કહેવી હોય તો ચંદન ઘોને પણ નિષ્ઠાવાન કહી શકાય. ઘણી ખરી નિષ્ઠા વાસ્તવમાં દઢ નહીં, ચોંટડુક હોય છે. નિષ્ઠા તો પોતીકી શોધમાં હોય છે, અનુકરણને નિષ્ઠા કહેશો ? ઘણાં કૂતરાં શેરીની વચ્ચે બેસે છે અને વાહન આવે તોયે પોતાની જગ્યાએથી ચસતાં નથી, તેઓ શું નિષ્ઠાવાન છે ? ઘણી ખરી કહેવાતી નિષ્ઠા તો એવી જ હોય છે.

નિષ્ઠાની તે કોઈ આચારસંહિતા હોતી હશે ? એ તો પોતામાંથી નીપજવી જોઈએ. તે કોઈની દીધેલી નહીં હોય, કોઈએ દોરી આપેલી નહીં હોય. નક્કી કર્યું તેને વળગી રહ્યા છીએ—એમાં વળગી રહેવાની વાત જ ચંદન ઘોનું સ્મરણ કરાવે છે. જડ આચારો કહેવાની નિષ્ઠામાંથી નથી આવ્યા ?

પણ આપણને વિચારવાની ભારે આળસ છે.

તો જીવન્ત માણસને એવી આળસનો કંટાળો આવવાનો.

અને આજે કંટાળવાની સ્પર્ધા ચાલે છે, કોણ વધારે કામઢો આળસુ બને એની સ્પર્ધા ચાલે છે !

## 'ખુલ્લાં બારણાં' / સતીશ વ્યાસ

'ખુલ્લાં બારણાં' ચિનુ મોદીનું 'ઉદ્દગાર', જુલાઈ, '૮૦માં પ્રગટ થયેલું એકાંકી છે. એકાંકીની નાયિકા શોભા એના પતિથી ઉદાસીન બની અન્ય પુરુષોને પોતાની વધતી જતી ઉંમરના છેવટના સૌન્દર્ય તરફ ખેંચવા મથામણ કરે છે. આ પ્રવૃત્તિ દરમ્યાન વયમાં એનાથી નાના, પ્રારંભમાં તો એને 'આન્ટી' અને એના પતિને 'અંકલ' કહેતા, નિલય નામના યુવાન પ્રત્યે આકર્ષાય છે. એને ટ્રાન્સમાં ફસાવી પણ શકે છે પણ છેવટે તો બન્ને એકબીજાથી (ખાસ તો નિલય શોભાથી) ઉદાસીનતા અનુભવતા થાય છે. હતપ્રભ, હારેલી અને થાકેલી શોભા છેવટે 'હા નાથ' એવી નિસાસા સાથે પતિ મેઘલનાં ચરણોમાં ઝૂકી પડે છે ત્યાં આ એકાંકીનો વસ્તુપ્રપંચ સમેટાય છે.

શોભાએ માત્ર પસંદગીના પુરુષઆમંત્રિતો અર્થે ગોઠવેલી એની બર્થ-ડે પાર્ટીથી આ એકાંકીનો પ્રારંભ થાય છે. પ્રારંભમાં લેખકે એક ફોટોફ્રેમ પર પ્રકાશ કેન્દ્રિત કરવાનું સૂચન મૂક્યું છે. આ આદમકદ ફ્રેમમાં મેઘલ બદ્ધ છે. સર્જકે આ ફ્રેમને પ્રતીક તરીકે પસંદ કરીને એકાંકીમાં એક નવું જ, વિશિષ્ટ, દૃશ્યપરિમાણ સિદ્ધ કરી લીધું છે. એકાંકીના નિર્વહણ દરમ્યાન આ ફ્રેમ વસ્તુસમગ્રને એક પ્રતીક તરીકે પોષે છે, ચિનુ મોદીની સર્જકતાનો આ એક સબળ પુરાવો છે. મેઘલની જાહેરાતથી એકાંકીની સંવાદપ્રક્રિયાનો પ્રારંભ થાય છે. શરૂઆતમાં થોડી હળવાશયુક્ત રમૂજ છે. મેઘલ પોતાની અટક બોઝને સુભાષચન્દ્ર બોઝની આઝાદ ફોજ સાથે સાંકળે છે, શોભાએ, આલશેસિયન ડૉગ સાજો થયો

ત્યારે યે પાર્ટી આપેલી કહી એની પાર્ટી માટેનાં કારણોની નિરર્થકતા ઉપસાવે છે, આજની બર્થ-ડે પાર્ટી તો મહત્ત્વના કારણ અર્થે છે એમ કહી, શોભાના સૌન્દર્યનાં વખાણ કરી, એ માત્ર પુરુષો માટે જ યોજાયેલી છે એમ 'એ એક જ સ્ત્રી આ પાર્ટીમાં છે' કહી ફરી પાછો ફોટામાં હોય એવો ફ્રેમમાં સ્થગિત થઈ જાય છે. એકાંકીનો ઉઘાડ જ આમ નાટ્યાત્મક ભૂમિકાએ કરીને ચિનુ મોદીએ પ્રારંભિક સફળતા તો મેળવી લાધી છે. પછી માત્ર ત્રણ જ ફ્લેશમાં શોભાની ત્રણ પુરુષો સાથેની સેકંડો પૂરતી મુલાકાત છે. એકની સાથે જાતે જ સંચો ચલાવી આઈસ્ક્રીમ બનાવ્યો એની વાત છે, બીજામાં વારિસ સાહેબ સાથે લખનવી લહેજામાંની શાબ્દિક રંગીની છે અને ત્રીજામાં થોડી ફ્લેટરી; પણ એમાં યે હળવાશપૂર્વક શોભાના વ્યક્તિતત્વનું ખુલ્લાપણું અને અન્ય પુરુષોનું એના પ્રત્યેનું આકર્ષણ લાઘવપૂર્વક વ્યક્ત થઈ જાય છે. ક્ષણ વારમાં તો પાર્ટી પૂરી પણ થઈ જાય છે અને હવે શોભા મેઘલની ફોટોફ્રેમ પાસે જઈ એને બહાર આવવા કરે છે. અહીંના સંવાદો અત્યન્ત માર્મિક અને પરિસ્થિતિને હૂબહૂ રૂપ આપતા બન્યા છે :

શોભા : ડાર્લિંગ, બહાર આવને–

મેઘલ : બધા ગયા?

શોભા : હં

મેઘલ : હવે કોઈ જ નથી?

શોભા : હું છું–

મેઘલ : એનો વાંધો નથી.

મેઘલ શોભાની આ મધુમણિકાવૃત્તિથી સંપ્રજ્ઞાત છે પણ એક પ્રકારના અનુકૂલન તરીકે એણે એને સ્વીકારી લીધી છે એની પ્રતીતિ પણ એકાંકીના વસ્તુવિકાસ દરમ્યાન એકાંકીકાર કરાવી શક્યા છે. મેઘલ શોભાને મનાવવા પ્લેટિનમની વીંટી આપે છે. ભૌતિકતાની કશી ખોટ નથી. બન્ને વચ્ચે સંવેદનની પણ ઓછપ નથી. બન્ને 'હાઉ સ્વીટ યુ આર' અને 'માય હની' કહેતાં આલિંગી પણ લે છે. અહીં જાણે

એકાંકીકાર એક દશ્ય સમેટી લઈ અંધકાર–પ્રકાશના સૂચન દ્વારા બીજા દશ્ય તરફ લઈ જાય છે.

હવે ડોરબેલ રણકે છે. નાની વયનો નિલય દરવાજો ઉઘાડી દાખલ થાય છે. નિલય પાર્ટીમાં જ નહીં, શોભાના જીવનમાં પણ મોડો આવ્યો છે એની વ્યંજકતા 'તું ફરી મોડો પડયો નિલય!' એ શોભાના સંવાદમાં અને 'હું બધે જ મોડો પડું એવું કાવતરું કરવામાં આવેલું છે– વરસોથી' એ નિલયના ઉત્તરમાં વણાયેલી છે. નિલયને પાર્ટીમાં કોણ કોણ આવ્યું હતું એ જાણવામાં રસ છે. એકાએક કોઈ વિસ્ફોટ સાથે એ આવો પ્રશ્ન પૂછે છે. શોભા એને જુદી જુદી ઓરડો તરફ વાળે છે. નિલયને તો માત્ર દ્વેષભાવે બીજાઓની હાજરી જાણવામાં જ રસ છે. એ અધિકારપૂર્વક શોભાને પાસે બોલાવે છે ત્યારે શોભા કહે છે 'નિલય, હું તારાથી ઉંમરમાં મોટી છું. હુકમ કરવાનોઅધિકાર મને છે–' શોભા–નિલયના આ સંવાદો બન્ને વચ્ચેની શારીરિક અભિન્નતાને ખોલતા જાય છે. એક સ્થળે તો નિલયનો સંવાદ ટાંકી શોભા પ્રગલભતા-પૂર્વક કહે છે 'નિલય, તેં જ મને કહ્યું હતું કે એકવીસ વરસની શ્વેતા પણ તને હું કરું છું એટલો એકસાઈટ કરી શકતી નથી–' નિલયને જોઈએ છે હવે સોફ્ટ ડ્રિંક. એની આ માગણી પણ વ્યંજનાત્મક છે. હવે નિલય પણ મેઘલની જેમ જાણે સોફ્ટ થઈ ગયો છે. એ કંઈક મેઘલની જેમ જ શોભાની જિન્દગીમાં વહેલો એન્ટર થઈ શિથિલ થઈ ગયો હોય એવું મહેસૂસ કરે છે અને એટલે જ સોફ્ટ ડ્રિંકની એની માગણી એના એ મિજાજનું પ્રતિબિમ્બ પાડે છે. શોભા એ ડ્રિંક લેવા અંદર જાય છે એટલે હવે નિલય – મેઘલના સંવાદોનું દશ્ય રચાય છે. બન્ને વચ્ચે પરિચય છે એટલું એમાંથી સ્પષ્ટ થાય છે. શોભા આવતાં ફરી મેઘલ ફ્રીઝડ થઈ જાય છે અને નિલય–શોભાના સંવાદો આગળ વધે છે.

નિલય દ્વેષભાવે પ્રારંભનો પ્રશ્ન ફરી દોહરાવે છે પણ આ સમયે એનો અવાજ મોટો છે. શોભા એ અવાજને આ રીતે સરખાવે છે : "તને ખબર છે, નિલય, પાણી જવાનો સમય થાય ત્યારે નળમાંથી એક પ્રકારનો

નિલયનો દ્વેષ ફરી દર્શાવાયો છે. ત્યાં અચાનક દૂરનો ક્લેશ-એક પ્રયોજાયો છે. મેઘલ – શોભાના પ્રારંભિક સંવનનકાળની ક્ષણોને લેખકે નાટ્યબદ્ધ કરી છે. ક્ષણવારમાં જ નિલય સાથેની શોભાની સંવનનક્ષણોનું આવું જ નાટ્યાત્મક શબ્દચિત્ર આવે છે. શોભા–નિલયના આ ચિત્રને વધારે સમય આપવામાં આવ્યો છે અને મેઘલ કરતાં નિલયમાં શોભાને વધારે રસ છે એ દર્શાવવા જ એમ કરવામાં આવ્યું હોવાની પ્રતીતિ થાય છે.

એ પછીના નિલય–મેઘલના સંવાદોમાં મિસ્ટર મજમુદારની કડક તંબાકુની વાસની, મિસ્ટર મહેતાએ શોભાને ભેટ આપેલા મિત્રની થતી વાતમાં પણ નિલયની દ્વેષવૃત્તિ અને શોભાની વૈવિધ્યપ્રિયતા પ્રગટ થાય છે. અહીંથી એકાંકી એના અંત તરફ ગતિ સાધે છે.

શનિવાર છે. મેઘલનો વારો. શોભા આવે છે. એ થાકેલી છે. મેઘલ એને એકલા સૂઈ જવા કહે છે. શોભા આભાર માને છે. એ સૂવા જાય છે. અહીં નિલય (?) સ્લીપીંગ પીલ્સ લાવી આપવાનો પ્રસ્તાવ મૂકે છે (અહીં નિલયને બદલે મેઘલ તો અપેક્ષિત નહીં હોય ને?) શોભા પણ 'નિલય' કહીને જ જવાબ આપે છે. પણ સંવાદોની તરેહ જોતાં ત્યાં 'મેઘલ' જ અપેક્ષિત છે. શોભા ના પાડીને કહે છે "હું ખૂબ થાકી ગઈ છું" ત્યારે મેઘલ એવી જ સંવેદનસિક્તતાથી કહે છે: "ના, તું હારી ગઈ છું શોભા!" શોભાનો ઉત્તર પણ એટલો જ મર્મવેધક છે: "શરૂઆતમાં હું જ જીતું છું, પણ મારી જીતથી હું જ થોડીવારમાં ઓચાઈ જાઉં છું." અને જાણી કરીને હારી જાઉં છું." અહીં હાર કરતાં ઓચાઈ જવાનો, ઓચાઈને થાકી જવાનો ભાવ જ વધારે છે. મેઘલ પણ એનું નિદાન કરતાં કહે છે. "તારી ઉંમર થઈ શોભા" ને ત્યારે શોભા એના ફોટા પાસે ઢગલો થઈને પડતાં કહે છે : 'હા નાથ' અહીં 'નાથ' માત્ર પ્રેમમય સંબોધન જ ગણવું. એના 'અર્થ'ની નહીં, એની પાછળ રહેલા ભાવજગતની જ એકાંકીકારને વિવક્ષા છે.

એકાંકીમાં, આગળ કહ્યું તેમ તેમનું પ્રતીક ઘણું જ બળુકું બન્યું છે અને એકાંકીની નાટ્યાત્મકતામાં પણ એ ઘણો ઉમેરો કરે છે. અહીં કોઈ એવો તર્ક પણ કરી શકે કે આખું એકાંકી મેઘલની અનુપસ્થિતિમાં, એના ફોટોની સામે ભજવાય છે અને મેઘલની ક્રિયાઓ કાલ્પનિક જીવંતતા ધારણ કરે છે. નિલય અને શોભા એના ફોટો સમક્ષ જ જાણે સંવનન કરતાં હોય એવું પણ અર્થઘટન થઈ શકે આપણે એવી લપ્પન-છપ્પનમાં પડવા કરતાં મેઘલ-શોભા-નિલયના આ નાટ્યાત્મક ત્રિકોણને કેવળ અભિનયક્ષમતાના સંદર્ભમાં જ સ્વીકારીશું તો ઈષ્ટ બનશે. એ બધું નાટ્યરૂપ ધારણ કરે છે એમાં જ ચિનુ મોદીની સફળતા રહેલી છે.

એકાંકીમાં કોલોકવીઅલ અંગ્રેજીનો અને એમ ગુજરાતી ભદ્ર વર્ગની એક વિશિષ્ટ લાક્ષણિકતાનો સારો એવો વિનિયોગ થયો છે. રમૂજ અને કટાક્ષનાં સ્થાનોનો તો નિર્દેશ અગાઉ થયો છે. વારિસ સાહેબ સાથેના શોભાના સંવાદોની લખનવ શૈલી દિલકશ છે. મેઘલ-શોભાના એક સંવાદમાં 'બીચ' શબ્દની આસપાસની તિર્યકતા ધ્યાનપાત્ર છે 'મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયાં'વાળી મેઘલની ઉક્તિ પણ વેધક છે. શોભામાં યુકતમિજાજી સંવાદોમાં રહેલી પ્રગલ્ભતા આસ્વાદ્ય છે. 'સ્ત્રી ઘરડી થાય એમાં પુરુષનો જ વાંક હોય છે.' 'કોઈપણ સ્ત્રીમાં એની સાથે સંબંધિત પુરુષને આકર્ષવાનું બળ હોય છે.' 'સ્ત્રીને મન પુરુષનાં નામ નથી હોતાં' જેવી અર્થાન્તરન્યાસી ઉક્તિઓની સૂત્રાત્મકતા જે તે સ્થાને અત્યન્ત અસરકારક રીતે ગૂંથી લેવામાં આવી છે.

'ખુલ્લાં બારણાં' શીર્ષક પણ અત્યંત વ્યંજક અને સાર્થક છે. શોભાના ઘરમાં કોઈપણ પુરુષ પ્રવેશી શકે છે અને એનાં આ કુટુંબને કશું જ ગુમાવવાનું નથી એ હકીકતને આ શીર્ષક આબેહૂબ વ્યક્ત કરે છે. ડોરબેલનો રણકાર અને બારણાંઓનું એમ જ ઊઘડી જવું

એકાંકીમાં ત્રણેક વાર દર્શાવવામાં આવ્યું છે. મેઘલ એક સ્થળે 'બારણું ખુલ્લું જ છે' એમ પણ કહે છે. આમ શીર્ષક પણ નાટકનો એક સાર્થ ભાગ બને છે.

એકાંકીમાં નાની વયના મેઘલ અને નિલય સાથેના બે ફ્લેશબેક અત્યન્ત ટૂંકા છે. પણ એ એકાંકી માટે આવશ્યક હોય તો યે અનિવાર્ય લાગતાં નથી. એકાંકીમાં દશ્યપરિવર્તનો ઘણાં છે. છતાં આખું એકાંકી સ્થાય છે એક જ સ્થળે ને આથી એની સઘનતા દુણાતી નથી. બલકે સમગ્ર એકાંકી એક પ્રકારની સુશ્લિષ્ટ સઘનતાની છાપ પાડે છે. એની એકધારી સોંસરી ગતિ પણ એને અખિલાઈ અર્પે છે. 'ખુલ્લાં બારણાં' ચિનુ મોદીનું સઘન, સક્ષમ અને અઘન એકાંકી છે. □

**પાત્રત્વ ભૂપેશ અધ્વર્યુ**

**નોંધ :** કેટલાંક વર્ષોથી ભૂપેશને સાહિત્ય અને કળાની પ્રવૃત્તિ નિરર્થક હોવાની પ્રતીતિ થવા માંડેલી, તેથી કૃતિઓ પ્રકાશનાર્થે મોકલવાનું લગભગ બંધ કરેલું. કોઈ આગ્રહપૂર્વક માંગે ત્યારે આપતો ખરો. છેલ્લાં વર્ષમાં એણે કશું સર્જનાત્મક લખવાનું પણ છોડી દીધેલું. હાથ પર લીધેલું અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના પત્રસંપાદનનું કાર્ય પૂરું થયા પછી તરત જ કલાપ્રવૃત્તિની નિરર્થકતા સૈદ્ધાંતિક રીતે પ્રસ્થાપિત કરવા એક લેખશ્રેણીનું આયોજન હતું. એ વિશે અંદરથી એ ખૂબ સ્પષ્ટ હતો, અને શ્રેણી પૂરી કર્યા પછી એ એનું બધું જ સર્જનાત્મક લખાણ અપ્રગટ રાખે કે નાશ કરે એવું પણ સંભવિત હતું. અહીં એની એક અપ્રગટ કૃતિ રજુ કરી છે.

□ ધીરેશ અધ્વર્યુ

**સલામ** દોસ્તો, આપણી પાસે લગભગ બે–અઢી કલાકનો સમય છે. મારે તમારી સમક્ષ એક વાર્તા રજૂ કરવી એમ મને કહેવામાં આવ્યું છે. તમે જોઈ શકો છો કે મારી પાસે કલમ કાગળ કશું નથી. અહીં સ્ટેજ ઉપર આવતા સુધી મને અહીં શા માટે બોલાવવામાં આવ્યો છે, મારે શું કરવાનું છે એ અંગે મને કશું જણાવવામાં

આવ્યું નથી. આ બિંદુએથી મારે શરુઆત કરવાની છે. ઓલરાઈટ, પાણીનો એક ગ્લાસ પીને હું તરત શરૂ કરું છું. શાંતિ.

શરુઆત કરું છું. પાત્રોના અનેક નામો છે. અનેક પ્રસંગો શરુઆત કરવા માટે પડેલા છે. પ્રસંગ વગરની શરુઆત પણ થઈ શકે છે, પાત્ર વગરની શરુઆત પણ થઈ શકે છે. વધારે ચર્ચામાં પડવું નથી. બે પાત્રો હું પસંદ કરી લઉં છું. સરળ રીત મુજબ એક સ્ત્રી છે, બીજો પુરુષ. બંને જુવાન છે. સ્ત્રીનું નામ કોમલા, પુરુષનું નામ નિગમ. વાર્તા પ્રણય તરફ આગળ વધવાના અણસાર મળી રહ્યા છે. પણ 'કન્ટેન્ટ'નું મહત્ત્વ નથી. આજ પૂર્વે ઘણી બધી પ્રણયકથાઓ લંબાઈ ગઈ છે. એ સર્વથી આ વાર્તાની પ્રતિભા સાવ જુદી ઊભી થાય એવો મારો પ્રયત્ન રહેશે. અસ્તુ હું આગળ વધું છું.

કોમલાને ફૂલોમાં ખૂબ રસ છે ને આઠસો જાતનાં ગુલાબના એક પ્રદર્શનમાં એ પ્રવેશે છે. નિગમ અત્તર બનાવનારી એક કંપનીમાં કામ કરે છે અને એ દષ્ટિએ એ પ્રદર્શન જોવા આવે છે. એ વિચારે વાર્તા પર આ પ્રસંગની ખૂબ અસર પડવા સંભવ છે. એને હવે વ્યવસ્થિત રીતે કેમ મૂકવી એના અંગે વિચાર કરવાનો છે.

શરુઆત નિગમના પ્રવેશથી કરવી કે કોમલાના? કે પછી ગુલાબના પ્રદર્શન અંગે આછી રૂપરેખા આપી જવી, શું કરવું? મિત્રો, કૃપા કરો. હું જાણું છું કે સાંજના વાળુનો આ તમારો સમય છે. વાર્તા લખવાના કાર્યની ગંભીરતાનો જેમને ખ્યાલ ન હોય એ કૃપા કરીને ચાલ્યા જાય. તમને પૂરતો રસ પડે એની હું તકેદારી રાખી રહ્યો છું. પણ તમે જોઈ શકો છો કે તૈયાર થયેલી સંપૂર્ણ વાર્તા સડસડાટ કહી જવાની સ્થિતિમાં હું નથી. બહેનોને વિનંતિ કે નાનાં છોકરાંઓને તુર્ત હોલની બહાર લઈ જવાં. દોસ્તો, કોમલ–નિગમની પ્રણયકથા રજુ કરવી છે પણ આટલો જૂનજૂનો વિષય સાવ અ–પૂર્વ રીતે રજૂ કરવો એ હંસીખેલ નથી. એ તાંતણાને ક્યાં લંબાવવો એ

અંગે વિચાર કરતાં મારે મારી હાર કબૂલવી પડે છે. વચ્ચે કોમલાના પિતાનું અથવા તો કોમલાના ભાવિ પતિનું પાત્ર દાખલ કરીને શંકાનો કીડો ઘૂમતો કરી શકાય પણ પછી વાર્તા ખૂબ 'ચીપ' બની જવાનો સંભવ છે બંનેમાંથી એકનું મૃત્યુ બહુ ગ્રેશ પ્રસંગ બની જાય એમ છે. સોરી, એ આખી યોજના ઉપર ચેકો મૂકીને આપણે નવેસરથી આગળ વધીએ.

પ્રસગને બદલે વર્ણનથી શરુઆત કરીએ અથવા તો અસ્તિત્વ અંગેનું ચિંતન પણ લાવી શકાય છે. આ શરુઆત કરતા પહેલાં મારે તમને જણાવી દેવું જોઈએ કે હમણાં હુ પરપોટા અંગે અભ્યસ કરી રહ્યો છું. પરપોટાઓ વિવિધ પ્રકારના હોય છે. પાણીમાં અને તેલમાં થતા પરપોટામાં ફરક હોય છે. નાના નાના અને એકી સાથે જૂથમાં રહેતા પરપોટાઓ વધુ વાર ટકે છે. મોટા પરપોટા જલદી ફૂટી જાય છે. ચીકણા અને ઘટ્ટ પ્રવાહીના પરપોટાઓ વધુ ટકે છે. સાબુના પાણીના પરપોટા આકર્ષિત કરે છે મને. પરપોટાનો આપણી હયાતી સાથે ગાઢ સંબંધ જોડી શકાય. હવામાં સાબુના પાણીના અનેક પરપોટાઓ તરી રહ્યા છે. અને સૂર્યનાં કિરણો એના પર પડીને સાત રંગમાં પ્રસરે તે પહેલાં જ એ બધા છાંયડામાં દોડી જાય છે. ત્યાંથી હું શરુઆત કરીશ. મિત્રો, આ પ્રકારના વર્ણનનો સંબંધ ચિંતન સાથે જોડીને માત્ર અટકી જવાનું નથી. એનો સમગ્ર વાર્તા સાથે સંબંધ જોડવાનો છે. તમે હવે જોઈ શકશો કે કોમલા અને નિગમની વાતની આપણી યોજના નકામી ગઈ નથી. પરપોટાની વચ્ચે એમનો પ્રવેશ કરવી શકાય તેમ છે. એક પરપોટામાં ગુલાબનું પ્રદર્શન ભરાયું છે. એક પરપોટામાં નિગમ છે, એકમાં કોમલા છે. બંનેના પરપોટા તરતાં તરતાં પેલા પ્રદર્શનના પરપોટાની નજીક આવે છે. પરપોટાની દીવાલોની આરપાર બંને પેલા ગુલાબનાં પુષ્પોને જોઈ શકે છે. પણ એ ત્રણે પરપોટા, અરે ત્રણમાંથી બે પરપોટા પણ જો અથડાઈ જાય તો બધું ફૂટી જવાનું છે.

પરપોટાની વાત અને ઊર્મિલા–નિગમની વાત સાવ અલગ અલગ રીતે ઉપસ્થિત થઈ હતી. બંને મળીને અચાનક વાર્તાનો પ્રારંભ રચાઈ ગયો છે, પણ કદાચ હું ખોટો પણ હોઈ શકું. મારે તમારા પ્રત્યાઘાતોની જરૂર છે. એ જુદા જુદા પ્રસંગોને એકઠા કરી દેવામાં ક્યાંક પણ અનૈસર્ગિકતા લાગતી હોય, કોઈ પણ દર્શક ભાઈને લાગતી હોય તો એમને એ અંગે મને સચેત કરવાની હું વિનંતિ કરું છું. ઓહ, પણ સ્ટેજની પશ્ચાદ્‌ભૂમાંથી આપ– આપ વ્યવસ્થાપકશ્રી શા માટે ધસી આવ્યા છો. ઓહ, સોરી, આપેલા અઢી કલાકમાં મારે વાર્તા જ રજૂ કરવાની હોઈ. વાર્તા અંગેના વિવેચનને વચ્ચે લાવવાનું ન હોય તો તેમ કરું– પણ મને લાગે છે કે– ભલે, ચાલો આગળ વધું છું.

આજુબાજુ હવા હતી ખરી પણ એને શ્વાસમાં લેવી એ જોખમ હતું–, કેમ કે એમ થતાં જ પરપોટાની દીવાલો સંકોચાતી હતી, અને એમાંથી એ ક્યારેક તૂટી જવાનો પણ ડર હતો. સદ્‌ભાગ્યે શ્વાસ લીધા વિના ચાલી શકતું હતું. અત્યાર સુધી તો કશી જ મુશ્કેલી ઊભી થઈ ન હતી. આજુબાજુ ક્યારે આ દીવાલ રચાઈ ગઈ, ક્યારે પગ ધરતી પરથી અદ્ધર થઈને હવામાં આવી ગયા એ ખબર પણ ન રહી, અને હવે આ પરપોટા ભેળો તે ઊડી રહ્યો હતો, તૂટતાં જ તે ધરતી પર પડીને ક્યાં તો ચૂરેચૂરા થઈ જાય અથવા તો એવું પણ બને કે પોતે કદાચ પરપોટાનો જ એક ભાગ હોય અને પરપોટા તૂટતાં તે પણ તૂટી જાય. પરપોટાના પાણીના પાતળા રજકણો જેમ ફૂટ્યા બાદ થોડી વાર તરીને ધરતી તરફ આવી જાય તેમ તેના રજકણોનું પણ બને.

વાર્તા જામી રહી છે. આપ સૌ એમાં એકાગ્ર થઈ ગયા છો તે હું જોઈ શકું છું. વાર્તાની લેખનશૈલી પર હું આવી ગયો છું. પણ તમે બધા આમ હાથ હલાવીને શાનો શોર કરો છો? હું સીધે સીધો વાર્તા ચાલુ રાખું અને વચ્ચે આમ ચર્ચા શરૂ ન કરી દઉં એમ તમારું કહેવું છે એ સમજું છું, પણ ભાઈઓ, એ વચ્ચેના ગાળામાં મારે

આગળનો ભાગ વિચારવાનો હોય છે. સ્વયંસેવકોને મારી વિનંતી કે યોગ્ય વ્યવસ્થા જાળવી રાખવા સંપૂર્ણ પ્રયત્નશીલ રહે.

સૂર્યની દાહકતા સતત અંદર પ્રવેશતી હતી. નિગમને ભય લાગ્યો કે હમણાં સૂર્યનું એકાદ કિરણ બીજાં કિરણો દ્વારા કોચાઈ કોચાઈને ચાગણી જેવી બની રહેલી પરપોટાની દીવાલ ભેદીને પ્રવેશશે ને આખો ગઢ કડડભૂસ થઈને વિખેરાઈ જશે. ત્યાં જ એક હડસેલે આખા પરપોટાને છાંયડા તરફ ધકેલી દીધો. નિગમની આંખોને નાનપણનો નદીમાં ડૂબવાનો પ્રસંગ યાદ આવી ગયો. "દાદાજી...દાદાજી" બૂમ પાડવા જતાં મોંમાંથી શબ્દોને બદલે કેવળ બૂડબૂડાબૂડ જ નીકળતું હતું. પાણી નાકના એક શ્વાસમાં પ્રવેશીને મગજના કોઈ અગોચર બિંદુ પર કીડીના ચટકાનું ચારે તરફ ફેલાઈ જતું ઝેરીલું આંદોલન બનીને વેરાઈ જતું હતું. આંખો મીંચાઈ ગઈ હતી ને ગભરાટમાં એક વાર આંખો ખૂલી ગઈ ત્યારે– પાણીબહારનું વિશ્વ પાણીમાંથી વિચિત્ર રીતે દેખાઈ ગયું. કેવળ આકાશ અને વૃક્ષની એકાદ ટોચ અને ત્યાંથી તીરની જેમ છૂટતું પંખી પાણીની આ પાતળી દીવાલને ભેદીને બહારના વિશ્વને જોવાના અનુભવને નિગમે એની સાથે મૂકી જોયો.

મિત્રો, કોમલા–નિગમ અને પરપોટાના પ્રસંગની વચ્ચે નદીમાં ડૂબવાનો આ પ્રસંગ વર્ણવી ગયો તે તમે જોયું? એ મારા અંગત જીવનમાંથી આવેલો પ્રસંગ છે. ત્યારે હું ખૂબ નિરાશ હતો. લાગતું હતું કે હું સાવ એકલો છું. આખા કુટુંબથી હું ધિક્કારાયેલો તો હતો જ. દૂર હડસેલાયેલો હતો જ. પણ પછી એક હૂંફ સાંપડી હતી. એ ન સાંપડી હોત તો એકલતા આટલી બધી તીવ્ર રીતે મહેસૂસ થતી ન હોત. પણ તે રાતે એક ગુનેગારવૃત્તિ અનુભવ્યા કરી. લાગ્યું કે મેં એની રગેરગમાં વિષ પૂરી દીધું છે. એ હવે જાણે વિષકન્યા છે મને એ હૂંફ—

સૉરી, એ વાત એટલી બધી અંગત કક્ષાની છે કે હું અહીં આગળ વધારી શકતો નથી. લાગણીવશ થઈ જવા બદલ ક્ષમા કરશો.

પરપોટાની વાત અને ડોમર્લા–નિગમની વાત સાવ અલગ અલગ રીતે ઉપસ્થિત થઈ હતી. બંને ભળીને અચાનક વાર્તાનો પ્રારંભ રચાઈ ગયો છે, પણ કદાચ હું ખોટો પણ હોઈ શકું. મારે તમારા પ્રત્યાઘાતોની જરૂર છે. બે જુદા જુદા પ્રસંગોને એકઠા કરી દેવામાં ક્યાંક પણ અનૌચિત્યતા લાગતી હોય, કોઈ પણ દર્શક ભાઈને લાગતી હોય તો એમને એ અંગે મને સચેત કરવાની હું વિનંતિ કરું છું. ઓહ, પણ સ્ટેજની પશ્ચાદ્‌ભૂમિથી આપ– આપ વ્યવસ્થાપકશ્રી શા માટે ધસી આવ્યા છો. ઓહ, સોરી. આપેલા અઢી કલાકમાં મારે વાર્તા જ રજૂ કરવાની હોઈ. વાર્તા અંગેના વિવેચનને વચ્ચે લાવવાનું ન હોય તો તેમ કરું– પણ મને લાગે છે કે– ભલે, ચાલો આગળ વધું છું.

આજુબાજુ હવા હતી ખરી પણ એને શ્વાસમાં લેવી એ જોખમ હતું–, કેમ કે એમ થતાં જ પરપોટાની દીવાલો સંકોચાતી હતી, અને એમાંથી એ ક્યારેક તૂટી જવાનો પણ ડર હતો. સદ્‌ભાગ્યે શ્વાસ લીધા વિના ચાલી શકતું હતું. અત્યાર સુધી તો કશી જ મુશ્કેલી ઊભી થઈ ન હતી. આજુબાજુ ક્યારે આ દીવાલ રચાઈ ગઈ, ક્યારે પગ ધરતી પરથી અદ્ધર થઈને હવામાં આવી ગયા એ ખબર પણ ન રહી, અને હવે આ પરપોટા ભેળો તે ઊડી રહ્યો હતો. તૂટતાં જ તે ધરતી પર પડીને ક્યાં તો ચૂરેચૂરા થઈ જાય અથવા તો એવું પણ બને કે પોતે કદાચ પરપોટાનો જ એક ભાગ હોય અને પરપોટા તૂટતાં તે પણ તૂટી જાય. પરપોટાના પાણીના પાતળા રજકણો જેમ ફૂટ્યા બાદ થોડી વાર તરીને ધરતી તરફ આવી જાય તેમ તેના રજકણોનું પણ બને.

વાર્તા જામી રહી છે. આપ સૌ એમાં એકાગ્ર થઈ ગયા છો તે હું જોઈ શકું છું. વાર્તાની લેખનશૈલી પર હું આવી ગયો છું. પણ તમે બધા આમ હાથ હલાવીને શાનો શોર કરો છો? હું સીધે સીધો વાર્તા ચાલુ રાખું અને વચ્ચે આમ ચર્ચા શરૂ ન કરી દઉં એમ તમારું કહેવું છે એ સમજું છું. પણ ભાઈઓ, એ વચ્ચેના ગાળામાં મારે

આગળનો ભાગ વિચારવાનો હોય છે. સ્વયંસેવકોને મારી વિનંતી કે યોગ્ય વ્યવસ્થા જાળવી રાખવા સંપૂર્ણ પ્રયત્નશીલ રહે.

સૂર્યની દાહકતા સતત અંદર પ્રવેશતી હતી. નિગમને ભય લાગ્યો કે હમણાં સૂર્યનું એકાદ કિરણ બીજાં કિરણો દ્વારા કોચાઈ કોચાઈને ચાનણી જેવી બની રહેલી પરપોટાની દીવાલ ભેદીને પ્રવેશશે ને આખો ગઢ કડડભૂસ થઈને વિખેરાઈ જશે. ત્યાં જ એક હડસેલે આખા પરપોટાને છાંયડા તરફ ધકેલી દીધો. નિગમની આંખોને નાનપણનો નદીમાં ડૂબવાનો પ્રસંગ યાદ આવી ગયો. "દાદાજી...દાદાજી" બૂમ પાડવા જતાં મોંમાંથી શબ્દોને બદલે કેવળ બૂડબૂડાબૂડ જ નીકળતું હતું. પાણી નાકના એક શ્વાસમાં પ્રવેશીને મગજના કોઈ અગોચર બિંદુ પર કીડીના ચટકાનું ચારે તરફ ફેલાઈ જતું ફુવ્વારીભર્યું આંદોલન બનીને વેરાઈ જતું હતું. આંખો મીંચાઈ ગઈ હતી ને ગભરાટમાં એક વાર આંખો ખૂલી ગઈ ત્યારે– પાણીબહારનું વિશ્વ પાણીમાંથી વિચિત્ર રીતે દેખાઈ ગયું. કેવળ આકાશ અને વૃક્ષની એકાદ ટોચ અને ત્યાંથી તીરની જેમ છૂટતું પંખી પાણીની આ પાતળી દીવાલને ભેદીને બહારના વિશ્વને જોવાના અનુભવને નિગમે એની સાથે મૂકી જોયો.

મિત્રો, કોમલા–નિગમ અને પરપોટાના પ્રસંગની વચ્ચે નદીમાં ડૂબવાનો આ પ્રસંગ વર્ણવી ગયો તે તમે જોયું? એ મારા અંગત જીવનમાંથી આવેલો પ્રસંગ છે. ત્યારે હું ખૂબ નિરાશ હતો. લાગતું હતું કે હું સાવ એકલો છું. આખા કુટુંબથી હું ધિક્કારાયેલો તો હતો જ. દૂર હડસેલાયેલો હતો જ. પણ પછી એક હૂંફ સાંપડી હતી. એ ન સાંપડી હોત તો એકલતા આટલી બધી તીવ્ર રીતે મહેસૂસ થતી ન હોત. પણ તે રાતે એક ગુનેગારવૃત્તિ અનુભવ્યા કરી. લાગ્યું કે મેં એની રગેરગમાં વિષ પૂરી દીધું છે. એ હવે જાણે વિષકન્યા છે મને એ હૂંફ—

સારી, એ વાત એટલી બધી અંગત કક્ષાની છે કે હું અહીં આગળ વધારી શકતો નથી. લાગણીવશ થઈ જવા બદલ ક્ષમા કરશો.

ટૂંકમાં ચારે બાજુ એકલતા હતી. હું દરિયાકાંઠે બેઠો હતો. સૂનકાર એવો વ્યાપી ગયો હતો કે કોઈના અસ્તિત્વનું ભાન ન હતું. ત્યાં દરિયામાંથી વિષકન્યાની ચીસો સાંભળી ને મારા નામના પોકારો સાંભળ્યા. હું ખાબક્યો. પાણીમાં ચોફેર હવાતિયાં મારવા માંડ્યાં.

દોસ્તો, તમે મારી મૂર્ખતા પર હસી રહ્યા છો. હું આ બધું અહીં ઉખેળું છું કેમ કે હું ગધેડો છું, પણ એ મારી નબળાઈ ગણજો. તમે તાળીના ગડગડાટ કરો છો. એનો અર્થ હું સમજું છું, પણ ભૂતકાળની એ યાદથી મુક્ત થવાનું મારે મન સરળ નથી. એ તરવર્યા કરશે ત્યાં સુધી હું આગળ નહીં વધી શકું, મારે એ પ્રસંગ પૂરો કરવો જ પડશે.

મેં જેને વિષકન્યા માની હતી, જેને રગેરગમાં તે રાતે મેં જ બળાત્કારના એક પ્રયત્નથી વિષ સીંચી દીધું હતું; જે હવે મને હૂંફ આપી શકે તેમ નહોતી, કેમકે હૂંફ આપવા જતાં કેવળ વિષ જ મારી રગમાં પ્રસરવાનું હતું. એ સ્ત્રીનું વિખરાયેલી કેશલતાવાળું મુખ મને હવામાં દેખાયું ને પેલી ચીસ સંભળાઈ, હું ખૂબ ખાબક્યો. ક્યાંય સુધી મેં હાથ વીંઝ્યા કર્યા. દરિયાની ખારાશને કેવળ આમથી તેમ ઉછાળ્યા કરી. મલબારી નાળિયેરના થોડાંક કોચલાંઓ અથડાઈને વહી ગયાં. પછી આંખ ખૂલી ત્યારે હું બિછાનામાં હતો ને પેલી વિષકન્યા ધ્રૂસકે ધ્રસકે બાજુમાં રડતી હતી. મારો પ્રયત્ન આપઘાતના પ્રયત્ન તરીકે નોંધાયો હતો.

તમારી અધીરાઈને વધારે રોકાવાનું કહેવાને બદલે હું આગળ ચાલું છું. હા, તો આપણે ક્યાં સુધી આવ્યા છીએ? પ્રોમ્પટર પ્રકારની કોઈ વ્યવસ્થા આવા વખતે ઉપયોગી થઈ પડે એમ છે. આગલી હરોળમાંથી કોઈ મને યાદ દેવડાવી શકશે? આંહ્હા, નદીનો અનુભવ આપણે પૂરો કર્યો, પરપોટામાંથી બહારની દુનિયાને નિગમ હવે જુએ છે.

ઈલેક્ટ્રિકના તારો ગોળાકારમાં વળી ગયેલા હતા. એની પર વજનદાર કાટલાની માફક લંગર લટકતાં હતાં. કોઈ લટકતું મરેલું ચામાચિડિયું પણ બાજુમાંથી પસાર થઈ જતું. એની પાંખની છેડે બે અર્ધવર્તુળના મિલનથી બનેલો ભાગ પર્વતની ટોચ જાણે કોઈએ ખેંચીને લાંબી કરી દીધી હોય એવો દેખાઈ જતો ને એની બીજી તરફથી પ્રકાશ વગરનો સૂર્ય ઉદય પામતો હોય તેમ બીજો પરપોટો ધસી આવતો. આ ઈલેક્ટ્રિક વાયરો, લંગર, ચામાચિડિયાનું શબ, બીજા અસંખ્ય પરપોટા– બધાથી બચવાનું હતું. હવાના વધારે પડતા ઝકઝોરથી બચવાનું હતું. સૂરજનાં કિરણોથી બચવાનું હતું. વધુ પડતું ઊંચે ચઢી ન જવાય એનાથી યે બચવાનું હતું જ, ને તેમ છતાં આજુ-બાજુનું વાતાવરણ પરપોટાના જળતત્ત્વનું બાષ્પીભવન પોતાની ઝડપે કર્યે જ જતું હતું. એ વાતાવરણ ન હોય તો યે ફૂટી જવાય તેમ હતું. બધેથી કેવળ બસ બચવાનું જ બચવાનું હતું. અને તે પછી પણ ન બચવાનું ને ન બચવાનું જ બાકી રહેતું હતું ! કેવળ ઊંચે શ્વાસે જ જીવવાનું હતું. અને છતાં શ્વાસ ઊંચો ચડાવવા જેટલો પણ શ્વાસ લેવો એ જોખમ હતું.

ભાઈઓ, તમે જોઈ શકશો કે ત્રણ પરપોટામાં કોમલા, નિગમ અને ગુલાબના ફૂલના પ્રદર્શનને મૂકી દેવાની હંબગ જેવી લાગતી વાતને મૂકતો કેવો ઘાટ ઊતરી રહ્યો છે. આશા રાખું છું કે મને આપેલી સમયમર્યાદા પૂરી થતાં સુધીમાં તમને હું મારી શક્તિ મતિ અનુસાર સારામાં સારું કશુંક આપી ચૂકયો હોઉં.

ઊંચે શ્વાસે જ જીવવાનું હતું ને છતાં ઊંચો શ્વાસ લેવો એ પણ જોખમ હતું. બધું ખાલીખમ હતું. આવાને ચાલ્યા જતા બીજા પરપોટા સાવ મૂંગા હતા. આ તરફ આંખ પણ નહોતા ફેરવતા. ત્યાં જ નીચેના ભાગમાંથી એક મોટો પરપોટો ધસી આવ્યો. એની વચ્ચે કેવળ નીલરંગી સફેદાઈને બદલે કશોક સળવળતો આકાર નિગમને દેખાયો. તેને

ઘડિયાળમાં કાંટો આગળ વધતો જાય છે. કોઈ ઉત્સાહી ભાઈ, વાર્તા લખવામાં રસ ધરાવતા કોઈ ભાઈ...આ વાર્તા મારા નામે મૂકવામાં આવવાની નથી એ જણાવી દઉં છું. વાર્તા નવેસરથી શરૂ થશે- નિગમ અંગેની બાજુ પર મૂકીએ આપણે જો કે—જો કે—પણ જવા દો, શાબાશ, આવો, આવો, આ તરફ ઊભા રહો. હજુ કોઈને ઈચ્છા હોય તો, અચ્છા, ઓલરાઈટ, શું નામ આપતું ?– જવા દો આપણે વાર્તા નવેસરથી શરૂ કરીએ.

જુઓ, માઈક પર કશીપણ રજૂઆત કરતાં પહેલાં હું તમને સમજાવી દઉં. વાર્તાનો પ્રારંભ એક પ્રતીકની રજુઆતથી............... વાર્તાનાયકની વ્યસ્ત મનોદશા અને એની આજુબાજુ ફેલાયેલા ભૂત અને ભાવિનો અણસાર એ રજુ કરી શકે. નાયક કોઈ એવી ઉલઝનમાં સપડાયેલો હોય છે કે એમાંથી પલાયન થવા માટે કેવળ તાલુકાને માટે નીકળતું સ્થાનિક છાપું 'બ્યુગલ' ઉઠાવી લે છે અને તાલુકાના પ્રતિષ્ઠિત કોંગ્રેસીની માંસલી વાતનો ફૂટનો ભંડો વાંચવા મંડી જાય છે. ત્યાં સામેની ભીંતપર સાપની લપકતી જીભને 'ગ્લોબ'ના અજવાળામાં પડતો પડછાયો જોઈને એ આંખ ઉઠાવે છે. ચમકવા જેટલું કુતૂહલ બચ્યું નથી હવે. કીચિક્ કીચિક્ જેવો વિચિત્ર અવાજ એની નજરને દીવાલસરસા ટાંગેલા લેમ્પ નીચેના અધખૂલા બારણાની છેવાડેની તિરાડ તરફ લઈ જાય છે. એક ગરોળીની સાથે બીજો ગરોળીનો કાળાં ધાબાંવાળો રાખોડી રંગ વીંટાઇ ગયેલો છે. બંનેના શરીરનો નીચલો છાતીને પેટનો ભાગ ફૂલે છે અને પગના પંજાની મદદથી એક-બીજા સાથે ચીપકવા મથે છે ને જીભ એકબીજાની આંખ પર લપક્ લપક્ લપકયા કરે છે. મોંમાંથી દારૂને વીંધીને આવતી ડચક.રા જેવી સિસોટીનો અવાજ સર્યા કરે છે. ત્યાં જ ફટાક્ કરતું બારણું આખું ખૂલે છે. કચરૂ કરતી ગરોળીઓ કોલુમાંની શેરડીની જેમ સાંકડી ફાટ વચ્ચે પીસાઈ જાય છે. ને ત્યાં જ નાયિકા પ્રવેશે છે.

સભામાં ઉપસ્થિત ગૃહસ્થો, તમે નાટકના ઉશ્કેરાઈ ચૂક્યા છો. વાર્તા હવે નવેસરથી શરૂ થઈ જ રહી છે. એક મિનિટથી વધારે રાહ તમારે જોવાની નથી. ખુરશીઓ પરથી ઊભા થઈ જનારાઓ સર્વ બેસી જાય. પાછળથી ધક્કાધક્કી મહેરબાની કરીને બંધ થાવ.

તમે કહો છો અને તમને જોવાની મારી નજર તરત બદલાઈ જાય છે. બનીને સાંભળ્યે જાઉં છું. 'વાર્તા આ રીતે રજૂ કરવાની આ યોજનામાં ખાસ ની વાર્તા માટે લેખકને આગળ વધવાનું સતત બળ મૂકતું રહે એ સંવેદનને આ આખી યોજનામાં સ્થાન છે જ ક્યાં? અને એને સ્થાન નથી તે પછી યે તમે– "મારી તરફ તમારી આંગળી જાય છે–" તમે વાર્તાની શરુઆત શરુઆતની શોધ કર્યા કરીને સહેજ જઈને પાછા ફરવાનું બાલકૃત્ય કર્યા કરવામાં જ આ આખા કાર્યક્રમને વધારે હાસ્યાસ્પદ બનાવી રહ્યા છો."

"ત્યારે?"

"વાર્તા જેની આસપાસ ઘૂમે છે એ ન્યુકલીઅસની ખોજ આ છેલ્લા પોણા કલાકમાં કરવા તમે પ્રયત્ન કર્યો છે ખરો?"

મારી સ્થિતિ વિચિત્ર છે. "જલદી, જલદી..." હું કહું છું. ગંભીરતાની જાત–છેતરામણીની નીચે સાચેસાચ હું ગંભીર હતો જ નહીં. પણ હવે ગંભીર બનવાનો તો કોઈ પ્રશ્ન જ નહોતો. સબૂર... સબૂર, ભાઈઓ, સાંભળો. આમ ગાંડા ન થાઓ. એક પથ્થર આવીને મારા કાનને છરકો કરતો નીકળી જાય છે. હું જોરથી તમારો હાથ પકડી લઉં છું. માઈક હાથમાં લઈને હું બરાડ્યે જાઉં છું.

શાંત થાવ ભાઈઓ...મારા તેજોદ્વેષીઓનું આ કાર્ય છે. કેટલાંક તોફાની તત્ત્વોને કારણે તમે બધા ન દોરવાઈ જાવ એમ હું ઈચ્છું છું. પચાક્ કરતું એક ઈંડું આવીને મારા કપાળ પર ચીકણું પીળું પ્રવાહી વેરી જાય છે. તમારા બુશશર્ટ ઉપર ફાટે છે. એનાં ખિચાંનાં છાંટા તમારી આંખમાં કણાની જેમ પડે છે.

અચાનક હું ઝબકી પડું છું. મારા મનમાં કશો પ્રકાશ થાય છે. એક પથરો આવે છે અને ખણણણ દઈને કાચ ફૂટવાનો અવાજ આવે છે. ક્યાંકથી વાયર તૂટે છે અને સભાની બધી લાઇટો ગુલ થઈ જાય છે વ્યવસ્થાપકોનો કોઈ પત્તો નથી. હું તમારો હાથ દૃઢતાથી દબાવું છું. મારે શું કરવું જોઈએ? અહીંથી સલામત છટકી જવું જોઈએ? પોલીસની સહાય માંગવી જોઈએ? સ્વયંસેવકો શું કરે છે? અને મારા મનમાં પહેલેથી છેલ્લે સુધીની લાઈટ ઝબકી જાય છે. જાણે કોઈક વાર્તામાં મારી સંડોવણી થઈ રહી હતી હું લેખક છું. તટસ્થ તાદાત્મ્યની વાત મને યાદ આવે છે. કોઈ વાર્તાના પાત્ર બનવામાંથી મારે છટકી જવું જોઈએ. ભાઈઓ તથા બહેનો જુઓ એક હતો રાજા, એક હતી રાણી ને એક જાદુગર હતો. બધા શાંતિથી બેસીને સંભળવા માંડતાં જ બધું થાળે પડી જશે. વાર્તા થાળે પડી જશે તમે મને એક ઝાટકો મારો છો, કાવતરું ગોઠવનારાઓએ તૈયાર રાખેલી હીજડાની એક ટોળી તાબોટા પાડતી મને ઘેરી લેવા માટે આ તરફ આવી રહી છે. આંખના કણાંની તકલીફને લીધે તમે માથને ઊંચું કરવા જાવ છો ને હું તમારી નજીક સરક્યા કરતો હોઉં છું ત્યાં ચમકું છું. તમારી છાતી મને અડકી જતાં હું પાછળ હટું છું. તમારી હેટ નીચે પડી જાય છે અને એમાંથી તમારો કેશકલાપ વિખેરાઈ જાય છે. પ્લીઝ... પ્લીઝ... મારે તમને હલબલાવવા છે. પ્લીઝ યાદ કરો તમે મને વાર્તારચનામાં મદદ કરો છો. તમે મારી વાર્તા સાંભળનાર છો. તમને વાર્તાનું પાત્ર બનવાની ફરજ પડી રહી છે એની સામે પડો.

"વાર્તા શરૂ કરો. હજી પૂરતો સમય છે." તમે કહો છો. □

તા. ૨૫–૧૦–'૭૨

## સ્વ. જયન્ત ખત્રીકૃત ટૂંકી વાર્તા
## 'ખીચડી'*

ડૉ. વિજય શાસ્ત્રી

'ખીચડી' કૃતિનો આસ્વાદદષ્ટિએ વિચાર કરતાં, લખડીના કુટુંબની ગરીબાઈની જે વિગતો લેખકે આપી છે તેનો વાર્તાના અંતિમ વાક્ય સાથે સંબંધ જોડીએ તો કૃતિના આસ્વાદનું નિયામક કેન્દ્ર– Determinant Centre– યુદ્ધકાલીન સામાજિક પરિસ્થિતિ અને તજ્જન્ય કરુણતા ગણી શકાય. વાર્તાનું અંતિમ વાક્ય [લખડીના અપંગ બાપ વડે પૂછાતું–] આ છે : 'ફોજદારસાહેબ, આ લડાઈનો ક્યારે અંત આવશે?'[1] અર્થાત્ લખડીનો બાપ, જે કંઈ તેમના કુટુમ્બમાં બની ચૂક્યું છે ને બની રહ્યું છે તેનો દોષ લડાઈની પરિસ્થિતિને માથે નાંખે છે. પાત્રની આ ઉક્તિને લેખકની ઉક્તિ ગણીએ તો યુદ્ધની વાસ્તવિક અને ઐતિહાસિક પરિસ્થિતિનો વાર્તાના કરુણ માટે વિનિયોગ થયેલો કહી શકાય. એ રીતે જોતાં સમકાલીન ઐતિહાસિક ઘટના / પરિસ્થિતિની પાર્શ્વભૂ પર આ વાર્તા રચાઈ છે. આમ છતાં લખડીના બાપની દૃષ્ટિએ જોઈને યુદ્ધકાલીન અને યુદ્ધોત્તર પરિસ્થિતિને જ જો સમગ્ર વૃત્તવિકાસ માટે જવાબદાર ઠેરવીએ તો રસદષ્ટિએ વાર્તાના અનુભવમાં કંઈક જુદો જ પરિપ્રેક્ષ્ય સર્જાય. માટે લખડીના વિભિન્ન ભાવવિવર્તોને જો આપણા આસ્વાદનું કેન્દ્ર બનાવીએ તો આપણે વાર્તાનો, તદંતર્ગત ધ્વનિનો બોધ પામી શકીએ. યુદ્ધની સ્થિતિને વાર્તાની ઘટનાઓ અને

*'વહેતાં ઝરણાં' સંગ્રહમાં.

૧ એજન પૃ. ૩૭

પરિસ્થિતિઓના સંચલન માટેનું માત્ર નિમિત્ત જ ગણીએ તો તન્નિમિત્તે લખડીના ભાવવિવર્તોનાં વિભિન્ન રૂપોને આસ્વાદ લઈ શકાય તેમ છે. અહીં ગરીબાઈની આખી ભૂમિકા માત્ર સહાયક રૂપમાં જ ઉપસ્થિત થયેલી–કલ્પાયેલી– ગણીએ તો લખડીના ભાવવિકાસની વિવિધ રૂપચ્છટાઓને તે કઈ રીતે સહાયક નીવડતી આવે છે તેની તપાસ રસપ્રદ બની રહે. આમ, પરિસ્થિતિ અને પાત્રવિકાસ પરસ્પરને ઘડતાં અને પરસ્પરથી ઘડાતાં આવે છે.

લખડીના કુટુંબની દરિદ્રતાની પડછે પણ લખડીમાં રોમાંચક–અને આનંદમય જીવન તરફ ખેંચાણ છે જ. લખડીના હૃદયમાં જીવનના રસ અને આનંદને સાવેગ માણવાની વૃત્તિ હયાત છે જ, પણ તેની દરિદ્રતાસભર કૌટુમ્બિક સ્થિતિમાં એ વૃત્તિ કૈંક બીજસ્વરૂપે પ્રચ્છન્નરૂપે યા અભાનપણે ઢબૂરાઈ રહેલી લેખક આલેખે છે. એક તરફ તેનું જીવન ગરીબાઈપ્રેરિત ઘટમાળમાં વીતી રહ્યું છે તો સાથોસાથ જ એ યાંત્રિક અને જડતાસભર જીવનની ગતિ પાછળ કદીક કદીક જીવનના આનંદને આકંઠ માણી લેવાની વૃત્તિ પણ પ્રગટ થતી રહે છે. લખડીમાં ઢંકાઈને રહેલી જીવનરસં માણવાની આતુરતાનું સૂચન લેખક આ રીતે આપે છે:

'પરોઢિયે પાણી ભરવા એ ઊડતી જાય ત્યારે એના મનમાં આખા દિવસના એક પછી એક કરવાનાં કામની ગણતરી ચાલતી હોય.'

અહીં લખડીનું મન રોજિંદાં કામોની ગણતરીમાં રાચતું આલેખ્યા પછી લેખક નોંધે છે:

'તોયે કોઈ ઝૂલતી ડાળે હિલોળતું પારેવું, કોઈ ઊઘડતા પ્રભાતનું એક કુમળું કિરણ, એની આંખ પલકારાની ફુરસદ લઈ, જોઈ લેતાં ચૂકતી નહીં.'

અહીં જીવનની યાંત્રિક, ત્રાસદાયક અને ફરજ રૂપે સ્વીકારવી પડેલી ઘટમાળમાંથી મુક્તિ પામવાનું એ ચૂકતી નથી એનો સંકેત મળી જાય છે. આમ, આ એકવિધ અને દુઃખદ જીવનગતિમાંથી છુટકારો મેળવી

કેશાક કોઈક સ્વપ્નલોકમાં છટકી જવાને તે ઝંખે તો છે જ. એક તરફ મુગ્ધ જીવન માટેની વ્યાકુળતા છે તો બીજી તરફ દારિદ્રસભર વાસ્તવ જીવનનો ઢસરડો છે. બંને સત્ય છે તેને માટે! પણ એક [વાસ્તવ]ની ઓથે બીજું [સ્વપ્ન] સાકાર થઈ શકતું નથી. પરિણામે તેના સ્વપ્નલોકની ફરતે જડતાનાં વેષ્ટનો વીંટાતાં જાય છે અને આખરે તેની સ્થિતિ એવી થાય છે કે 'એ ત્રાસ અને એ થાક સાવ સામાન્ય થઈ પડયાં હતાં. એટલાં બધાં સામાન્ય કે એનો ડંખ જતો રહેતાં એણે સમય અને ક્રમની સ્વાભાવિકત સ્વીકારી લીધી હતી.'

તેનો, વાસ્તવનો આ સ્વીકાર તેના સભાન મન વડે થયેલો કહી શકાય. તેની ફરજપરસ્તીની ભાવનાએ તેને જીવનની કુત્સિતતાનો સ્વાભાવિકતાપૂર્વક સ્વીકાર કરવા પ્રેરી છે. આમ, સભાનતાપૂર્વક તેણીએ પોતાના મનોદૂગમોને દમન કરી દૂર હઠાવ્યા છે. પણ જાગૃત અવસ્થામાં જેનો પરિહાર કરીએ એ વસ્તુને અસંપ્રજ્ઞાત મન– Sub conscious– માંથી દૂર કરી દેવાતી નથી.૨ એ ફ્રોઈડનો સિદ્ધાંત તેના પાત્રને સમજવામાં કામ લાગે તેવો છે. એટલે કે હિલોળતા પારેવા કે ઊઘડતા પ્રભાતના કુમળા કિરણ માટેની તેની ઝંખનાને વાર ધરીએ સાકાર થવાનો અવકાશ નથી એટલું જ, બાકી લખડીના માનસનો એ જ Vast અને Powerful પ્રદેશ છે અને લખડીની વર્તણૂક પાછળનો Concealed force પણ એ જ છે, driving power એ જ છે.

પછી, લેખકે ખીચડી કમાઈને કુટુંબને ખવડાવતી લખડીના રોજિંદા કાર્યક્રમની વીગતો આપી છે તે તો તેના મનોવ્યક્તિત્વનો small અને insignificant, superficial aspect જ છે. મા સાથે બેસીને ખીચડી ખાવાની રીતનું ચિત્રણ મૌનના લખડીના આવા મનોવ્યક્તિત્વ માટે એક મનોવૈજ્ઞાનિકના શબ્દોમાં કહીએ તો– 'In his earlier work Freud expressed the belief that man's psychic life consisted of two

main parts : the conscious and the unconscious. The conscious part, small and insignificant, presented but a superficial aspect of total personality, whereas the vast and powerful unconscious contained the concealed forces that are the driving power behind all human-behaviour.'– **'A History of Modern Psychology'** by : Duane P. Schultz : P. 280. Pub. Academic Press, New York.

૭.૨ હેઠળ રહેલી કરુણતા ઊપસાવે છે :

'પછી લખડી હાંડલામાંથી ઘસી ઘસીને ખીચડી એક થાળમાં ખાલી કરતી અને મા–દીકરી એક જ થાળમાં જમવા બેસતાં. એ છેલ્લા બાચકા પર એ જીવોનો સંબંધ ગજબનો હતો. બેમાંથી કોઈ કંઈ બોલતું નહિ. પણ બે હાથો જ્યારે ખીચડીનો પહેલો કોળિયો ઉપાડતા કે તરત જ એ સમજની ચૂપચાપ આપલે થઈ જતી કે આજે કોણે પેટ ભરીને ખાવું અને કોણે ભૂખ્યા રહેવું.'

અહીં વ્યવહારની એક ઘટના તે પોતે જ કરુણા અને તેને જન્માવતી માનવીય સમજથી વ્યાપ્ત હોવા છતાં વાક્યરચનાનો mode પણ વક્તવ્યને અસરકારક બનાવે છે. લખડીનો આવો જીવનવ્યવહાર અને તેની દેખીતી સ્વાભાવિકતા એ ઉપરછલ્લી દૃષ્ટિએ જોતાં ઈષ્ટ લાગે એવાં છે, કેમ કે ગરીબાઈથી પીડાતા કુટુંબને સહાયક થઈ પડવું એ તેનો ધર્મ આમ તો મંગળતત્ત્વસભર જણાય તેવો છે, પણ નૈતિક દૃષ્ટિએ મંગળ લાગતો એ ધર્મ કૃતક અને ઉપજાવી કાઢેલો છે, કેમ કે લખડીના માનસના મૂળભૂત બંધારણમાં તેનાં મૂળ નથી. તેની અકૃત્રિમ અને સાચ્ચી અનુભૂતિઓનું તિરોધાન તેને કરવું પડ્યું છે અને ફરજપરસ્ત બનવું પડ્યું છે એ ઘટના ખરેખર તો કરુણનો સબળ વિભાવ,

સામે છેડેથી જોતાં, જણાય છે. કેમ કે, યુવાન વયે જે સ્વાભાવિક વૃત્તિવલણો છે તેનું બળપૂર્વક થતું દમન જ તેને ભવિષ્યમાં શંકરશેઠની શય્યાભાગિની બનવા તરફ લઈ જવાનું કારણ બને છે. લેખકે પણ તેની આ ફરજપરસ્તીને ઝાઝી અભિનન્દી નથી જ. તેનો રોજિંદો વ્યવહાર કેવો યંત્રવત્ અને તેથી કૃત્રિમ છે તેનો સંકેત આપતાં લેખક કહે છે–

'રોજ ને રોજ એમ ફર્યે જતા એ ચક્કરના દાંતાઓ ઘસાતા અને એટલા તો ઘસાઈ ગયા હતા કે એ યંત્ર ખોટું થવાની અણી ઉપર, એ વ્યવહાર તૂટી પડવાની તૈયારી કરતો હતો.'

આમ ફરજપરસ્તીની સભાનતા પર ટકેલા વ્યવહારને તૂટવાપણું થાય છે એમાં ખરેખર તો લખડીના આંતરિક વ્યવહારે મોટો ભાગ ભજવ્યો છે. તેના, જીવનને માણવાના અધૂરા અને વણતોષ્યા કોડ જ અંદરથી તેના નીતિમય જીવનના કોટને કોરતા રહ્યા છે અને જીવનને ભરપૂરપણે માણવાની તેની આદિમ વાસનાએ કોરી ખાધેલ નીતિ–ભાવનાને તોડવામાં એ બહારથી ધક્કો મારતાં રહ્યાં છે. મનોવિજ્ઞાનની પરિભાષામાં ફ્રોઈડે જેને 'Id' તરીકે ઓળખાવી કહ્યું હતું કે 'The id...is the most primitive and least accessible part of the personality. The extremely powerful forces of the id include man's instinctive sexual urges and suppressed habit tendencies,... The id of course know no judgements of value. no good and evil, no morality આ ઉપરાંત 'લડાઈ, અછત, મોંઘવારી, નફાખોરી, ગરીબી, ભૂખમરો' તો છે જ.! આમ બાહ્યાભ્યન્તર પરિબળો, તેના જાળવીને ટોપલીમાં કેદ કરી રાખેલા આદિમ વાસનાના નાગોને, બંધનમુક્ત કરી, સળવળી ઊઠવા કામ કરી રહ્યાં છે, અને તેવામાં "એક દિવસ ખીચડી માટે પૈસા મળતા નથી"—નો . અકસ્માત બને છે. એ અકસ્માત છે છતાં લખડીના

મન અને જીવનક્રમથી પરિચિત ભાવક માટે સ્વાભાવિક છે. પેટ્રોલ છાંટી તૈયાર કરાયેલા પદાર્થ પર દીવાસળી ચાંપવા જેટલો મહત્ત્વનો છે. આદિમ આવેગોની સદ્યતૃપ્તિ ઝંખતું લખડીનું ચિત્ત એ આવકહીન દિવસને નિમિત્ત બનાવી દે છે. અહીં લેખકે ગરીબીની પાર્શ્વભૂનો પાત્રના ભાવાલેખન માટે કુશળતાથી ઉપયોગ કરી લીધો છે. અધૂરામાં પૂરું—વક્રતા તો જુઓ ! —તેનો બાપ (સગો બાપ જ) એને ઉશ્કેરે છે કે—"તારા જેવીને ખીચડી. 'Fragment of an analysis of a case of hysteria' In 'collected Papers' Vol: III Landon, Hogarth Press 1933 : P. 73-74 by Freud S. કમાવી એ રમત વાત છે—બહુ જ સહેલું છે સમજી ? સમજે છે ?" આ છેલ્લા 'સમજે છે ?' પ્રશ્ન દ્વારા લેખક કેટકેટલું સમજાવી દે છે ! લખડી બધુંય સમજે છે જ. વધુમાં બાપ લખંડીને 'જે કંઈ–તારે જ કરવાનું છે' કહીને અ–નિવાર્યતા ઊભી કરી આપે છે. ઘરમાં બધાં ભૂખ્યાં છે. તેમને ખવડાવવા માટે જે કંઈ કરવાનું હોય તે તેણે જ કરવાનું છે એ વાત વડે સરજાતી અ–નિવાર્યતા લખડીના પાત્રને ટ્રેજિક પાત્રની કટોકટીમાં મૂકી દે છે. જરા વિગતે જોઈએ તો લખડી પોતાની આદિમ વાસનાઓની તૃપ્તિ અલબત્ત ઈચ્છતી હોવા છતાં, ખીચડીને લીધે એ તૃપ્તિ મેળવી શકતી નહોતી. અને હવે ખીચડી માટે જ એની અતૃપ્ત વાસનાઓને તૃપ્ત કરવાની ક્ષણો આવી પહોંચે છે એ એની નિયતિનો એક ક્રૂર કટાક્ષ જ ગણાય. આમ જે ગરીબી તેની જીવનપરાયણતાને, આદિમ આવેગને રૂંધી રાખતી હતી એ ગરીબી જ રૂંધામણ ફગાવી દેવાની ફરજ પાડે એમાં રહેલો વ્યંગ્ય આસ્વાદ્ય છે. આ બધું છતાં તે સહસા આવા– વાસનાતૃપ્તિ દ્વારા ખીચડી મેળવવાના– માર્ગે જવા તૈયાર થઈ જતી નથી એ તેના પાત્ર પરત્વેની સમભાવની લાગણી જાળવી રાખે એવી વિગત છે. પછી તે મેડેથી ઊતરે છે ત્યારેય વાસનામોક્ષ વડે દારિદ્રમોક્ષની રીત તેને મૂંઝવે છે. તેની મૂંઝવણને દૂર કરતો ધક્કો વાગે છે

'રસોડાની વચમાં પાણીનાં ભરેલાં ટોપિયાં અને માટલાં અને ખીચડીનાં ખાલી હાંડલાં' તરફથી. 'ખીચડીનાં હાંડલાંનું 'ખાલીપણું' તેના અવૈધ રીતે વાસનાતૃપ્તિ કરવાના ડગુમગુ વિચારને દૃઢ નિશ્ચયમાં પલટી નાખે છે. આમ, લખડીનું નીતિદૃષ્ટિએ થતું સ્ખલન ક્રમશઃ ભિન્ન ભિન્ન પરિસ્થિતિઓ વડે પોષણ પામતી આવેલી મનોવૃત્તિની પરાકાષ્ઠા રૂપે લેખકે યોજ્યું છે. ટૂંકમાં—

૧. લખડીની જીવનના આનંદોને, રસોને માણવાની વૃત્તિ– Primal feelings.

૨. ફરજપરસ્તીની સભાનતા વડે તેનું થયેલું દમન અને તેના સદ્ય આવિષ્કાર અર્થે તૈયાર થયેલી ભૂમિકા.

૩, દમનની વધતી તીવ્રતા – ઉદ્દામતા.

૪. એક દિવસ એકે પૈસો ન મળવાનો અકસ્માત.

૫. "તારા જેવીની ખીચડી કમાવી રમતવાત છે" એ અને "જે કંઈ– તારે જ કરવાનું છે"– એવાં બાપનાં વચનો. અને

૬. ખીચડીનાં ખાલી હાંડલાં

–એમ એક પછી એક, તેને શંકર શેઠ સાથે અનૈતિક વ્યવહારમાં સંડોવતાં પરિબળો જોઈ શકાય તેમ છે.

તળાવને કિનારે તેનું અને સંધ્યાનું સામ્ય લેખકે દર્શાવ્યું છે કે 'આજની મરી જતી સંધ્યા સાથે જૂની લખડીનું મોત સરજાઈ રહ્યું હતું." આ 'જૂની લખડી' તે પોતાના આદિમ આવેગોને ફરજપરસ્તીના નિયમનમાં રાખતી લખડી સમજવું અઘરું નથી.

અહીંથી લેખકનો કેમેરો હવે લખડીની તૃપ્તિક્ષણોનાં ચિત્રાંકનો કરવા તરફ વળે છે. અત્યાર પહેલાં અતૃપ્ત લખડીની છબી જોઈ, હવે તૃપ્તિ મેળવી રહેલી લખડીની– ચાલુ વર્તમાનકાળની છબી જોઈએ. શંકર શેઠ તેના પર હુમલો કરે છે ત્યારે–

ત્યાં તો 'ટપ' દઈને બત્તી ઓલવાઈ ગઈ. 'હાશ', લખડીના મનમાંથી અવાજ આવ્યો : 'કેવું સરસ અંધારું!' આદિમ આવેગોના પ્રવર્તનના પ્રતિરૂપ લેખે અંધકારની વ્યંજના વાસ્તવિક બની છે. વૃત્તિઓની સાક્ષાત્કાર ક્ષણોએ તેને 'સ્ત્રી હોવાનું આહ્લાદજનક ભાન' થતું લેખક નોંધે છે. ત્યારે લખડી પોતાના એ અનુભવની ક્ષણોને નીતિ-અનીતિથી પર બનીને- Amoral- ઘટના લેખે માણે છે. પણ આમ A-moral અવસ્થામાં રહીને જીવનના રોમાંચને માણવાનું ભાગ્ય, ધન્યતા તેની નિયતિમાં નથી. અભાન/અસંપ્રજ્ઞાત મનનો મુક્ત વિહાર ઘડી બે ઘડીનોય નથી થતો ત્યાં જ તેને કુટુંબની યાદ આવી જાય છે- 'દાદર નીચે લટકતા બે લંગડા પગો, એ ધીમી, તાલબદ્ધ અને ખોખરી વાગતી એની માની ખાંસીની ઘૂઘરીઓ' એના આદિમ આવેગના સાક્ષાત્કારની ધન્ય ક્ષણોને અભડાવવા દોડી આવે છે અને વાસ્તવની કદંયતા વડે વણસી જતી એ આનંદક્ષણોના આઘાતક ભાનની સ્થિતિને તે હાંડલામાં બફાતી ખીચડીની સ્થિતિ સાથે સરખાવે છે. લખડીના જીવનનો કરુણ તે ગરીબી નહીં, ગરીબી નિમિત્તે વણસી જતી આનંદક્ષણોની વ્યથા છે. ક્ષણ વાર હાથમાં આવેલું સ્વર્ગ ઝૂંટવાઈ જાય અને જે અવસાદ રહે તેવો અવસાદ લખડીના મનમાં વ્યાપી વળે છે. પુનઃ એ ધન્યતાની સ્થિતિ-Rapture-માં જવાની તેની ઝંખનાનું સૂચન 'જીવનમાં એટલી જ મોકળાશ, ભવ્યતા, અને ઉદારતા ન જ આવી શકે?' વાક્યમાં જડે છે.

આ અનુભવ તેના સમગ્ર અસ્તિત્વને એટલો તો હચમચાવી જાય છે કે હવેથી તે જાણે સ્વપ્નલોકનિવાસિની જ બની રહે છે. ગરીબીસભર કુટુંબમાંથી થયેલો તેનો ટૂંક મુદતી escape તેને વાસ્તવ-વ્યવહાર પરત્વે outsider બનાવતો જાય છે. તેનો માર્ગ હવે ફંટાઈ ગયો છે તેનું સુચન "એની માને એણે એક જ થાળીમાં પીરસતી જોઈ એ કશુંક બોલતાં બોલતાં જ ગઈ" એ બોલી-બોલીને એટલું જ બોલત કે "હવે આપણા માર્ગ ફંટાઈ ગયા છે." પણ એ

સ્વપ્નલોક કદીય સાકાર ન થવાનો હોઈ લખડીની ઝંખના વિકૃત બનીને વિકસે છે.'એ હાસ્યમાં નવીનતા, કુતેહ અને નફ્ટાઈ હતાં." મુગ્ધાવસ્થાનું ધીટતાએ લીધેલું સ્થાન એ લખડીના જીવનનો કરુણ છે. આમ, લખડીનાં ભાવપ્રવર્તનોમાં જ કરુણની સઘળી સામગ્રી પડેલી હોઈ, યુદ્ધકાલીન સ્થિતિનું, વાતીના અંતભાગે થતું સૂચન બિન-મહત્ત્વનું બની રહે તેવું છે, એટલું જ નહિ. **તેની ગેરહાજરી** વાર્તાની કલાત્મકતાને વધુ પોષક બનત. ▭ ▭

સરખાવો :- Brunetiereનું 'the theme of the short-story must be socially insignificant એ વિધાન Walter B Pitkinના 'The Art and the Business of story writing' પુસ્તકનું પાનું ૨૧

---

## સાહિત્યવ્રત

સદ્‌ભાવ પ્રકાશન, ૫૭/૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ, અમદાવાદ–૩૮૦૦૦૧–તરફથી ડો. સુરેશ હ. જોષી સંપાદિત 'આયુજ્ય' નામે વાર્ષિક જાન્યુઆરી ૧૯૮૩માં પ્રગટ થશે, જેનું લવાજમ રૂા. ૨૫/– છે, તે ભરવાની છેલ્લી તારીખ ૨૪ નવેમ્બર ૧૯૮૨ છે. ડબલ ક્રાઉન સાઈઝ વ્હાઈટ પેપર, અઢીસો પાનાના આ ગ્રન્થમાં સાહિત્ય, લલિત કળા, ફિલ્મ અને ખાસ કળા વિભાગ આદિ વિભાગો હશે. સાચવી રાખવા જેવા આ પ્રકાશનને ગુજરાતના મોટા ભાગના સાહિત્યકારોનો સહયોગ સાંપડ્યો છે.

## દીકરો / આલ્બર્ટો મોરાવિયા

તે દિવસે બાળકલ્યાણ સમિતિની યુવાન કાર્યકરે અમારે ઘરે આવીને પૂછયું. 'આખર, તમે કયા વિચારે આટલાં બધાં બાળકો સંસારમાં લઈ આવ્યા ?' તો મારી પત્નીએ ભલે થોડા ક્ષોભથી પણ સાચી વાત કહી દીધી, 'અમે અમીર હોત તો અમે પણ સાંજે ફિલ્મ જોવા જતે. પણ અમે અમીર નથી એટલે જલદી પથારીભેગાં થઈ જઈએ છીએ. એટલે અમારાં બાળકોમાં વધારે થતો જાય છે.'

પેલી યુવતી મારી પત્નીનો જવાબ સાંભળ્યા પછી બીજું કશું જ પૂછી શકી નહીં, તરત ચાલી ગઈ. મેં પત્નીને ધમકાવી કે દરેક વખતે સાચું બોલવાની જરૂર હોતી નથી...પહેલાં જોઈ લેવું જોઈએ કે પોતે કોની સાથે વાત કરી રહી છે.'

જ્યારે હું યુવાન હતો અને હજી મારા લગ્ન થયા નહોતા, ત્યારે હું ચોરી, ધાડ અને ખૂન જેવી ખબરો રસપૂર્વક વાંચતો હતો– એ બધી ઘટનાઓ સામાન્ય માણસો પર મુસીબતોનો પહાડ નાખી દેતી હતી. મને એ લોકો પર ઘણી દયા આવતી. એમની સ્થિતિ કહેવાતી – દયાજનક ! મેં ક્યારે ય વિચાર્યું યે નહોતું કે એક દિવસ એવો આવશે જ્યારે મારે પણ એવી દયાજનક સ્થિતિમાં મુકાવું પડશે...

મેં કહ્યું તેમ, એ વખતે હું યુવાન હતો અને એ જાણતો નહોતો કે એક મોટા કુટુંબના ભરણપોષણનો અર્થ શો થાય છે !

...અને હવે મને આશ્ચર્ય થાય છે કે મારી સ્થિતિ ખરેખર જ દયાજનક છે।

હું વાંચતો કે એવા લોકો દરિદ્રાવસ્થામાં જીવન ગુજારે છે...અને આજે હું બરાબર એવું જ જીવન ગુજારી રહ્યો છું. મેં એ પણ વાંચ્યું હતું કે એવા લોકો એવા મકાનમાં રહે છે કે જેને 'મકાન' જ કહી શકાય નહીં...આજે હું, મારી પત્ની અને છ બાળકો જે કોટડીમાં રહીએ છીએ તેમાં કંતાન અને ચીંથરાં સિવાય કશું નથી. વરસાદમાં ખુલ્લી સડક પર પડતું હોય એમ કોટડીમાં પાણી પડે છે. એક વાર મેં એક કિસ્સો વાંચ્યો હતો, '....જ્યારે એ સ્ત્રીને જાણ થઈ કે પોતે ગર્ભવતી છે તો એણે છુટકારો પામવા માટે એક બહુ ખરાબ નિર્ણય કર્યો...!' અને મને જ્યારે ખબર પડી ત્યારે અમે, મેં અને મારી પત્નીએ એવું જ પગલું ભરવાનો નિર્ણય કર્યો. અમે નક્કી કર્યું કે જેવું બાળક સહેજ ઉછરી આવશે ત્યારે એ બાળકને કોઈ દેવળમાં, કોઈ અજાણ્યા માણસની દયા માયા પર છોડી આવીશું.

કેટલીક દયાળુ સ્ત્રીઓની સિફારશથી પત્નીને એક હોસ્પિટલમાં પ્રવેશ મળી ગયો, અને એ બહુ વહેલી તંદુરસ્ત બાળકને લઈને ઘેર પાછી ફરી. પણ, કોટડીમાં પગ મૂકતાં જ એણે કહ્યું, 'હોસ્પિટલની હાલત તો તમે જાણો જ છો, તો પણ, મારું ચાલતે તો અહીં આવવાને બદલે હું ત્યાં જ રહેવાનું પસંદ કરતે...'

બાળક જાણે માની વાત સમજી ગયું અને એ જોર જોરથી રડવા લાગ્યું. એ સુંદર અને સ્વસ્થ હતું, પણ એનો અવાજ તીખો હતો. તે દિવસથી રાત્રે શાંતિથી સુવાનું અમારે માટે મુશ્કેલ બની ગયું.

▭

મે માસમાં હવા સહેજ ગરમ થવા લાગી, ઓવરકોટ પહેર્યા વિના બહાર નીકળવું સરળ થઈ ગયું ત્યારે અમે એક દિવસ અંધારી કોટડીમાંથી નીકળીને રોમ તરફ ચાલી નીકળ્યાં. પત્નીએ બાળકને છાતીએ

વળગાડી રાખ્યું હતું. એણે બાળકને ચીંથરાંમાં એવી રીતે લપેટયું હતું કે એને બરફ પર મૂકી દઈએ તોયે, એને ઠંડી ન લાગે. જે અણગમતા કામ માટે અમે નીકળ્યાં હતાં, કદાચ તે ભૂલવા માટે જ એ રસ્તે એ એકધારી બોલ્યા કરતી હતી. એ ક્યારેક કહેતી કે ઊંચા ઘરના લોક જાય છે એવા દેવળમાં બાળકને મૂકી આવીશું, જેથી બાળક કોઈ સુખી ઘરમાં સુખ સગવડમાં ઉછરે...! ક્યારેક મેડોનાના નને બનેલા દેવળમાં બાળકને મૂકી આવવાની દલીલ કરતી, કેમકે મેડોના પાસે પણ એક બાળક હતું, અને બનવાજોગ છે કે આપણી હાલત જોઈને દેવી આશીર્વાદ આપે અને બાળક કોઈ સારા ઠેકાણે પહોંચી જાય.

એની વાતો થકવી નાખનારી હતી. હું મને બહુ બોઝિલ અનુભવતો હતો. વાસ્તવમાં હું એવું કામ કરવા માંગતો નહોતો અને મારું માથું શરમથી ઝૂકી જતું તો પણ, હું મને વારંવાર સ્વસ્થ રાખવાના પ્રયત્નો કરતો, પત્નીને આશ્વાસન આપતો રહ્યો. મેં એની બધી વાત સાંભળીને કહ્યું, 'મારા મનમાં એક વાત આવે છે...આપણે એને સેન્ટ પીટરના દેવળમાં શા માટે મૂકી ન આવીએ?'

એ ક્ષણેક તો અટકી, ચૂપ રહી, પછી બોલી, 'ના, એ બહુ મોટું સ્થળ છે. બનવાજોગ છે કે ત્યાં એના પર કોઈની યે નજર ન પડે. મને તો પેલી સુંદર દુકાનોની પાછળ આવેલા નાના દેવળમાં બાળકને મૂકી આવવાનું ઠીક લાગે છે....ત્યાં અમીરોનાં ઝુંડનાં ઝુંડ આવે છે.'

એ દેવળ વિયાકાંદરેમાં હતું. એટલે અમે તે તરફ જતી બસમાં બેસી ગયાં. આખા રસ્તે પત્ની ચૂપચાપ બેસી રહી. થોડી થોડી વારે એ, બસ, બાળકને ઊની ધાબળામાં ઢાંકયા કરતી, અને પછી એનું મોઢું ખોલતી, અને બાળક સામે જોયા કરતી. એના નાનકડા શરીર પર હતા એવા જ ફાટેલા જૂનાં કપડાં હતાં. હા, એનું ઊની સ્વેટર સરસ હતું અને જાણે એ બતાવવા માટે જ બાળક વારંવાર હાથ બહાર કાઢ્યા કરતું હતું.

ગોલદાની પહોંચીને બસમાંથી ઊતર્યાં પછી પત્નીએ ફરી બોલવા માંડ્યું. એ એક ચોકસીની દુકાને ઊભી રહી અને આંગળીથી સંકેત કરતી બોલી, 'જુઓ, આ ઝવેરાત કેવાં ચમકદાર અને સોહામણાં છે. આ તરફ લોકો આવી ચીજો ખરીદવા જ આવે છે. ગરીબ માણસ તો આ બાજુ ફરકતો યે નથી. ખરીદી કરતાં કરતાં જ એ સમય કાઢીને પ્રાર્થના કરવા દેવળમાં જાય છે...અને ત્યારે તેઓ સારા મૂડમાં હોય છે, એમાંના કોઈની નજર બાળક પર પડશે.' એ બાળકને છાતીએ વળગાડીને જાણે ઊંઘમાં બબડતી હોય એમ બોલતી હતી.

થોડીવારમાં જ અમે દેવળે પહોંચ્યાં. એ નાનકડા દેવળની ભીંતો પીળા રંગે રંગેલી હતી. એક ખૂણામાં વેદી હતી. પત્નીએ યાદ કરતાં કહ્યું, 'હવે આ દેવળ પહેલાં જેટલું સુંદર નથી રહ્યું.' ત્યાં એક બાજુએ રાખેલા પવિત્ર જળમાં આંગળી બોળી એણે ક્રૂસનું નિશાન કર્યું...પછી આમતેમ ફરીને શંકાની નજરે જોવા લાગી. ફાનસના ઝાંખા ઉજાસમાં ખુરશીઓ, વેદી અને ભીંતો પરનાં ચિત્રો જોતી એ નક્કી કરતી હતી કે બાળકને ક્યાં મૂકી જવું સારું રહેશે.

એવામાં લાલ વસ્ત્રોમાં સજ્જ, સોનેરી વાળવાળી એક યુવાન છોકરી અંદર આવી. એણે ઝૂકીને ભાગ્યે જ એક મિનિટ પ્રાર્થના કરી, ક્રૂસ કર્યો અને અમને જોયા વિના જ ચાલી ગઈ. એ જોઈને પત્ની એકાએક બોલી, 'ના, અહીં બાળકને છોડી જવું ઠીક નથી. અહીં આવનારા આ છોકરી જેવા જ હશે. એ લોકો ઉતાવળે આવે છે અને મન બહેલાવવા માટે ફરી દુકાનો તરફ ચાલ્યા જાય છે. ચાલો, જઈએ.'

અમે બહાર આવી ગયાં. ચોકની પાછળ આવીને અમે બીજા દેવળમાં પ્રવેશ્યાં. એ દેવળ આગલા દેવળ કરતાં ઘણું મોટું હતું. ચારે તરફ અંધકાર પ્રસરેલો હતો. જાતજાતની ચીજો આમતેમ લટકતી હતી. કાચનાં વાસણોમાં દિલના આકાર જેવી ચીજો ધૂંધળા પ્રકાશમાં ચમકતી હતી. એ વખતે ત્યાં ઘણા લોકો હતા. એક જ નજરે મેં જોઈ લીધું કે આ શાંત સ્વભાવના લોકો છે.

ત્યાં દેવળના ચબૂતરાની વચ્ચોવચ ઊભેલો એક પાદરી હાથ હલાવી હલાવીને ઉપદેશ આપતો હતો. ઊભા રહેલા લોકો એની સામે જોઈ રહ્યા હતા.

મને લાગ્યું કે અમે યોગ્ય સમયે અહીં આવી પહોંચ્યા છીએ. આ વખતે કોઈનું યે ધ્યાન અમારી તરફ નહોતું. મેં પત્નીને કાનમાં કહ્યું, 'બાળકને અહીં જ મૂકી જવું ઠીક રહેશે.'

એણે સંમતિમાં માથું હલાવ્યું. અમે દબાતા પગલે એક અંધારા ખૂણે સરકી ગયાં. પત્નીએ ધાબળાના છેડાથી બાળકનું મોઢું ઢાંકી દીધું, અને એને એક ખુરશી પર એવી રીતે મૂકી દીધું, જેમ કોઈ પોતાના હાથને રાહત આપવા માટે ઉપાડેલો બોજ નીચે મૂકી દે છે. પછી એ બંને હાથે પોતાનો ચહેરો ઢાંકી ઘણી વાર સુધી દબાયેલા સાદે પ્રાર્થના કરતી રહી. મને કંઈ જ સમજ ન પડી કે મારે શું કરવું, બસ, નિરીહ જેવો ઊભો રહી ભીંત પરનાં ચિત્રો જોતો રહ્યો.

છેવટે એ ઊઠી, ક્રુસ કર્યાં અને ત્યાંથી દૂર ખસવા લાગી. હું એની પાછળ પાછળ ચાલ્યો...અને ત્યારે પાદરીની ગંભીર વાણી સંભળાઈ, '...અને ઈસૂ મસીહે કહ્યું, પીટર, તું ક્યાં જાય છે?...' હું ખળભળી ગયો. મને લાગ્યું કે પાદરી મને જ પૂછે છે.

તો પણ, અમે રોકાયા વિના આગળ વધતાં ગયાં, પણ બારણે પહોંચ્યાં કે તરત કોઈનો કોમળ સાદ સંભળાયો, 'મેડમ, આ ખુરશી પર તમારું બંડલ રહી ગયું છે.'

કાળાં કપડાં પહેરેલી એ સ્ત્રી દેવળમાં રહીને સાદું જીવન જીવનારી સ્ત્રીઓમાંની હતી.

'અરે હા! ઠીક છે' પત્નીએ કહ્યું, 'ધન્યવાદ! હું ખરેખર ભૂલી ગઈ હતી.'

▭

અમે પાછાં ફરી બંડલ ઉપાડી લીધું અને મૂર્હાની જેમ પડેલા મોઢે બહાર નીકળી ગયાં. સાવ બહાર આવીને પત્નીએ કહ્યું, બિચારાને કોઈ ચાહતું નથી!' એની એ વાત, પોતાની ચીજ મોંઘા ભાવે વેચવા નીકળેલાને બજારમાં કોઈ જ ગ્રાહક ન મળે, એના જેવી હતી.

એ દેવળ પત્નીને સારું, છાયાવાળું લાગ્યું. એ ધીમેથી બોલી, 'આ તો આપણે ઈચ્છતાં હતાં એવી જ જગ્યા છે.' એ ઉત્સાહપૂર્વક દેવળના એક નિર્જન ખૂણે ગઈ. ત્યાં એણે બાળકને બેંચ પર સુવડાવી દીધું, અને પ્રાર્થના કે ક્રૂસ કર્યા વિના તરત બારણા તરફ ચાલવા લાગી....જાણે એના પગ નીચેની જમીન જ ચાલતી હોય એમ! એણે બાળકનું મોઢું યે ચૂમ્યું નહીં!...અને ત્યાં તો આખું દેવળ બાળકના રુદનથી ગાજી ઊઠયું. એ એનો પયપાન કરવાનો સમય હતો, એટલે એ ચીસો પાડી રડતું હતું. એનો તીખો અવાજ સાંભળી કદાચ પત્નીનું માથું ચકરાઈ ગયું, કેમકે પહેલાં તો એ બારણા તરફ દોડી પણ પછી વળતા પગલે એ બેંચ પાસે પાછી ફરી. ઝડપભેર બોડીસ ખોલી બાળકને પયપાન કરાવવા લાગી.

બાળક ભૂખ્યાની જેમ ધાવવા મંડયું, ત્યાં કોઈનો કડક સાદ આવ્યો, 'ભગવાનના ઘરમાં તારાથી આ કામ થઈ શકે નહીં. ચાલ ઊઠ, બહાર નીકળી જા!' એ દેખભાળ રાખનારો સફેદ દાઢીવાળો ડોસો હતો.

પત્નીએ બોડીસને સરખી કરતાં કહ્યું, 'પણ, તમે તો જાણો જ છો, દેવી મેડોના તો છબિઓમાં હમેશાં બાળકને હાથમાં લઈને ઊભેલી દેખાય છે...'

'તું....તું તારી સરખામણી મેડોના સાથે કરે છે?...ઘમંડી સ્ત્રી!' એનો ગુસ્સો ભભૂકી ઊઠયો, 'નીકળ, નીકળી જા અહીથી...'

અમે દેવળની બહાર આવ્યાં. એક પાર્કમાં બેસીને પત્નીએ બાળકને પયપાન કરાવ્યું. ધરાઈને બાળક ઊંઘી ગયું.

સાંજ પડવા આવી હતી. દેવળો બંધ થવા આવ્યાં હતાં. અમે હાર્યાં થાકયાં વિચારવા લાગ્યાં કે હવે શું કરવું ? અમે એક અનૈતિક કામ કરીએ છીએ એવા વિચારે હું પરેશાન હતો. પછી મેં પત્નીને કહ્યું, 'સાંભળ, આમ તો કંઈ થશે નહીં. તરત રાત થઈ જશે, આપણે ઝટઝટ કશુંક નક્કી કરવું પડશે.'

એણે કડવાશથી કહ્યું, 'એ તમારું લોહી પણ છે. શું તમે એમ ઈચ્છો છો કે હું એને કોઈ ખૂણે ફેંકી દઉં ? લોકો બિલાડી સામે છિછરા ફેંકે છે એમ ?'

'ના, ના, મારા કહેવાની મતલબ એવી નથી... પણ, કેટલાંક કામ એવાં છે જે, લાંબો વિચાર કર્યા વિના જ કરી નાખવાનાં હોય છે....નહિતર પછી ક્યારેય થાય નહીં.'

'સાચી વાત તો એ છે–' એણે મારી સામે આંખ માંડીને કહ્યું, 'તમને ભય છે કે હું ક્યાંક મારો ઇરાદો છોડી ન દઉં અને આને પાછો ઘરે ન લઈ જાઉં...! તમે, મરદ લોકો તો જન્મથી જ કાયર હો છો.'

હું સમજી ગયો કે અત્યારે ગુસ્સે થવું ઠીક નથી. એટલે સહજ થઈને કહ્યું, 'પરેશાન થવાની કશી જ જરૂર નથી. હું તારી હાલત સમજું છું. પણ આપણું બાળક ચાહે ગમે તેવું રહે, આપણી કોટડી કરતાં તો સારી જગ્યામાં, સારી રીતે રહેશે. ત્યાં ન તો ન્હાવાની જગ્યા છે, ન તો રાંધવાની...માકડ અને માખીઓથી ત્યાં જીવવું હરામ થઈ ગયું છે.'

પત્ની ચૂપચાપ બેસી રહી.

અમે કયાં જઈએ છીએ એની જાણ વગર અમે ચાલવા લાગ્યાં. સહસા મેં જોયું કે અમે શહેરના મુખ્ય માર્ગ પર ચાલીએ છીએ. એ રસ્તા પરથી નીચેની તરફ જતો એક સૂનો રસ્તો જોયો, ત્યાં થોડે દૂર

એક ભૂરી મોટર ઊભી હતી. હું કશુંક વિચારતો પત્નીને સાથે લઈ એ મોટર પાસે પહોંચ્યો. હેન્ડલ ફેરવીને જોયું તો બારણું ખૂલી ગયું. મેં પત્નીને કહ્યું, 'હવે મોડું ન કર, સારી તક છે...છોકરાને પાછલી સીટ પર સુવડાવી દે !' એણે મારા કહ્યા પ્રમાણે કર્યું...અને મેં આંખ મીંચીને મોટરનું બારણું બંધ કરી દીધું. આ બધું એક ક્ષણમાં થઈ ગયું. પછી મેં એનો હાથ પકડ્યો અને અમે મેદાન તરફ ચાલવા લાગ્યાં.



મેદાન વેરાન હતું. થોડી મોટી ઈમારતોને બાદ કરતા ચારે તરફ રોમ નગર ઝગમગતું હતું. હું ઈચ્છતો હતો કે અમે બને એટલાં જલદી દૂર નીકળી જઈએ. પણ મારી પત્ની અચાનક પીઠ કરીને એક બાવલા પાસે બેસી ગઈ અને ઘૂંટણ વચ્ચે માથું મૂકી રડવા લાગી.

'વળી શું થયું ?' મે પૂછ્યું.

'મને દીકરો બહુ યાદ આવે છે–' એણે ડૂસકાં ભરતાં કહ્યું. 'મારું સર્વસ્વ લુંટાઈ ગયું હોય એવું લાગે છે, સર્વસ્વ...'

મેં ધીરજથી કહ્યું, 'એ તો સહજ સ્વાભાવિક છે....ધીરે ધીરે બધું ઠીક થઈ જશે...'

એનાં ડૂસકાં રુદનમાં પલટાઈ ગયાં. એ રડવા લાગી. મેં એને રડતી બંધ રાખવા પ્રયત્નો ન કર્યા, ભલે એ જેટલું રડવું હોય એટલું રડી લે, એનું મન હળવું થઈ જાય. મારે વધારે વાર રાહ જોવી ન પડી. અચાનક પવન ફુંકાવાથી રસ્તે પડેલાં ફોરાં સુકાઈ જાય છે એમ એનાં આંસુ સુકાઈ ગયાં. એ ઉછળીને ઊભી થઈ ગઈ...અને એક ઈમારત તરફ આંગળી ચીંધીને બોલી, 'હું ત્યાં જઈને મહારાજાને મળીશ અને પૂરી વાત કરીશ.'

'શોભ !' મેં એનો હાથ પકડી લીધો, 'ગાંડી થઈ ગઈ છે શું ? ....શું તને ખબર નથી કે ત્યાં કોઈ મહારાજા નથી ?'

'તો શું થયું?' એ બોલી, એમને સ્થાને બીજું કોઈ તો હશે ને?...હું એને પૂરી વાત કરીશ.' એ ખરેખર હાથ છોડાવીને ભાગવાની કોશિશ કરવા લાગી. હું ગભરાઈ ગયો અને એ કોઈ તમાશો ન કરી બેસે એ માટે મેં બહુ પ્રેમથી એને કહ્યું, સાંભળ, હું વિચારું છું...આપણે છોકરાને જ પાછો લઈ આવીએ તો?...મતલબ કે છોકરાને આપણે જ ઉછેરીશું...એક વધારે...શો ફેર પડે છે!'

મારા સ્નેહે એને શાંત કરી દીધી.

'પણ, ત્યાં હજી મોટર ઊભી હશે?' કહેતી એ ઝડપભેર પાસેની સડક તરફ દોડવા લાગી.

'જરૂર હશે, હજી પાંચ મિનિટ જ થઈ છે.' કહેતો હું એની પાછળ પાછળ ચાલવા લાગ્યો.'

મોટર સાચે જ ત્યાં જ ઊભી હતી. પણ મારી પત્ની જેવી મોટરનું બારણું ખોલવા લાગી ત્યાં પાસેના મકાનમાંથી એક વયોવૃદ્ધ પણ રોફીલો માણસ બહાર આવ્યો અને ખિજાઈને બોલ્યો, 'એઈ, ત્યાં શું કરે છે?'

પત્નીએ એની સામે જોયા વિના જ મોટરની સીટ પર ઝૂકતાં કહ્યું....'મારી વસ્તુ કાઢું છું.'

'કેવી ચીજ?' એ માણસ એકદમ ભડકી ઊઠયો, 'એ મારી મોટર છે...એમાં તારી ચીજ–વસ્તુ કયાંથી આવી?'

એ વખતે મારી પત્નીનો ચહેરો જોવા લાયક હતો. એ સીધી, અક્કડ ઊભી રહી અને માણસ તરફ ફરીને બોલી, 'તમારી પાસે હું કશું માંગતી તો નથી ને?...ઘાંટા ન પાડો, મેં તમારી કોઈ ચીજ લીધી નથી...તમને તમારી મોટર પર ગર્વ હોય તો હું એના પર થૂંકું છું...' અને એ ખરેખર મોટર પર થૂંકી.

'પણ આ બંડલ?' પેલા માણસની આંખો વિસ્ફારીત થઈ ગઈ; 'આ બંડલ કોનું છે?'

'આ બંડલ નહીં, મારો દીકરો છે! જોવો હોય તો જોઈ લો!' એણે છોકરાનાં મોં પરથી કપડું દૂર કરી એનું મોઢું બતાવ્યું, 'લ્યો, બરાબર જોઈ લો, તમે અને તમારી પત્ની આવો છોકરો કદી જન્માવી શકવાની નથી...સાત જન્મે ય નહીં!...અને જુઓ, મને પકડવાની કોશિશ કરશો તો હું પોકારો કરીને પોલિસને બોલાવીશ અને કહીશ કે આ માણસ મારા દીકરાને ચોરીને ભાગી જતો હતો...સમજ્યા?'

સાચું પૂછો તો એણે પેલા માણસને એવો તો ધમકાવી નાખ્યો કે તે સ્તબ્ધ, સૂનમૂન થઈ ગયો હતો...મને લાગ્યું કે એ હમણાં જ બેહોશ થઈને ઢળી પડશે...એના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહીં. મારી પત્ની ગૌરવભેર દીકરાને ઉપાડી રસ્તાની કોરે આવી–હું ક્ષોભમાં ઊભો હતો ત્યાં.

મેં આગળ આવીને છોકરાને ચૂમ્યો, પત્ની હસી ઊઠી અને પછી કશું યે બોલ્યા વિના અમે ચાલવા લાગ્યાં ત્યારે અમે અમારા ઘર તરફ જતા રસ્તે બસમાં બેઠાં હતાં...અને બહુ જ ખુશ હતાં. ▭

**ભમરડો** : તંત્રી સંજય ઠાકોર : હાસ્ય–કટાક્ષનું અંગ્રેજી 'પંચ' શૈલીનું સચિત્ર માસિક : વાર્ષિક લવાજમ રૂપિયા સાંઠ, ભમરડો કાર્યાલય ૩૦, એન. બી. કે. સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ–૩૮૦ ૦૦૬

# સાહિત્ય-વૃત્ત

દાહોદની નવજીવન આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજમાં ઓક્ટોબરની બીજી અને ત્રીજી તારીખે કૃતિ-પરિસંવાદ યોજાયો છે, તેમાં કૃતિવાચન, વિવેચન અને ચર્ચા થશે. જટાયુ-સિતાંશુ મહેતા, વિવેચન શ્રી મણિલાલ દેસાઈ, બાથટબમાં માછલી- શ્રી લાભશંકર ઠાકર, વિ. શ્રી ઉત્પલ ભાયાણી, ઢાગડો- શ્રી ઘનશ્યામ દેસાઈ, વિ. શ્રી પ્રસાદ બ્રહ્મભટ્ટ, મહાભિનિષ્ક્રમણ- શ્રી મુકુન્દ પરીખ, વિ. શ્રી જ્યોતિષ જાની, ભાઈરામ- શ્રી ચન્દ્રકાન્ત શેઠ, વિ. શ્રી પ્રવીણ દરજી, કેબિરિન્થ વિશે- શ્રી સુમન શાહ અને શ્રી નટવરસિંહ પરમાર.

પરિસંવાદમાં હાજર રહેવા ઈચ્છનારે કોલેજના આચાર્યનો સંપર્ક સાધવો.

# ૧૦ વર્ષે ત્રણ ગણા

## અને સાથોસાથ સુરક્ષા



- આ પત્રો રૂા. ૫૦૦ તથા ૧૦૦૦ ના મૂલ્યમાં મળી શકશે.
- પાકતી મુદતે વાર્ષિક ૧૧.૬૧ ટકા ચ.વૃ. વ્યાજ થાય છે.
- ૧૮ થી ૪૫ વર્ષની વચ્ચેની ઉંમરની કોઇપણ તંદુરસ્ત વ્યક્તિ આ યોજનાનો લાભ લઇ શકશે. આ માટે તબીબી પ્રમાણપત્રની જરૂર નથી.
- સુરક્ષાપત્ર ખરીદીથી-(૧) બે વર્ષ દરમિયાન અકસ્માતથી બિનકુદરતી મૃત્યુ થાય અથવા (૨) બે વર્ષ પૂરાં થયા બાદ કોઇપણ કારણસર મૃત્યુ થાય તો કાયદેસરના વારસદારને ત્રણ ગણી રકમ તુરતજ ચૂકવવામાં આવશે, જે કરમુક્ત રહેશે.
- રોકાણ મર્યાદા-વ્યકિતદીઠ રૂા. ૫૦૦૦ સુધી

### વિશિષ્ટ સવલતો:

- વારસ નિયુક્તિની સગવડ છે.
- જરૂર પડયે ત્રણ વર્ષ બાદ વટાવી શકાય.
- ઓળખપત્રની સગવડ છે.
- રૂા. ૧,૬૫,૦૦૦ સુધી સંપત્તિવેરામાંથી મુક્તિ મળે છે.
- અન્ય માન્ય જામીનગીરીઓના રોકાણ પર રૂા. ૪,૦૦૦ ના કરકમુક્તિ વ્યાજના લાભો ઉપરાંત આ પત્રો ઉપર વધુ રૂા. ૨૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્તિને પાત્ર છે.

વધુ માહિતી માટે:
નજીકની પોસ્ટ ઓફિસ; જિલ્લા કલેકટર કચેરી; નાયબ નિયામક, નાની બચત-રાજકોટ,વડોદરા, અમદાવાદ; રાષ્ટ્રીય બચત સંસ્થા, લાલ દરવાજા અમદાવાદ કે અધિકૃત એજન્ટોનો સંપર્ક સાધો.

—કમિશનર, નાની બચત અને રાજય લોટરી, ગુજરાત રાજય.

સવાસો વર્ષ જૂની સંસ્થા

બનારસી

બેંગલોરી

તથા

ભરતકામની

સાડીઓ

તથા

સિલ્ક પ્રિન્ટ સાડીઓ

અને

ઈન્દોરી બોર્ડરની

આપની જરૂરિયાત માટે



મે. ત્રિભોવનદાસ ગોવનભાઈ

જરીવાળા

બાલાજીરોડ સૂરત.

ફોન : ૨૬૯૮૮

# વિખ્યાત કંપનીનો માલ વાપરવાનો આગ્રહ રાખો

| | | |
|---|---|---|
| ગોદરેજનાં તાળાં | : | મોરટીસ લોક, નાઇટલેચ, નવતાલ વગેરે દરેક જાતના |
| તાતા કું.નાં ટુલ્સો | : | પાવડા, ત્રિકમ, નરાજ, હથોડા વગેરે |
| જોનસનની ટાઇલ્સ | : | વ્હાઈટ તથા રંગીન ગ્લેઝડ ટાઇલ્સ દરેક સાઈઝમાં |
| બ્રાઈટ કું.નો પ્લાસ્ટિકવેર | : | બાલદી, બેસીન, મગ, જગ, ટોટે-બોકસ, ડીશ પેપર-ટ્રે, કિચન-ટ્રે, યુટિલિટી-ટ્રે, વેસ્ટ પેપર બાસ્કેટ, સ્કૂલબેગ તથા ફેન્સી ચીજો. |
| રોયલ | : | વુડન ફર્નિચર |

લોખંડ, બ્રાસવેર, હાર્ડવેર, સેનિટરીવેર, દરેક જાતનું સ્ટીલ ફર્નિચર, ગેલ્વેનાઈઝ પાઈપ ફિટીંગ્સ વગેરે, બિલ્ડીંગ મટિરિયલ્સ

તમામ જરૂરિયાતો એક જ સ્થાને વ્યાજબી ભાવે મેળવવાનું વર્ષો જૂનું વિશ્વાસપાત્ર મથક

## ઝીણાભાઈ હરકીશનદાસ લોખંડવાળા

લીમડાચોક, સૂરત.

# કંકાવટી

નવેમ્બર
૧૯૮૨

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૪ : અંક ૨૮૩ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂા. ૨૮; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત–૩૯૫ ૦૦૩

## કવિતા વિશે / જયન્ત પાઠક

શું પંડિતનું પાઘડું પ્હેર્યે મોટું મસ !
એ અક્ષર આનન્દના પાડી શકું તો બસ !

કલ્પવૃક્ષ ને કામગૌ મર રહે અમરાપરી
માગ્યું મળતું થાય, કોણ કરે કવિતા ફરી ?

રમતા આવે વાયરા, રમતા હાલ્યા જાય
વેહ વગરના વાંસ તે કેમ કરીને ગાય !

મોતી પાકે છીપમાં, પાકે ઉદરે ગર્ભ
કવિતા પાકે કાળજે, ત્રણેય સેવ્યે દર્દ.

વેંત જીભ ને મોકળું ગળું વહે બહુ વાણ
મરમાળું પણ ગાન તો અમે મૌનને પ્હાણ.

## સાહિત્યનું સમાજશાસ્ત્ર / શિરીષ પંચાલ

હમણાં હમણાં સાહિત્ય અને સમાજ વચ્ચેના સમ્બન્ધો વિશે થોડું થોડું વિચારાવા લાગ્યું છે, દરેક યુગમાં સાહિત્યના પ્રયોગો પ્રત્યે શંકાકુશંકાઓ સેવવામાં આવતી હોય છે. એટલે સમકાલીન સાહિત્ય દુર્બોધ છે એ વિશે જાતજાતની ફરિયાદો પણ થયા કરે છે. સમકાલીન સાહિત્યની દુર્બોધતા વિશેની ફરિયાદો કંઈ આજની નથી. પંડિતયુગમાં પણ 'આવી ફરિયાદો થઈ હતી, ગાંધીયુગમાં પણ આવી ફરિયાદો થઈ હતી. આપણા યુગમાં પ્રમાણમાં સાહિત્યની દુર્બોધતા વિશે ફરિયાદો વધારે થાય છે એમ લાગે છે. આનાં કારણોની ચર્ચામાં ઊંડે ઊતર્યા વિના સર્જકને અને સાથે વિવેચકને પણ ભાંડવામાં આવે છે. મોટા ભાગના કહેવાતા વિવેચકો સાહિત્યની ત્રિકાલાબાધિત વ્યાખ્યા સ્વીકારીને ચાલતા હોય છે અને એ વ્યાખ્યામાં જે કૃતિ ન પુરાય તેને કાં તો મોંમાથા વિનાની અથવા અસાહિત્યની ગણી કાઢવામાં આવે છે. આવા વિવેચકો વાચકોના વિશાળ વર્ગના પ્રતિનિધિ બનવાની એક પણ તક જવા દેતા નથી. સાહિત્યને સમાજાભિમુખ બનાવવાનો અત્યાગ્રહ સેવતા આ વિવેચકો સમકાલીન સમાજની નાડને પારખવાનો એવો કશો પ્રયત્ન કરતા નથી, સાહિત્યને સામાજિક સન્દર્ભમાં તપાસવાની જવાબદારી પણ સ્વીકારતા નથી. સાહિત્યની દુર્બોધતાની ચિંતા કરતા પહેલાં આપણે કેટલીક હકીકતોનો સ્વીકાર કરી લેવો જોઈએ.

ગુજરાતી પ્રજાને સાહિત્ય સાથે જેટલો સમ્બન્ધ છે તેના કરતાં વિશેષ સમ્બન્ધ બંગાળી અને મરાઠી પ્રજાને છે. એટલું જ નહીં, આપણી પાસે વિદ્વત્તાની પણ ખોટ છે. છેક નર્મદને પણ ગુજરાતી ભાષામાં મરાઠી પંડિતોની સ્પર્ધા કરી શકે એવી પ્રતિભાઓનો અભાવ સાલ્યો હતો. અત્યારે ગુજરાતી ભાષામાં હરિવલ્લભ ભાયાણી અને ઉમાશંકર જોશી સિવાય બહુમુખી પ્રતિભાઓ ખાસ જોવા મળતી નથી. આમ છતાં બીજી બાજુએ હિન્દી જેવી ભાષાની સરખામણીમાં ગુજરાતી ભાષાએ અને સાહિત્યે સારું એવું ગજું કાઢ્યું છે. સાથે સાથે આપણે એ કબૂલ કરવું જોઈએ કે આપણી પ્રજાની રુચિ કળા પ્રત્યે પ્રમાણમાં ઓછી છે. આને કારણે સાહિત્યશોખ પ્રમાણમાં ઓછો છે. ઓછો સાહિત્યશોખ ધરાવતી પ્રજા આમે ય સાહિત્યનો મર્મ સરળતાથી પામી ન જ શકે.

પંજાબ જેવાં રાજ્યને અને મુંબઈ શહેરને બાદ કરતાં ભારતમાં ગુજરાતની પ્રજા ખાધેપીધે સુખી છે. ગુજરાતમાં મોંઘવારી વધુ છે, અહીંના શ્રમીણને રુપિયો કમાવા માટે જેટલો શ્રમ કરવો પડે છે તેના કરતાં અનેકગણો શ્રમ આંધ્ર, ઓરિસ્સા, બિહાર, તામિલનાડુ જેવાં રાજ્યોના શ્રમીણને કરવો પડે છે. આપણે ત્યાં મધ્યમ વર્ગ બહોળા પ્રમાણમાં છે. શહેરીકરણની પ્રક્રિયા વધુ ઝડપથી જોવા મળે છે અને જે ગામડાં બચ્યાં છે તે—કચ્છ જિલ્લાનાં અને સૌરાષ્ટ્રનાં કેટલાંક ગામ બાદ કરતાં—શહેરી પ્રભાવ ઝીલતાં થયાં છે. આ ઉપરાંત આપણા સમાજમાં ધન પ્રાપ્ત કરવાની શક્યતાઓ વધી છે અને બીજી બાજુએ એ પ્રાપ્ત કરવા માટે આપવો પડતો સમય ધીમે ધીમે ઘટી રહ્યો છે. પરિણામે મનોરંજન તરફની દોટ વધી રહી છે. સિનેમા, નાટક તો ખરાં જ, આ ઉપરાંત લોકપ્રિય સંગીતના કાર્યક્રમો, ઓરકેસ્ટ્રા, મ્યુઝિકલ નાઈટસના કાર્યક્રમો ધીરે ધીરે વધુ લોકપ્રિય થતા જાય છે. શહેરોમાં નોકરીએ જવા આવવા માટે વધુ સમય ખર્ચાતો હોવાથી બસ, બસ-ડેપો, સ્ટેશન, ટ્રેન જેવાં સ્થળોએ વાંચવા માટેનાં ચોપાનિયાં—સામયિકો

વધી પડ્યાં. પહેલાં નવલકથાની કિંમત દસ રૂપિયા હતી ત્યારે રૂ. દસ ખર્ચીને એક જ નવલકથા વાંચી શકાતી હતી, જ્યારે આજે સર્ક્યુલેશન લાયબ્રેરીની વધેલી સગવડોને કારણે એટલી જ રકમમાં પાંચ નવલકથાઓ વાંચી શકાય છે. આ બધાંને કારણે આપણે લોકપ્રિય સાહિત્ય પ્રમાણમાં વધુ વાંચતા થયા. વળી હજુ જો એમ કરતાં સમય બચ્યો તો ટેપરેકોર્ડર વગાડ્યા કરીએ છીએ–ક્યારેક તો ટી. વી., રેકોર્ડર ચાલ્યા જ કરતાં હોય અને ત્યાં હાજર રહેલા લોકો એ ભૂલીને બીજી જ પ્રવૃત્તિ કરતાં હોય. આમ આ બધાંએ આપણા પ્રતિભાવોની મૌલિકતા છિનવી લીધી, જે કંઈ નિષ્ક્રિયભાવે ગ્રહી શકાય તેટલું જ સ્વીકારવાની તૈયારી આપણે બતાવી. આવા સંજોગોમાં સાહિત્ય પ્રત્યે અરુચિ જાગે એમાં કોઈ આશ્ચર્ય નથી. અત્યારે કોઈ કાવ્યસંગ્રહની દસ હજાર નકલો વેચાઈ જાય કે ઉમાશંકર જોશી જેવાની 'સમગ્ર કવિતા'ની પ્રથમ આવૃત્તિ ગણત્રીના દિવસોમાં ખપી જાય તો તેનાં કારણોની ઊંડી તપાસ કરવી ઘટે, રાતોરાત કોઈ પ્રજાની રુચિ–તેમાં ય કાવ્યો માટે–ખીલી ઊઠે એ વાત માન્યામાં ન આવે એવી છે. આ પરિસ્થિતિને સાંગોપાંગ સમજવા માટે આપણે બધાં સાહિત્યસ્વરૂપોના વેચાણના આંકડા મેળવવા જોઈએ. એની સાથે સાથે એ કૃતિઓની સમીક્ષા કોણે, કયાં સામયિકોમાં કરી, એ કૃતિનું વેચાણ કયાં સ્થળોએ વિશેષ થયું, સંસ્થાઓની ખરીદી કેટલી, વ્યક્તિગત ખરીદી કેટલી– આનો પણ વિગતવાર આંકડો તપાસવો પડે. આ કામ બહુ કડાકૂટનું છે તેની ના નહીં.

સાહિત્ય અને સમાજ વચ્ચેના સમ્બન્ધમાં ઊંડે ઊતરતાં પહેલાં આપણે સાહિત્ય સંજ્ઞાનો દરજ્જો સમજી લેવો જોઈએ. આ સંજ્ઞા આપણે મૂલ્યવાચક અને વર્ણનાત્મક અર્થમાં પ્રયોજતા હોઈએ છીએ. સાહિત્ય મૂલ્યવાચક સંજ્ઞા હોવાને પરિણામે તેની કોઈ ચોક્કસ વ્યાખ્યા આપણે બાંધી શકતા નથી. મૂલ્યો તો સાપેક્ષ હોઈ એ બધી સંજ્ઞાઓ યુગે યુગે બદલાતી હોય છે; સમાજે સમાજે આની વ્યાખ્યા જુદી જુદી

હોઈ શકે. સમકાલીન હોવા છતાં સાંસ્કૃતિક દૃષ્ટિએ ખૂબ જ આગળ પડતા સમાજમાં સાહિત્યની વિભાવના જે હોય તેના કરતાં સાંસ્કૃતિક દૃષ્ટિએ ખૂબ જ પછાત એવા સમાજમાં સાહિત્યની વિભાવના સાવ જુદી જ હોય, એટલા પછાત સમાજમાં રહીને વિકસિત સમાજના સાહિત્યથી પરિચિત રહેનાર પોતાના સાહિત્યને પેલા સાહિત્યના સન્દર્ભમાં તપાસવા જાય ત્યારે કેટલીક મુશ્કેલીઓ સ્વભાવિકપણે ઊભી થાય. એ જ રીતે એક જ ભાષામાં પણ એક યુગના સન્દર્ભમાં બીજા યુગના સાહિત્યને મૂલવી ન શકાય. પંડિતયુગમાં 'સરસ્વતીચન્દ્ર' આદર્શ ગણાય પણ આજે એ આદર્શ ન ય કહેવાય. અથવા એવા ધોરણે 'કર્ણ' કે 'ચાસપંખી' આદર્શ ન ગણાય.

સાહિત્યની વ્યાખ્યાને રિચાર્ડ ઓહમાન જેવા સામાજિક પ્રક્રિયા તરીકે ઓળખાવે છે. સમાજમાં તો વિવિધ જૂથ હોય છે. કેટલાંક જૂથ વાચાળ હોય છે, એટલે કોઈ પણ ઘટનામાં તે જૂથ આગળ-પડતો ભાગ ભજવે છે. કેટલાંક જૂથ શાન્ત હોવાથી વિરોધ ઊભો થાય ત્યારે સંઘર્ષ જોવા ન મળે, બે જૂથ એકસરખાં વાચાળ હોય ત્યારે સાહિત્યની વિભાવના સામસામા છેડે જોવા મળે, પરિણામે સંઘર્ષ જાગે.

આ સન્દર્ભ રિચાર્ડ ઓહમાન જેવાઓએ કેટલાંક તારણો કાઢ્યાં છે તે આપણી પરિસ્થિતિને સમજવા પણ ઉપયોગી થઈ પડે એવાં છે. આપણને કઠે યા ન કઠે પણ કળાને એક Snob Value તરીકે સમાજમાં માન્યતા મળી જ છે, ખાસ કરીને ચિત્ર, શિલ્પ જેવી કળાઓને સુશોભનકળાઓ ગણીને સમાજના શ્રીમન્ત વર્ગે તેને માન્યતા આપી છે. સમાજે સાહિત્યને ક્યારેય સુશોભનકળા તરીકે સ્વીકારી નથી, આમ છતાં વાચકોને આકર્ષવા માટે પુસ્તકના સુશોભન પાછળ સારો એવી જહેમત ઉઠાવવામાં આવે છે. પશ્ચિમમાં તો નવલકથાના મુખપૃષ્ઠ પર વિજ્ઞાપનોમાં જોવા મળતી Models નો ઘણો ઉપયોગ થતો રહ્યો છે. બીજી બાજુએ આપણે પુસ્તકને સભ્યતાની પારાશીશી તરીકે ગણાવ્યાં છે. આપણા ગુજરાતી વાચકોમાં પણ

અમુક લેખકોને હવે Snob Value તરીકે સ્વીકારવામાં આવ્યા છે, એવાના ઘરમાં સુરેશ જોષી, લાભશંકર ઠાકર પણ હોઈ શકે. અમેરિકન ધંધાદારીઓએ આવા ગ્રાહકો માટે સહેલા સસ્તા ઉપાયો શોધ્યા છે. કાચના કબાટમાં કે બુકશેલ્ફ પર ગોઠવવા માટે પાકા પૂઠાના, સોનેરી અક્ષરોવાળા પુસ્તકો બહાર પાડયાં છે. પણ પુસ્તક હાથમાં લો એટલે હલવાના ખાલી ખોખાં જેવા જ લાગે. અંદર કશું જ ન મળે! આ બધા પ્રયત્નો પાછળ સમાજમાં ઊંચા દેખાવા માટેની માન્યતા કામ કરતી હોય છે.

સાહિત્યનાં બધાં સ્વરૂપોમાંથી નવલકથા જેવા સ્વરૂપની વધારે બોલબાલા છે, કારણ કે ત્રણેક કલાક સુધી સળંગ વાંચી શકાય છે, અને વર્ણનાત્મક–કથનાત્મક અંશો હોવાને કારણે વાચકની અન્ય જરૂરિયાતો પણ સંતોષાય છે, સંકયુલેશન લાયબ્રેરીમાં જઈને તમે વાર્તાસંગ્રહ માંગી જુઓ, નાટકો માગી જુઓ, ભાગ્યે જ મળશે, વળી કઈ કૃતિ વાંચવી, કઈ ન વાંચવી એની ભલામણ મોટે ભાગે તો દુકાનદાર કરતો હોય છે. આ ઉપરાંત વર્તમાનપત્રોમાં ચાલતી સાહિત્યની કોલમો આમાં સારો ભાગ ભજવી જાય છે. આવું પાનું એકવાર હાથમાં આવી જાય પછી તો એના સંપાદકની સેન્શરશીપના ભોગ સાહિત્યે બનવું જ પડે. આ કોલમો વાંચીને સાહિત્ય વાંચનારા–વસાવનારા ઘણા હોય છે. એટલે જ આવી કોલમો પરનો અંકુશ કોઈ જવા દેવા તૈયાર નથી, વિરોધી જૂથના હાથમાં આવી કોલમ જવા નહી દેવાની, તેમજ વીરોધી જૂથની કોઈ રચનાનો ઉલ્લેખ નહીં કરવાનો અને કરવાનો આવે તો નરી માહિતીપ્રધાન ભાષાનો આશ્રય લેવો વગેરે વેતરણો ચાલ્યા કરે છે. પોતાના જૂથની સાવ નજીવી સિદ્ધિઓને બહુ મોટું પરિમાણ આપી દેવું. એટલું જ નહીં, જો કોઈ ધનિકનો આશ્રય મળી જાય તો એને પ્રમુખ બનાવીને પુસ્તકપ્રકાશનનો ભવ્ય કાર્યક્રમ કરી શકાય. આજે આપણે સ્વીકારીએ ન સ્વીકારીએ પણ વર્તમાનપત્રો દ્વારા અપાતી પ્રસિદ્ધિ, આવા ભવ્ય કાર્યક્રમો સમાજમાં

એ સર્જકને પ્રતિષ્ઠા અપાવે છે. આજે તો આપણે સમકાલીનો માટે લખીએ છીએ, છપીએ છીએ એટલે ભાવી પેઢી યાદ રાખે ન રાખે; આ સમકાલીનોને આશ્ચર્યચકિત કરી શકાય તો પછી બીજી કશી ચિંતા નથી. હવે સાહિત્યનું સમાજશાસ્ત્ર બદલાયું છે એટલે આ સર્જકે ભિન્નપ્રતિજ્ઞા લીધી છે કે રસિકેષુ કાવ્યનિવેદનં શિરસિ મા લિખ મા લિખ મા લિખ. પોતાના વાચકો જેટલા અભણ હોય તેટલું વધુ સારું. એટલે હવે કોઈ સર્જકને એમ લાગે કે મારી કૃતિમાં નવીન પ્રતિભાઉન્મેષ છે તો તેણે ઉમાશંકર જોશી, સુરેશ જોષી (જો કે તેઓ તો પ્રમાણપત્ર આપવા તૈયાર જ નથી) કે હરિવલ્લભ ભાયાણી પાસે કદી બે શબ્દ સામયિકોમાં લખાવવા નહીં, હા.. છાપાની વાત જુદી છે.

હવે આપણે બીજી રીતે આ મુદ્દો વિચારીએ. સામાન્ય માનવી શા માટે સાહિત્ય પાસે જાય છે. એક અભ્યાસીએ અમેરિકામાં ઘણી મુલાકાતોને અન્તે આ પરિસ્થિતિનાં ત્રણ ચાર કારણો જણાવ્યાં છે, તે કાં તો કશીક અંગત અર્થવત્તા પામવા માગે છે, કાં તો નૈતિક ભૂમિકા । કશાક આલેખની તે શોધ ચલાવે છે, કાં તો તે પોતાની શ્રદ્ધાને વળ ચઢાવવા માગે છે. આમાં બીજું એક સર્વસામાન્ય કારણ ઉમેરી શકાય કે તે મનોરંજન, આનંદ પામવા માગે છે. તથા પોતાના અંગત જીવનના સંઘર્ષો, કટોકટીઓ પાર પાડવા માટે સાહિત્યનો તે આશ્રય લે છે. સાહિત્યનાં આ બધાં ગૌણ પ્રયોજનોને વિસારે પાડીને સાહિત્યનું સમાજશાસ્ત્ર સમજી ન શકાય. વળી આ સમજવા માટે પ્રકાશનવ્યવસ્થા, વિતરણવ્યવસ્થા પણ તપાસવી પડે.

અમેરિકામાં આજે પરિસ્થિતિ એવી છે કે જો નવલકથા પ્રગટ થયાના એકાદ મહિનામાં એનું જંગી વેચાણ ન થાય તો એ નવલકથા બચી ન શકે. 'ટાઈમ્સ'ની યાદીમાં નવલકથાનું નામ આવે એ વાંચીને જ લોકો નવલકથા ખરીદી લે છે. છેલ્લે છેલ્લે 'લવસ્ટોરી' નવલકથાની પાકા પૂઠાની નકલો સાડા ચાર લાખ વેચાઈ હતી, ક્લબો દ્વારા સાત લાખ નકલો; રીડર્સ ડાયજેસ્ટની ભેટયોજના દ્વારા પચીસ લાખ નકલો;

લેડીઝ હોમ જર્નલ દ્વારા પાંસઠ લાખ નકલો અને સાદી આવૃત્તિમાં નેવું લાખ નકલોનું વેચાણ થયું. એ નવલકથા સરક્યુલેશન લાયબ્રેરી દ્વારા કેટલા વાચકો સુધી પહોંચી એનો અંદાજ ઉપરના આંકડા પરથી મળી રહે. આ બધી ગણતરી કરીએ તો લગભગ બે કરોડ નકલોનો અંદાજ બાંધી શકાય. અમેરિકાની વસ્તી પચીસ કરોડ જેટલી ગણીએ, કુટુમ્બોની સંખ્યા પાંચ કરોડની ગણીએ તો દર બેથી ત્રણ કુટુમ્બદીઠ આ નવલકથાનું વેચાણ થયું.

આપણા ગુજરાતની વાત કરીએ તો ગુજરાતની વસતિ આશરે બે કરોડ એંસી લાખ; એમાં ભણેલાઓની ટકાવારી ત્રીસ રાખીએ તો ચોર્યાસી લાખની સંખ્યા થાય. આમાંના માત્ર પચીસ ટકા જ સાહિત્યનું વાચન કરે એમ ગણીને ચાલીએ તો વીસ લાખ સમ્ભવિત ગ્રાહકો થયા. આ વીસ લાખ સમ્ભવિત ગ્રાહકો સામે ગમે તેવી લોકપ્રિય નવલકથાની પ્રથમ આવૃત્તિ ૩૦૦૦ નકલોવાળી પ્રગટ થયાનું જાણમાં નથી. ફરી આપણે અમેરિકન ભૂમિકા પર આવીએ. પ્રશ્ન એ થાય કે અમેરિકામાં કોઈ કૃતિનું આટલું બધું વેચાણ કેવી રીતે થાય છે. ત્યાં મર્યાદિત સંખ્યાવાળા વાચકો બહુમતિ માટે નિર્ણય ઘડે છે. વિજ્ઞાપનની, પ્રચારની યુક્તિપ્રયુક્તિઓ વડે પ્રજામતને પુસ્તકખરીદી માટે અનુકૂળ કરવામાં આવે છે. એ યુક્તિ વડે 'કેચ-૨૨' જેવી નવલકથાને બેસ્ટ સેલર નવલકથા બનાવી દીધી, 'સ્લોટરહાઉસ' પણ બેસ્ટ સેલરની યાદીમાં આવી ગઈ. આપણે ત્યાં આવી નવલકથાઓ તો સો બસો પણ ન વેચાય. હવે કોઈ કૃતિનો પ્રચાર કેવી રીતે થાય છે તેના પર બધો આધાર છે. ન્યૂયોર્ક ટાઈમ્સમાં ગ્રન્થસમીક્ષા થાય એ માટે બધા આતુર હોય છે. આ છાપામાં ગ્રન્થસમીક્ષા વિભાગમાં ૨/૩ ભાગમાં તો પ્રકાશકોની જાહેરાતો આવતી હોય છે. પ્રકાશકોના પ્રચારખર્ચના પચાસ ટકા તો માત્ર આ જ છાપા માટે ફાળવવામાં આવે છે. એટલે ધારો કે ખરાબ ટીકા થાય તો એની સામે બીજા જ અઠવાડિયે પ્રકાશકો ચાર પાંચ સારા અભિપ્રાયો મૂકી દેશે. અહીં પ્રચારની કામગીરી પ્રકાશન પછી

શરૂ થતી નથી પણ ફિલ્મની જેમ પ્રકાશન પહેલાં શરૂ થઈ જાય છે. ન્યૂયોર્ક ગ્રન્થસમીક્ષાના તંત્રીઓને ઠસાવવું પડે છે કે આ ઉત્તમ પુસ્તક છે, આ છાપામાં આવતી ગ્રન્થસમીક્ષા અને જાહેરખબરો । પ્રમાણ વચ્ચે વ્યસ્ત નહીં પણ સમપ્રમાણનો સમ્બન્ધ છે. રેન્ડમ હાઉસે ૭૮ પાનાની જાહેરખબર આપી એટલે ૫૮ પાના તેમના ગ્રન્થોની સમીક્ષા આપી એટલે નામની જ સમીક્ષા થઈ. વળી સમીક્ષાઓમાં પણ માટે ફાળવવામાં આવ્યાં. હાવર્ડ પ્રકાશને ૪ પાનાંની સમીક્ષા આદાનપ્રદાન–વિનિમયનો સિદ્ધાન્ત કેમ કરે છે. જેવી રીતે પ્રકાશકો બદલાનો વ્યવહાર કરે તેવી રીતે સમીક્ષકો પણ આ વ્યવહાર કરે છે. એક ચિત્રકારે વાતવાતમાં કહ્યું કે ભારતના એક પ્રથમ પંક્તિના ચિત્રકાર ઉત્તર અમેરિકા ખંડના પ્રવાસે જવાના છે, ત્યાં એમના પ્રચાર પાછળ વીસ લાખ ડોલર ખર્ચાવાના છે, હવે Preview વખતે તમે કળાવિવેચકોને પાંચ હજાર ડોલર આપીને લેખો લખાવો અને પછી જુઓ કે ચિત્રની મર્યાદાઓ મોઘમભાવે જ લખાય, બાકી પ્રશંસા જ થાય. ભિષ્મે અમસ્તા કહ્યું નહોતું કે માનવી અર્થનો દાસ છે.

ન્યૂયોર્ક રિવ્યૂ ઑવ બુકસ મહત્ત્વનું સામયિક ગણાય. તેમાં રેન્ડમ હાઉસના ઉપપ્રમુખ સંકળાયેલા છે, એ સામયિકની ચોથા ભાગની સમીક્ષા આ પ્રકાશનની હતી. આ સમીક્ષકોમાંથી ચોથા ભાગના સમીક્ષકો રેન્ડમ હાઉસનાં જ લેખકો હતા. ત્રીજા ભાગના સમીક્ષકોએ અનુકૂળ સમીક્ષાઓ લખી હતી. એટલે રેન્ડમ હાઉસનાં હિતોની જાળવણી એ સમીક્ષકોએ ધ્યાનમાં રાખી હતી. આવાં સામયિકોમાં સમીક્ષા થાય તો જ વિદ્યાપીઠોના શિક્ષકો આદર કરે, પાઠ્યપુસ્તક થાય: આમ કૃતિ પાઠ્યપુસ્તક થાય એ મોટામાં મોટી સિદ્ધિ અને એ મેળવવા જેટલું કરવું પડે એ બધું કરવાની તૈયારી બતાવવામાં આવે છે. આ બધી તૈયારીઓની વિગતો જાહેરમાં આવતી નથી એટલું જ, બાકી વર્તુળોમાં એ ઉઘાડેછોગ ચર્ચાતી હોય છે, આ તો ગુજરાતી શું કે અંગ્રેજી શું– બધી ભાષાઓને લાગુ પડે. આપણે દૂર છીએ, એટલે યુરોપ–અમેરિકાનું

વરવું ચિત્ર પણ ઉજળું જ દેખાય છે, ચન્દ્રના જ્વાલામુખીઓ પણ આપણને અહીં રહ્યે રહ્યે તો સુંદર જ લાગે છે.

સાહિત્યનું સમાજશાસ્ત્ર બીજી ઘણી બધી રીતે ચર્ચી શકાય છે, પણ એ બધાના મૂળમાં અર્થકારણ છે. ઉપયોગિતાની વિભાવનાનું આજે વર્ચસ્ છે. એના જ ફળસ્વરૂપે પ્રચારાત્મકતાનું મૂલ્ય વધી ગયું છે. કથીરને કાંચન અને કાંચનને કથીર બનાવવાની શક્તિ પ્રચાર-માધ્યમમાં છે. એટલે આ અનિષ્ટનો સ્વીકાર કર્યા વિના બીજો કોઈ ઉપાય નથી. સાહિત્યમાં સ્થાન પામતો સમાજ, માનવી–એ બધા પ્રશ્નો તો ત્યાર પછી ઊભા થતા હોય છે. □

## કાળું ઘાસ / રતિલાલ 'અનિલ'

**સામેના** વશરામે ફેરિયો દેખાતાં જ તેને ધમકાવ્યો, 'અલ્યા, છાપું કેમ મોડું નાંખે છે?' પછી જવાબની રાહ જોયા વિના ફેંકાયેલું છાપું લઈને તરત કાળું ઘાસ ચરવા લાગ્યો. હું ક્યારનો ભૂખ્યો બેઠો છું ને તું કાળું ઘાસ પીરસવામાં મોડું કરે તે કેમ ચાલે?' એવું કહેવાનું વશરામે ટાળ્યું.

સૌથી પહેલાં વશરામે બ્લેક બૉર્ડરવાળી જાહેરખબર પર નજર નાખી. એક વેપારીનો ડોસો મરી ગયો હતો. વશરામે એકાદ વાર એને ત્યાંથી ખરીદી કરેલી, વળી ફોટો છાપેલો એટલે મર્હૂમને તરત ઓળખી કાઢ્યા. મારે બેસણા–ઉઠમણામાં જવું પડે એવુ નથી એવો ક્યાસ કાઢ્યા પછી વશરામને શોક થયો કે રાહત–તેની ખબર ન પડી. બીજી પણ કાળી બૉર્ડરવાળી મરણની જાહેરખબરો હતી, તેનો પણ વશરામે અભ્યાસ કરી લીધો. રાજપુરુષો મરી જાય એના સમાચાર તો બધાં છાપાં આપે પણ મરણ, બેસણાં ઉઠમણાંની ખબર આપે તે છાપું સારું, ખરીદવા જેવું–એવો વશરામનો માનસિક અનુભવ.

વશરામની આંખો તાજું કાળું ઘાસ ચરવા લાગી.

કોઈ છોકરાનો, કોઇ યુવતીનો ફોટો જાહેરખબરના પાને દેખાય છે કે નહીં તે વશરામની ભૂખી આંખે શોધવા માંડયું. પરીક્ષાનાં પરિણામો હમણાં જાહેર થતાં નહોતાં એટલે હમણાં અછત જેવું હતું

છતાં એક છોકરો તો મુંબઈ ભાગી ગયો હતો અને એક પરિણિત સ્ત્રી ગુમ થઈ હતી, તેની છબિ વશરામે અભ્યાસપૂર્વક જોયા કરી. નાસી ન જવું પડે એ માટે તો કુંવારી છોકરી ભાગી જાય, કારણ કે તે પરણવાલાયક હશે છતાં પરણી શકી નહીં હોય તો તે ભાગી જાય, અથવા એમ પણ હોય કે એક છોકરો કુંવારો હોય અને તેણે ઘરમાંથી ભાગી જવાનું નિર્ધાર્યું હોય અને 'એકથી ભલા બે' એ ન્યાયે છોક-રીને સાથે લઈ ગયો હોય. છોકરાના બાપે છોકરો ભાગ્યો એને સામાન્ય ઘટના માની હોય, પણ છોકરીનો બાપ એ ઘટનાને અસાધારણ સિવાય કશું માની શક્યો જ નહીં હોય!

છાપાને સચિત્ર કરવા માટે કોઈ છોકરો. કોઈ પરણેલી સ્ત્રી ઘર છોડી ચાલી જાય છે–પણ જાહેરખબરમાં માનપત્રની લેંગ્વેજ પ્રયોજ-વાનો ચાલ ન હોવાથી 'તે ભાગી ગઈ છે' એવી વપરાશી ભાષા વાપરવામાં આવે છે. વશરામ જાણે છે કે ભાષા પ્રયોજી શકાય છે તેમ વાપરી પણ શકાય છે. કાળું ઘાસ ચરી ચરીને એની આંખો ઘણો બધો વિવેક કરતી થઈ ગઈ છે.

સામી દિવાળીએ સાડીના સેલના પ્રચણ્ડ સમાચારો વાંચીને વશ-રામને ગુસ્સો ચઢ્યો! એમ પણ મન થયું કે સામે તહેવારો આવતા હોય ત્યારે પંદર દિવસ કાળા ઘાસનું ભાણું મંગાવવું નહીં! હોસ્પિટલને પાંચ ખાટલાનું દાન કરનાર શેઠ જાણતા જ હતા કે મારા કુટુંબમાંથી એક–બે માણસને હોસ્પિટલે જવું જ પડે છે એ ખાટલા દાન કરીને રિઝર્વ કરી લીધા. પછી એમને વિચાર દરેક સીઝનમાં મારા બહોળા કુટુંબમાંથી એક–બે છોકરા પરણાવવાં જ પડે છે એટલે લાંબો વિચાર કરી, લાંબા ગાળાન કરી જ્ઞાતિ માટે એ જ શેઠે એક નાનો હોલ બાંધી આપ અત્યારે લગ્ન નથી એટલે એ વાડી ઉર્ફે હોલમાં સાડીનું સેલ ગયું છે! કોઈ એમ નથી કહેતું કે કેરી કિનારનાં ધોતિય

કિંમતે ઉઠાવે ! બસ, બધા મહિલાઓ પર જ ઉદાર થઈ જાગ છે અને સાડીઓ જ લુંટાવે છે ! વશરામને તો એવો વહેમ પણ ગયો કે મા'ળા જુવાનિયાઓએ પણ સાડી પહેરવાનું શરૂ કર્યું હશે કે શું ! નહિતર, બસ દરેક કાપડિયો સાડી જ શું કામ લૂંટાવે !

વશરામ અગ્રલેખ વાંચવાનું પેલા નિવૃત્ત માસ્તર માટે અનામત રાખે. કાળા ઘાસમાં ચરવા જેવું ઘાસ એ, એવું પેલા માસ્તર માને. વશરામને તો ભારે અચંબો થાય કે અલ્યા તને પૂછે છે કોણ કે રોજ દોઢડાહ્યો થઈને જે લોકો કાયમ હુકમો કરે છે તેમને આમ કરો ને તેમ કરો તો ઠીક—એવું ડહાપણ ડહોળ્યા કરે છે ! અલ્યા, તું રોજ રોજ બે કોલમ કાળું ઘાસ પીરસે છે એને આ માસ્તર સિવાય કોઈ સૂંઘે ય છે ? સહદેવ સારો કે પૂછે એનો જવાબ આપે ! પણ આ તો ગામમાં કોઈ પૂછે નહીં ને સૌને સલાહ આપે અને છેલ્લે આશા રાખે કે આમ થશે ને કરવામાં આવશે ! પણ કોઈ દિવસ કાળું ઘાસ ખેડતી કલમને બાજુએ મૂકી વિચાર તો કરે કે આટલાં વર્ષોથી દુનિયાને સલાહ આપું છું, પણ કહ્યા પ્રમાણે કંઈ થયું ખરું ! ભારેના નફ્ફટ !

વશરામની નજર એગમાર્કાના મૂરતિયાના સમાચાર પર પડી ! પાકિસ્તાન જઈને નહીં, પણ અમેરિકા જઈને મા'ળો ગ્રીનકાર્ડ લઈ આવ્યો અને એગમાર્કાનો મૂરતિયો થઈ ગયો ! છબિ તો ફાંકડી છે, તે હોય જ ! પરણ્યા પછી ફોટો પડાવે તો સમજાય કે આ છપાવવા જેવી નથી ! અપના બજારમાં દાણચોરીનો પકડાયેલો ફોરેન માલ વેચાય છે ત્યાં જ આ ફોરેઈન મૂરતિયા વેચાવા બેસતા હોય તો ? વશરામને ક્ષણેક વિચાર આવ્યો. આમ પણ ઈમ્પોર્ટેડ માલની જ માંગણી, ગાંધીસપ્તાહમાં વધારેમાં વધારે થાય છે ! એ ડોસો સ્વદેશી ચળવળ ચલાવતો હતો ને ફોરેઈન માલની હોળી કરાવતો હતો ! તો હુમા પક્ષી જેવો એ માલ રાખમાંથી ઊભો થઈને વેચાવા નીકળ્યો છે !

પેલા 'કુમાર' માસિકના તંત્રી અમુક તમુક ચોપડી વિશે લખે છે : 'જિજ્ઞાસુને ઉપયોગી !' તો છાપાવાળા પણ ફોરેઈન મૂરતિયા વિશે–'જિજ્ઞાસુ માટે ઉપયોગી' એવી ભલામણ કરતા હોય તો ? હવે અવલોકન માટે પુસ્તકોની જેમ મૂરતિયા પણ સ્વીકારવામાં આવે તો ? વશરામને આવી વહેવારુ કલ્પના, કાળું ઘાસ ચરતાં બહુ સૂઝે ! રવિવારે તો વશરામ પાંચ ફૂટ ને બે ઇંચ મૂરતિયાઓની ત્રણ સેન્ટી-મીટર માપની ટૂંકી જાહેરખબરો વાંચીને જ રવિવાર ઉજવે !

ગાંધીધામમાં નિકાશી વર / વધૂઓની કૉલોની વસાવવી જોઈએ ! સરકારે ત્યાં નિકાશી માલને જોડનારાઓને આપેલી કરરાહત અને પ્રોત્સાહનોનો લાભ એમને પણ આપે ! એ લોકો વિદેશ નિકાશ થઈને નહીં તો ત્યાં ગયા પછી ઘરે પાઉન્ડ કે ડોલરનું હૂંડિયામણ મોકલ-વાના જ છે ને !–વશરામનો આ તર્ક વહેવારુ અને વહુવારુ–આમે ય નજીકનાં ! ઑપન બંદરની જોગવાઈઓ વ્યાપક થવી જોઇએ.

ઓત્તારી ! આ વૈદો યે હવે ગેરહાજર રહેવા લાગ્યા ! ડૉકટર મોટા ઉપાડે હું ગેરહાજર રહેવાનો છું એવું જાહેર કરે તો વૈદ શા માટે એવી જાહેરાત ન કરે ! નારીસમાનતાની જેમ ડૉકટર-વૈદ સમાનતાની ચળવળ પણ ઊપડી હોવાનું વશરા ને લાગે તો એટલું જ કહેવાય કે એ 'જીવતો માણસ' છે !

પછી વશરામની નજર કોઈ કરેલી **હાકલ** પર પડી કે તરત એને છીંક આવી ! એક જ છીંક આવી એટલે 'હાકલ' વિશે એને વહેમ પડ્યો ! પણ પાસે જ એમણે શિશોદિયાએ કરેલી **ઘોષણા** જોઈ અને ત્યાં જ–'હવે એ છાપું પડતું મૂકો ને નહાવા ચાલો !' એવો પ્રચણ્ડ ઘોષ ઘરમાંથી આવતો વશરામે સાંભળ્યો અને એણે મોટું બગાસું ખાધું...

ઝડપભેર જોઈ લીધું કે એરંડા મજબૂત છે કે નહીં ? તેલ થાક ખાય છે કે નહીં ? સોનું તેજીને પચાવે છે કે નહીં ? ચાંદી ધ્રૂજરી

થઈ છે કે નહીં? કોણ ગગડી ગયું છે? અને મધુરજનીના ઓરડા જેવું ગુલાબી વાતાવરણ મરફતમાં છે કે તાતામાં છે?

કવિસંમેલનોના વિખ્યાત મેનેજિંગ પોએટસ્ વેપારી કુટુંબના કાળે કરીને મરી ગયેલાં ડોસા / ડોસી અને અકાળે ગુજરેલાં યુવક / યુવતીની વરસીની જાહેરખબરોમાં ગદ્દગદિત અંજલિકાઓ લખી આપે છે. તેવાં બેત્રણ સચિત્ર અંજલિકાઓ પર વશરામે ઊડતી નજર નાખી અને એ મેનેજિંગ પોયેટસ્‌ના જીવતા જગતિયા જેવા અભિનંદન ઉજવણીના હેવાલનું ઘાસ ચાખવા પ્રયત્ન કર્યો પણ દક્ષિણ અમેરિકાના પ્રશાન્ત સાગરના કોઈ કોઈ ટાપુ પર ઊગતા ઘાસ જેવો એ કાળા ઘાસ (ભાપા)નો સ્વાદ વશરામને ફાવ્યો નહીં, ત્યાં તો 'બહુ થયું હવે, ચાલો, બહુ ભૂખ લાગી હોય તો નાહીને જમવા બેસજો!' (કાળું ઘાસ!) એવો પડકાર ઘરમાંથી થયો એટલે સંખ્યાબંધ રાજપુરુષોએ કરેલા પડકારોનું ઘાસ થડતું મૂકીને વશરામ ત્રીજી છીંક ખાતો ઊઠયો...

અને તરત જ કાળા ઘાસ પર લાલચુ નજર માંડી બેઠેલા પાડોશી-એ હાથોહાથ કાળું ઘાસ ઉપાડી લીધું... 

## સીનારિયો / વિજય શાસ્ત્રી

હૉસ્પિટલનો એક સ્પેશલ રૂમ છે. તેમાંના એક ખાટલા પર એક દરદી તાવને કારણે અર્ધઘેનમાં પડ્યો છે. સામે આરામખુરસી પર ઘરડું એક વડીલ જણ બેઠું છે. બારણે ટકોરા પડે છે. ને સાથે જ જીભબાઈ હાંફળાંફાંફળાં થઈ અંદર ધસી આવે છે. વડીલ માણસ ઊભું થઈ કંઈ કશું, આવકારાર્થે બોલે તે પહેલાં જ જીભબાઈ દરદીની સામેય જોયા વિના શરૂ કરી દે છે–

'હું લડવાની છું, તમારી સાથે !'

વડીલ જણ આવા અસૂરા પ્રશ્નથી એક જબરદસ્ત આંચકો ખાઈ જાય છે પણ જેમ તેમ સ્વસ્થ થઈ પૂછે છે–

'કેમ વારુ ?'

'મને કે'વડાવ્યુંયે નંઈ, રમેશ આટલો બધો માંદો થયો તોયે ?'

'પણ–'

'–પણ–બણ કશું નંઈ, આ તો મને ગંગાકાકીએ કહ્યું એટલે ખબર પડી ને તરત દોડતી આવી ! મુન્નો તો હજુ સ્કૂલેથી આયો'યે નથી.'

વડીલ જણ બિચારું (!) જીભબાઈની આવી ઉત્કટ લાગણી મમતાથી અહોભાવ ધારણ કરી રહે છે.

'આ દાક્તરોયે મૂઆ કેવા છે. જરાક થાય ને બાટલાં ચડાઈ દેય.' થોડુંક અટકીને, દરદીની સામેયે જોયા વિના જ 'પેલી નરસી બેરાની બંઈનેય પરમ દા'ડે આમ જ વૉમિટ થવા માંડીને ઑસ્પિટલમાં લૈ

આયા કે તરત ભચાભચ સોયું ઘોંચી દીધી ને બાટલા ચાલુ ! હાય બાપ, આપણાથી તો જોવાયે નંઈ !'

દરમિયાનમાં દરદી સહેજ કણસે જીભબાઈના બકવાસથી ત્રાસે. પણ તે છતાં જીભબાઈનું જરાપણ ધ્યાન એ દરદી તરફ તો જતું જ નથી। તે તો આગળ ધાણી ફોડયે જ જાય છે 'મૂઆં દૂધ મોસમ્બીયે કેટલાં મોંઘાં થઈ ગયાં ? અવે તો માંદાને હાચવવાંયે મોંઘું પડી જાય.'

એટલામાં બારણે ફરી ટકોરા થાય.

એક વ્યક્તિ અંદર આવે.

'આવો' વડીલ જણ મંદ સ્વરે કહે.

આ બીજી આગંતુક વ્યક્તિ દરદીને માથે હળવો હાથ ફેરવી કંઈ પૂછવા મોં ખોલે પણ તે પહેલાં જ પેલાં જીભબાઈ, અલબત્ત, દરદી સામે જોયા વિના જ બોલવા માંડે, 'પેલા ગમનની વઉને છોકરો આયો તે દા'ડેય હું આમ ને આમ પે'રેલે લુગડે જ સીધી ગઈ'તી ઑસ્પિટલે. દાકતરને ખખડાયા સુદ્ધાં. લડી હું તો બરાબરની. હા આ આ. એવા એ હું હુમજે છ એમના મનમાં ? કો'ક બચાડીનો જીવ જતો હોય ને–'

એકાએક વાત પલટાય–

'તે તમે ઍમ્બ્યુલન્સમાં લાયેલા કે રિક્ષામાં ? રિક્ષાવાળા યે હવે અંઈ હુધીના હાત રૂપિયા માગે છે. છે કોઈ પૂછવાવાળું ?'

દરદી કણસે પણ એ તરફ જરા યે ધ્યાન ન આપતાં જીભબાઈ આગળ જ ચલાવે છે–

'હું તો લડી'તી એવા એક હારે. કેમ કંઈ લૂટવા બેઠો છે અલા ? એમ ના હમજતો કે આ અંઈ કોઈ ગામડિયણ છે હા, પાંચ લેવા ઓય તી લે, નકર ચાલતી પકડ. આ હેતરંજી ઑસ્પિટલવાળા આલે છે ? સગવડ તો હારી છે, જમવાનું યે અંઈથી જ આલતા હશે. ચટણી

બઉ તીખી કરે છ. એક વાર પેલાં મંજુબેનની દીકરીને ન્હોતા લાયાં ? તારે હું અતી ને જરાક ચાખી'તી. ઓયવોય માડી ! શું તીખી ! મેં મડમડીને કયું યે ખરું કે અલાંવ આટલાં તીખાં શાક કરો છો તે કંઈ દરદીનું ભાન ખરું કે નંઈ ? બચાડી હાવ ચૂપ્પ જ થઈ ગઈ.'

દરમિયાનમાં દરદી ફરીથી કણસે. ખાટલા પાસે ઊભેલ બીજે ક્રમે આવેલી વ્યક્તિ હેતથી તેને માથે, એકે શબ્દ બોલ્યા વિના હાથ ફેરવે.

'હલ્લો હું તો જઉં... મૂઈ બસેય ઊભી નથી રાખતા ડાયવરો. હાંકી જ મૂકે. એવા એકને તો મેં એક વાર બરાબરનો કરેલો. થયેલું શું કે–'

એટલામાં નર્સ ને દાક્તર આવે. જીભબાઈ ખમચાઈને જરાક અટકે. દાક્તર દરદીને તપાસે છે તે દરમિયાન જીભબાઈનું ધ્યાન કેડે ખોસેલી પાનની કોથળી કાઢવામાં છે.

'લોહી આપવું પડશે'– દાક્તર ઉવાચ.

દરમિયાનમાં જીભબાઈ પાન કાઢી નખે કરીને તેની નસો એક પાછી એક ઊતરડે છે.

ખાટલા નજીક ઊભેલી. બીજા ક્રમે આવેલી વ્યક્તિ, આવ્યા પાછીનું પહેલું વાક્ય ઉચ્ચારે છે– 'મારું ગ્રુપ જોઈ લો.' ડૂમો ભરાવાથી આગળ બોલાતું નથી.

એટલી વારમાં જીભબાઈએ પાન પર કાથોચૂનો ચોપડી લીધાં છે અને પડીકી વાળી મોંની બખોલના ઊણ્ડાણમાં ગોઠવીને મૂકીયે દીધું છે ને પુનઃ [ કોણ જાણે શા માટે ] સજ્જ થઈ ગઈ છે !

દાક્તર–નર્સ બહાર નીકળે. સાથે જ વડીલ જણ અને પેલી બીજા ક્રમે આવેલ વ્યક્તિ પણ. એટલે જીભબાઈ સાવ એકલાં પડે. છતાં દરદી પ્રત્યે તેનું ધ્યાન જતું જ નથી.

'હાલો તારે હુંય જઉં, આં તો જીવ ના ર'યો એટલે દોડતી આવી. મારે તો એની પર (દરદી પર) શું નામ બચુડાનું ? પે'લેથી બઉ

માયા– બહુ લાગણી. હાલો આવજો ને શેઠ કરજો, કંઈ કામકાજ હોય તો કેંવડાવજો હમજ્યાં ? નક્કર...' કરતી દરદી પ્રત્યે એકેય વાર જોયા વિના જ બહાર નીકળી જાય. 'અહીં થૂંકવું નહિ'ના પાટિયા નીચે જ પિચકારી મારે. તેના મોંમાં પાન છે–

પાછળ પેલી, બીજા ક્રમે આવેલ વ્યક્તિ પણ ઘેર જવા માટે બહાર નીકળે છે પણ તેની

–આંખમાં ખાળી રાખેલાં પાણી છે.

૧૨–૮–'૮૨. 

## ઘરે આવ્યો છું / યોગેશ પટેલ

તમે વાત જ કરી છે પણ હું જઈ આવ્યો છું,
મળીને મૃત્યુને પાછો ઘરે આવ્યો છું.
હવે મારે કશું બાકી ન કે ઉમેરું,
ફરીને શબ્દમાં નીરવ સ્વરે આવ્યો છું.
ચિતા સળગાવતો હસતો, ભૂરો હું છોડું,
મરણ મારું હસાવ્યાના સ્તરે આવ્યો છું.
મને પરવા નથી થોભી જશે એ ચક્રો,
વસાવી ઘર હવે તો હું ઘરે આવ્યો છું.

## એક શરુઆત/નિર્મલ વર્મા

**એમ** લાગે છે કે જાણે લાંબા સમયથી અમે બંને આમ જ ખામોશ બેઠા છીએ.

અમારા બંનેનો પરિચય બહુ ટૂંકો છે. ચેનલ પાર કરતાં સ્ટીમર પર પરિચય થયો હતો– શરુ થતાં જ પૂરા થઈ જતા એવા પરિચયનો કોઈ ખાસ અર્થ હોતો નથી.

લંડનથી પ્રાગ... એક લાંબી રાત અને આખો દિવસ. હું એ રસ્તે પાછો ફરી રહ્યો હતો. શિયાળાનો પીળો તડકો અને ઊઠતાં ને શમતાં મોજાંનો ફેનિલ પારાવાર.

વિચારું છું: સાગર એક સ્વપ્ન છે– ઉઘાડમીંચ થતું સ્વપ્ન.

સ્ટીમરના મુસાફરો ડેકની ખુરશીઓ પર ગુમસુમ, ચૂપચાપ બેઠા છે. થોડા કલાકો પછી યુરોપના જુદા જુદા ખૂણે ખોવાઈ જશે. મેજો પર ડગમગતા 'લાઈટ–એલ'ના ગ્લાસો, 'ન્યૂ સ્ટેટ્સમેન' અને 'ઑબ્ઝવર'નાં ફરફરતાં પાનાં, એક ખૂણે ભીંચાયેલી ખામોશ, નિસ્પન્દ આંખો અને ચારે બાજુ છવાયેલો આછો થાક...સ્ટીમરની આ છબિ, પેલી સ્મૃતિથી કેટલી જુદી છે, જ્યારે હું લંડન આવતી વખતે પ્રથમ વાર ચેનલ પાર કરતો હતો! એ ઉનાળાના દિવસો હતા અને બધા લોકો યુરોપમાં રજાઓ પૂરી કરીને પોતપોતાના ઘરે પાછા ફરતા હતા. સ્ટીમર ખીચો-ખીચ ભરેલી હતી. ચારે તરફ ભૂરાં જીન્સ પહેરેલી છોકરીઓ, હવામાં ઊડતા રંગબેરંગી સ્કાર્ફ અને બીઅરના ગ્લાસ આસપાસ બેઠેલાં છોકરા–છોકરીઓના ગુચ્છ દેખાતા હતા.

હવે એ બધું નથી. ડેકની ખુરશીઓ પર બેઠેલા લોકો સાવ ચૂપ છે, પોતામાં ખોવાયેલા. માત્ર સાગરનો અવાજ છે– એક અધીર, બેચેન અવાજ.

હજી ત્રણ કલાક બાકી છે, સાંજ સુધીમાં ઝ્ટેન્ડ પહોંચીશું. ત્યાં સુધી હું નવરો છું. મેં 'પ્લેયર્સ' સિગારેટનાં કેટલાંક પેકેટ ખરીદ્યાં. અહીં સ્ટીમર પર ડ્યૂટી નથી લાગતી, આથી ભાગ્યે જ એવો કોઈ મુસાફર હશે, જેના હાથમાં દસબાર પેકેટ નહીં હોય. મારી બેગમાં એક નવલકથા પણ છે. એ મેં લંડનના સ્ટેશને ખરીદી હતી. પણ હજી સુધી હું એ વાંચી શક્યો નથી. ચોપડી ખોલતાં જ માથું ચકરાવા લાગે છે. એટલે હું કશું કરતો નથી. સાગર જ પોતામાં ઘણું બધું છે...ઘણું બધું, અને જુઓ તો કંઈ જ નહીં

–આ એક શરુઆત છે–કોઈ ધીમેથી મારા અંતરમાંથી કહે છે. ડેકની ખુરશી, ભીનો તડકો અને યુરોપનું આકાશ! મારું ધ્યાન અચાનક આમતેમ જાય છે. ક્યારેક જેઓ મારી નજીક હતા અને જેમને આવતાં કેટલાંક વર્ષો સુધી હું જોઈ શકવાનો નથી એવા લોકો વિશે હું વિચારું છું.

થોડાં વર્ષ....એક અજબ જેવી શૂન્યતા ઘેરી વળે છે. હું સેન્ડવિચનો ડબ્બો ખોલવા માંડું છું.

'તમે પણ કંઈ લ્યો!' મેં કહ્યું.

એ એકાએક ચોંક્યા, 'ના, આભાર!...હું સ્ટીમર પર કશું નથી ખાતો.'

એમણે ફરી સામે ફેલાયેલા સાગર પર નજર માંડી, જાણે કોઈ એવી ચીજ છે, જે ખોવાઈ ગઈ હોય, અને જેને એઓ નિશ્ચિત નિર્વિકાર ભાવે શોધે છે.

ક્યાંય સુધી અમે એમ જ મૂગા બેસી રહ્યા. મારે કશું ય કરવાનું નહોતું. સાગર સામે જોતાં જોતાં આંખો લગભગ થાકી ગઈ હતી એટલે અનાયાસ મારું ધ્યાન એમની તરફ જતું હતું.

ચશ્મા પાછળ અધમીંચી, શાંત આંખો, લાંબો ભૂરો ડફલ-કોટ, સરસ રીતે કપાયેલા ટૂંકા ટૂંકા ભૂરા વાળ- જે વારંવાર એમના માથા પર આવી જતા હતા અને તેઓએ વાળને ખોવાયેલા હોય એવી મુદ્રામાં ઉપર કરતા હતા.

સ્ટીમરના એ ઉપેક્ષિત ખૂણે અમે બહુ પાસે, છતાં પોતપોતાના મૌનમાં એકબીજાથી બહુ અલગ અલગ બેઠા હતા. પીળા તડકામાં જળપક્ષીઓની કતારો સાગરને પેલે પાર ઊડી જતી હતી.

થોડીવાર પછી એમની નજર મારા પર પડી-એવી જ શાંત, એવી જ નિર્લિપ્ત.

'શું તમે પ્રથમ વાર ચેનલ પાર કરો છો ?'

'ના, બે મહિના પહેલાં લંડન આવ્યો હતો, હવે પ્રાગ જાઉં છું.'

મેં મારા પ્રવાસ વિશે ટૂંકમાં કહ્યું. એમણે વચ્ચે કશો પ્રશ્ન પૂછ્યો નહીં, ચૂપચાપ સાંભળતા રહ્યા. ચોપડી બંધ કરવા માટે એમણે પોતાનો હાથ ડફલ-કોટના ગજવામાંથી બહાર કાઢયો ત્યારે હું એકાએક ચકિત થઈ ગયો. એમના ખુલ્લા કોમળ હાથો પરથી એમની ઓછી ઉમરનો પત્તો મળે છે, પણ એમના લલાટ પરની ઝીણી કરચલીઓમાં હજી આછા થાકનાં ચિહ્નો દેખાતાં હતાં. લંડનની ગરમ, ગાંડી રાતો. સ્ટીમર ચાલે છે. આસપાસના ફેનિલ પાણીમાં તડકાના ટાપુ ડૂબી જાય છે. અને પછી, અમે ભૂલી જઈએ છીએ કે શિશુની માફક તે પોતાના ચહેરા ઉપર આણે છે અને મોઢાંની ચમકદાર અણીઓ પર વિખેરાઈ જાય છે.

'તમે પ્રથમ વાર યુરોપ આવો છો ?'

એમનો સાદ બહુ ધીમો હતો. હું ચૂપચાપ માથું હલાવું છું, અને ત્યારે મને લાગ્યું, તેઓ જાણે સ્મિત કરે છે.

'મ્યુઝિયમ, આર્ટ ગેલેરીઓ...કદાચ તમે એવું બધું જ જોશો ?'

મને લાગ્યું, કે જાણે એમના શબ્દોમાં આછો વ્યંગ છે. પણ, એમનો ચહેરો પૂર્વવત્ શાન્ત અને ગંભીર હતો. જાણે એમના શબ્દોમાં કંઇક એવું હતું, જે હું પામી શક્યો નહીં, કંઇક એવું, જેણે ક્ષણેક માટે મને વિચલિત જેવો કરી દીધો.

મારું ગળું સુકાવા લાગ્યું હતું. થર્મોસમાં થોડી કૉફી હતી, સવારે લંડનમાં મારા મિત્રે સ્ટીમર પર પીવા માટે મને આપી હતી. આ વખતે મેં ના ન પાડી. ખુદ મારે માટે બારમાં જઈને હું લાગરનો ગ્લાસ લઈ આવ્યો.

લાગર...ક્ષણેક માટે લાગ્યું, જાણે આ લંડનમાં વીતેલા દિવસોની અંતિમ, આત્મીય વિદાય ન હોય. મોટે ભાગે કોઈ થિયેટર કે કોન્સર્ટ જોયા પછી મધરાતે અમે કોઈ ઉજ્જડ, સૂના બારમાં લાગર પીયા કરતા હતા.

સાથે લાગરનો તીખો રંગ જોડાયેલો છે...એ અજબ વાત છે કે કોઈ ખાસ જાતનો બીર કે શરાબ કે સંગીત સાથે એક પરાયા અજાણ્યા શહેરની કેટલી યે સ્મૃતિઓ જોડાઈ જાય છે.

ડેક પર પવનનું મોજું આવે છે. સાગરનાં ભૂરાં, ખારાં બૂંદોની આછી બોછાર કપડાં ભીનાં કરી જાય છે. અમે અમારી ખુરશીઓને થોડી પાછળ, ખૂણા તરફ ખસેડી. પવનથી એમની ચોપડીનાં પાનાં ખૂલી ગયાં...રિલ્કેની થોડી પંક્તિઓ ભૂરા પાણીમાં ભિંજાઈ ગઈ. પણ એમનું ધ્યાન એ તરફ નહોતું. એ હજી કૉફી પીતા સાગર તરફ જોતા હતા.

'સ્ટીમરની સ્પીડ બહુ ઓછી છે. કદાચ સ્ટેન્ડ પહોંચતાં સુધી રાત થઈ જશે.' એમણે પોતાની પાઈપ સળગાવી.

'તમે બ્રસેલ્સ જશો?' મેં પૂછ્યું.

'ના, બ્રસેલ્સ પાસે એક ડુંગરાળ કસ્બો છે. હું આજકાલ ત્યાં રહું છું.'

'તમારું ઘર પણ ત્યાં છે?'

એક ક્ષણ એ અટક્યા—જાણે થોડો ક્ષોભ અનુભવતા હતા, 'ના, હું મારા ઘરથી પાછો ફરું છું...પણ હવે એ કહેવું મુશ્કેલ છે કે મારું કયું ઘર સાચું અને કાયમી ઘર છે– ઇન્ગલેન્ડ કે બેલ્જિયમ....' એમણે હસતાં કહ્યું.

'હું કંઈ સમજ્યો નહીં. એમની સામે પ્રશ્નસૂચક નજરે જોઈ રહ્યો.

એમ તો છેલ્લાં છ વર્ષથી હું બેલ્જિયમમાં રહું છું. વર્ષમાં એક વાર લંડન ઘરના માણસોને મળવા આવું છું. આ વખતે સેનેટોરિયમના ડૉક્ટર આવવા દેતા નહોતા. હું જીદ કરીને ચાલ્યો આવ્યો. હવે વિચારું છું કે મારે આવવું જોઈતું નહોતું. લુખ્ખું હાસ્ય અને પછી એમની ભૂરી ઘેરી આંખો ધીમેથી મીંચાઈ.

યુરોપ આવતાં છેલ્લા કેટલાક મહિનાથી જે ઉત્સાહ અને તાજગી ઊગતી રહી હતી, તે કેમ જાણે મને એમના ચહેરા પરની વ્યથા અને થાક સામે કૈંક અસંગત જેવી લાગી. પછી ઘેરી ચૂપકીદીએ અમને ઘેરી લીધા. એવું લાગ્યું કે અમે બંને પોતપોતાના મૌનના વર્તુળમાં સમાઈ ગયા. સ્ટીમર પર લોકોનો કોલાહલ વધી ગયો. અત્યાર સુધી બારમાં બેઠેલા ઘણા લોકો હાથમાં બીરના ગ્લાસ લઈને બહાર આવી ગયા: ડેકની રેલિંગ પાસે એક નાની છોકરી એની માની ચેતવણી છતાં નીચે ડોકિયું કરતી હતી. એના માથા પરની રીબન હવામાં ફરફરે છે.

પણ ડેક પરનો અમારો ખૂણો હજી અલગ છે. અહીંથી માત્ર સાંજના તડકામાં ઝિલમિલ થતાં ભૂરા, ધૂંધળા કૂવા દેખાય છે.

'તમે એટલે દૂરથી યુરોપ આવ્યા છો, ઠીક લાંબો સમય રોકાશો?'

'જી, હજી કશું ચોક્કસ નથી.' મેં કહ્યું.

'તમને કદાચ એ વાત અજબ થવા જેવી લાગે, પરંતુ હું હંમેશા વિચારું છું કે લોકો કેવી રીતે પોતાના ઘરથી હજારો માઈલ દૂર ચાલ્યા આવે છે! તમને કદાચ એ જાણીને આશ્ચર્ય થશે કે મને કદીયે મ્યુઝિયમ અથવા આર્ટ–ગેલેરીઓ જોવા જવાનો શોખ જ

થયો નથી. દરેક વખતે ચેનલ પસાર કરું છું ત્યારે લાગે છે કે આ છેલ્લી વાર આવ્યો છું, હવે પાછો નહીં ફરું, પણ એવું નથી બનતું...'

એમણે પોતાનો હાથ ડેકની રેલિંગ પર મૂક્યો. મને લાગ્યું કે જાણે ચેનલના ભૂરા પાણીમાં એમની આંખો કોઈ વીસરાયેલા રહસ્યની શોધમાં ખોવાઈ ગઈ છે.

'તમે પહેલાં પ્રાગ જશો, પછી?'

'પ્રાગમાં થોડો સમય રહીશ, તે પછીનો કાર્યક્રમ હજી, સાવ અનિશ્ચિત છે.' મેં કહ્યું.

થોડીવાર એ ચૂપ રહ્યા. પછી જ્યારે બોલ્યા ત્યારે એમના સાદમાં અજબ જેવી દૂરતા હતી.

'ઈટ વુડ બિ એ સ્ટ્રેંજ લેન્ડ.'

'શું પ્રાગ?' મેં પૂછ્યું.

'ના–' એ જરા અટક્યા. પછી ધીમેથી બોલ્યા, 'આઈ મીન... ઈન્ડિયા.'

ક્ષણ માટે એ એક શબ્દ મારું હૃદય વીંધી ગયો.

સાગરની અગાધ, અસીમ ગહેરાઈની જેમ રહસ્યમય એ શબ્દ જાણે અચાનક વીસરાયેલી સ્મૃતિની જેમ મારી પાસે સરક્યો આવ્યો છે... આ સાંજે સ્ટીમર પર શું હું એને ક્યારે ય પિછાની શકીશ? આ જિંદગીમાં શું કદી એ શબ્દનો મારે માટે કોઈ અર્થ રહ્યો છે? એવો અર્થ, જે ભ્રમો અને પૂર્વગ્રહોથી અલગ માત્ર મારે માટે હોય, જે મેં શોધ્યો હોય...

ઈન્ડિયા...તે દિવસે સ્ટીમર પર સાંજના ભીના, ઉજળા તડકામાં એ શબ્દ મારે માટે કેવો અજાણ્યા જેવો થઈને આવ્યો હતો!

'સ્ટ્રેંજ લેન્ડ–' એમણે ફરી એ શબ્દને ધીમેથી દોહરાવ્યો, જાણે તેઓ પોતે, પોતાને કંઈ કહેતા હોય તેમ. હું બહુ ફર્યો નથી.

તબિયતની લાચારી ન હોત તો પણ કદાચ ક્યાંય ન જતે. ક્યાંય પણ જતાં જીવ ગભરાય છે, એ રીતે તમે ભાગ્યશાળી છો. આટલી ઓછી ઉમરમાં તમે ઘણું બધું જોયું છે.'

'ઉમર આમ તો ઓછી નથી-' મેં હસતાં કહ્યું. કોઈ કોઈ વાર વિચારું છું કે નાની ઉમરે અહીં આવ્યો હોત તો હું ઘણું બધું શીખી શક્યો હોત'

આ વખતે એમણે રેલિંગ પરથી ચહેરો ઉઠાવી લીધો. એમની આંખોમાં આછો જેવો વિસ્મયનો ભાવ ડોકિયા કરતો હતો.

'તમે ખરેખર એવું વિચારો છો ! શું તમે ક્યારેય એવું અનુભવ્યું કે...' એ એકાએક ચુપ થઈ ગયા.

પ્રથમ વાર મને એવું લાગ્યું કે એમના શાંત નિર્વિકાર ચહેરા પર એક ઉદ્‌ભ્રાન્ત જેવી છાયા ઘેરાઈ છે.

'યુરોપનો પ્રવાસ કરતાં શું તમે ક્યારેય એવું અનુભવ્યું નહીં કે ....ધેર ઈઝ ડેથ...ડેથ ઈન એવર ઑલ એરાઉન્ડ ?

હું સ્તબ્ધ-શો બેસી રહ્યો.

'કોઈપણ એ નથી જોતું. દર વર્ષે હજારો ટુરિસ્ટ આવે છે, આર્ટ ગેલેરીઓ, મ્યુઝિયમ, જૂનાં ચર્ચ અને કેથેડ્રલ—જે વીતી ગયું છે તે બધું જ–એમને આકર્ષે છે અને એ બધું જોઈને પાછા ફરે છે, પરંતુ...'

એમની આંખો અર્ધી મીંચાઈ, અધૂરું વાક્ય થોડી વાર સુધી ખામોશીમાં લટકી રહ્યું.

"પરંતુ...એનાથી પર પણ એક યુરોપ છે. એ યુરોપ, જે કોઈ જોતું નથી. તે ખૂબ જ એકલું છે, ધીમે ધીમે મરી રહ્યું છે..."

એમણે રિલ્કેની ચોપડી ઉપાડી લીધી અને એના ભૂરાં જૂનાં પાનાંને પસવારતાં કહેવા લાગ્યા, 'જે સેનેટોરિયમમાં હું રહું છું, એની સામે યહૂદિયોનું સિનાગોગ છે, મધ્યકાલીન ગોથિક ઈમારત. છેલ્લા વિશ્વયુદ્ધમાં

નાઝીઓએ બેલ્જિયમ પર કબજો કર્યો ત્યારે, યહૂદીઓના બીજાં ધાર્મિક સ્થાનો સાથે એ સિનાગોગને પણ બાળી નાંખ્યું. પણ આખું નહીં, એનો એક ભાગ હજી સાબૂત ઊભો છે. તૂટેલી ઈમારતની પાસે જૂની ઈંટો અને પથ્થરોનો ઢગલો પડ્યો છે, નાઝી સૈનિકો નિશાની રૂપે પોતાની પાછળ એ છોડી ગયા છે. જ્યારે પણ હું મારા ઓરડાની બારીની બહાર જોઉં છું તો અનાયાસ જ મારી નજર એ સ્થાન પર જાય છે. સદીઓ જૂના પથ્થર...કોઈ કોઈ વાર રાતના સમયે એ તૂટેલી, નગ્ન ઈમારત ઘણી ભયાવહ લાગે છે. કદાચ એ ઓરડામાં હું વરસોથી એકલો રહું છું, એટલા માટે હું એવું અનુભવું છું. પણ કોઈ કોઈ વાર વિચારું છું કે આ માત્ર મારી જ એકલતા નથી...એ તૂટેલું સિનાગોગ અને એના બળેલા જૂના પથ્થરો, જાણે એ કોઈ ચીજના સંકેત હોય... કેવા સંકેત, એ આજે ય હું બરાબર સમજી શકતો નથી.'

એ ચૂપ થઈ ગયા. એમના ચહેરા પર તૂટી ગયા જેવો થાક ઉભરી આવ્યો. હું એમને ઘણું બધું પૂછવા માંગતો હતો, પણ સાંજની એ નીરવ ક્ષણમાં મૌન કંઈ એવું નિજી અને વૈયક્તિક જેવું થઈ ગયું કે કંઈએ કહેવું નિરર્થક લાગ્યું.

ડેકની ખુરશીઓ ધીરે ધીરે ભરાવા લાગી હતી સ્ટેંડ પહોંચવામાં હવે ઝાઝી વાર નહોતી. સાગર દિવસભર અધીર–આતુર સ્વરમાં ચિત્કાર કરતો હતો તે, હવે કિંચિત શાંત થઈ ગયો હતો, જાણે ઘેરાતી સાંજના સન્નાટાએ એને પણ સ્પર્શી લીધો ન હોય. પાછળ ઇંગ્લેન્ડનો કિનારો ભૂરી–શી ધૂંધળાશમાં ખોવાઈ ગયો હતો, માત્ર ચટ્ટાનોની ધૂમિલ છાયા કદી કદી સાંજના આછવાતા તડકામાં ઊભરી આવતી હતી.

સ્ટેન્ડથી આગળ સ્ટીમરના તમામ મુસાફર યુરોપના અલગ અલગ સુદૂર ખૂણાઓમાં ખોવાઈ જશે. એમની સાથે ઘણું બધું ખોવાઈ જશે. ચેનલની આ સાંજ, સાગરની અબાધ રહસ્યમય શૂન્યતા, એમની નિસ્પન્દ આંખોનું મૌન. સાંજની એ નીરવ ક્ષણમાં, ન જાણે કેમ એક અજબ

જેવો પ્રશ્ન મનમાં ચમકી ગયો. હું મારા દેશથી હજારો માઈલ દૂર, અહીં કેમ ચાલ્યો આવ્યો? મારે માટે યુરોપનો કયો અર્થ રહ્યો છે? શું યુરોપ મારે માટે માત્ર પોતાથી બચવાનુ જ સાધન રહ્યું છે— એ તમામ વિવશતાથી પલાયન, જે સૂતાં જાગતાં ભૂતિયા છાયાની જેમ મારા પર ઘેરાયા કરતી હતી, અથવા એનાથી વિશેષ? એક શબ્દ વારંવાર ધ્યાનમાં આવે છે. અંતર્જ્ઞાન! શબ્દ બહુ જૂનો છે, સિનાગોગના તૂટેલા, સૂના પથ્થર જેવો જેટલો એ મોટો છે, એની સામે હું મને એટલો જ નાનો અનુભવું છું, પરંતુ મહિનાઓ પહેલાં આ શબ્દ એટલો ભારે લાગતો નહોતો... ત્રણ દિવસ ભૂખ્યો તરસ્યો રહીને વિયેનાની સડકો પર ભટકતા રહેવા પછી, રાત્રે જ્યારે હોટલના ઓરડામાં આવ્યો હતો, ત્યારે લાગ્યું હતું, જાણે ભીતરની પ્રત્યેક દૂરતા ખૂબ પાસે, ખૂબ જ આત્મીય જેવી થઈ ગઈ છે, માત્ર એક ડર રહી ગયો છે— ડર, જે પોતામાં પોતાનો આલોક સમેટી બેઠો છે. વિયેનાની એ રાતે લાગ્યું હતું કે જાણે હું ખાડામાં બહુ જ નીચે છું, જેની નીચે જવાનું હોતું નથી. ત્યારે એ ક્ષણોમાં હોટલના તંગ, ભેજિયા, એકલા ઓરડામાં યુરોપનો અર્થ ધીરે ધીરે બેસાડી શક્યો હતો–ટેરર–ટેરરે ઑફ એનલાઈટનમેંટ– એવો ભય, જેમાં મૃત્યુ અને મુક્તિ બંને સમાયેલાં છે...

વિયેનાની એ રાત હવે બહુ દૂર લાગે છે. એની સાથે ઘણું બધું દૂર થઈ ગયું છે, હવે હું યુરોપ પાછો ફરી રહ્યો છું... વચમાં ચૅનલનો સાગર અને દૂર સાગરને પાર 'સી–ગલ્ફ'નું ઝુંડ ઊડી જાય છે– ડોવરથી પર યુરોપના આકાશ પર સ્ટીમરની ગતિ ધીમી થતી જાય છે. સામે સ્ટેન્ડ, નગરની ઝળાહળાં લાઈટોની પાછળ રાત–યુરોપની એક રાત બહુ દૂર સુધી ફેલાઈ ગઈ છે.

આ પણ એક શરુઆત છે. 

## 'લેબિરિન્થ વિશે – એક નિદર્શન' સુમન શાહ

૧૧ મુદ્દાનું એક રિટ્રોસ્પેક્ટિવ ફીડ–બેક

કિશોર જાદવની 'લેબિરિન્થ' વાર્તાકૃતિ વિશે મારી "નવ્ય વિવેચન' પછી–" પુસ્તિકામાં ૧૯૭૭માં મેં એનું એક સંરચનાવાદી પદ્ધતિનું વિવેચન–નિદર્શન આપ્યું હતું. આજે ૧૯૮૨માં એ પર એક રિટ્રોસ્પેક્ટિવ નજર નાખવી છે અને જે દેખાય તેનો મારી આજની સંસૃજનાત્મકતામાં ફીડ–બેક તરીકે ઉપયોગ થાય એમ ઈચ્છું છે :

(૧) ભાષા એક સંતત વિસ્તારશીલ સંકેતપદ્ધતિ તરીકે આજે સર્વગ્રાસી સાધન બનતી રહી છે. એમાં મનુષ્ય અને એનું જ્ઞાન પણ ગ્રસાઈ ગયાં છે. આજની આ નરી ભાષામય દશામાંથી બચવાનો એક માત્ર ઈલાજ લેખન– ઍક્રિચર– છે. આ લેખન સ્વનિર્ભર અને માત્ર 'હોવા'નો વિકલ્પ ધરાવે છે, ઉપરાન્ત, એમાં પ્રગટતી સંરચના વ્યવસ્થાપન વડે સંકેતવિસ્તારની અનન્તતાને સાન્તતામાં પલટી આપે છે. લેખન વિશેની સંરચનાવાદીઓની આ પરમ શ્રદ્ધાથી અહીં વક્તવ્યનો નહિ, લેખનનો આશ્રય કર્યો છે.

(૨) આ પ્રવૃત્તિ પોતે જ સંરચનાવાદી દર્શનનું સમર્થન કરતી પ્રવૃત્તિ છે, કેમ કે અહીં સર્જન – વિવેચન જેવા ભેદો ટળે છે અને બધું લેખનની રીતેભાતે વિસ્તરતું રહે છે. કિશોરે વાર્તાકૃતિ લખી આપી, મેં એનું વિવેચન લખી આપ્યું, હવે એ વિવેચન પર આ

રિટ્રોસ્પેક્ટિવ ફીડ-બૅક લખી રહ્યો છું, એ ફીડ-બૅક વિશે પણ લખાશે, ને તે વિશે પણ. કિશોરની વાર્તા-સૃષ્ટિ આ સૃષ્ટિનું સંકેતીકરણ છે પણ તેથી જ તે એટલે અંશે વસ્તુજગતથી દૂર છે, વિવેચન એથી દૂર છે, આ ફીડ-બૅક એથી પણ દૂર છે, એ વિશે જે હશે તે તેથી પણ દૂર હશે. એવું ભાસે છે કે ભુખાળવી ભાષા આપણને વસ્તુ અને સતથી સુદૂર લઈ જવા સિવાય કંઈ કરતી જ નથી. માનવસભ્યતા ભાષાપ્રવૃત્તિમાં વ્યસ્ત છે આમ, અને આ લેખન વડે તેમાં એક વધુ ચેષ્ટાનો ઉમેરો થાય છે.

(૩) છતાં, (૧) માં લેખનમાં પ્રગટનારી વ્યવસ્થાપનશીલ સંરચનાને વિશેની શ્રદ્ધા પર ભાર મૂકયો છે. કિશોર પોતાની વાર્તાસંરચના વડે તો હું મારી વિવેચન-સંરચના વડે સંકેતપદ્ધતિની રિક્તતાને ભરી દઈએ છીએ. બને છે એવું કે સંરચનાવાદી પદ્ધતિનું વિવેચન સર્જનાત્મક કૃતિમાંની સંરચનાની શોધ કરતાં કરતાં જ પોતાની સંરચનાને જન્માવી રહે છે. સર્જન અને વિવેચનની આ બંને કૃતિઓમાંની સંરચનાઓ એકમેકમાં કોરસ્પોન્ડ કરે તો પણ બરાબર છે, ન કરે અને બીજી સંરચના પોતાની રીતે વિસ્તરે, તો તે પણ બરાબર છે. સંરચનાની પ્રવૃત્તિ કયાં તો પર્યાપ્ત હોય કે અપર્યાપ્ત હોય. એ દૃષ્ટિનું વિવેચન પણ પર્યાપ્ત-અપર્યાપ્ત હોય, સાચું-ખોટું કે સારું-ખરાબ એવી કોટિઓથી એને ઓળખાવી શકાતું નથી. વ્યવસ્થાપનની મૂળગામી અને લીલાસ્વરૂપ આન્તરસમ્બન્ધશીલતા ઉપજાવીને આગળ વધતું આલેખન પોતે જ હોય છે- એને સમર્થિત કરનારાં કશાં પૂર્વાપર આધારો - વિસ્તરણો નથી હોતાં. સંરચનાવાદી દર્શનમાં લેખન માત્ર આ રીતે સ્વયંપર્યાપ્ત અને સ્વનિર્દેશક હોય છે. એમાં વાર્તા-વિવેચન સર્જન-વિવેચન એવા ભેદોનો લોપ થાય છે- દરેક લેખન એક સંકેતપદ્ધતિરૂપે જ્ઞાન-સંજ્ઞા બની રહે છે.

## 'લેબિરિન્થ વિશે – એક નિદર્શન' સુમન શાહ

૧૧ મુદ્દાનું એક રિટ્રોસ્પેક્ટિવ ફીડ–બેક

કિશોર જાદવની 'લેબિરિન્થ' વાર્તાકૃતિ વિશે મારી "નવ્ય વિવેચન' પછી–" પુસ્તિકામાં ૧૯૭૭માં મેં એનું એક સંરચનાવાદી પદ્ધતિનું વિવેચન–નિદર્શન આપ્યું હતું. આજે ૧૯૮૨માં એ પર એક રિટ્રોસ્પેક્ટિવ નજર નાખવી છે અને જે દેખાય તેનો મારી આજની સંસૃજનાત્મકતામાં ફીડ–બેક તરીકે ઉપયોગ થાય એમ ઈચ્છવું છે :

(૧) ભાષા એક સંતત વિસ્તારશીલ સંકેતપદ્ધતિ તરીકે આજે સર્વગ્રાસી સાધન બનતી રહી છે. એમાં મનુષ્ય અને એનું જ્ઞાન પણ ગ્રસાઈ ગયાં છે. આજની આ નરી ભાષામય દશામાંથી બચવાનો એક માત્ર ઈલાજ લેખન– ઍક્રિચર– છે. આ લેખન સ્વનિર્ભર અને માત્ર 'હોવા'નો વિકલ્પ ધરાવે છે, ઉપરાન્ત, એમાં પ્રગટતી સંરચના વ્યવસ્થાપન વડે સંકેતવિસ્તારની અનન્તતાને સાન્તતામાં પલટી આપે છે. લેખન વિશેની સંરચનાવાદીઓની આ પરમ શ્રદ્ધાથી અહીં વક્તવ્યનો નહિ, લેખનનો આશ્રય કર્યો છે.

(૨) આ પ્રવૃત્તિ પોતે જ સંરચનાવાદી દર્શનનું સમર્થન કરતી પ્રવૃત્તિ છે, કેમ કે અહીં સર્જન – વિવેચન જેવા ભેદો ટળે છે અને બધું લેખનની રીતેભાતે વિસ્તરતું રહે છે. કિશોરે વાર્તાકૃતિ લખી આપી, મેં એનું વિવેચન લખી આપ્યું, હવે એ વિવેચન પર આ

રિટ્રોસ્પેક્ટિવ ફીડ-બૅક લખી રહ્યો છું, એ ફીડ-બૅક વિશે પણ લખાશે, ને તે વિશે પણ. કિશોરની વાર્તા-સૃષ્ટિ આ સૃષ્ટિનું સંકેતીકરણ છે પણ તેથી જ તે એટલે અંશે વસ્તુજગતથી દૂર છે, વિવેચન એથી દૂર છે, આ ફીડ-બૅક એથી ય પણ દૂર છે, એ વિશે જે હશે તે તેથી પણ દૂર હશે. એવું ભાસે છે કે ભુલાવળી ભાષા આપણને વસ્તુ અને સત્‌થી સુદૂર લઈ જવા સિવાય કંઈ કરતી જ નથી. માનવસભ્યતા ભાષાપ્રવૃત્તિમાં વ્યસ્ત છે આમ, અને આ લેખન વડે તેમાં એક વધુ ચેષ્ટાનો ઉમેરો થાય છે.

(૩) છતાં, (૧) માં લેખનમાં પ્રગટનારી વ્યવસ્થાપનશીલ સંરચનાને વિશેની શ્રદ્ધા પર ભાર મૂક્યો છે. કિશોર પોતાની વાર્તાસંરચના વડે તો હું મારી વિવેચન-સંરચના વડે સંકેતપદ્ધતિની રિક્તતાને ભરી દઈએ છીએ. બને છે એવું કે સંરચનાવાદી પદ્ધતિનું વિવેચન સર્જનાત્મક કૃતિમાંની સંરચનાની શોધ કરતાં કરતાં જ પોતાની સંરચનાને જન્માવી રહે છે. સર્જન અને વિવેચનની આ બંને કૃતિઓમાંની સંરચનાઓ એકમેકમાં કોરસ્પોન્ડ કરે તો પણ બરાબર છે, ન કરે અને બીજી સંરચના પોતાની રીતે વિસ્તરે, તો તે પણ બરાબર છે. સંરચનાની પ્રવૃત્તિ ક્યાં તો પર્યાપ્ત હોય કે અપર્યાપ્ત હોય. એ દૃષ્ટિનું વિવેચન પણ પર્યાપ્ત-અપર્યાપ્ત હોય, સાચું-ખોટું કે સારું-ખરાબ એવી કોટિઓથી એને ઓળખાવી શકાતું નથી. વ્યવસ્થાપનની મૂળગામી અને લીલાસ્વરૂપ આન્તરસમ્બન્ધશીલતા ઉપજાવીને આગળ વધતું આલેખન પોતે જ હોય છે– એને સમર્થિત કરનારાં કશાં પૂર્વાપર આધારો - વિસ્તરણો નથી હોતાં. સંરચનાવાદી દર્શનમાં લેખન માત્ર આ રીતે સ્વયંપર્યાપ્ત અને સ્વનિર્દેશક હોય છે. એમાં વાર્તા-વિવેચન સર્જન-વિવેચન એવા ભેદોનો લોપ થાય છે– દરેક લેખન એક સંકેતપદ્ધતિરૂપે જ્ઞાન-સંજ્ઞા બની રહે છે.

## 'લેબિરિન્થ વિશે – એક નિદર્શન' સુમન શાહ

૧૧ મુદ્દાનું એક રિટ્રોસ્પેક્ટિવ ફીડ–બેક

કિશોર જાદવની 'લેબિરિન્થ' વાર્તાકૃતિ વિશે મારી "નવ્ય વિવેચન' પછી–" પુસ્તિકામાં ૧૯૭૭માં મેં એનું એક સંરચનાવાદી પદ્ધતિનું વિવેચન–નિદર્શન આપ્યું હતું. આજે ૧૯૮૨માં એ પર એક રિટ્રોસ્પેક્ટિવ નજર નાખવી છે અને જે દેખાય તેનો મારી આજની સંસૃજનાત્મકતામાં ફીડ–બેક તરીકે ઉપયોગ થાય એમ ઈચ્છવું છે:

(૧) ભાષા એક સંતત વિસ્તારશીલ સંકેતપદ્ધતિ તરીકે આજે સર્વગ્રાસી સાધન બનતી રહી છે. એમાં મનુષ્ય અને એનું જ્ઞાન પણ ગ્રસાઈ ગયાં છે. આજની આ નરી ભાષામય દશામાંથી બચવાનો એક માત્ર ઈલાજ લેખન– ઍક્રિચર– છે. આ લેખન સ્વનિર્ભર અને માત્ર 'હોવા'નો વિકલ્પ ધરાવે છે, ઉપરાન્ત, એમાં પ્રગટતી સંરચના વ્યવસ્થાપન વડે સંકેતવિસ્તારની અનન્તતાને સાન્તતામાં પલટી આપે છે. લેખન વિશેની સંરચનાવાદીઓની આ પરમ શ્રદ્ધાથી અહીં વક્તવ્યનો નહિ, લેખનનો આશ્રય કર્યો છે.

(૨) આ પ્રવૃત્તિ પોતે જ સંરચનાવાદી દર્શનનું સમર્થન કરતી પ્રવૃત્તિ છે, કેમ કે અહીં સર્જન – વિવેચન જેવા ભેદો ટળે છે અને બધું લેખનની રીતભાતે વિસ્તરતું રહે છે. કિશોરે વાર્તાકૃતિ લખી આપી, મેં એનું વિવેચન લખી આપ્યું, હવે એ વિવેચન પર આ

રિટ્રોસ્પેક્ટિવ ફીડ-બૅક લખી રહ્યો છું, એ ફીડ-બૅક વિશે પણ લખાશે, ને તે વિશે પણ. કિશોરની વાર્તા-સૃષ્ટિ આ સૃષ્ટિનું સંકેતીકરણ છે પણ તેથી જ તે એટલે અંશે વસ્તુજગતથી દૂર છે, વિવેચન એથી દૂર છે, આ ફીડ-બૅક એથી પણ દૂર છે, એ વિશે જે હશે તે તેથી પણ દૂર હશે. એવું ભાસે છે કે ભુખાળવી ભાષા આપણને વસ્તુ અને સત્‌થી સુદૂર લઈ જવા સિવાય કંઈ કરતી જ નથી. માનવસભ્યતા ભાષાપ્રવૃત્તિમાં વ્યસ્ત છે આમ, અને આ લેખન વડે તેમાં એક વધુ ચેષ્ટાનો ઉમેરો થાય છે.

(૩) છતાં, (૧) માં લેખનમાં પ્રગટનારી વ્યવસ્થાપનશીલ સંરચનાને વિશેની શ્રદ્ધા પર ભાર મૂક્યો છે. કિશોર પોતાની વાર્તાસંરચના વડે તો હું મારી વિવેચન-સંરચના વડે સંકેતપદ્ધતિની રિક્તતાને ભરી દઈએ છીએ. બને છે એવું કે સંરચનાવાદી પદ્ધતિનું વિવેચન સર્જનાત્મક કૃતિમાંની સંરચનાની શોધ કરતાં કરતાં જ પોતાની સંરચનાને જન્માવી રહે છે. સર્જન અને વિવેચનની આ બંને કૃતિઓમાંની સંરચનાઓ એકમેકમાં કોરસ્પોન્ડ કરે તો પણ બરાબર છે, ન કરે અને બીજી સંરચના પોતાની રીતે વિસ્તરે, તો તે પણ બરાબર છે. સંરચનાની પ્રવૃત્તિ ક્યાં તો પર્યાપ્ત હોય કે અપર્યાપ્ત હોય. એ દૃષ્ટિનું વિવેચન પણ પર્યાપ્ત-અપર્યાપ્ત હોય, સાચું-ખોટું કે સારું-ખરાબ એવી કોટિઓથી એને ઓળખાવી શકાતું નથી. વ્યવસ્થાપનની મૂળગામી અને લીલાસ્વરૂપ આન્તરસમ્બન્ધશીલતા ઉપજાવીને આગળ વધતું આલેખન પોતે જ હોય છે- એને સમર્થિત કરનારાં કશાં પૂર્વાપર આધારો - વિસ્તરણો નથી હોતાં. સંરચનાવાદી દર્શનમાં લેખન માત્ર આ રીતે સ્વયંપર્યાપ્ત અને સ્વનિર્દેશક હોય છે. એમાં વાર્તા-વિવેચન સર્જન-વિવેચન એવા ભેદોનો લોપ થાય છે- દરેક લેખન એક સંકેતપદ્ધતિરૂપે જ્ઞાન-સંજ્ઞા બની રહે છે.

(૪) કિશોરે પોતાના સંકેતીકરણ વડે કે સંરચન વડે આ વિશ્વ એક લેબિરિન્થ છે એમ સંજ્ઞાન ઊભું કર્યું છે, તો મેં મારી વિવેચનકૃતિ વડે એ સંજ્ઞાનની સંરચના અને તેમાં જે વ્યવસ્થાપન છે તેનું કોરેસ્પોન્ડિંગ સંજ્ઞાન ઊભું કર્યું છે. આ સંજ્ઞાન કોઈ નવી ચીજ નથી. મૂળમાં દાખલ કરેલું બુદ્ધિતત્ત્વ છે, માટે તો બાર્થે એને Simulacam કહ્યું છે, મૂળની મેં મારા વડે સરજેલી એ એક છાયા છે. લેબિરિન્થનો અર્થઘટક એમ વિશ્વમાંથી કિશોરમાં ને મારામાં જુદી જુદી કૃતિઓને રૂપે છતાં એક જ સંકેતવિસ્તારની પદ્ધતિએ પ્રસર્યો છે. આ સાતત્યધારા છે ને તેનું આકલન કરી શકાતું હોય છે, એ આકલનમાં સંરચનાવાદી પદ્ધતિનો ખાસ્સો ઉપયોગ કરવાનો હોય છે. સંરચનાવાદી દર્શન, તેનાં ગૃહીતો કે વૃત્તિવલણોનું જ્ઞાન ન હોય તો એવો ઉપયોગ કરી શકાતો નથી. બલકે કોઈએ કર્યો હોત તો દેખાતો પણ નથી હોતો.

(૫) સંરચનવાદી પદ્ધતિ બે ધ્રુવોમાં પોતાને ચરિતાર્થ કરે છે: ડિકમ્પોઝ કરવું અને રિકમ્પોઝ કરવું. વિગતો અને કીમતી વિગતોના ઢગલામાંથી સંરચનાવાદીનો માર્ગ DECOUPAGE વડે દોરાય છે, કોઈ એક એવી આક્રમણભોગ્ય વિગત શોધીને, કાપી બહાર કઢીને, તે પર કામ શરૂ કરી દેવામાં આવે છે. આમાં ગૃહીત એ છે કે વિગત માત્ર અર્થપૂર્ણ છે. કિશોરની રચનામાંનું કોઈ પણ વાક્ય એ આખી ઉક્તિનો અંશ છે અને સામર્થ્યવિહોણો નથી એ અંશ. પ્રત્યેક વિગત 'ફન્કશનલ' છે એ શ્રદ્ધાથી અહીં પ્રગતિ કરવાની હોય છે. ક્રમશ: સુસંગતિ અને વ્યવસ્થાપન હાથ આવે છે અને તેમ થતાં આખી સંરચનાને આત્મસાત્ કરી શકાય છે. એ દરમ્યાન જ, બીજા છેડાની–વિશ્લેષણથી સામા છેડાની–સંશ્લેષણની જે સક્રિયતા જોવા મળે છે તેને BRICOLAGE કહે છે: અહીં સાધ્યો સાધન બને અને સાધન સાધ્યો– એવી એક જાતની સર્જકતાનો મહિમા થતો

હોય છે. ટુકડા અને અંશોની અનિશ્ચિતિમાંથી નિશ્ચિત અને સંગતિપૂર્ણ કશુંક રચી લેવું, એક નવું વ્યવસ્થાપન ઊભું કરવું. એક પૂરા સંરચનમાં પરિણમતી આ બે ધ્રુવોવાળી આખી પ્રક્રિયાને આપણે પ્રવૃત્તિ જ કહેવી પડશે. કશુંક તોડીફોડીને કશુંક નવું સરજી લેવાની પ્રવૃત્તિ. અહીં સર્જન કે કલાને વિશેનું વિવેચનનું જમાના-જૂનું દાયિત્વ એક કાલગ્રસ્ત વાત દીસશે, તો સંરચનાને કાળપરક કે સ્થળપરક સંકેત ગણવાનું પારિભાષિક વલણ પણ વ્યર્થ પુરવાર થશે. બલકે સંરચનાવાદ કોઈ સાવયવ દર્શન કે જુદી રીતે વિચારવાની પદ્ધતિને રૂપે નહિ ભાસે- એ ઓછું દર્શન છે, ઓછું ચિન્તન છે, એ તત્ત્વતઃ પ્રવૃત્તિ છે, કાર્ય છે, actionછે.

ઉપરના પાંચ મુદ્દાની પ્રસ્તાવના પછી મને આપવામાં આવેલા છયે મુદ્દાને આધારે ટૂંકું વાર્તિક આ પ્રમાણે રચાઈ આવે છે, તે રજૂ કરું છું:

૧. ૧૯૭૭માં તેમ જ ૭૫-૭૬નાં આગલાં બે વર્ષો દરમ્યાન, 'નવ્ય વિવેચન' પછીની એક પ્રમુખ વિવેચનપદ્ધતિ રૂપે અને

૨. સંરચનાવાદે મને આકર્ષ્યો હતો અને એમાં 'નવ્ય વિવેચન'ની મર્યાદાઓનું જે રીતે નિરસન થાય છે તે મને ગમ્યું હતું. આજે પણ એ આકર્ષણ ટળ્યું નથી. છેલ્લાં સાત-આઠ વર્ષ દરમ્યાન એ અંગે ઘણું ઘણું કીમતી અને રસપ્રદ વાંચવાનું ચાલુ રહ્યું છે. સમજાયું છે કે સંરચનાવાદી વિવેચના એક મૂળગામી અને ચોક્કસ દિશાની પ્રવૃત્તિ છે. તેને હું લઢણોનો ભોગ બનેલા, સાહિત્યેતર ઉપયોગોથી દોરવાતા રહેતા, લપટી વિવેચનવાક્ વડે કશા પણ પરિણામ પર નહિ આવતા, જાહેર-ખબર જેવી ઉપલકતાનો ભોગ બનેલા વિવેચક માટે, આપણા સરેરાશ વિવેચક માટે, અનિવાર્ય ગણું છું. રૂપનિર્મિતિને વરેલા વિવેચકને અહીં વધુ શોધપૂર્ણ બનવાનો પડકાર છે અને પોતાના વિવેચનસંકેતને 'ઓન ધ પેજ'ની સી

મુક્ત કરી 'ઓફ ધ પેજ'ની સંસ્કૃતિ–સભ્યતાની દિશામાં વિસ્તારવાનો સંભાવ્ય કાર્યક્રમ છે.

3 સંરચનાવાદી દૃષ્ટિના વિવેચનમાં સફળતા–નિષ્ફળતા જેવું કંઇ હોતું નથી, પર્યાપ્ત–અપર્યાપ્ત જેવું હોય છે ખરું. કિશોરની આ રચના વિશે હું હજી વધુ પર્યાપ્ત સ્વરૂપનું કામ કરી શકું એમ પાંચ વર્ષ પછીની આ ક્ષણે લાગે છે, પણ એવું ૧૯૮૭માં બીજા પાંચ વર્ષ પછી પણ લાગશે. ૧૯૭૭ ની આ વિવેચનકૃતિ મારી કૃતિ છે અને ૧૯૮૭માં પણ તે મારી હશે. હું કોઇ 'લેબિરિન્થ' કે કોઈ કિશોર કે કોઇ ગુજરાતી વિવેચના માટે નથી લખતો, માત્ર મારા માટે લખું છું, ઈટ મે હેલ્પ અધર્સ ! 'લેબિરિન્થ'માં એક વાર્તાકલાકારે

---

એ છ મુદ્દા આ પ્રમાણે છે :

* ૧. કૃતિની સર્જન ક્ષણનો અને એની આસપાસનો સંદર્ભ.

૨. કૃતિ સાથેનો અત્યારનો સર્જકનો સંબંધ.

૩. કૃતિમાં પોતાની સફળતા તેમ જ મથામણનાં સ્થાનો–પોતાને જે લાગેલાં– અને અત્યારે જે લાગે છે તે.

૪. આ કૃતિ અત્યારે લખવાનો હોય તો ?
જો જુદી રીતે, તો કેમ ?
જો આમ જ, તો કેમ ?

૫. કૃતિ પરત્વેના અન્યો દ્વારા થયેલા મૂલ્યાંકનોથી કૃતિ અંગેના પોતાના મૂલ્યાંકનમાં થયેલો ફેરફાર.

૬. આ કૃતિનો પોતાની અન્ય કૃતિઓ અને અન્યની અન્ય કૃતિઓ વચ્ચે જોવાતો સંબંધ.

રોપવું જોઈતું પ્લોટનું કોઈ દેખીતું તત્ત્વ નથી– કોહેસિવ સેન્ટર-વાળું જે તત્ત્વ બધું ગૂંથ્યા કરતું હોય, તે નથી. છતાં નૅરેશનમાં જે સાતત્ય હોય તે તેમાં વિશૃંખલિત રૂપે છે. એ એયને શોધવાની ત્યારે મથામણ અનુભવી હતી. આજે એ સ્પષ્ટ દેખાય છે. મેં રજૂ કરેલાં લિસ્ટ્સને હજી વધુ પૃથક્કૃત કરી તેમાં સબલિસ્ટ્સ ઊભાં કરી એ દર્શાવી શકાય. પૃથક્કરણ કે વિશ્લેષણને હજી વધુ સાંકડું અને સંશ્લેષણને હજી વધુ મુક્ત કરી શકાય.

૪. આ કૃતિને 'જુદી રીતે' કે 'આમ જ' એવા દ્વન્દ્વની રીતે નહિ, પણ મારી આ ક્ષણની સજ્જતાની ભૂમિકાએ હું માત્ર વિસ્તારી શકું એવું વિસ્તરણ 'જુદું' કે 'અ–જુદું' હોતું નથી, બસ હોય છે.

૫. આ કૃતિ વિશે અન્યોએ કોઈ નોંધપાત્ર વિવેચન મૂલ્યાંકન કર્યું નથી. અને

૬. એ માટે સંરચનાવાદ પચાવવો પડે વાંચ્યા–સમજ્યા વિના કોઈ કહે, કે આમાં સંરચનાવાદ છે જ નહિ. તો એને હું નરી ધૃષ્ટતા જ લેખું છું. અને બૌદ્ધિકોની દુનિયામાં, એને અક્ષમ્ય લેખવા કહું છું. કશાં શ્રમ કે દષ્ટિ વિના લખનારા-ઓની વધતી જતી સંખ્યા વચ્ચે આવા પુરુષાર્થની મશ્કરી કરનારાઓને ઓળખી ખુલ્લા પાડવા જોઈએ. ગુજરાતી સાહિત્યમાં આજની તારીખે એક નવી જ બૂઝર્વા પેટર્ન વિકસી રહી છે એની ભાળ સાહિત્યપ્રેમીઓને કે આવા પરિ-સંવાદમાંના તત્ત્વાન્વેષીઓને મળવી ઘટે, બાકી લેખન–વાચનના ભાષાકીય મિથ્યાત્વથી આપણને કોઈ બચાવી નહિ શકે. સુરેશ જોષીની 'એક મુલાકાત' વિશે આવા દૃષ્ટિદોરથી મેં કામ કરેલું તે સાથે આ કૃતિનો કોઈએ સમ્બન્ધ જોડયો નથી. ચન્દ્રકાન્ત ટોપીવાલા આવી જ દૃષ્ટિએ કાવ્યવિવેચનનો પુરુષાર્થ

કરી રહ્યા છે, પણ એ સાથે પણ આ નવ્ય વિચારોને સાંકળવાની સૂઝ કોઈને પડતી નથી, વિવેચનનું વિવેચન કરવાની કશી ગુંજાઈશ આપણામાં હજી જન્મી જ નથી. બાકી, બાર્થના 'S/Z' જેવું મહત્ કામ કરવાની અને 'ટોટલ ક્રિટિસિઝમ'ની દિશામાં ભરપુરપણે જવાની ઝંખના આ લખનારે સતત વિકસાવ્યા કરી છે– I Bustaga feed–back daily : retrospectively and also prospectively, as much as possible. આભાર (૨૬ સપ્ટેમ્બર, '૮૨) *

* દાહોદની નવજીવન આર્ટ્સ કૉલેજના કૃતિ પરિસંવાદમાં તા. ૩-૧૦-'૮૨ના રોજ રજૂ કર્યું.

## સાભાર સ્વીકાર

**ઠંડો સૂરજ** : હાસ્યલેખોનો સંગ્રહ : લે. મહેશ ધોળકિયા, પ્ર. લે. પોતે, અપના બજાર પાસે, સુરેન્દ્રનગર ૩૬૩૦૦૧, મૂલ્ય રૂ. ૩–૪૫

**અંતરિયાળ** : કાવ્યસંગ્રહ : સોલિડ મહેતા, પ્ર. પોતે, અતિથિ પ્રકાશન, સલાટફળી. હળવદ–૩૬૩૩૩૦ જિ. સુરેન્દ્રનગર, મૂલ્ય રૂ. ૧–૬૦

**વેડછી આંદોલન** : સમાજશાસ્ત્રીય અભ્યાસ : શ્રી આઈ. પી. દેસાઈ, પ્ર. ઘનશ્યામ શાહ, સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, યુનિવર્સિટી કેમ્પસ, ઉધના–મગદલ્લારોડ, સૂરત–૩૯૫૦૦૮, મૂલ્ય જણાવ્યું નથી.

**ફૂંક** : ત્રૈમાસિક : ગઝલ–આસ્વાદ અંક : સં. મહેન્દ્ર જોશી અને સુરેશચન્દ્ર પંડિત, મૂ. રૂપિયા, દિલીપ જોશી ૯/૯૯ આનંદનગર પાર્ક, રાજકોટ–૩૬૦૦૦૨

## નિરંજન ભગતની એક કવિતા વિશે નોંધ : / નીતિન મહેતા

**એકસૂરીલું**

એ જ તેજ
એ જ સેજ
એ જ સેજ
એ જ એ જ
એ જ એ પગા
લગા લગા લગા લ ......

—નિરંજન ભગત
('છંદોલય' બૃહત્ પૃ. ૧૫૮)

**કાવ્યપદાવલિની** દૃષ્ટિએ નિરંજનના 'એકસૂરીલું' કાવ્યને તપાસવાનો અહીં ઉપક્રમ છે. એકસૂરીલાપણું કાવ્યનો વિષય છે અને કાવ્યના શીર્ષકમાં જ એકવિધતા રેઢિયાળ જીવનની ગતિ આદિનો નિર્દેશ પણ જોઈ શકાય છે. ગુલબંકી છંદમાં કાવ્યની રચના થઈ છે. ગુલબંકીના ગુરુ લઘુનાં આવર્તનો પ્રથમ પાંચ પંક્તિમાં અને લઘુ ગુરુનાં આવર્તનો કાવ્યની અંતિમ પંક્તિમાં જોઈ શકાય છે. અહીં ભાષાનો વિનિયોગ વર્ણોના આવર્તન દ્વારા એકવિધતા સૂચવવા માટે થયો છે. અહીં માત્ર 'તેજ' જેવો તત્સમ શબ્દ જ પ્રયોજાયો છે. બાકી સમગ્ર કવિતામાં તત્સમ શબ્દનો વિનિયોગ થયો નથી. અહીં મુદ્દો એ છે કે શબ્દ તત્સમ હોય કે તદ્‌ભવ કે બોલચાલની ભાષાનો હોય, કાવ્યાત્મક

અસર નિષ્પન્ન કરવા માટે કાવ્યનો સંદર્ભ અનિવાર્ય બની રહેવો જોઈએ. અહીં શબ્દોના અધ્યાસો આગવું પરિમાણ સિદ્ધ કરે છે.

કવિને માનવી વિશે જે સંવેદન થયું છે તેને ચુસ્તપણે, શબ્દની કરકસર દ્વારા, પ્રાસથી રેણ કરીને અહીં પ્રસ્તુત કર્યું છે. નવ વર્ણોના ઉપયોગ વડે સમગ્રજીવનનું વર્તુળ કવિ દોરી આપે છે. પ્રથમ પાંચ પંક્તિમાં આવતાં ગાલ ગાના આવર્તનો માનવજીવનની એકવિધતા સૂચવે છે. તેજ, ભેજ, સેજ, એ જ-માં આવતી પ્રાસની સાંકળી અને છેલ્લી બે પંક્તિમાં આવતો પગા–લગાનો વિરોધ તે પણ પ્રાસ દ્વારા જ સૂચવાયો છે. વર્ણરચનાની દૃષ્ટિએ છંદની પ્રત્યેક પંક્તિ બિંબ–પ્રતિબિંબ ભાવે સંકળાયેલી જોવા મળે છે; તેથી "એ" "જ" શબ્દનાં છ (૬) પુનરાવર્તનો તેજ, ભેજ, સેજ, એ જ જેવા અંત્યાનુપ્રાસની સાંકળી તથા "પગા" ને "લગા" દ્વારા માણસ જાતની સતત લડતા–ઝઘડતા રહેવાની, એકવિધતાનું સૂચન, નવતાનો, સર્જનાત્મકતાનો અભાવ, અત્યંત માર્મિકતાથી સૂચવાયો છે. આ વર્ણરચના અર્થસમર્પક છે અને એકવિધતાના ભાવને પુનરાવૃત કરી અભિવ્યક્તિને પ્રબળતા આપે છે. અહીં છંદના અને પંક્તિના પુનરાવર્તન દ્વારા લયની નિયમિતતા સૂચવાઈ છે અને લય પણ કાવ્યમાં અભિવ્યક્ત એકવિધતાના ભાવ સાથે ઓતપ્રોતતા જાળવે છે અને તે દ્વારા કાવ્યની લાક્ષણિકતા વ્યંજિત થાય છે.

બીજું, એ નોંધવાનું કે 'તેજ' 'ભેજ' 'સેજ' જેવાં શબ્દોના સંયોજનો પ્રાસ દ્વારા જે રીતે પંક્તિમાં ગોઠવાયાં છે તેમાં લયનો ફાળો વિશેષ જોવા મળે છે. એ ઉપરાંત 'તેજ' 'ભેજ' 'સેજ' શબ્દોમાં માનવની, ટકી રહેવાની, કામક્રીડાની આ બધી ક્રિયાઓની ભાત કે એકવિધતાને 'બે પગા' શબ્દ દ્વારા કવિ સહજપણે સૂચવે છે. દાંપત્ય-જીવનમાં એકસૂરીલાપણું છે તેમાંથી બચવા માનવીએ સર્જન કર્યું તો તેમાં પણ એકસૂરીલાપણું આવ્યું તે કવિએ 'લગા' 'લગા'નાં પુનરાવર્તનો દ્વારા સૂચવ્યું છે. આથી આગળ વધવાની કોઈ શક્યતા કવિને દેખાતી

નથી. કવિ માનવીની કોઈ વિશિષ્ટતા બતાવવા માગતા નથી. આ પગા પશુથી જુદા પાડવા માટે બે પગા મૂક્યું, 'લગા'માં છંદોરચનાનું સૂચન છે. પણ પછી એ સર્જનાત્મકતા પણ રેઢિયાળ બની ગઈ માટે કવિ લગા લગાનાં પુનરાવર્તનો કરે છે. આખી કવિતામાં ક્રિયાપદોનાં રૂપો નથી, કોઈ પ્રવૃત્તિ નથી, કોઈ ક્રિયા કરવાની રહી નથી, આરંભ, મધ્ય, અંત, સર્વ 'લગા'ના આવર્તનો દ્વારા પૂર્ણ થઈ ગયું, બે પગાથી "લગા"માં સર્જન કર્યું પણ તરત જ એ સર્જનમાં પણ અર્થ રહ્યો નહીં અને તેનું પણ પુનરાવર્તન થઈ ગયું. આમ માણસની એકવિધતા, અંતિમ પંક્તિમાં આવતાં "લગા લગા લગા લગા"નાં પુનરાવર્તનો દ્વારા વ્યંજિત થતી બતાવવામાં આવી છે. વળી ગુલબંકીનું બીજ નાનું છે તેથી વાણીના અનેક કાકુઓ તેમાં પુનરાવર્તિત કરી શકાય છે. 'લય' સંજ્ઞાની અસંદિગ્ધતાને કારણે આપણે મનફાવે તેમ તે શબ્દ યોજીએ છીએ, તેને બદલે 'વર્ણસંવાદ', 'શબ્દસંવાદ' કે 'અર્થસંવાદ' જેવા પ્રયોગો વધારે સ્પષ્ટતા કરી શકે એવું હરિવલ્લભ ભાયાણીનું સૂચન આપણે સ્વીકારવું જોઈએ. □

## 'બાથટબમાં માછલી' / સતીશ વ્યાસ

કલા એટલે નિર્હેતુક પ્રક્રિયા. એનું છેવટનું પ્રયોજન આનંદનું. લાભશંકર ઠાકરે 'બાથટબમાં માછલી' નામક એકાંકીમાં વિનાયકના પાત્રને આધારે કલાના આ સત્યને લગભગ તત્ત્વલક્ષી ભૂમિકાએ સિદ્ધ કર્યું છે. ભૂમિકા ભલે તત્ત્વલક્ષી હોય પણ એકાંકીની માવજત હળવાશયુક્ત અને સ-રસ છે. આ એકાંકીનો નાયક એ કરે છે એ બધી જ ક્ષુદ્ર–મહત્ પ્રવૃત્તિઓમાં ભરપુર રસ લે છે. એ ભીતરથી ખાલી છે પણ ખાલીપાને ભરવા જાણે એણે નિર્હેતુક ક્રિયાઓમાં પણ મનને નિમગ્ન કરવા માંડ્યું છે. એકાંકીના પ્રારંભમાં એ જમણી દિશામાં કોઈ એક જ બિન્દુ ઉપર અનિમેષ તાકીને બેઠો હોય છે ત્યારે યે એના ચહેરા ઉપર ઉત્સુકતા, આશ્ચર્ય અને રસલીનતાના ભાવ છે. ધીમે ધીમે એમાં તીવ્રતા ઉમેરાતી જાય છે. હાથની ચેષ્ટાઓ, ખુરશીમાં ઝૂકવાની એની ગતિ આદિમાંથી પણ એ વ્યક્ત થાય છે. ત્રણ વાર એકધારા આ ક્રમમાંથી લેખક નાયકને પસાર કરે છે. ચોથી વારના ક્રમની વચ્ચે કોલબેલ વાગતાં ડાબી દિશામાંના પ્રવેશદ્વાર તરફ ત્રણ ડગલાં ભરી, દૃષ્ટિને તો નિશ્ચિત બિન્દુ પર સ્થિર રાખી, ગતિ કરે છે. હવે એ દ્વાર ખોલે છે તો રસિક અને રંભા નામનાં બે પાત્રો પ્રવેશે છે. વિનાયક એમને આવકારીને પ્રશ્ન પૂછે છે, "દહીં લેવા આવ્યા છો?" બન્ને પાત્રો મૂંઝાય છે પણ એમના ખચકાટને પારખીને એ રસિક અને રંભા છે એવી સ્પષ્ટતા વિનાયક જ કરી લે છે. વિનાયક તો ફરી પેલા નિશ્ચિત સ્થાન તરફ દૃષ્ટિ સ્થિર કરી બેસી જાય છે. હવે રસિક એ બિન્દુ તરફ નજર કરી પ્રશ્ન પૂછે છે: 'નળ

ઠીક થાય છે?' વિનાયકનો પ્રત્યુત્તર એની રસવૃત્તિનો, તાદાત્મ્યનો દ્યોતક બને છે : "ના, ના એ તો મેં જ એને એડજસ્ટ કર્યો છે. દર દશ સેકન્ડે એમાંથી એક પાણીનું ટીપું ટપકે છે. જુઓ. આ નવું ટીપું ઊપસી રહ્યું છે, મોતી જેવું ગોળ. જુઓ એ વધુ ને વધુ મોટું થતું જાય છે...જુઓ જળબિંદુનો ભાર વધતો જાય છે. એ...એ...આ પડ્યું!" આ ઝીણી રસવૃત્તિ એણે કેળવી છે, તો આ વર્ણન પણ લેખક એને પ્રત્યક્ષતા આપવામાં સફળ રહ્યા છે.

અહીંથી હવે એકાંકીની ગતિ બદલાય છે. વિનાયક જ રસિક-રંભાને એમના નાટયમંડળ વિશે પૂછીને વાતને વાળે છે. એમાં ને એમાં જ રસિક-રંભા વિનાયક પાસે મૌલિક નાટકોની સ્પર્ધામાં રજૂ કરવા એક નાટકની માગણી કરે છે. અહીંના સંવાદોની ભાષા બિલકુલ બોલચાલની, સ્વાભાવિક છે. એમાં થોડી નાટકીયતા હોવા છતાં એકાંકીની પકડને મજબૂત બનાવવામાં એ કારગત બને છે. હાનાહાના કરતાં વિનાયક પોતાના મનમાં રહેલા એક નાટકનો ઉલ્લેખ કરે છે.

એકાંકી માઈમ દ્વારા જ આગળ વધે છે. વિનાયક રંભાને સામેના કબાટમાંથી એક ફાઈલ કાઢવા કહે છે. રંભા ફાઈલ શોધવાનો અભિનય કરે છે. વિનાયક વધારે સ્પષ્ટતા કરી નીચેના બીજા ખાનામાંની ભૂરી ફાઈલ માગે છે. એ માગણીમાં પણ અભિનેયતાના અંશો પૂરેપૂરા છે : 'નીચેના ખાનામાં, બીજા ખાનામાં, હા, ત્યાં. એ નહીં, એમ નહીં, અચ્છા વાદળી રંગની ફાઈલ છે. આ દેખાય. બસ એ જ. લાવો, લાવો." અહીં બોલચાલની સ્વાભાવિકતા તો છે જ પણ રંભાને માટે માઈમ દ્વારા એ શોધવાની ગંજાવર અભિનેયતા પણ સમાવિષ્ટ છે હવે વિનાયક કશુંક દોરેલું દર્શાવે છે. એ છે બાથટબ, ડ્રોઈંગ રૂમમાં એને મૂકવાનું છે એ જાણી રસિક-રંભા સાશ્ચર્ય બને છે. ત્યાં તો પાડોશી-૧ આવે છે. વિનાયક રંભાને ફાઈલ આપી 'આવો, દહીં લેવા આવ્યા છો' કહી, એક કબાટ પાસે જતો હોય એવો અભિનય કરી અંદરથી દહીંનું પાત્ર ઉઠાવવાનો, ચમચો પકડવાનો અને એના વડે દહીં આપવાનો અભિનય

ગરમ થશે જ નહીં. પણ ના, દૂધ થાય છે ગરમ. ચોક્કસ સમયે દૂધની સપાટીમાં સૂક્ષ્મ સંચાર શરૂ થાય છે. અને પછી દૂધ મંદ મંદ ઉછળવા માંડે છે. અને પછી ધીમે ધીમે એની સફેદ સપાટી ઊંચે આવતી જાય છે. દૂધમાં ઉભરો આવે છે, ઉભરો — અને ઉભરો છેક તપેલીના કાંઠા સુધી પહોંચે કે તરત તપેલી સગડી પરથી ઊંચકી લેવાની, પણ વહેલાં નહીં, એક ક્ષણ મોડા નહીં; દૂધ ઢોળાવું જોઈએ નહીં!" રંભા કહે છે કે, મારે તો અનેકવાર ઊભરાઈ જાય છે ત્યારે વિનાયક તરત જ "એટલી એકાગ્રતા ઓછી, એટલો રસ ઓછો" કહી રમૂજ પણ સર્જે છે. જીવનને જીવવા, માણવાનો માર્ગ પણ જાણે આ જ છે ને! આ રેઢિયાળ, રગશિયા, એકવિધ જીવનમાં પણ કેટલા રસપૂર્ણ થઈ શકાય છે એનો માર્ગ વિનાયક એની આવી ઉક્તિઓ અને ચેષ્ટાઓ દ્વારા વ્યક્ત કરે છે.

એ પછી એને જડેલી ચશ્માંની વાત શરૂ થાય છે. એ ચશ્માં ગ્લાસ વગરનાં છે. એને જમીન પર પછાડી જોવાના દશેક વારના વિનાયકના પ્રયાસોમાં પણ એનું પેલું કુતૂહલપ્રિય બાલમાનસ પ્રગટ થાય છે. આ વળાંક પછી પાછું બાથટબનું અનુસંધાન શરૂ થાય છે. બધે જ આછાં વાદળી રંગનું વાતાવરણ સર્જવાની એની કલ્પના છે. ત્યાં સુધી કે પ્રેક્ષકો પણ એવું ઉપવસ્ત્ર પરિધાન કરીને જ પ્રેક્ષાગારમાં આવવા જોઈએ. કલાત્મક રીતે એવું દર્શાવવાનું કે "પ્રેક્ષક પ્રેક્ષ્ય વચ્ચે કોઈ ભેદ નથી, બન્ને એક જ છે, અભિન્ન છે." આ મુખરતા પણ એકાંકીનો ભાગ હોઈ ખૂટતી નથી. હવે બાથટબમાં રહેલી માછલી પકડવા કોઈક ગલ નાખીને ઊભું હોય એવી પરિસ્થિતિ સર્જવાની. ત્યાં તો ફરી બારણે ટકોરા. પાડોસીજનો દહીં લેવા પ્રવેશ. વિનાયક દહીં આપવામાં એટલો જ તન્મય. પાછો આવી રસિકના હાથમાંથી ગલ લઈ બાથટબમાં નજર નાખતો હોય એમ એકાગ્ર!

અહીં એકાંકીની ગતિને વિનાયક બીજો એક વળાંક અર્પે છે. એ રસિક–રંભાને બહાર જવાનું સૂચન કરે છે. કુતૂહલ જ્યારે

પરાકોટિએ પહોંચ્યું છે ત્યારે જ બન્નેએ બહાર જવાનું છે. બન્નેએ બારણું ખોલી આવવાનું ને વિનાયક પૂછે કે 'દહીં લેવા આવ્યા છો ? ત્યારે 'ના અમે તો.' કહેવાનું ને વિનાયકે તરત જ સ્પષ્ટતા કરવાની કે 'તમે તો રસિક અને રંભા છો, આવો આવો." આમ એક વાર તો બન્ને બહાર જઈ પાછાં આવે છે. ત્યાં પાડોસી–૫ દહીં લેવા આવે છે. ફરી વિનાયક રસિક–રંભાને બહાર જવાનું કહે છે. રંભા કહે છે, "આમ કેટલી વાર જવાનું બહાર ?" ત્યારે વિનાયક કહે છે, 'પચીશ વાર' રસિક તો આશ્ચર્યચકિત થાય છે આ સાંભળી. વિનાયક તો કહે છે, "દહીવાળા દુખી એકઝેગ્ઝટ ચોત્રીશ જણ આવશે !" રંભા મોનોટોનીનો ભય દર્શાવે છે ત્યારે વિનાયક પોતાની એ જ સાહજિકતાથી જવાબ આપે છે કે, "ના, બિલકુલ નહીં. મને તો પળે પળે રોમાંચનો, આશ્ચર્યનો, આનંદનો અનુભવ થાય છે." રસિક–રંભા કંટાળીને રજા માગે છે. જતાં પહેલાં રસિક–રંભા બારણાં પાસે ખંચકાય છે. પાછાં આવે છે. આ બધી ચેષ્ટાઓમાં આંગિક અભિનયને સારો એવો અવકાશ પ્રાપ્ત થાય છે. હવે રસિક સવાલ સવાલ પૂછે છે કે આ 'એન્ડમાં, આઈ મીન નાટકના અંતમાં, માછલી પકડાશે ખરી ?' ત્યારે વિનાયક હસીને કહે છે, 'ના, પૂછો શા માટે નહી ?" રંભા આવર્તિત કરી 'શા માટે ના ?' પૂછે ત્યારે વિનાયક સ્પષ્ટતા કરે છે. 'બાથટબમાં માછલી ના હોય !' રસિક રંભાની સાથે પ્રેક્ષકો પણ ડઘાઈ જાય એવું છે. ફરી અંધકાર પ્રકાશની ફેરબદલીથી વિનાયકને નાટકકારે એકાંકીની પ્રારંભની સ્થિતિમાં મૂકી આપી એક વર્તુળ પૂરું કર્યું છે.

એકાંકીની ઘટનાને ભલે કોઈ દેખીતો, સનસનાટીપૂર્ણ, અંકોડાબંધ અંત હોય કે ન હોય, એકાંકીકારને એ 'અભિપ્રેત પણ નથી, એકાંકી તો છે એક પ્રક્રિયા, એમાંથી આનંદ પ્રાપ્ત થાય એટલે અલમ્. 'બાથટબમાં માછલી' હોય કે ન હોય એનાથી કશો ફેર પડતો નથી, પણ એની પાછળ ગોઠવાયેલી નિઃફળ પ્રક્રિયા પણ કેટલી રોમાંચક બની શકે એનો ચિતાર લાભશંકરે અહીં પ્રત્યક્ષતા દ્વારા રચી આ

Phone Office : 28447
Fact. : 33460

**Paramount DYE - CHEM INDUSTRIES**

MANUFACTURER OF

**Dyes, Chemicals & Textile Auxiliaries**

Factory :
SULABATPURA,
MALINI WADI,
SURAT-395 003.

Officc :
BEGUMPURA,
CHOPARA SHERI,
SURAT-395001.

KHARWARS

ઉત્કૃષ્ટ
ઇલેકટ્રિકલ
એકસેસરીઝ

6 6 6

ટ્રિપલસિકસ
ઇલેકટ્રો એંજિનિયર્સ

લીમડા ચોક, ખરવર શેરી
સુરત (ભારત)

સ્વચ્છ, સુઘડ અને ઝડપી

ઝેરોક્ષ કોપી માટે

તથા

કેસેટ માટે

મળો

# પ્રાચી કોપી-સેન્ટર



અભિલાષા માર્કેટ,

પહેલે માળે

કણપીઠ

યુનિયન હાઈસ્કૂલ સામે,

લાલ ગેટ

સૂરત.

ટે. : ઓફિસ : ૩૯૪૪૫ ઘર : ૩[illegible]

# આર. ધીરજલાલ બી. મોદી

ડ્રાયફ્રુટ, કરિયાણું, ગોળ, ખાંડ,
રાજકોટ સીંગતેલ, ડાલડા, ઘી,
હાઇગ્રોન સી. ટી. સી. ચા
પ્રોવિઝન વગેરે



અઠવા લાઇન્સ, મિશન હોસ્પિટલ સામે,
સૂરત-૩૯૫૦૦૧



સૌજન્ય

## શ્રી પ્રફુલ્લચન્દ્ર ડી. મોદી

ફોન : ૮૭૮૧૫-૧૪
ઘર : ૩૭૨૯૮

*With Best Compliments From*

# HANEE TRADERS

Dealers in All Kinds of

**GLASSES & PUMPS**

Opp. Lal School-Halar Road,
VALSAD-396 001

*With Best Compliments From*

# Sumu Pump Sales Corporation

Authorised Dealers For

**MYERS WASP PUMPS**

11/2535, Ranitalao, Khatkiwad,
Opp. Patel Parsi Girl's School,
SURAT-395 003

Tele : 36558
87037

દરેક જાતનું ફરસાણ તાજું અને સ્વચ્છ
મેળવવા માટેનું સૂરતનું પ્રખ્યાત મથક

# જોષી જેશંકર ધનજીભાઈ

## ભજિયાંવાળા



મુખ્ય દુકાન
ચૌટાબજાર, કેળાપીઠ
સૂરત : ટે. : ૨૪૪૩૫

શાખા
યમુનાબાગ,
ખપાટિયા ચકલા, સૂરત.

# અલંકાર બ્યૂટી પાર્લર એન્ડ હેર આર્ટ

લેડીઝ એન્ડ જેન્ટસ

મજૂરાગેટ, વિશ્વકર્મા
સોસાયટી પાસે,
સૂરત-૨.



# ૧૦ વર્ષે બમણાં નાણાં

## અને સાથોસાથ સુરક્ષા



- આ પત્રો રૂા. ૫૦૦ તથા ૧૦૦૦ ના મૂલ્યમાં મળી શકશે.
- પાકતી મુદતે વાર્ષિક ૧૧.૬૧ ટકા ચ.વૃ. વ્યાજ થાય છે.
- ૧૮ થી ૪૫ વર્ષની વચ્ચેની ઉંમરની કોઇપણ તંદુરસ્ત વ્યક્તિ આ યોજનાનો લાભ લઇ શકશે. આ માટે તબીબી પ્રમાણપત્રની જરૂર નથી.
- સુરક્ષાપત્ર ખરીદીથી-(૧) બે વર્ષ દરમિયાન અકસ્માતથી બિનકુદરતી મૃત્યુ થાય અથવા (૨) બે વર્ષ પૂરાં થયા બાદ કોઇપણ કારણસર મૃત્યુ થાય તો કાયદેસરના વારસદારને ત્રણ ગણી રકમ તુરતજ ચૂકવવામાં આવશે, જે કરમુક્ત રહેશે.
- રોકાણ મર્યાદા-વ્યક્તિદીઠ રૂા. ૫૦૦૦ સુધી

વિશિષ્ટ સવલતો:

- વારસ નિયુક્તિની સગવડ છે.
- જરૂર પડ્યે ત્રણ વર્ષ બાદ વટાવી શકાય.
- ઓળખપત્રની સગવડ છે.
- રૂા. ૧.૬૫,૦૦૦ સુધી સંપત્તિવેરામાંથી મુક્તિ મળે છે.
- અન્ય માન્ય જામીનગીરીઓના રોકાણ પર રૂા. ૪,૦૦૦ ના કરકમુક્તિ વ્યાજના લાભો ઉપરાંત આ પત્રો ઉપર વધુ રૂા. ૨૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્તિને પાત્ર છે.

વધુ માહિતી માટે:
નજીકની પોસ્ટ ઓફિસ; જિલ્લા કલેકટર કચેરી; નાયબ નિયામક, નાની બચત-રાજકોટ,વડોદરા,અમદાવાદ; રાષ્ટ્રીય બચત સંસ્થા, લાલ દરવાજા અમદાવાદ કે અધિકૃત એજન્ટોનો સંપર્ક સાધો.

—કમિશનર, નાની બચત અને રાજ્ય લોટરી, ગુજરાત રાજ્ય.

# કંકાવટી

ડિસેમ્બર ૧૯૮૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૪ : અંક ૨૮૪ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૫, બે વર્ષના રૂ. ૨૮; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ, ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ધવલ આર્ટ પ્રિન્ટર્સ, વાડીફળિયા, સૂરત–૩૯૫ ૦

સ્વાદ અને સુરુચિનો સંગમ

ગુજરાતી વાનગીઓનો રસથાળ..

# સ્વાદિષ્ટ, સાત્ત્વિક મદ્રાસી વાનગીઓ

# તથા ચાહ, ઠંડાં પીણાં અને આઈસ્ક્રીમ

માટે

સુરત ટેક્ષટાઈલ માર્કેટ અને રીંગરોડનું લોકપ્રિય સ્થળ

# કાફે તેજલ

વાય બ્લોક, પહેલા મેઝેનાઈન ફ્લોર,

સુરત ટેક્ષટાઈલ માર્કેટ, રીંગરોડ, સુરત.

ટેક્ષટાઈલ માર્કેટમાં પધારતા વ્યાપારીઓને લંચ અને ડીનર
વડે પણ સન્માની શકો છો! શહેરના રાજમાર્ગ સમા
રીંગરોડ, સુરત ટેક્ષટાઈલ માર્કેટ સામે

# વેજીટેરીયન અને નોન-વેજીટેરીયન

લંચ-ડીનર માટે મુલાકાત લેવાનું રમણીય સ્થળ-

# મેમ્બર રેસ્ટોરન્ટ

રીંગરોડ, સુરત.

# સ્વાદિષ્ટ-નાસ્તા તથા ચાહ, ઠંડાં પીણાં માટે

# કાફે તેજલ

બોમ્બે માર્કેટ, સુરત.

હવે તો
સ્વપ્નમાં સ્મૃતિ ખોઈ બેઠો છું.
પુષ્પો ખાલી ખિસકોલીઓની આંખો
લૂછી બેઠો છું.
રસ્તાઓની વાંકીચૂકી અદાઓનાં એકાન્ત
સળગતાં જાય છે; અને
અજગરના ભરડાઓ, લપટાયેલા પગ
ચાલી શકે નહિ:
પથ્થરની ઈમારતોમાં
કાચની બારીઓ ડોકાઈને કણસતી રાતભર
ભરજોબન ભરપેટ હવામાં ગુંજે
ગજરા હાથે, અત્તરના ફૂવાર, અને
સૂકા તળાવમાં દોડતી કલ્યાણી
ઘોડીની કેશવાળી ફરફર
ફરફર કરતી બે આંખો શરીરથી છટકી
દૂર જતી ક્યાં દૂર જતી; તંદ્રામાં
ઊપર નક્ષત્રો જે ઊભાં ટાંપી ચકોર દૃષ્ટિ
નક્ષત્રોના અણુધડાકા દૃષ્ટિપટ પર
અવાજના કણકણમાં ઓગળતી, આ હાડહોડી
દૂર ઊભેલા નાવિક સૂર્યની પ્રતીક્ષામાં ઓગળી જાય છે.
ચારે તરફ ભેજ ભેજ ભેજ
શબ્દ વિનાનું લયલીન ગીત
ઝાંઝલીયા રેલમછેલ
વાંકાચૂકા રેખાઓની હલચલ,
અમે ઝળાહળાં અંધારવલયોમાં, ન દશ્ય
પણ અવાજ.
અવાજોનો ધખધખતો વિસ્ફોટ ચારે કોર ગોળગોળ
ચક્રવાત

## ગેબ્રિયેલ ગાર્સિયા માર્ક્વેઝ / ડૉ. સુરેશ હ. જોષી

ગેબ્રિયેલ ગાર્સિયા માર્ક્વેઝની પ્રખ્યાત નવલકથા 'હન્ડ્રેડ ઈયર્સ ઑવ સોલિટ્યુડ' ઈન્ગ્લેન્ડમાં ઉમદા શિક્ષણ પ્રાપ્ત કરી આવેલા મારા એક અધ્યાપક મિત્રને મેં ઉત્સાહપૂર્વક વાંચવા આપેલી. થોડા વખત પછી એ મને પાછી આપતાં એમણે કહ્યું, 'ઈટ ઈઝ નૉટ માય કપ ઑવ ટી.' એમની ઈન્ગ્લેન્ડની સાહિત્યિક આબોહવામાં ઘડાયેલી રુચિના ચોકઠામાં એ કૃતિ બેસતી નહોતી. જાનપદી નવલકથાને પુરસ્કારનારા આપણા અન્ય સર્જકોએ કે વિવેચકોએ એની નોંધ લીધી નથી, તે પણ સૂચક છે. પરદેશપરસ્તીનો આરોપ વહોરી લઈને પણ મેં તો એમની ત્યારપછી લખાયેલી, જનરલ ફ્રાન્કોની સરમુખત્યારીને વખોડી કાઢનારી નવલકથા વિશે પણ લખેલું. એમાં સ્પેઈનનો જૂનો રાજા ફિલિપ્સ જીવતે જીવ પોતાનું સ્મારક રચાવે છે. તેનું વિગતે રૂપકરૂપે આલેખન છે. જનરલ ફ્રાન્કોએ જીવતેજીવ આખા દેશને પોતાના વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષાના સ્મારકરૂપે જોયો એવો સબળ વ્યંગ એમાં છે.

માર્ક્વેઝને નોબેલ પારિતોષક મળ્યું એટલે હવે એને વિશે પાંચ–છ લેખો, ઊછીની સામગ્રીને આધારે, વાંચવાના મળશે. સ્પેનિશ પરાવાસ્તવવાદની ચર્ચા કરતાં મેં એક સંવિવાદમાં 'હન્ડ્રેડ ઈયર્સ'ને નિદર્શનરૂપે રજુ કરી હતી. માર્ક્વેઝને નોબેલ પારિતોષિક મળ્યું તે એ ઉદ્દામવાદી હોવા છતાં, એ બદલ કેટલાંકે આશ્ચર્ય પણ પ્રગટ કર્યું છે–કૃતિની સાહિત્યિક ગુણવત્તાને ખ્યાલમાં લેતાં લેખકની રાજકીય

વફાદારી કઈ તરફ છે તેને સંભારવાનું જરૂરી નહિ હોવું જોઈએ. બોર્હેસનું નામ આ સંદર્ભમાં નોબેલ પારિતોષિક સમિતિ શા માટે ટાળતી રહી છે તે મને સમજાતું નથી. માર્ક્વેઝે પોતે બોર્હેસનો પ્રભાવ ઝીલ્યાનો એકરાર કર્યો જ છે. રેઢિયાળ થઈ ગયેલો પ્રયોગ વાપરીને કહું તો પારિતોષિકથી જ ગૌરવ પ્રાપ્ત કરનારા અને પોતાને કારણે પારિતોષિકને ગૌરવ આપનારા એમ બે પ્રકારના સર્જકો હોય છે. રિલ્કેને કે વાલેરીને એ પારિતોષિક નથી મળ્યું તેથી કાંઈ એઓ કવિ તરીકે ઊતરતી કક્ષાના નથી જ.

છેક એ.ગણીસો ચાળીસથી દક્ષિણ અમેરિકામાં જાનપદી નવલ-કથાની પરમ્પરા સ્પષ્ટ દેખાય છે,–એમ તો નગરજીવનની નવલકથાના પણ થોડા નમૂના ત્યારથી મળી આવે છે. પણ મને પોતાને તો આવું વર્ગીકરણ ઝાઝા મહત્ત્વનું લાગતું નથી. એ ઉપરાંત વીસમી સદીના કેટલાક યુરોપના-તેમ જ અમેરિકાના નવલકથાકારોની કૃતિઓના અનુવાદોનો અને બોર્હેસે એ પૈકીની કેટલીક કૃતિઓની કરેલી પુનઃ રચનાનો પણ ઝાઝો પ્રભાવ–દક્ષિણ અમેરિકાની નવી ધારાના નવલકથાકારો પર પડ્યો હતો. એ લોકો પર જોયસ, કાફ્કા, ફોકનર અને વર્જિનિયા વુલ્ફની 'ઓરલેન્ડો' નવલકથાનો પ્રભાવ છે જ. આ નવલકથાકારોની ભાષાને ઘડવામાં કેટલાક નિબંધકારો અને કવિઓએ સારો ફાળો આપ્યો છે. એમાં ઓઝિકિયેલ માર્તિનેઝ એસ્ત્રાદાનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ. કાર્લોફયુએન્ટિસની કૃતિમાં ઓકતોવિયો પાઝનો પ્રભાવ સ્પષ્ટ વર્તાય છે. એવી જ રીતે, બોર્હેસ અને નેરુદાનો પણ ઘણો પ્રભાવ પડ્યો જ છે.

ફોકનરની નવલકથામાંના કલ્પિત પ્રદેશ યોકના પાટાવાની જેમ માર્ક્વેઝે પણ માકોન્ડો પ્રદેશની કલ્પના કરી છે. કર્નલ ઓરેલિયાનો બ્યૂ એન્ડિયા આખી વાત કહે છે. એ સર્વજ્ઞ અને સર્વવ્યાપી એવું પાત્ર છે. આ વાર્તાને સપાટી પર જોનારા એની સમૃદ્ધિને ન પામી શકે એવો પૂરેપૂરો સંભવ છે. આ વાર્તા કેવળ એક આકર્ષક કથામાત્ર

નથી એમાં વિશિષ્ટ પ્રકારનો હાસ્યરસ છે. વળી અહીં વાસ્તવિક અને કપોલકલ્પિતના તાણાવાણા ભેગા ગૂંથવાથી અદ્ભુત વાત ઊપસી આવી છે કપોલકલ્પિત વાસ્તવિકને સામે છેડે છે એમ માનનારાઓએ આવી કૃતિ અવશ્ય વાંચવી જોઈએ, તો એમની ગેરસમજ તથા એ કારણે જન્મતી અનુદારતા કદાચ દૂર થશે. આ કૃતિમાં ક્યાં વાસ્તવિકતા પૂરી થઈ અને ક્યાં કપોલકલ્પતનો આરંભ થયો તે કહેવું મુશ્કેલ છે. આ કૃતિનાં મૂળ પ્રજા જે પુરાકલ્પનો ગળથૂથીમાંથી પ્રાપ્ત કરતી આવી એમાં છે 'એરેબિયન નાઈટ્સ'ની કથાશૈલીનો પણ ઉપયોગ કરેલો છે, તો બાયબલના સૌથી જૂના અંશોની ગદ્યશૈલીનો પ્રભાવ પણ એમાં વર્તાય છે. આ બધું છતાં એ ફકીરની ગોદડી જેવું બની ગયું નથી. એની ભાષાની ઊંડી વાસ્તવિકતાને કારણે એ સુગ્રથિત બની શકી છે. ઘણા વાચકો આ ભાષાકર્મથી પરિચિત થયા વિના માત્ર કથાપ્રવાહમાં જ તણાઈ જાય છે. એમાં ગ્રામજીવનની વાસ્તવિકતા દસ્તાવેજી બનીને અટકી જતી નથી, કલાની કક્ષાએ પહોંચી શકે છે. લેખક નવલકથાને 'કમ્પલીટ-ફિક્શન' લેખે પૂરા આદરથી ઉપાસે છે.

માકોન્ડોનું એ ગામ એક લાક્ષણિક ગામ છે. કથા શરૂ થાય છે ત્યાં સુધીમાં એ ગામમાં એકેય મરણ થયું નથી. એક તેરેક વર્ષની છોકરી બીજે ગામથી પોતાનાં માતાપિતાની કબરમાંનાં હાડકાં કોથળામાં ભરીને ભાગી આવી છે—એની સાથે એ રૂપે ગામમાં મરણ પ્રવેશે છે. ગામમાં વરસમાં એકવાર એક જાદુગર આવે છે. બરફ, કેમેરા, દૂરબીન—વિજ્ઞાનની આ શોધથી અપરિચિત એવા આ ગામમાં આ બધું જાદુની સામગ્રી બની જાય છે! ઘણા વખત પછી સરકારી અફસરને એ ગામમાં મૂકવામાં આવે છે. એથી ઘણી સમસ્યા ઊભી થાય છે. ગામના લોકોને એકવાર એક વિચિત્ર પ્રકારનો રોગ લાગુ પડે છે. એથી વસ્તુ અને તેમના નામને જોડનારી કડી જ ભૂંસાઈ જાય છે. આથી લોકોમાં ભય પેસી જાય છે. એઓ વસ્તુના

પર નામનાં લેબલ ચોંટાડે છે, પણ એથી કાંઈ વળતું નથી. કયું લેબલ કઈ વસ્તુનું–એના ગોટાળા ઊભા થાય છે. ભાષા એ વાસ્તવિકતાને ઓળખવાનું લેબલ માત્ર નથી, ભાષા ઝૂંટવાઈ જાય તો કેવો પ્રલય થાય તે લેખકે અહીં સૂચવ્યું છે. વાર્તામાં સમય આપણી યુગોની કલ્પનામાં છે તેમ ચક્રાકાર છે. ચુમ્મોતેર વર્ષની ડોસી એક સવારે બૂમ પાડી ઊઠે છેઃ 'આગ લાગી, આગ !' બધાં હાંફળાં ફાંફળાં દોડે છે, પછી ખબર પડે છે કે એ તો ચાર વર્ષની હતી ત્યારે જે આગ લાગેલી તેની વાત કરતી હતી... આ કૃતિ એક પ્રજાની ભાષાની કથા છે. 

હૃદયથી દૂર જે રહી જાય તે અક્ષર નથી હોતા.
ને કાળું ઘાસ ચરનારા પશુ, સાક્ષર નથી હોતા.

## સાંપ્રતિક ભૂતનું ભાવિ / ચંપૂ વ્યાસ

પરણ્યાની પહેલી રાત પછીની સવારથી બંનેનો આ નિયમ હતો. પથારીમાંથી ઉઠતાંની સાથે જ બંને બોલવા માંડતાં- ગાર્ડનિંગ એન્ડ ગ્રાફ્ટિંગ. પછી આઠ મોટા મોટા ખંડના બંગલાથી ત્રણગણા મોટા બગીચામાં કામ કરવાનું. બ્રશ પણ ત્યાં જ કરવાનું અને ચા (સાથે બિસ્કિટ પણ) ત્યાં જ પીવાની. સાથે સાથે બગીચાનું કામ કરવાનું. નવાં બી વાવવાનાં, મેંદી સરખી કરવાની, નવા રોપ રોપવાના, જૂનાને પાણી પાવાનું, લોન ભિંજાવવાની, વૃક્ષ નવડાવવાનાં અને બે જુદા જુદા રોપની કલમોને સાથે લગાડી આવતીકાલનાં વિલક્ષણ ફૂલ-ફળની કલ્પનાઓ કરવાની...

એમાં મઝા પડે. બંને કામ કરતાં કરતાં વચ્ચે વચ્ચે ચાના થોડા ઘૂંટ ભરવા ટેબલ પર આવી, જૂઈના માંડવા નીચે ગોઠવેલા ટેબલ પરની ચા પીએ ને બિસ્કિટ ખાય.

બિસ્કિટ ખાવાની એક વિશેષ પ્રક્રિયા. દરેક જણ દાંતથી અડધું બિસ્કિટ તોડે, ખાય. બાકી રહેલા અડધામાં દાંતે ઘસેલ પેસ્ટનાં સ્વાદ-સુગંધ ભેળવી એ બીજાની પ્લેટમાં મૂકે, જે બીજું ખાય- માણે. એમાં ખૂબ મઝા પડે. બંને લગભગ અનિવાર્ય રીતે આમ કર્યા કરે, કર્યા જ કરે.

× × ×

આઠ વર્ષની સવારો આમ પસાર થઈ. આઠ ખંડના બંગલામાંથી

ચાર ખંડ ભાડે અપાઈ ગયા છે. રહેવાની જગ્યા તોય સાંકડી પડતી નથી. બગીચો ખાસ્સો વિસ્તર્યો છે અને હવે તો છેક શયનખંડમાં પ્રવેશ્યો છે. શયનખંડની બારી બહાર- બારીને અડીને એક ગુલાબનો રોપ ઉછર્યો છે, જેના પર એક જ ફૂલમાં ત્રણ રંગ ખીલે છે. રાત પડે બારીના સળિયા વચ્ચેથી સાવધાનીથી ફૂલસમેત ડાળી શયનખંડમાં ખેંચી લવાય છે અને શયનખંડના રોજ બદલાતા રંગના રાત્રિપ્રકાશમાં ત્રિરંગી ગુલાબ રોજ રાતે નવા રંગ અને નવી તેજછાયાઓ ધારણ કરે છે.

× × ×

આજે ચાર ખંડ સાંકડા પડે છે. ભાડે આપેલા ચાર ખંડનાં પાર્ટિશન તૂટી ગયાં છે. ભાડે આપતી વખતે બંધ કરી તાળાં દીધેલાં બારણાં ખૂલી ગયાં છે. આવનજાવન બધે જ કરી શકાય છે. રાત્રિમહે-ફિલોમાં નારંગી પર છરી ફેરવતાં અંદરથી નારંગી ઉપરાંત આફુસની સુગંધ છૂટે છે. ડિશમાં ગોઠવેલ સફરજનની ચીરીઓ ખાતી વખતે એમાં ચીકુનો સ્વાદ કળાય છે. નારંગીને વિશેષણ લાગ્યું છે- આફુસ-નારંગી. સફરજન હવે ચીકુજન બની ગયાં છે.

બંગલાનાં બે જણ અને ભાડુઆત તરીકે નોંધાયેલા ચાર જણ ચીકુજનની મહેફિલો માણે છે. ગાર્ડનિંગ અને ગ્રાફ્ટિંગના કાર્યક્રમમાં ટેબલ ફરતે છ ખુરશીઓ ગોઠવાય છે. દાંત વચ્ચે અડધાં તૂટેલાં બિસ્કિટ પ્લેટમાં પહેલાંની જેમ પાછા મૂકાય છે. પણ પછી કોનું તોડેલું કોણ ખાય, એ બહુ સ્પષ્ટ રહેતું નથી- થતું નથી- કરવામાં આવતું પણ નથી.

× × ×

ગાર્ડનિંગ અને ગ્રાફ્ટિંગ સિવાય કશાનો કોઈને ખ્યાલ રહ્યો નથી. જૂઈના માંડવા પર હવે રાતરાણી દિવસે પણ મહેંકે છે. ચમેલીનાં ફૂલ ગુલાબી રંગનાં થઈ ગયાં છે. બટમોગરાનાં ફૂલ મોટાં થયાં છે, પણ સુગંધ આપવાનું ભૂલી ગયાં છે. જામફળી આગળ જઈએ તો ત્યાં

## સાંપ્રતિક ભૂતનું ભાવિ / ચંપૂ વ્યાસ

પરણ્યાની પહેલી રાત પછીની સવારથી બંનેનો આ નિયમ હતો. પથારીમાંથી ઉઠતાંની સાથે જ બંને બોલવા માંડતાં– ગાર્ડનિંગ એન્ડ ગ્રાફિટંગ. પછી આઠ મોટા મોટા ખંડના બંગલાથી ત્રણઘણા મોટા બગીચામાં કામ કરવાનું. બ્રશ પણ ત્યાં જ કરવાનું અને ચા (સાથે બિસ્કિટ પણ) ત્યાં જ પીવાની. સાથે સાથે બગીચાનું કામ કરવાનું. નવાં બી વાવવાનાં, મેંદી સરખી કરવાની, નવા રોપ રોપવાના, જૂનાને પાણી પાવાનું, લોન ભિંજાવવાની, વૃક્ષ નવડાવવાનાં અને બે જુદા જુદા રોપની કલમોને સાથે લગાડી આવતીકાલનાં વિલક્ષણ ફૂલ–ફળની કલ્પનાઓ કરવાની...

એમાં મઝા પડે. બંને કામ કરતાં કરતાં વચ્ચે વચ્ચે ચાના થોડા ઘૂંટ ભરવા ટેબલ પર આવી, જૂઈના માંડવા નીચે ગોઠવેલા ટેબલ પરની ચા પીએ ને બિસ્કિટ ખાય.

બિસ્કિટ ખાવાની એક વિશેષ પ્રક્રિયા. દરેક જણ દાંતથી અડધું બિસ્કિટ તોડે, ખાય. બાકી રહેલા અડધામાં દાંતે ઘસેલ પેસ્ટનાં સ્વાદ-સુગંધ ભેળવી એ બીજાની પ્લેટમાં મૂકે, જે બીજું ખાય– માણે. એમાં ખૂબ મઝા પડે. બંને લગભગ અનિવાર્ય રીતે આમ કર્યા કરે, કર્યા જ કરે.

× × ×

આઠ વર્ષની સવારો આમ પસાર થઈ. આઠ ખંડના બંગલામાંથી

ચાર ખંડ ભાડે અપાઈ ગયા છે. રહેવાની જગ્યા તોય સાંકડી પડતી નથી. બગીચો ખાસ્સો વિસ્તર્યો છે અને હવે તો છેક શયનખંડમાં પ્રવેશ્યો છે. શયનખંડની બારી બહાર- બારીને અડીને એક ગુલાબનો રોપ ઉછર્યો છે, જેના પર એક જ ફૂલમાં ત્રણ રંગ ખીલે છે. રાત પડે બારીના સળિયા વચ્ચેથી સાવચાનીથી ફૂલસમેત ડાળી શયનખંડમાં ખેંચી લવાય છે અને શયનખંડના રોજ બદલાતા રંગના રાત્રિપ્રકાશમાં ત્રિરંગી ગુલાબ રોજ રાતે નવા રંગ અને નવી તેજછાયાઓ ધારણ કરે છે.

× × ×

આજે ચાર ખંડ સાંકડા પડે છે. ભાડે આપેલા ચાર ખંડનાં પાર્ટિશન તૂટી ગયાં છે. ભાડે આપતી વખતે બંધ કરી તાળાં દીધેલાં બારણાં ખૂલી ગયાં છે. આવનજાવન બધે જ કરી શકાય છે. રાત્રિમહેફિલોમાં નારંગી પર છરી ફેરવતાં અંદરથી નારંગી ઉપરાંત આફુસની સુગંધ છૂટે છે. ડિશમાં ગોઠવેલ સક્કરજનની ચીરીઓ ખાતી વખતે એમાં ચીકુનો સ્વાદ કળાય છે. નારંગીને વિશેષણ લાગ્યું છે- આફુસ-નારંગી. સક્કરજન હવે ચીકુજન બની ગયાં છે.

બંગલાનાં બે જણ અને ભાડુઆત તરીકે નોંધાયેલા ચાર જણ ચીકુજનની મહેફિલો માણે છે. ગાર્ડનિંગ અને ક્રાફ્ટિંગના કાર્યક્રમમાં ટેબલ ફરતે છ ખુરશીઓ ગોઠવાય છે. દાંત વચ્ચે અડધાં તૂટેલાં બિસ્કિટ પ્લેટમાં પહેલાંની જેમ પાછા મૂકાય છે. પણ પછી કોનું તોડેલું કોણ ખાય, એ બહુ સ્પષ્ટ રહેતું નથી- થતું નથી- કરવામાં આવતું પણ નથી.

× × ×

ગાર્ડનિંગ અને ક્રાફ્ટિંગ સિવાય કશાનો કોઈને ખ્યાલ રહ્યો નથી. જૂઈના માંડવા પર હવે રાતરાણી દિવસે પણ મહેંકે છે. ચમેલીનાં ફૂલ ગુલાબી રંગનાં થઈ ગયાં છે. બટમોગરાનાં ફૂલ મોટાં થયાં છે, પણ સુગંધ આપવાનું ભૂલી ગયાં છે. જામફળી આગળ જઈએ તો ત્યાં

અનેનાસની મહેંક આવે છે, પણ જામફળ કાપતાં અંદર ખીનો ઢગલો દેખાય છે ને એને ખાવાની મઝા મારી જાય છે.

રસોડે હવે ફૂલ રંધાય છે અને ફળ વઘરાઈ જાય છે.

× × ×

પ્રેશરકુકરની બે વ્હિસલો વાગતી હતી, એ હવે એક જ વાગતી થઈ છે. કુકર પરનું વજન વધી ગયું છે, વરાળ પણ વધી છે, પ્રેશર પણ વધ્યું છે. ઘણુંબધું સામટું રંધાઈ રહ્યું છે, વઘરાઈ રહ્યું છે, વેડફાઈ રહ્યું છે, વહી રહ્યું છે.

રસોડાની સામગ્રી, રસોડાની ચીજ વસ્તુઓ વધી રહી છે. બિસ્કિટ હજુ બેકરીમાંથી આવે છે, પણ–

પણ ઓછા ઘીમાંય દાઝે નહિ એવો શીરો શેકવાનું પેન રસોડાની ખીંટી પર લટકી રહ્યું છે. એમાં શીરો શેકવા માટેનો ખાસ જાતનો તાવેથો પેનની વચ્ચોવચ લટકે છે.

× × ×

શીરાની મહેંક પ્રસ્તરતી હતી, વિસ્તરતી હતી ત્યારે ભાડ્આતના અલાયદા ચાર ખંડનાં બારણાં અને પાર્ટિશન પહેલાંની જેમ સજ્જડ ભિડાયેલાં રહીને મહેંકને રોકવા મરણિયા પ્રયત્નો કરતાં હતાં. બધું ઓકે હતું, પણ બારણાંની તિરાડો ટળવળી રહી હતી. સુગંધ વિહોણો મોટો બટમોગરો–ફળને પંખીઓ પણ ટોચતાં નહોતાં. જૂઈ અને રાતરાણી, પોતપોતાની મહેંકના બટવારા માટે ઝઘડતાં હતાં. ચીકુજન કાળાં પડી ગયાં હતાં અને આફુસ–નારંગી રસ ગુમાવી લક્કડિયો અનુભવ આપતી હતી.

શયનખંડમાં ખેંચી આણવામાં આવેલું ત્રિરંગી ગુલાબ સૂકું ખખડતું હતું. અલબત્ત, એના ત્રણે ત્રણ રંગ અકબંધ સચવાઈ રહ્યા હતા. એ ત્રણેય રંગ એક જ સ્વપ્ન જોઈ રહ્યા હતા.

× × ×

બગીચો ફરી ખીલશે. જૂઈના માંડવા નીચે ત્રણ ખુરશીઓ મૂકાશે. બે જણ આખાં બિસ્કિટ દાંતથી અડધાં તોડી એમાં ટૂથપેસ્ટનાં સ્વાદ-સુગંધ ઉમેરશે બીજું એક નવું કૌતુક થશે. એકબીજાનાં સ્વાદસુગંધ માણવા, એકબીજાનાં બિસ્કિટની ફેરબદલી કરવા ઊંચકાયેલા હાથ વચ્ચે ત્રીજી ખુરશીમાંથી નાનકડો અબોલ હાથ ઊંચકાશે. એ હાથ પ્લેટનાં અડધાં તૂટેલાં બિસ્કિટની સેળભેળ કરતાં ખિલખિલ હશે. એ ક્રિયા દરમ્યાન કેટલાક અડધાં તૂટેલાં બિસ્કિટની સેળભેળ કરતાં ખિલખિલ હસશે. ભૂકો નાનકડા હાથ પર લાગી જશે. ત્રણેય ખુરશીના હાથ હસવા માંડશે–હાલવા માંડશે. ભૂકો બગીચાની ધરતી પર ખરશે. એ જ વખતે જૂઈના માંડવા પરથી ખિલખિલ હસતાં ફૂલ પણ ખરશે. ધરતી પણ હસી પડશે.

× × ×

એ હાસ્ય જ છે—કશાનું પ્રતીક નથી. કારણ કે છે એ તો છે જ. હશે અને હતું એ તો ઠીક છે. પણ છે એ તો છે જ. []

## કૂવામાં પડેલો માણસ / કનુ સુણાવકર

એણે મને એક વાત કહેલી. 'એણે' એટલે કોણે? એ તમને નહીં કહી શકું. એણે મને મના કરેલી છે, તે વાત કહું. તમે પણ એ વાત, તમને કોણે કહેલી છે તે કોઈને ય ન કહેતાં, માત્ર ફક્ત, આ વાત જ કહેશો એવી શ્રદ્ધાથી.

જે માણસ જે કૂવાનું પાણી પીને પૂરાં એંશી વર્ષ જીવ્યો હતો તે જ માણસ એકાશીમે વર્ષે એ જ કૂવામાં પડીને, એ કૂવાનું તે જ પાણી પી જઈને, મરી ગયો...

ઊભા રહો, હું મારી સિગરેટ સળગાવી લઉં. હું સિગારેટ પી-પીને જીવવા વાંછું છું.

× × ×

મારી સાળી આવી! આમ તો હજી એને સાળી ન કહેવાય, પણ પૂરા હક્કથી કહું છું; મારી સાળી આવી. નાનકડી ચિટ્ઠી લઈને આવી હતી. ચિટ્ઠી નાનકડી, પણ એમાં વાત હતી મોટ્ટી, એટલી મોટી કે જેટલું આ કા શ અરે! આકાશગંગા જ જાણે! મને ચિટ્ઠી આપી, આજુબાજુ જોતી, કોઈ તેને ચિટ્ઠી આપતાં જોઈ તો નથી રહ્યું ને-ની ખાતરી કરતીને, પાછી ઉપડી ગઈ. એ ગઈ. મારાથી ચિટ્ઠી વંચાઈ : "આ જે સાં જે આ વ જે બગીચે. વધુ/બધું રૂ-બ-રૂમાં." હું લયલીન થૈને રાહ જોવા લાગ્યો-સાંજની, એની.

× × ×

મારા તરફના રાહ ઉપર એનાં ચરણ ચાલી આવતાં દેખાયાં...... એનાં ચરણ અરુણ કમળ...આકાશમાં અરુણ સંધ્યા અને મારી પૃથ્વી ઉપર ઉષા...એનું નામ ઉષા.

"ઉષા ! તારી બેન સાલી ! ચિઠ્ઠી દઈને ચાલી ગઈ આજે સવારે ને આ સાંજ પડી જાણે યુગો પછી..." હું.

"ચલ, હવે કવિતા ન કર, વાત કર." એ 'સાલી' કોને કહે છે ?"

"તારી બેનને, તને નહીં, તું તો..." હું.

"—પછી કહેજો, હમણાં તો..."

"પછી-પછી-પછી શું ?" કહી મેં સિગરેટ સળગાવી. કથ્થાઈ રંગની સિગરેટની ધૂમાડી, એનાં કેશવાળનાં ગૂંચળાંમાં ફગાવી. એ અકળાઈ-હસી બોલી : "પછી સિગારેટ નહીં પીવાની."

"પછી એટલે ? શાના પછી ?" મારાથી કહેવાયું.

"પછી એટલે પછી. બસ." એનાથી બોલાયું, પછી રાત પડી— તારલાભરી, ટહુકતી. પછી એ ગઈ.

× × ×

પછી તો મારે સિગારેટ-ઉપર-સિગારેટ પીવી પડી છે. પછી તો મારે એ વાત કોઈને ય કહેવા જેવી ના રહી.

ઊભા રહો, હું સિગરેટ સળગાવી લઉં. પછી એકવીસ વર્ષની એને એકાશી વર્ષના એ ઘરડાઠઠ્ઠ જખ મારતા જરઠ સાથે પરણી જવું પડ્યું. મારે સિગરેટ સાથે પનારું પડ્યું-સતત જલતી સિગરેટ. "Cigarette Smoking Injurious To Health." ભલે તે તદ્દન ઝાંખું છપાયેલું હતું સિગારેટના પેકેટ પર, પણ મેં પછી તો મેં એ વારંવાર વાંચી વાંચીને, પીધ્યા જ કરી, પીધ્યે જ રાખી. ભલે ભયમાં મૂકાય મારી તંદુરસ્તી. ભલે મારું ભલું ભલું શરીર જાય.

હું તો પીતો નહોતો પહેલાં પણ હવે તો પીશ. પીવાનો. જરૂર પીવાનો જીવવાનો ત્યાં લગી પીવાનો, મરતા સુધી પીવાનો. જીવવાનું તો હતું–હતું–હતું ને હતું. અને મરવાનું તો છે–છે ને છે. જ. સિગરેટ્સવાળા નકામા ડરે છે, ડરાવે છે, અને તદ્દન ઝાંખા પાંખા, રખેને કોઈ વાંચીને, પીવાનું બંધ કરીને, જીવી જશે તો ? એમ માનીને અક્ષરો છાપે છે. 'હું સિગારેટનો એકે એક દમ ખેંચતાં ખેંચતાં, આખ્ખા આકાશને ભરી જતા ધૂમાડિયા અક્ષરો વાંચતો રહું છું.'

Statutory Warning :......Injurious To Health. તંદુરસ્તી જાય જહન્નમમાં. મારે તો...હવે તો...મન ક્યાંય માને નહીં ને તનની તંદુરસ્તી માટે આ બધાં વળખાં ?

અ...ને મરવાનું હોય તો પાણી પીને, પી જઈને, ક્યાં નથી મરી જવાતું ! એકાશી વર્ષના આત્મારામનો દાખલો જીવતો જાગતો છેને ! આ તમારી નજર સામે જે કૂવો છે ને ? તે જ કૂવામાં, જે કૂવાનું પાણી આતમારામજીના દાદાના દાદાના દાદા છેલ્લી એકાવન પેઢીઓથી પીતા જીવી ગયા હતા, તે જ કૂવામાં...આત્મારામ જાતે પોતે પડીને...કૂવાનું પાણી અમૃતતુલ્ય ગણાતું એટલે તો મરણાસન્ન માણસના મુખમાં ગંગાજળના અ–ભાવે–વિકલ્પે આ જ કૂવાનું પાણી ધીરેથી ટપકાવાતું. આ જ કૂવાનું પાણી એ આત્મારામ જન્મ્યા ત્યારથી–સવાશેર માટીના હતા ત્યારથી– તે મર્યા ત્યાં સુધી સવા પાંચ મણની રાખ થયા ત્યાં સુધી–પીતા હતા. જો કે મર્યા ત્યારે તો ઘણું વધારે પાણી પી ગયા હતા આ કૂવાનું. કહેવાય છે કે એમને બીજા કોઈ કૂવાનું પાણી માફક આવ્યું નહોતું. એમ પણ કહેવાય છે કે બીજા કૂવાનાં પાણી જોઈને આત્મા-રામને હડકવા હાલતો. અને એવાં પાણી અને એવાં પાણી દેખાડનારને એ કૂદીને બચકું ભરી બેસતા હતા. એનું પાણી, એમને, એ જ્યારે એંશી પૂરાં થયાં ને એકાશીમે વર્ષે, એકવીસ વર્ષની ઉપાગૌરીને

પરણ્યા, પરણ્યા પછી, અ. સૌ. ઉપાગૌરીએ એવું પાણી દેખાડયું ને-એ આત્મારામ જાતે પોતે ઊછળીને બચકું ભરવાને બદલે, જાતે પોતે આ જ કૂવામાં પડયા. પડયા એ પડયા મરી ગયા પાણી પી જઈને. અ. સૌ. ઉપાગૌરી ક્યાંક અ-દશ્ય થઈ ગયાં. મને કહેવા દો કે આમ ઉપા ક્યાંક ગઈ...ક્યાં ?

ઊભા રહો, મને સિગારેટ સળગાવી લેવા દ્યો ભાઈ. જરા શ્વાસ ખાવા દો.

આત્મારામનો દેહ કૂવામાંથી ત્રણ દહાડે હાથ લાગ્યો. એ દેહ સાથે, ભવોભવ એ દેહ સાથે જ સંલગ્ન રહેવા જ જાણે વળગી રહ્યો હોય એવો એ ઉપાગૌરીનો નાનકડો તનુ દેહ પણ, આત્મારામના આલિંગનમાં બંધાયેલો હતો. જોનારા આત્માઉપાના દેહોના અદ્વૈતને અચંબાથી જોઈ રહ્યા. જોઈતી દાયણે એની એક-ની-એક આંખે સંકેત કરીને ખરજતું ખણતા જટાશંકર મહારાજને કોણી મારી, આંખ મીંચકારી ભેદ ભાખ્યો : "જીવતે જીવત જે ન કરી શક્યા, તે આત્માજીએ મરતે મરતે મરી જઈને કરી દેખાડયું. આતમોગોર ત્રણ દહાડા પહેલાં મને ધરમશાળાને છેવાડે, ઊભી રાખીને કે'તા'તા, જોઈતી-ભૂત ! હાળુ, એના કરતાં'તો એકાશીમે વર્ષે ના પૈણ્યો હોત તો સારુ થાત, મારે તો પિતૃઓને નરકમાંથી છોડાવી, સ્વરગમાં મોકલવા જતાં, ખાવાનાં બે ય બગડયાં, હાળી મને તો અડવા જ દેતી નથી......" મેં કહ્યું "હો હારાં વાનાં થશે, ગોર ! તમતમારે ચાટણ ચાટતા રહો..."

"આતમો કાંઈ એમ કૂવામાં ડૂબી ને મરે નઈ, એ તો ભલભલા તારા ડૂબે તો ય તરે એવો હતો, જરૂર કાંઈક ભેદ..."

"ધૂળ ને રાખ મારા ભઈ !" જોઈતી ઊડી-"પાણી પીને મરી જયા. થયું. મોઢું બંધ છે, આ જૂઓ, નાકમાં થૈને, પાણી પેટમાં ગરી ગ્યું, ને ખેલ ખલાસ. કાલે હાથમાં પડીકું લૈને ફરતા'તા. ખવાયું નહીં તે પીધું-પાણી પીધું ને આમ ગયા અરે રામ..."

મેં એના તનુ દેહને, જડજરઠ લથબથ લાલભૂરા કોળા જેવા ફાટેલા આત્મારામના દેહની મડાગાંઠમાં ફસાયેલો–દબાયેલો–કચડાયેલો જોયો. –આમ કહીને એણે સિગારેટ સળગાવી, મેં પણ સળગાવી. પછી ન થવાનું બધું જ થયું. શું થાય ?

૧૫–૧૦–૮૨ | સંતરામપુર []

## સાભાર સ્વીકાર

**ઉમાશંકર :** સમગ્ર કવિતાના કવિ : એક પ્રોફાઈલ : લે સુમન શાહ, પ્ર. ચન્દ્રમાલિ પ્રકાશન, ૨૪૫, ઈન્દ્રકોટ, દોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ–૩૮૦ ૦૦૧

'**હાઈફન :** તાન્કાસંગ્રહ : રમેશ આચાર્ય, પ્ર. રૂપાલી પબ્લિકેશન, પીર મહંમદ શાહ મેન્શન; ધીકાંટા ક્રોસિંગ, રીલિફરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૫, મૂ. આઠ રૂપિયા.

**અલગ :** પાંચ કવિઓનો ગઝલસંગ્રહ : સર્વશ્રી હર્ષદ ચંદારાણા, લલિત ત્રિવેદી, ભરત વિંઝુડા, અશરફ ડબાવાલા, અરવિન્દ ભટ્ટ, પ્ર. મુદ્રા, મોતીવાલા ક્લિનિકલ લેબોરેટરી, ઈન્દિરા માર્કેટ સામે, અમરેલી–૩૬૪ ૬૦૧

**મેથીની ચા પીઓ :** આરોગ્ય ગ્રન્થમાળા–૧, લે. બાળકૃષ્ણ વૈદ્ય, પ્ર. ઊર્મિ–નવરચના કાર્યાલય, ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ (સૌરાષ્ટ્ર).

## રાવજીનું કવિકર્મ / પ્રમોદકુમાર પટેલ

રાવજીની કવિતાનું આપણા સહૃદયોને તેમ આપણા કાવ્યાભ્યાસીઓને ભારે આકર્ષણ રહ્યું છે. કેટલાયે અભ્યાસીઓ તેની કાવ્યકલાનાં સૂક્ષ્મ રહસ્યો ઉકેલવા ખંતભરી પ્રવૃત્તિઓ કરી ચૂક્યા છે. પણ રાવજીનું કવિકર્મ એટલું સંકુલ છે, અને તેની અભિવ્યક્તિ એટલું તો વૈવિધ્ય ધરાવે છે કે, હજી યે તેની કાવ્યરચનાની તપાસ કરનારને નવાં સુખદ આશ્ચર્યો અનુભવવા મળે. એ ય સાચું છે કે કંઈક અસંપ્રજ્ઞપણે, કંઈક અર્ધસંપ્રજ્ઞપણે, તેની અભિવ્યક્તિ અનેકવિધ રચનાપ્રયુક્તિઓનો વિનિયોગ કરતી રહી છે. એ સર્વને લક્ષમાં લઈએ તો, કદાચ, આપણી આધુનિક કવિતામાં સંસિદ્ધ થયેલી રીતિઓ અને યુક્તિઓ પૈકી ઘણી-એકનો અંદાજ એકસાથે જ મળી જાય. અહીં રાવજીની ભિન્ન ભિન્ન ભાવભૂમિકાની કૃતિઓમાં જોવા મળતા તેના કવિકર્મની તપાસ કરવાનો ઉપક્રમ છે.

પણ સળંગ લયનાં આવર્તનોમાં સહજ સંવાદિતા સાધીને ભળી જાય છે. આખો રચનાબંધ એ રીતે દૃઢીભૂત થવા પામ્યો છે.

ઢળી ચૂકેલી સાંજની ક્ષણોમાં કાવ્યનાયક જે રાજમાર્ગ પરથી પસાર થાય છે ત્યાં, સ્વાભાવિક રીતે જ, લોકોની મોટી અવરજવર પણ ચાલ્યા કરતી હોય છે. એ વહેતા જનપ્રવાહ પર કાવ્યનાયકની ચંચલ નજર સરકતી રહે છે. 'આવતાંજતાં લોકમાં નજર/ફરતી નજર/સૌની સાથે ચાલતી નજર/મ્હાલતી નજર'–આ પંક્તિઓમાં પતંગિયાંની માફક નિરંતર ઊડાઊડ કરતી, ભાતભાતનાં માનવીઓને વીંટળાઈ વળતી, અને સૌના ચરણલય સાથે સંવાદ સાધી ગતિ કરતી, અને આ રીતે ક્રીડનોમાં રાચતી ઉલ્લાસતી નજરનું માર્મિક ચિત્રણ થયું છે. કાવ્યનાયકની સમસ્ત ચેતના જાણે કે તેની નજરમાં ઊતરી આવી છે! લાંબીટૂંકી ચાર પંક્તિઓ 'નજર' શબ્દ સાથે થંભી છે, તેનું પઠન કરતાં 'નજર'નાં તરલક્રીડનોની રમણીય ભ્રાંતિનો બોધ થાય છે. | દાલદા | લદા | નાં ત્રણ આવર્તનો પછી, | દાદા | દાદા | નું અષ્ટકલ, પંક્તિઓના લયની લીસ્સી લચકને જરીક તોડે છે, અને તે રીતે એકવિધતા કંઈક ઓછી થાય છે; તો, તેના અર્થને પણ પુષ્ટ કરે છે. પછીની 'એક આવે ને જાય રે બીજું/એક જતું ને આવતું બીજું'–પંક્તિઓમાં 'નજર' સામે ત્વરાથી બદલાતી માનવઆકૃતિઓની ગતિશીલતાનું અસરકારક ચિત્ર ઊભું થયું છે. એ પૈકી, આગળની પંક્તિમાંનાં 'આવે' અને 'જાય' ક્રિયાપદો, પાછળની પંક્તિમાં પરસ્પર સ્થાન બદલતાં દેખાશે. એ રીતે, કાવ્યનાયકની નજરમાં પ્રતિફલિત થતાં માનવબિંબોની બહુલતાનું સૂચન થઈ જાય છે,

કાવ્યનાયકની 'નજર' કંઈક અર્ધસંપ્રજ્ઞપણે કે સંપ્રજ્ઞપણે ગતિમાન ચરણો તરફ વળતી રહી છે. કદાચ, ગતિવિષયક સંપ્રજ્ઞતા તેને જકડી રહી છે. ગતિ જ જાણે કે અસ્તિત્વની નિયતિ હોય ને, એવો ભાવ પણ તેના ચિત્તમાં જન્મ્યો હોવા સંભવ છે. આવી સરતી જતી ક્ષણોમાંય તેને ચરણોની શોભા ક્યાંક ક્યાંક રોકી લે છે: 'કોઈનાં

ચરણફૂલ ટહુકી જાય રે/એને જોઈ જોઈને સૂંઘવા લાગું'–એવી પ્રસન્નતાની લાગણીની પણ તે નોંધ લે છે. કોક કોમલાંગીનાં ગૌર દીપ્તિમંત અને એકદમ ઘાટીલાં, પુષ્પ શાં નાજૂક કોમળ ચરણો તેને પરવશ કરી મૂકે છે, એ ય સાચું છે. નાજૂક દીપ્તિમંત નારીચરણોનું ય મોહક રૂપ હોય છે. આવું રૂપ જોનારના હૃદયમાં ઉલ્લાસ જાગે. પણ રાવજીએ અહીં આવી ઉલ્લાસની અનુભૂતિ પેલાં ચરણોમાં પ્રત્યક્ષ કરી છે! 'ચરણફૂલ'ના 'ટહૂકવાની' તે વાત કરે છે. એમાં પંખીનો બોધ પણ ઉપમાભાવે જોડાઈ ગયો છે. 'ચરણો'નાં 'ફૂલ'ને સૂંઘવાની કાવ્ય-નાયકની વૃત્તિ ય સમજી શકાય તેમ છે.

અહીંથી કાવ્યનાયકની ભાવદશા નવો જ ઉઘાડ પામે છે : 'સહુની સાથે જોતજોતામાં/કેટલાંયે જોજન ગયેલો લાગવા માંડું/પલમાં બાંધું પ્રીત અને હું પલમાં છાંડું'–એવું તે નિવેદન કરે છે. એમ લાગે કે પોતાની જાતનો સાક્ષી બનીને પોતાને સમજવા તે મથી રહ્યો છે. 'જોજન...માંડું' જેવો પ્રયોગ બારીકાઈથી લક્ષમાં લેવા જેવો છે. દરેક સહપ્રવાસી સાથે પોતાના અસ્તિત્વનો એકાદ અંશ કશીક આપલે કરતો ચાલતો રહ્યો છે. એ રીતે પોતે સૌની સાથે દૂર નીકળી ગયાનો ભાસ પણ અનુભવી રહે છે. જો કે, 'લાગવા માંડું' પ્રયોગ સૂચવે જ છે કે, કાવ્યનાયક પોતાની સાચી પરિસ્થિતિ વિશે સભાન છે. આ સંઘપ્રવાસમાં જાતજાતની માયાઓ મળી છે, ને દૂર ગઈ છે. પણ, એ પ્રવાસીઓની સાથે, પોતાના જ અસ્તિત્વના અલગ અલગ અસંખ્ય વિચ્છિન્ન અંશોના પ્રયાણ પછી, કાવ્યનાયકમાં વળી એવી એક અભિજ્ઞતા જન્મી પડે છે : 'સહુની સાથે સહુના રાવજી જાય કોણ મને આ એકલો મેલી જાય ?' આ ખંડક ઘણો માર્મિક બની આવ્યો છે. કાવ્યનાયકને સમજાય જાય છે કે, જો સૌની સાથે વ્યવહારમાં ઊતરી શકે કે, સૌની સાથે સમાધાન કેળવીને વરતી શકે, એટલા છીછરા અંશો જ પોતાના અસ્તિત્વમાંથી અલગ પડ્યા છે, અને અન્યની સાથે ચાલી નીકળ્યા છે; જ્યારે પોતાનું સાચું inner being–પોતાનો સાચો self–તો

અહીં સાવ એકાકી–શેષરૂપ–રહી ગયો છે. સૌની સાથે મ્હોરાં પહેરીને ચાલનારું મન આગળ નીકળી ગયું છે, અંદરનો Naked soul ઘેરી એકલતામાં જ પુરાયેલો રહ્યો છે.

આ એકલતાના ભીતરી ખંડમાં કાવ્યનાયક જ્યાં દૃષ્ટિ કરે છે. ત્યાં જ–

શ્વાસનો ઘોડેસવાર આ સમય
ઘોડતો જતો દૂર,
વળી આ ઘાસનું લીલું પૂર
વાંસેથી આવતું મને ભરડામાં લઈ જાય.

–અહીંથી કાવ્યનાયકની ભાવદશાનું નવું સ્તર ખુલતું થાય છે. 'શ્વાસના ઘોડેસવાર'. તરીકે 'સમય'ની ઓળખ તેને હવે થાય છે. પોતાના અસ્તિત્વની ક્ષણો, સમયમાપક રેતશીશીમાં સરતી જતી રેતીની જેમ, ત્વરાથી સરી રહી છે એવી સંપ્રજ્ઞતા તેનામાં જન્મી પડી છે, પણ, બીજી બાજુથી, ભૂતકાળની લીલી સ્મૃતિઓ કાવ્યનાયકના ચિત્તનો ભરડો લે છે, અને તેને પ્રચંડ આવેગ સાથે ખેંચી જાય છે. 'શ્વાસનું લીલું પૂર'–એ પ્રયોગથી ઘણા અર્થો એકીસાથે ધ્વનિત થઈ ઊઠે છે. એમાં અસ્તિત્વનાં ગર્ભમાં સજીવ રૂપે પાંગરતી રતિકામનાનો ભાવ પણ ધ્વનિત થઈ ઊઠે છે; તો જીવનને હર્યુંભર્યું કરનાર મૃદુ કોમળ લાગણીઓ ઝંખનાઓ વગેરેનો, અને, એથી ય વિશેષ, ધરતીનાં આદિમ અંશ જેવાં પ્રાકૃત તત્ત્વોનો ય વિચાર પણ સૂચવાય જાય છે. કાવ્ય-નાયકના અંતરના એકાંતમાં, આ રીતે, સર્વથા વિરોધી ભાવોનું ખેંચાણ જાગે છે, 'શ્વાસનો ઘોડેસવાર' બનેલો 'સમય' જે રીતે ત્વરાથી ભાગી રહ્યો છે તે જોતાં, અસ્તિત્વની ક્ષણભંગુરતાનું તેને ભાન થઈ ઊઠે છે; તો, એની સાથે જ, 'લીલા ઘાસનું પૂર' તેને એ અસ્તિત્વને વળગવા પ્રેરે છે. આમ, આત્માના છેક તળ સુધી જાણે કે તિરાડ પડી છે. એબ્સર્ડની અનુભૂતિનું આ પણ એક રૂપ છે.

વિચ્છિન્નતાની આ ક્ષણોમાં કાવ્યનાયકને ઉત્કટપણે સમજાય છે કે અહીં-આ સ્થાને-પોતે એકાકી છે, એકલતા જ તેની નિયતિ છે! તેના સંવેદનમાં ઊઘડતો આ અંશ અતીવ રમણીય અભિવ્યક્તિ પામ્યો છે-

ગઈ ક્યાં લોકની નદી? એકલું ટાવર!

અવરજવર કરતી એકલ રાત

કોઈની જાણે વધતી જતી વાટ!

ઘરની ભણી ચરણ ચાલ્યાં જાય.

-પોતાની જાતમાં ઘડીક ખોવાયેલા કાવ્યનાયકની નજર ફરીથી બહાર વિસ્તરે છે, તો આશ્ચર્ય સાથે જૂએ છે કે પેલી 'લોકની નદી' અહીં માર્ગ પરથી એકાએક અદૃશ્ય થઈ ગઈ છે! 'લોકની નદી'-જેવા રૂપકાત્મક પ્રયોગથી અવિરત વહેતા જનપ્રવાહનું ચિત્ર સરસ રીતે ઊપસી આવે છે. તો, 'નદી' જેવો ચિરંતન પ્રવાહ એકાએક અદૃશ્ય થઈ જતાં જે જાતનો ભેંકાર ધરતીના પટ પર જન્મી પડે છે, તેનું પણ એમાં સૂચન થાય છે. અને, આ આશ્ચર્યનો આઘાત શમ્યો ના શમ્યો ત્યાં, બીજું આશ્ચર્ય જન્મી પડે છે! તે સહસા બોલી ઊઠે છે: 'એકલું ટાવર!' જનશૂન્ય રાજમાર્ગ રાત્રિના પ્રથમ પ્રહરમાં જ સાવ ખાલી થઈ ગયો છે. એવી ક્ષણોમાં, પારદર્શી અંધકાર વચ્ચે ઝળુંબી રહેલો, અને ઘન અંધકારમાં યે ચમકતા ચંદાથી પોતાના અસ્તિત્વની ઝાંખી કરાવતો ટાવર સ્વયં એક રહસ્યાવૃત્ત ઘટના બની રહે છે. શૂન્યાવકાશમાં આછી આછી ઉપસતી ગગનચુંબી ઈમારત એકલતાની મૂર્તિ શી લાગે છે! તેના ચંદા પર, અત્યંત વિલંબાઈને જન્મતો 'ટક્' અવાજ જરીક ડગ ભરીને ખોડાઈ જતા સમયની અગતિકતાને જ જાણે કે વધુ દૃઢ કરી આપે છે! કાવ્યનાયક અહીં અજ્ઞાતપણે જ પોતાના અસ્તિત્વનો 'એકાકી' 'ટાવર'માં પ્રક્ષેપ કરે છે. એક અતીવ મનોહર પ્રતીકનું અહીં નિર્માણ થયું છે. આવી તીવ્ર એકલતા

શૂન્યતાની ક્ષણોમાં કાવ્યનાયક રાત્રિકાળને તીવ્રતાથી સંવેદી રહે છે. 'અવરજવર કરતી એકલ રાત'નું સંકુલ ગતિશીલ કલ્પન એ રીતે ઘણું આસ્વાદ્ય છે. રાત્રિ જેવા અમૂર્ત સમયતત્ત્વને અહીં જીવંત અને ગતિમાન તત્ત્વરૂપે કવિએ પ્રત્યક્ષ કર્યું છે. જ્યાં માનવોની અવરજવર થતી હતી, ત્યાં હવે માનવીઓ રહ્યાં નથી, પણ, એકાકી 'રાત્રિ' સ્વયં જાણે કે 'અવરજવર' કરી એ માર્ગ ભરી રહી છે! પણ, એથી તો, 'અવરજવરનો' અભાવ વધુ તીક્ષ્ણરૂપે અનુભવાય છે! રાવજીના કવિકર્મનો આ ઉન્મેષ પણ નોંધપાત્ર છે. વળી, કાવ્યનાયક રાત્રિની એકલતાની આ ક્ષણોમાં પોતાના શ્વાસોચ્છ્વાસમાં ભળીને 'અવરજવર' કરતા અંધકારતત્ત્વને પ્રત્યક્ષ કરી લે છે, એમ પણ એમાં જોઈ શકાય.

આવી મનોદશામાં કાવ્યનાયકને 'કોઈની જાણે વધતી જતી 'વાટ'ની પ્રતીતિ થાય છે, પણ પોતાનાં ચરણ તો હવે અભાનપણે જ કદાચ પોતાના ઘર ભણી વળી ગયાં છે. માર્ગમાં 'જીવડાંનો વંટોળ' તેને પજવી રહે છે, તેની પણ તે નોંધ લે છે.

પણ 'ઘર' નજીક આવતાં 'પેલું પૂર' એકાએક ઓસરી જાય છે! આખાયે માર્ગ પર મળતી રહેલી માયાવી સૃષ્ટિ, અને તેનાં ખેંચાણ પણ લુપ્ત થઈ જાય છે. ઈચ્છાઓ કામનાઓ અને વાસનાઓના સ્થૂળ આવેગોની ઓજ્જિલતા હટી જાય છે. અને ત્યાં કાવ્યનાયક પોતાના આશ્ચર્ય વચ્ચે –'અધખૂલી મારા ઘરની બારી બહાર ડોકાતું મુખ'– જોવા પામે છે! (આ પંક્તિમાં રજૂ થતું દૃશ્યકલ્પન પણ ઘણું આકર્ષક છે.) દિવસભરના રઝળપાટમાં પોતાનું અંતર એકલતાથી રુંધાતું રહ્યું હતું, અને ત્યાં કોઈનો સંગ નહોતો, કોઈના સાન્નિધ્યની, આવકારની, જરીકે આશા નહોતી. ત્યાં જ કોઈક પ્રિયજન અત્યંત આતુરતાથી તેની પ્રતીક્ષા કરી રહ્યું જોવા મળે છે, પણ એ સ્વજન કોણ ?–પ્રશ્નનો ઉત્તર કવિએ આપ્યો નથી. પણ તેના હતાશ હૃદયને અહીં સાચો વિસામો મળ્યો, એમ તેને લાગે છે. આવા આશાવાદી રણકા સાથે કૃતિ પૂરી થઈ છે.

રાવજીમાં સમૃદ્ધ સર્જકતા પડી હતી. સંવેદિત ભાવને સમસ્ત ઐન્દ્રિયિક રૂપોમાં તે પ્રત્યક્ષ કરતો હતો. બલકે, એકએકથી વિલક્ષણ કલ્પનોની પ્રચૂરતા સમેત તેનું સંવેદન ઊઘડી રહેતું હતું. સર્જકતાના પ્રબળ આવેગમાં જ કદાચ કાવ્યપંક્તિઓ તેને સહજ રીતે અવગત થતી રહી હોય એમ માનવાને મન થાય છે. એટલે અભિવ્યક્તિમાં પ્રત્યક્ષ થતી અનેકવિધ યુક્તિઓ કંઈ આયાસપૂર્વક આવી હોય તેમ નહિ, સહજ અર્ધસંપ્રજ્ઞાતપણે આવી હોય, એમ જ લાગ્યા કરે છે.

(૨)

## અસંખ્ય રાત્રિઓને અંતે

શિયાળની લાળીમાં સરકે સીમ,<br>
રાત્રિઓ પીંપળની ડાળી પર થથરે;<br>
લબડે શુષ્ક ચંદ્રનું પાંદ.<br>
અરે, મારે ક્યાં જોવું તારું ઘાસલ પગલું<br>
ફરફરતું...?<br>
વંટોળ થઈને ચરણ ચડ્યા ચકરાવે,<br>
પથના લીરા ચકરવકર કંઈ ચડતા એની સાથે,<br>
ક્યાં છે ભમ્મરિયાળા કેશ તમારા ?<br>
દોડું–શોધું......<br>
ઘાસતણી નસમાં સૂતેલો સૂર્ય<br>
ક્યાંક ક્યાં હડફેટાયો,<br>
બળદ તણી તસતસતી મેઘલ ખાંધ સરીખો<br>
પ્હાડ દબાયો,<br>
વીંછણના અંકોડા જેવાં બિલ્ડીંગોથી<br>
હરચક ભરચક શહેર દબાયાં,<br>
જૂવા જેવું ગામ નદીને તટ ચોંટેલું, એ ચગદાયું.

હગણુ હગણુ ગર્ભ વિશ્વનો કંપે.
મારી આંગળીઓમાં સ્વાદ હજી સિસોટા મારે !
ક્યાં છે સ્પર્શ–ફણાળો
હજી સ્તનોના ચરુ સાચવી બેઠેલો
કેવડિયો ક્યાં છે ?
લાખ કરોડો વર્ષોથી
ચ્હેરો પથ્થરના ઘૂંઘટની પાછળ છૂપવી બેઠાં.
માનવતી, ઓ ક્યાં છો ?
ક્યાં છો ?
નવા ચંદ્રની કૂંપળ જેવી નજર કરો.

[] [] []

રાવજીની આ કૃતિ તેની સમગ્ર કાવ્યસૃષ્ટિમાં સાવ જુદું જ ભાવસંવેદન અને સાવ જુદો જ પરિવેશ લઈને ઊભી છે. આપણને પરિચિત લોકજીવનના ભાવો અને ભાવસંદર્ભોથી અળગી પડી જતી આ રચના એક આપાર્થિવ વિશ્વમાં ગતિ કરતી જણાશે. વિરાટ વિશ્વજીવનના સ્તરેથી લોકોત્તર ભાવસંવેદના અને તેની ઘટના અહીં પ્રસ્તુત થયાં છે, સ્થળકાળમાં જીવતા કોઈ સામાન્ય સંસારીજનની નહીં, પ્રાકૃત માનવીની નહીં, યુગયુગાંતરેથી વિશ્વજીવનના ગહનતમ રહસ્યની ખોજમાં રઝળતી ભટકતી ચેતનાની આ કથા છે; અકળ મૌન ધરીને અહીં જે વિશ્વપ્રકૃતિ વિસ્તરી રહી છે, તેના અંતરમાં પ્રવેશ ઝંખતા આત્માની આ કથા છે. કાવ્યનાયકને એવી પ્રતીતિ છે કે એ 'માનવતી' 'લાખ કરોડો વર્ષોથી' 'પથ્થરના ઘૂંઘટની પાછળ' 'ચ્હેરો' 'છૂપવી બેઠી છે' ! એ 'માનવતી'ના પૂર્ણદર્શન અર્થે રઝળતા આત્માનાં તલસાટ, વ્યાકુળતા, અને વિહ્વળતા, અહીં તીવ્રતાથી વ્યક્ત થયાં છે. વિશ્વ-પ્રકૃતિ કાવ્યનાયકને મોહિનીરૂપ લાગે છે, તેનામાં તે પ્રિયાની ઝાંખી કરે છે, તેથી જ તેને 'માનવતી' જેવા આદરભાવથી સંબોધે છે !

રાવજીની બીજી અનેક રચનાઓની, જેમ વિશ્વપ્રકૃતિ અને નારી, બંનેય સત્ત્વો અહીં પરસ્પરમાં ઓતપ્રોત હોય તે રીતે આલેખાયાં છે, પણ અહીં વૈશ્વિક સંદર્ભોને કારણે ભાવસંવેદનની ભૂમિકા બદલાઈ ગઈ છે. એક રીતે કૃતિની સમસ્ત ઘટના અને સમસ્ત પદાર્થસૃષ્ટિ જાણે કે સમયાતીત પૌરાણિક–પરિવેશમાં ઓતપ્રોત થઈ ગયાં છે. રાવજીની રંગદર્શી સર્જકતા અહીં વિલક્ષણ કલ્પનો/પ્રતીકોનું લીલયા નિર્માણ કરી દે છે. અભિવ્યક્તિની સંકુલતા અને સઘનતાને કારણે કવિકર્મની ઓળખ કરવા ચાહનારને આ રચના ખૂબ જ પડકારરૂપ બની રહે છે.

રાવજીની આ રચનામાં આત્મગત સંવેદનને વ્યક્ત કરતી 'વ્યક્તિ' માટે 'કાવ્યનાયક' પ્રયોગ એટલો ઉચિત લણતો નથી. કેમકે એને કોઈ સામાજિક કે માનસશાસ્ત્રીય ભૂમિકાનું નક્કર વ્યક્તિત્વ નથી, એટલે 'કાવ્યનાયક' પ્રયોગ અહીં બરોબર લાગતો નથી. છતાં એ માટે બીજા ઉચિત પ્રયોગને અભાવે આપણે અહીં એ ઉપયોગમાં લઈશું.

હકીકતમાં, આપણી આધુનિકતાવાદી કવિતામાં આવતા 'હુ" નું, ત્રીસીની કવિતાના કાવ્યનાયક 'હુ"થી, સ્વરૂપ બદલાયું જ છે. ઉમા-શંકર, સુંદરમ્ જેવા કવિઓએ આરંભકાળમાં જે પ્રકારની ચિંતનલક્ષી કવિતા આપી, તેમાં, કે અંગત ઊર્મિની જે કવિતા કરી તેમાં પણ, કાવ્યનાયક 'હું' ઘણુંખરું નાગરિક સંસ્કારોથી સંપન્ન વ્યક્તિ હતો. તેના લાગણીપ્રવાહોમાં તેમ તેના વિચારોમાં વારંવાર તત્કાલીન પ્રજા-જીવનને સ્પર્શતા સામાજિક–નૈતિક સંસ્કારો ભળ્યા છે. આથી ભિન્ન, આપણી આધુનિકતાવાદી કવિતામાં, ખાસ કરીને અસ્તિત્વપરક રહસ્યોની જ્યાં ખોજ ચાલે છે ત્યાં, કાવ્યનાયક 'હું' કોઈ સામાજિક વ્યક્તિ નહિ, સંવેદન ઝીલતી ને વ્યક્ત કરતી વિશેષતઃ તો એ સર્જકચેતના સંભવે છે. કૃતિમાં ઉઘડતા ભાવવિશ્વ સાથે એ સ્વરૂપાન્તર સાધતી હોય એમ પણ જોવા મળશે. માનસશાસ્ત્રમાં પ્રસ્થાપિત 'ego'નો કોઈક નક્કર પીંડ પણ અહીં આકારાતો નથી. સર્જક સંપ્રજ્ઞતા જ અહીં વિશેષતઃ સક્રિય બની દેખાય છે. રાવજીની આ કવિતામાં પણ કાવ્યનાયક 'હુ"

કંઈ આપણને પરિચિત ઐતિહાસિક-ભૌગોલિક પરિમાણોમાં ગતિ કરતી વ્યક્તિ નથી; સમયાતીત ભૂમિકાએ રઝળપાટ કરતી એ એક ચૈતન્ય સત્તા માત્ર છે. માનવઆત્માની ઝંખનાનું, તેની વ્યાકુળતાનું, તેની ઊંડી તરસનું, આ મૂર્તિમંત રૂપ છે. રચનાનું સંવિધાન જ તેને પ્રતીકાત્મક ઉઠાવ અર્પે છે.

કવિતાનું શીર્ષક 'અસંખ્ય રાત્રિઓને અંતે' ઘણું સૂચક છે. 'અસંખ્ય રાત્રિઓ'ની રઝળપાટ કાવ્યનાયકે પૂરી કરી છે એવો ભાવ અહીં ધ્વનિત થઈ ઊઠે છે. વિશ્વજીવનનાં અસંખ્ય સત્ત્વો અને સંસ્થાઓને જાણે કે તે ખૂંદી ચૂક્યો છે. એ સર્વ ઘટના તેના સંવેદનમાં ઘનીભૂત બનીને તોળાઈ રહી છે,

કૃતિની આરંભની ત્રણ પંક્તિઓનો ખંડક જ આપણને કોઈક લોકોત્તર પરિવેશમાં મૂકી દે છે. કવિકર્મના બળથી પરિચિત લાગતી વિગતો ય એમાં અલૌકિક પરિવેશ ધારી રહે છે.

શિયાળની લાળીમાં સરકે સીમ,
રાત્રિઓ પીંપળની ડાળી પર થથરે,
લબડે શુષ્ક ચંદ્રનું પાંદ.

–આ પંક્તિઓમાં અનુભૂતિનાં પરિમાણો બદલાયાં છે. અને, તેથી, સહૃદયના ચિત્ત પર એની અસર પણ જુદી જ પડે છે. સામાન્ય અનુભવ એવો છે કે રાત્રિના નીરવ પ્રસારમાં સીમ-ખેતરમાં વિચરતાં શિયાળવાંની લાળી દૂર દૂર સરકતી લાગે, અને એ તીણા અવાજમાં રાત્રિનું વાતાવરણ ભેંકારભર્યું લાગે. રાવજીએ એ અનુભવનું પરિમાણ જ ઊલટાવી મૂક્યું છે. લાળીના તીણા અવાજના પ્રસાર સાથે સ્વયં સીમ વિસ્તરી રહી હોય એવો આભાસ તેણે રચી દીધો છે. આખીય પંક્તિ એક ગતિશીલ અને મનોહર કલ્પન બની રહી છે, સીમ જેવું સ્થાવર તત્ત્વ અહીં અવાજ દ્વારા ગતિ કરતું પ્રત્યક્ષ થાય છે. ખરેખર તો, દૃશ્યતા શ્રુતિ અને ગત્યાત્મકતા-એમ ત્રણ ઐન્દ્રિયિક ગુણો એમાં એકત્ર થયા છે. બીજી પંક્તિની અભિવ્યક્તિની

રીતિ પણ આને મળતી આવે છે. રાત્રિના આછા અર્ધપારદર્શી અંધકારમાં, પીપળાનાં પર્ણો કંપતાં હોય એ જાતનું દૃશ્ય આપણને પરિચિત છે. અહીં [પર્ણઘટામાં 'રાત્રિઓ' 'થથરી' રહી હોય એવું સૂક્ષ્મ સંવેદન રાવજીએ વ્યક્ત કર્યું છે. (પીપળાના ઉલ્લેખ સાથે ઉપનિષદમાં વર્ણવાયેલા ઊર્ધ્વમૂલ અશ્વત્થનું સહેજે સ્મરણ થાય. અને એ રીતે આ રચનામાં જાણે કોઈ આદિ પરિવેશ વ્યાપી રહ્યો હોય એવો ભાવ પણ જાગે.)] ત્રીજી પંક્તિમાં 'ચંદ્રનું પાંદ' જીર્ણ બનીને 'લબડી' રહ્યું હોવાની એટલી જ આકર્ષક ઈમેઈજ પ્રત્યક્ષ થાય છે. 'લબડે' ક્રિયારૂપમાં સંયોજાયેલા ધ્વનિઓ જ એના આયુષ્યની ક્ષણભંગુરતાનું સૂચન કરી દે છે. કૃતિના અંતની 'નવા ચંદ્રની કૂંપળ જેવી નજર કરો' પંક્તિના ભાવનિવેદન જોડે એને માર્મિક અનુબંધ રહ્યો છે,

આ રચનાની પંક્તિઓ | દોદા | ચતુષ્કલો અને વચ્ચે સંવાદ સાધીને પૂરક બનતાં | દો | કે | દોલ | જેવાં માત્રામેળી આવર્તનોમાં બંધાયેલી છે. દરેક પંક્તિમાં ઉપસતું કલ્પન–'સરકતી સીમ' 'થથરતી રાત્રિ' અને 'લબડતું ચંદ્રપાંદ'–એ સર્વ પ્રવાહી ગતિશીલ પંક્તિના લયમાં મેળ સાધીને સમર્થ ઊઠાવ પામે છે. ત્રણેયમાં કલ્પનને ગતિમય બનાવવામાં લય ખૂબ જ સમર્પક બન્યો છે.

આવા અલૌકિક પરિવેશમાં કાવ્યનાયક 'હું'ની આક્રોશભરી ઉક્તિ સંભળાય છે :

> અરે, મારે ક્યાં જોવું તારું ધાસલ પગલું
> ફરફરતું...?'

–રાવજીનું આ એક અતિ મનોહર કલ્પન છે. દૃશ્યતા અને ગત્યાત્મકતાનો એમાંથી એકસાથે બોધ થાય છે. 'માનવતી'ને સંબોધીને કાવ્યનાયક આ જે પ્રશ્ન કરે છે તે તેની હતાશાનું જ સૂચન કરી જાય છે. 'ધાસતું' 'પગલું' એ રીતે નહિ, 'ધાસલ પગલું' પ્રયોગ

નિર્માણ કરવામાં રાવજીનો વિશેષ જોઈ શકાશે. 'ઘાસ' દેખીતી રીતે જ, આદિમ્ સૃષ્ટિનું પ્રાણવાન્ સ્ફુરણ છે. વિશ્વપ્રકૃતિમાં છુપાઈ રહેલી 'માનવતી'ને ઓળખવાની એ જ. એંધાણી છે, એવી કાવ્યનાયકની પ્રતીતિ છે. 'ફરફરતું' ક્રિયારૂપ એની કેવળ વર્ણસંઘટનાના બળે જ ભાવને તાદશ કરે છે કાવ્યના ઉઘડતા જતા સંવેદનમાં એક અલ્પ સ્થિત્યંતર રૂપે એ કડી ઊભી છે. એના અનુસંધાનમાં આવતો ખંડક હવે જોઈએ:

વંટોળ થઈને ચરણ ચડયા ચકરાવે,
પથના લીરા ચકરવકર કંઈ ચડતા એની સાથે,
કયાં છે ભમ્મરિયાળા કેશ તમારા ?
દોડું–શોધું......

–કાવ્યનાયકના ઝંઝાવાતી રઝળપાટનું આ સમર્થ ચિત્રણ છે. પૃથ્વીના પગથાર પરથી 'વંટોળ' બનીને આકાશમાં વીંઝાતાં ચરણની કલ્પના જ મહેક છે. એની સાથોસાથ 'ચકરવકર થતા' 'પથના લીરા'નું દશ્ય પણ એટલું જ પ્રભાવક છે. એમાં રૌદ્ર ભાવનો સંસ્પર્શ અનુભવાય છે. દશ્યતા અને ગત્યાત્મકતાનો સંકુલ બંને કલ્પનોમાં જોઈ શકાશે. રાવજીની સમૃદ્ધ સર્જકતા આવાં એક એકથી વિલક્ષણ કલ્પનો લીલયા રચી દે છે. 'માનવતી'ના 'ભમ્મરિયામાં કેશ'ની ખોજ પણ કાવ્યનાયકે કરી છે, પણ એ એંધાણી ય તેને મળી નથી ! માત્રામેળી લયનું પ્રવર્તન 'ચકરાતાં ચરણ' અને 'ચકરવકર થતા પથના લીરા'નાં ગતિશીલ કલ્પનોને પણ એટલો જ સમર્થ રીતે ઉઠાવ આપે છે.

પછીના ખંડકમાં કાવ્યનાયકની રઝળપાટનું ભવ્યકરાલ ચિત્રણ જોવા મળે છે.

ઘાસ તણી નસમાં સૂતેલો સૂર્ય
કયાંક કયાં હડફેટાયો,
બળદ તણી તસતસતી મેવલ ખાંધ સરીખો

પ્હાડ દબાયો.
વીંછણના અંકોડા જેવાં ખિલ્ડીંગોથી
હરચક ભરચક શ્હેર દબાયાં.
જૂવા જેવું ગામ નદીને તટ ચોંટેલું એ ચગદાયું,
હગણ હગણ ગર્ભ વિશ્વનો કંપે.
મારી આંગળીઓમાં સ્વાદ હજી સિસોટા મારે !

—વિશ્વજીવનનાં કેટકેટલાં સત્ત્વો અને સત્તાઓને કાવ્યનાયક ખૂંદી વળ્યો છે ! પ્રકૃતિના જીવનનું પહેલું સ્ફુરણ તે 'ઘાસ' અને એની ય 'નસમાં સૂતેલો સૂર્ય' તેની અડફટે ચઢયો છે. ! મેંત્રનોમાંથી રઝળતાં 'ઘાસ'નાં તણખલાં સહજ જ અડફેટાય, પણ એને આશ્રયે રહેલો 'સૂર્ય' પણ અડફટે ચઢયો ! આ કલ્પન કંઈક સંદિગ્ધ લાગશે : ઘાસ જેવા પ્રાકૃત તત્ત્વને આશ્રયે સૂર્ય જેવું જ્યોતિર્મય સત્ત્વ નિહિત રહ્યું છે, એમ ઘટાવીશું ? એ જ રીતે 'પ્હાડ' જેવી દુર્ભેદ્ય સત્તા પણ કાવ્યનાયકના ચરણે ચંપાઈ જવા પામી છે. 'પ્હાડ' માટે 'બળદ તણી તસતસતી મેધલ ખાંધ સરીખો' જેવું ઉપમાચિત્ર પણ પ્રભાવક છે. તંદુરસ્ત બળદની 'તસતસતી મેધલ ખાંધ'– એ કલ્પનમાં દૃશ્યતા, સ્પર્શક્ષમતા અને સ્નાયુની સશકતતા ત્રણ ગુણો સંચિત થયા છે. 'શ્હેર' ને અનુલક્ષીને –'વીંછણના અકોડા જેવાં બિલ્ડીંગોથી 'હરચક ભરચક' –પ્રયોગ એટલો જ વેધક કટાક્ષભર્યો છે. નગરસંસ્કૃતિમાં ઝમ્યા કરતા વિષનો એમાં નિર્દેશ છે. 'હરચક ભરચક' પ્રયોગમાં જોડાયેલા વર્ણો નગરની ઘીચોઘીચ બાંધણીનું ચિત્ર કેવળ ધ્વનિઓથી જ ઉપસાવી આપે છે. એ જ રીતે 'નદી કાંઠા' પરનું 'જૂવા જેવું ગામ' પણ એવી જ અસરકારક રજૂઆત પામ્યું છે. પછીની પંક્તિ –'હગણ હગણ ગર્ભ વિશ્વનો કંપ' –માં કરાલની અનુભૂતિ થાય છે. 'હગણ' શબ્દના ધ્વનિઓમાં શિવના ઝંઝાવાતી નૃત્ય સાથે કરાલ ધ્વનિઓ ગજવતા ડમરુનો ભાસ થાય છે. આ જાતનો ભવોન્મેષ આપણી અર્વાચીન કવિતામાં વિરલ જ હશે.

કાવ્યનાયકનું સંવેદન નવા જ સ્તરે હવે ખુલ્લું થાય છે: 'મારી આંગળીઓમાં સ્વાદ હજી સિસોટા મારે !' –એમ તે બોલી ઊઠે છે ! પાછળની ત્રણ પંક્તિઓના પ્રકાશમાં એનું રહસ્ય સ્પષ્ટ થઈ ઊઠે છે. સૃષ્ટિના જન્મની ક્ષણોમાં જ કાવ્યનાયકને 'માનવતી'નું પ્રગાઢ મિલન થયું હતું. તેના જીવંત સ્પર્શની વ્યાકુળતા હજી આંગળીઓમાં શેષ રહી છે ! સંવેદ્ય વસ્તુને રાવજીએ સજીવ ધબક સાથે ઝીલવાનો સમર્થ પ્રયત્ન કર્યો છે. 'માનવતી'નો એ જીવંત સ્પર્શ તે ફરીથી ઝંખે છે. 'ક્યાં છે સ્પર્શ– ફણાળો–' માં નાગના ડંખ શો તેનો સ્પર્શનો તલસાટ વ્યક્ત થઈ જાય છે. 'હજી સ્તનોના ચરુ સાચવી બેઠેલો / કેવડિયો ક્યાં છે !' એ પ્રશ્નમાં ય 'માનવતી'ને માટેનો તીવ્ર અનુરાગ પ્રગટ થાય છે. 'સ્તનોના ચરુ' જ્યાં સંચિત થયા છે, તે 'કેવડિયા'ની તેની ખોજ અવિરત ચાલતી રહી છે. લોકગીતોમાં સ્ત્રીપુરુષના અનુરાગના ભાવને સાંકળવામાં 'કેવડિયો' રૂઢ પ્રતીક લેખે જાણીતો છે.

કાવ્યનાયકની ઝંખનામૂર્તિ 'લાખ કરોડો વર્ષથી' 'પથ્થરના ઘૂંઘટની પાછળ' પોતાનો 'ચ્હેરો' છુપાવી બેઠી છે, એ કલ્પન પણ એટલું જ આકર્ષક છે. વિશ્વપ્રકૃતિનો પથ્થરિયો 'ઘૂંઘટ' પેલા પ્રિય ચ્હેરાને ઢાંકી રહ્યો છે, એ જાતના વર્ણનમાં 'પથ્થરના ઘૂંઘટ'નું રૂપક નોંધપાત્ર છે. 'ઘૂંઘટ' પાછળ લાવણ્યવતીનો દેદીપ્યમાન ચ્હેરો અર્ધ-આછો આંખોઝાંખો દેખાય ત્યારે વધુ મોહક બની રહે છે પણ, અહીં તો, જડ અપારદર્શી પથ્થરનું આવરણ રચાયું છે ! એટલે એ ચ્હેરાની એકાદ રેખાયે કળાતી નથી. અસ્તિત્વની કરુણ એબ્સર્ડિટી અહીં જ છતી થઈ જાય છે.

અંતમાં 'નવા ચંદ્રની કૂંપળ જેવી નજર કરો'–એવા અનુનયભર્યા નિવેદન સાથે રચના પૂરી થાય છે. 'નવા ચંદ્ર'ની ઝંખના સૂચક છે. પેલો 'જીર્ણ ચંદ્ર' નહિ, 'નવો' 'ચંદ્ર' જોઈએ, એની 'કૂંપળ શી' કૂણી

દૃષ્ટિ જોઈએ. પણ કાવ્યનાયકની એવી ઝંખના, કદાચ, અધૂરી રહેવા જ નિર્માયેલી હશે !

માનવઅસ્તિત્વની કરુણ વિષમતાનું સંવેદન અહીં તીવ્રતાથી વ્યક્ત થયું છે, એ તો ખરું જ; એથીય વધુ, એ એક વિરલ વૈશ્વિક સંદર્ભ લઈને આવ્યું છે; અને, એટલે જ, આ કૃતિ આપણા ચિત્તનો પૂરો કબજો લઈ લે છે. (અપૂર્ણ)

## સાહિત્ય-વૃત

૧૯૮૨ના જાન્યુઆરીથી ડિસેમ્બર સુધીમાં પ્રગટ થયેલા મૌલિક કાવ્યગ્રન્થો માટે ડૉ. જયન્ત પાઠક કવિતા પુરસ્કાર-સ્પર્ધા માટે કવિ / પ્રકાશક દ્વારા કાવ્યસંગ્રહની બે પ્રત, ડૉ. જયન્ત પાઠક સન્માન સમિતિ, એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજ, અઠવા લાઈન્સ સુરત-૩૯૫૦૦૧ સરનામે મોકલવી. કાવ્યસંગ્રહ ૧૯૮૨માં જ પ્રગટ થયેલો હોવો જોઈએ, તે મૌલિક રચનાઓનો જ પ્રથમ વાર પ્રગટ થયેલો હોવો ઘટે, સંપાદનો કે પુનરાવૃત્તિ સ્પર્ધાપાત્ર નથી. કાવ્યસંગ્રહ ફેબ્રુઆરીની છેલ્લી તારીખ સુધીમાં સમિતિને મળી જવો જોઈએ.

નર્મદ સાહિત્ય સભા, સૂરત તરફથી ૧૯૭૫થી ૧૯૭૯ દરમ્યાન પ્રગટ થયેલા નિબંધ-વિવેચન ગ્રન્થોમાંથી શ્રી વાડીલાલ ડગલીનાં 'શિયાળાની સવારનો તડકો' પુસ્તકને સુવર્ણચન્દ્રક આપવાનું જાહેર થયું છે.

## 'કથાવિવેચન પ્રતિ' / વિજય શાસ્ત્રી

[લે. ડૉ. પ્રમોદકુમાર પટેલ]

'કથાવિવેચન પ્રતિ' એ ડૉ. પ્રમોદકુમાર પટેલનો ચોથો વિવેચન-સંગ્રહ છે. શીર્ષક સૂચવે છે તેમ એમાં નવલકથા અને ટૂંકી વાર્તા-વિષયક લેખોનો સંગ્રહ થયો છે. કથાવિવેચન સાથે સંકળાયેલા કેટલાક મહત્ત્વના પ્રશ્નો અને પાસાંઓને પારખવાનો અને તેના ઉકેલ શોધવાનો પ્રયત્ન ડૉ. પટેલે અહીં કર્યો છે. એ રીતે અહીં કેટલાક સિદ્ધાન્તવિવેચનના લેખો છે તો નવલકથા અને ટૂંકી વાર્તાના પ્રકારોની કેટલીક નોંધપાત્ર કૃતિઓની સર્વગ્રાહી સમીક્ષાઓ પણ તેમણે આપી છે. આવી કૃતિવિવેચના દ્વારા તેમણે પ્રત્યક્ષ કૃતિઓમાંથી ઉદ્‌ભવતા સૈદ્ધાન્તિક મુદ્દાઓને છણ્યા છે. આમ સિદ્ધાન્ત પરથી કૃતિતપાસ અને કૃતિતપાસ પરથી સિદ્ધાન્ત-નિરૂપણ એવો ઉભયપક્ષીય અભિગમ તેઓ દાખવે છે.

સૌપ્રથમ લેખ 'નવલકથાની કળા : એની રૂપરચનાના પ્રશ્નો'માં સમયેસમયે બદલાતા રહેતા નવલકથાસ્વરૂપનાં કારણો, માનવઅસ્તિત્વનાં રહસ્યોની ખોજ કરવાની તેની પ્રકૃતિ, ચોતરફના પરિવેશ સાથેની નવલકથાલેખકની આંતરપ્રક્રિયા, નવલકથાની વાસ્તવિકતા એટલે શું, મિથ અને મહાકાવ્ય કરતાં નવલકથાની ઘટનાસૃષ્ટિનું વિશિષ્ટત્વ, માનવીય અવકાશનો તાગ લેવા મથતો સર્જક, સર્જનની પ્રક્રિયા અને તેમાંથી નીપજતી વિવિધ શૈલીઓ ઈત્યાદિ મુદ્દાઓ પરત્વે વિચારવિમર્શ કર્યો છે.

'ટૂંકી વાર્તાની વિભાવના' એ બીજા લેખમાં ટૂંકી વાર્તાની સંરચના અને તજ્જન્ય મૂલ્ય જ તેની વિભાવના રચવામાં ભાગ ભજવે

છે તેવું નિરીક્ષણ રજૂ કર્યાં બાદ પરંપરાની અને આધુનિક ગુજરાતી ટૂંકી વાર્તાની સંરચનાવિષયક મંતવ્યો રજૂ કર્યાં છે. અન્ય પ્રકારોથી ટૂંકી વાર્તા ક્યાં અને કેમ જુદી પડે છે તે દર્શાવતાં ડૉ. પટેલ Progressive movement-ને ટૂંકી વાર્તાનું વ્યાવર્તક લક્ષણ ગણાવે છે. અહીં એક ચોક્કસ ગૃહિતનો આધાર લઈ, ચોક્કસ પ્રશ્ન તપાસી બને એટલા ચોક્કસ ઉત્તરો શોધવાનું વલણ તેમની વિવેચનપ્રક્રિયામાં જણાય છે.,

સાહિત્યકૃતિના રસાનુભવમાં નૈતિક વૃત્તિનો સમાવેશ થાય ખરો? નૈતિકતામાં શાનો શાનો સમાવેશ થઈ શકે, વગેરે તાત્ત્વિક પ્રશ્નોથી શરૂ થતો લેખ, સામ્પ્રત ગુજરાતી કથાસાહિત્યમાંથી ઊપસતો નૈતિકતાનો ખ્યાલ આગળ વધતાં અદ્યતન સાહિત્યમાં નૈતિકતાની લુપ્ત થતી ભૂમિકાની ચર્ચા કરે છે. અદ્યતન કથાસાહિત્ય પરત્વે તેઓ એક અત્યન્ત મહત્ત્વનું નિદાન આપે છે કે તેમા Moral-Immoral કરતાંયે વધુ તો A-moral પરિસ્થિતિનું આલેખન કરવા સર્જકો પ્રવૃત્ત થયા છે. વ્યવહારના સ્તર કરતાં ચૈતસિક સ્તરની ઘટનાઓનું તેમાં પ્રાધાન્ય છે.

મુનશીની કથાસૃષ્ટિનું આજના બદલાતા પરિપ્રેક્ષ્યમાં, 'કનૈયાલાલ મુનશી-આજે' નિબંધમાં પુનર્મૂલ્યાંકન થયું છે. સ-રસતા અને સચોટતા વિશેના મુનશીના ખ્યાલોની સંદિગ્ધતા, રોમાન્સ અને નવલકથા વચ્ચેનો તફાવત, તેમનાં પાત્રાલેખનની વિલક્ષણતાઓ, ગહન સંવેદનનો અભાવ, વગેરે મુદ્દાઓની સવિગત છણાવટ થઈ છે.

'ઈતિહાસ, ઐતિહાસિક નવલકથા અને એ વિશે મુનશી' લેખનો આરમ્ભ ડૉ. પટેલ વૉલ્ટેર, કાન્ટ, હેગલ અને શીલર જેવા પાશ્ચાત્ય વિદ્વાનોએ ઉપસાવેલા 'Philosophy of history'ના વિશિષ્ટ ખ્યાલની રજૂઆતથી કરે છે ત્યાર પછી ઈતિહાસને વિજ્ઞાન નહીં પણ કળા તરીકે જ જોતા મુનશીજીના દષ્ટિબિંદુની મર્યાદાઓનું પરીક્ષણ કરવામાં આવ્યું છે.

પન્નાલાલની 'મળેલા જીવ'નું મહિમ્નસ્તોત્ર 'માનવચિત્તનો ચકડોળ' લેખમાં સાંપડે છે. હેન્રી જેઈમ્સકથિત 'Prime sensibility'માંથી

પ્રગટતું આખું Microcosm આ કૃતિનો વિશેષ ડૉ. પટેલને લાગ્યો છે.

રઘુવીરની 'ઉપરવાસ', 'સહવાસ' અને 'અંતરવાસ' એ કથાત્રયીમાં મુખ્ય પાત્રના કરુણનું મૂળ તેની મૂળહીનતામાં રહેલું ડૉ. પટેલ જુએ છે. મહાનગરમાં મૂળ નાખી ન શકતું અને, મૂળ વતન પણ બદલાઈ ચૂક્યું હોઈ ત્યાં યે પરાયાપણું અનુભવતું લવજીનું પાત્ર કરુણનો આલમ્બનવિભાવ બને છે. બદલાતો ગ્રામસમાજ, વસ્તુસંવિધાન, ભાષા વગેરે પાસાંઓની છણાવટને અંતે તેમને આ કૃતિ "રસાનુભવની પૂર્ણતા ધરાવતી નથી" લાગતી.

ધૂમકેતુપૂર્વેના નવલિકાસાહિત્યનો આલેખ આપી, ધૂમકેતુની નવલિકા વિશેની વિભાવના દર્શાવી ધૂમકેતુની નવલિકાઓની સમાક્ષામાં તેમનું રંગદર્શીપણું, યુગચેતનાનો અભાવ, તળપદા લોકજીવનની ધૂમકેતુની પરખ, વિશાળ પાત્રસૃષ્ટિ, નવલિકાની રચનાકળા ઈત્યાદિ પાસાંઓની છણાવટ તેમણે કરી છે. તે જ રીતે 'મડિયાનું નવલિકા-સાહિત્ય' નિબંધમાં મડિયાની ટૂંકી વાર્તાઓમાં પ્રગટતા કોઈ આદિમ બલિષ્ઠ આવેગ, માનવપરિસ્થિતિમાં રહેલા કોઈ કરુણવિષમ અંશનું આલેખન, પત્રકારિત્વના વ્યવસાયે ભજવેલી ભૂમિકા, સોરઠી અને નગર-જીવનની રચનાઓ, ટેક્નિક વિશેનો મડિયાનો આગવો ખ્યાલ ઈત્યાદિ પાસાંઓની ઉદાહરણસહિત ચર્ચા કરી છે.

જયંત ખત્રીની વાર્તાઓના સર્વાંગી અભ્યાસમાં વિલક્ષણ પાત્રો અને અસાધારણ બનાવો, પ્રાદેશિકતા, પ્રગતિવાદની અસર, અભિવ્યક્તિની વિવિધ છટાઓ વગેરેનું સદૃષ્ટાંત વિવરણ મળે છે.

પુસ્તકના અંત ભાગે કૃતિલક્ષી વિવેચના મળે છે 'તેજ, ગતિ અને ધ્વનિ'માં સાપેક્ષવાદી અભિગમની નોંધ લઈને સમગ્ર કૃતિના વિશેષનો આસ્વાદ કરાયો છે તો સુરેશ જોષીની 'થીગડું' ટૂંકી વાર્તાના પૃથક્કરણમાં પ્રભાશંકરના જીવનની એબ્સર્ડિટીને વિવિધ સંયોજનરીતિ વડે કેવી રીતે ઉપસાવાઈ છે તેનું નિદર્શન થયું છે. ધનશ્યામ દેસાઈની 'ટાગડો' કૃતિની ફેન્ટસી લેખે ચર્ચા કરતાં ફેન્ટસીની વિભાવના વિશે

પણ ડૉ. પટેલે વિચાર કર્યો છે. કિશોર જાદવની 'સરકસના કૂવામાં કાગડાઓ'ને વાર્તા તરીકે ઓળખવાની મથામણ થઈ છે. *

૧૪ ઑક્ટોબર, ૧૯૮૨

* કથાવિવેચન પ્રતિ : લેખક : ડૉ. પ્રમોદકુમાર પટેલ
પ્રકાશક : પોતે. વિક્રેતા : નવભારત સાહિત્યમંદિર,
અમદાવાદ–૧. કિંમત : રૂા. ૨૨–૫૦

## શય્યા-પ્રાર્થના / * ડૉ. ઈશ્વર જરીવાળા

[ માનસશાસ્ત્રીય તપાસ ]

કૃત્તિકા, આ વાર્તાની નાયિકા છે. તે સુંદર છે. આજુબાજુ હવે કોઈ નથી. પિતાનું નિધન થઈ ગયું છે. 'હવે કોઇ ના–હોવા છતાંય કોઈ એનું સૌંદર્ય જોઇ જશે.' આ પ્રકારની મૂંઝવણ ચિત્તભ્રમ અથવા વ્યામોહની એની મનઃસ્થિતિ દર્શાવે છે.

**'કોઇને કોઈ ક્યાંકથી ને ક્યાંકથી આપણને ખબર ન પડે એ રીતે તાક્યા કરતું હોય છે.'**

**'કોઈ જોતું હોય એટલું નક્કી થઇ ગયું પછી કોઇક હોવું જ જોઇએ.'**

**'ના હોય એ તો જોઈ જ ના શકે ને ?'**

કૃત્તિકાના મનોગત વિશ્વને પ્રકાશમાં આણતી અને એના ચિત્તભ્રમ સાથે દૃઢતાથી જોડાયેલી આ તર્કપરંપરાનું મનોવિશ્લેષણ કરવાથી સમજાશે કે પિતાના મૃત્યુ પછી તેમના શરીરનાશની શક્યતાઓને કૃત્તિકા પોતાના માનસિક જગતમાં સતત નકારતી હોય છે. કૃત્તિકા **પિતૃગ્રંથિ** (Electra Complex)નો ભોગ બનીને અજ્ઞાત રીતે મૃત પિતાના હોવાપણાની– ન હોવાપણાની વાસ્તવિકતાને પોતાની વિકૃત ચિત્તભૂ ઉપર સતત ઉપસાવતી બતાવવામાં આવી છે. ઉપરની ભ્રમણાયુક્ત તર્કપરંપરા દ્વારા પોતાની શરીરચેતનાને આયના સમક્ષ ધરીને Auto

* રાધેશ્યામ શર્મા કૃત ટૂંકી વાર્તા

Eroticism– આત્મ-રતિ રૂપે કૃત્રિમ સંતોષ મેળવી લેવા માટેની એના ચિત્તની ગતિવિધિ પણ આવા વિકૃત મનોવ્યાપારની અને ગ્રંથિગ્રસ્ત માનસની ખાતરી કરાવે છે.

અમુક પ્રકારનું "કોઈકના હોવાનું" આવું માનસિક જગત કૃત્તિકાને સ્થાને બીજી કોઈ સામાન્ય (normal) પુત્રી હોત તો આપણને જોવા મળ્યું હોત નહીં. વાર્તામાં શરૂથી અંત સુધીનું કૃત્તિકાનું વિશિષ્ટ પ્રકારનું ભાવસંવેદન, પિતાને પ્રત્યક્ષવાની એની ચિત્તવિકૃતિનું જ સર્જન જણાય છે.

ફ્રોઈડ જેને પિતૃગ્રંથિ (Electra Complex) કહે છે તે સામાન્ય રીતે પુત્રીનું બાળકી તરીકે વિજાતીય પિતા પરત્વેનું જાતીય આકર્ષણ સૂચવે છે. પુત્રીના વિકાસ દરમિયાન ક્રમશઃ આ ગ્રંથિનું નિઃરસન થવાથી પુત્રી પોતાના પિતા પરત્વે ઊર્ધ્વીકૃત બનેલા કેટલાક વિશુદ્ધ ભાવાવેગો અનુભવવા લાગે છે. ક્યારેક આ પ્રકારનું નિઃરસન નથી થતું અને પુત્રીનું પિતા પરત્વેનું અજ્ઞાન જાતીય આકર્ષણ એના ચિત્તનો કબજો લઈ બેસે છે, અને પુત્રીના ગ્રંથિગ્રસ્ત માનસમાં ચિત્તિત્વ બંધારણની દૃષ્ટિએ વિકૃતિ જન્મે છે જે વર્તન, વાણી, વિચારમાં પ્રગટ થવા લાગે છે, આ મનોવૈજ્ઞાનિક હકીકતને અહીં લેખકે ચરિતાર્થ કરી બતાવી છે તેથી તો કૃત્તિકાના મનોવૈચિત્ર્યની સૂક્ષ્મ લાક્ષણિકતાઓ તેના અતૃપ્ત જાતીય આવેગ તથા તેના મનોજાતીય વિકાસ પર જામેલા મનોગ્રહણને એકધારું અભિવ્યક્ત કરે છે.

એક રીતે "શય્યા-પ્રાર્થના" કૃત્તિકાના દેહવ્યામોહ (વિભ્રમ)ની વાર્તા છે. એના જાતીય સુખ અંગેના અભાવને એની પિતૃગ્રંથિ સાથે વધુ ને વધુ મજબૂત કરતી એક પછી એક કડી તપાસવાથી આ વાતની આપણને પ્રતીતિ થાય છે. વાર્તાની પ્રત્યક્ષ ઘટનાની સમાંતરે ચાલતી અપ્રત્યક્ષ આંતરચેતનાયુક્ત ઘટનાઓ તપાસવાથી કૃત્તિકાનું પિતૃગ્રંથિથી ગ્રસ્ત માનસ વધુ પ્રતીતિકર બનવા લાગે છે. આમ

જોઈએ તો પ્રત્યક્ષ ઘટના આટલી જ છે. "સુંદર યુવાન કૃત્તિકા સાંજનું અંધારું થયે સ્નાન કરી, નવોઢાની જેમ શણગાર સજી, પથારી સરખી કરી, કોઈ પુરુષ સાથે સહશયન કરવાની હોય એવી ચેષ્ટાઓ કરવા લાગે છે. તે સાથે તે નિર્વસ્ત્ર બની પ્રાર્થના પણ ગણગણતી હોય છે."

ખરેખર તો આ પ્રત્યક્ષ ઘટનાની અડાબીડ તેનું અપ્રત્યક્ષ અંતરચેતનાનું રૂપ આ વાર્તાનું સાચું વસ્તુ જણાય છે. કૃત્તિકા અતૃપ્ત છે. પોતાના સૌંદર્યથી, વધારે પડતી સભાન પણ લાગે છે. તેનું યુવાન માનસ કંઈક અંશે મનોવિકૃતિનો ભોગ બનવાથી આત્મ-પ્રીતિ રૂપે બાળપણની માનસિક સ્થિતિને પુખ્ત વયે પણ જાતીય પ્રવૃત્તિ તરીકે પોતાની જાતથી એકાગ્ર કરતી હોય એમ લાગે છે. આ રીતે આરૂઢ થયેલી ઈચ્છાઓને તે નવું જ પરિમાણ બક્ષે છે. આયનાની અંદર પોતાની નગ્ન પ્રતિકૃતિને "કોઈ નવી વ્યક્તિ પાંખતી હોય" એ રીતે જોવાની તે જે ચેષ્ટા કરે છે તેથી તો નારસિસસ ગ્રંથિને જ (પોતાના સ્વરૂપથી મોહ પામવું) તે અભિવ્યક્ત કરે છે.

મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ જાતિયવૃત્તિ એકંદરે વહનશીલ ગણાય છે. અને ઉંમરને અનુરૂપ અથવા સમાજનાં ધોરણોને અનુરૂપ કોઈક સ્વરૂપ તે ધારણ કરી શકે તેમ હોય છે. આમ છતાં કોઈ વાર, જેમ અહીં કૃત્તિકાના માનસમાં નોંધવા મળે છે તેમ, જાતીયવૃત્તિ અમુક વ્યક્તિમાં (વિજાતીય વડીલ એવા પિતામાં) ગંઠાઈ જાય છે. આ પ્રકારની ગાંઠ વળવાનાં અનેક કારણો હોઈ શકે. પિતાનું વ્યક્તિત્વ પણ આ અંગે કારણભૂત બની શકે છે. કૃત્તિકા પિતૃગ્રંથિનો શિકાર બનવાથી, પિતા મૃત્યુ પામ્યા હોવા છતાં મનોમન તેમના "હોવાની" ભ્રમણામાં રાચવાની તીવ્ર ઈચ્છાઓ કરે છે ઉપરાંત તેમનો સ્પર્શ અને સહવાસ પણ અજ્ઞાત રીતે ઈચ્છે છે. સતત ધ્યાન અને પ્રેમ મળે એમ પણ તે ઈચ્છે છે. માતાના પ્રેમમાં હરીફ બનનારી પુત્રીનું માનસ, ખુદ માતાનું પ્રત્યક્ષ-બોધન કેવુંક કરે છે તે અહીં જોઈએ. માતાના અવાજના સૂચન સાથેના એક સંવાદમાં–

–"રાત્રે અરીસામાં ના જોઇએ. તું તે કંઇ રામજણી નાયકણ છે કે સજીધજીને સૂવે છે. આવી કુટેવ નૈ સારી." (માનો અવાજ) કૃત્તિકા હસી. "મા તને મારી અદેખાઇ આવતી હતી. હું કાંઈ બાપુને તારી પાસેથી છીનવી લેવાની હતી તે?"

મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ તો આ આંતરસંવાદનું સંચલન ગ્રંથિગ્રસ્ત કૃત્તિકા જ કરતી હોય છે. વળી એ માટેની ચિત્તસપાટી પણ કૃત્તિકાની જ પસંદ થતી હોવાથી આવા મનોમય વિશ્વમાંની દલીલમાં ખરેખર તો હતાશ બનેલા કૃત્તિકાના અહમ્‌ને માતારૂપી ઉપરી અહમ્ દ્વારા ઠપકારવાની અજ્ઞાત પ્રવૃત્તિ થયેલી નોંધવા મળે છે. અહીં જ્ઞાત રીતે માતાની ભલે તે અદેખાઈ કરતી નથી પરંતુ સામાજિક રીતે અસ્વીકાર્ય એવી દમિત ઇચ્છાઓરૂપે તેના અજ્ઞાતમાં માતા પરત્વેનો જ દમિત ઇર્ષ્યાભાવ કૃત્તિકા પ્રગટ કરતી જણાય છે.

આ દૃષ્ટિએ આ વાર્તામાં કૃત્તિકાના આંતરસંવાદો, પિતા સાથેનાં તેનાં તીવ્ર સ્મૃતિસાહચર્યો, તેમજ તેનાં આંતરિક સંચલનો, વાર્તાની મનોવૈજ્ઞાનિક કડીઓને ધ્યાનાર્હ બનાવે છે.

જેમ કે,– સાંજનું અંધારું થયે કૃત્તિકા કોઈ પુરુષ સાથે સહશયન કરવાની હોય એવી ચેષ્ટાઓ કરતાં કરતાં પ્રાર્થના ગણગણે છે. "ત્વમેવ પિતાશ્ચ"... અને તેની સાથે નિર્વસ્ત્ર પણ થતી હોય છે. આ સાથે તેના સદ્‌ગત પિતાનાં સ્મરણો સાંકળી લેવામાં આવે છે. પિતાના નિધન પછી કંઈક વધુ પ્રમાણમાં સર્વવ્યાપક બનેલા "અભાવ"ને, પોતાની કલ્પનાસૃષ્ટિ દ્વારા અવલંબન મેળવી દૂર કરવાના તેના પ્રયાસો ચિત્તના સ્તરે ચાલતી અનેક માનસિક પ્રવૃત્તિઓના સૂચક હોય છે. ઉપરછલ્લી નજરે કૃત્તિકાનો આવો અભાવ શૂન્યકેન્દ્રી અને નિરર્થક કાર્ય–કારણમાં અટવાઈ જતો કોઈકને લાગે. પરંતુ મનોવૈજ્ઞાનિક અર્થઘટન પ્રમાણે ચિત્તની આવી ગતિવિધિઓનું સમાયોજનમૂલ્ય અવશ્ય સ્વીકારવું પડે છે. કેમકે એના વિના હતાશા જીરવી શકાતી નથી; કે જીવનનું અસ્તિત્વ ટકાવી શકાતું નથી એટલે તો અહીં કૃત્તિકાનું માનસ મનોગત દમિત

## 'ચોરસ ઈંડાં અને ગોળ કબરો' / સતીશ વ્યાસ

પ્રસ્તુત એકાંકીમાં બે વિ-તર્ક છે :

૧. "ઈંડાંઓ લંબગોળ હોય છે. એટલે પક્ષીઓએ મૂકેલ ઈંડાં પૈકી ૨૦ ટકા દડી જાય છે. ૭૦ ટકા નાગરિકોના આહારમાં જાય છે. બાકીના ૧૦ ટકામાંથી બચ્ચાંઓ જન્મે છે. જો ઈંડાંઓ ચોરસ હોત તો ૨૦ ટકા દડી જવાથી થતો બગાડ બચી જાત. ચોરસ વસ્તુઓ સ્થિરતાક્ષમ હોવાથી પુરુષ નાગરિકો બહુ જ ઓછા પ્રમાણમાં આકર્ષાત અને એટલે અંશે ઈંડાંનો આહારમાં ઓછો વપરાશ થાત. આમ એકંદરે ઈંડાં ચોરસ હોત તો લગભગ ૯૦ ટકામાંથી બચ્ચાંઓ જન્મી શકત, તેઓ જિંદગીપર્યંત શાકાહારી થાત. આપણે મનુષ્યો જિંદગીપર્યંત માંસાહારી થાત. આમ ઉભય પક્ષે સમાંતરતા જળવાત અને નાગરિકોમાં પણ શાકાહારી અને માંસાહારી જેવો વર્ગવિગ્રહ મટી જાત."

૨. "વિશ્વની મોટાભાગની માનવજાતને મૃત્યુ પછી ૫ાા' × ૩' ની કબરમાં દફનાવવામાં આવે છે. મૃત માનવીને આવી સંકડાશમાં મૂકવાનું પ્રયોજન હજી સમજી શકાતું નથી. જેનો આત્મા સ્થળાંતર કરી ગયો છે એવા પદાર્થને આપણે આવી ટ્રીટમેન્ટ આપીએ તે યોગ્ય કહેવાય? આપણને શું આત્માની જ શરમ હોય છે? મૃતદેહ વિશેની આપણી માન્યતાઓ બદલાય કે નહિ તે અતિ મહત્ત્વનો મુદ્દો નથી, પરંતુ મૃતદેહને આપવામાં આવતી ટ્રીટમેન્ટ ખૂબ જ

શરમજનક છે. મૃતદેહને અમુક ચોક્કસ માપમાં, અમુક ચોક્કસ દિશામાં સુવડાવીને આપણે એની ઈહલોકની સ્વતંત્રતાને કચડી નાખીએ છીએ. કદાચ એ ખોળિયાનો આત્મા બીજે યોગ્ય ખોળિયું ન મળતાં ફરી પાછો ત્યાં આવશે ત્યારે એની લાગણીઓનું શું? માટે લંબચોરસ કબરો હવે બંધ થવી જોઈએ. કબરો સપ્રમાણ ગોળ હોવી જોઈએ જેથી મૃતદેહ ઈચ્છા મુજબ હલનચલન કરી શકે. કબરો ગોળ હોવી જોઈએ જેથી મૃતદેહને અમુક ચોક્કસ દિશામાં ગોઠવાયાનો ખોટો વસવસો ન થાય."

એકાંકીના મુખ્ય પાત્ર શ્રીકાન્તના પિતાની થીસીસના આ અંશો છે જે શ્રીકાન્ત દ્વારા અહીં રજૂ થાય છે. એમાંના માંસાહાર–શાકાહાર–ભેદના તથા ખોળિયાના આત્માના નિર્દેશોની સામે એકાંકીમાં હેતુપુરઃસર 'બુદ્ધં શરણં ગચ્છામિ'ના સાત વાર પછડાતા ધ્વનિઓ મૂકવામાં આવ્યા છે. 'સંઘં શરણં ગચ્છામિ'વાળી ઉક્તિ પણ મનુષ્યની ટોળાવૃત્તિને ઉપહાસવા પડઘાવાઈ છે. ઍબ્સર્ડની વિચારધારાએ પ્રચારેલ માનવ-સ્વાતંત્ર્યની વાત અને એની સામે પડેલી આ જગતની અનેક વિસંગતિઓ અહીં ઈશત્ સંકેતો દ્વારા રજૂ કરવામાં આવી છે. આખું એકાંકી આવા એક વ્યતિક્રમમાં ચાલે છે અને એટલે જ લેખકે એકાંકીના મુખ્ય પાત્ર શ્રીકાન્તને મુખ્ય અભિનેતાને બદલે મુખ્ય પ્રેક્ષક બનાવ્યો છે! એ પ્રેક્ષાગારમાં ઉદ્બોધન કરતાં કહે છે, "હું શ્રીકાન્ત છું. પાંચ રૂપિયાની ટિકિટ ખરીદીને આવેલો પ્રેક્ષક છું હું નાટક જોવા આવ્યો છું. તમો બધા પાત્રો છો. તમે નાટક ભજવવા આવ્યા છો તમારી દરેક હિલચાલ, તમારું મૌન, તમારું હાસ્ય, તમારો ક્રોધ, તમારું મૂઢત્વ ઈત્યાદિ આજના નાટકના જ પ્રસંગો છે એમ માનીને હું પાછો બેસી જાઉં છું. ચાલો... નાટક શરૂ કરો."

એકાંકીનો પ્રારંભ નાટ્યાત્મક છે. શ્રીકાન્ત આવીને પોતે એક જ આ નાટકનો પ્રેક્ષક હોવાની જાહેરાત કરે છે. (આ સૃષ્ટિમાં મનુષ્ય પણ કેવળ પ્રેક્ષક છે એવી વ્યંજના અહીં નિહિત છે.) આવી ચમત્કૃતિથી

એકાંકી પ્રારંભાય છે. એનો પહેલો સંવાદ પ્રથમ નજરે અસંગતિપૂર્ણ લાગે છે: "આ નાટકનો હું એક જ પ્રેક્ષક છું. મારા પિતાને પણ કોઈ મિત્રો ન હતા." બન્ને વાક્યો વચ્ચે કશો જ કાર્યકારણયુક્ત કે તર્કસંગત સંબંધ નથી. નાયકના પિતાની વાત એકાંકીમાં પાછળથી આવવાની છે. (એથી) આને આપણે સ્ટ્રીમ ઑફ કોન્સ્યસનેસના સ્વરૂપમાં સ્વીકારી શકીશું. શ્રીકાન્ત જ્યારે પ્રેક્ષકો સાથે વાત કરી રહ્યો છે ત્યાં જ પ્રેક્ષાગાર-માંથી અ ઊઠીને એની પાસે આવે છે. બન્ને વચ્ચેના સંવાદોમાં છાયા-પડછાયાની, શ્રીકાન્તના પિતાની, ઈંડાંની અને લેબરરૂમની વાતો થાય છે અને પછી શ્રીકાન્ત એને નાટક બરાબર શરૂ કરવા નીચે મોકલી દે છે. શ્રીકાન્ત અને અના સંવાદોમાં મુકુન્દ પરીખે વાગ્મિતાનો સરસ વિનિયોગ કર્યો છે. આ એકાંકીની ભાષામાંનું સૌથી આકર્ષક તત્ત્વ આ વાગ્મિતાનું છે:

"અ: સવારસાંજ ભઠિયારગલીમાં, બપોરે સૂની ફૂટપાથ ઉપર, રાત્રે ગાર્ડનની લોન ઉપર, ક્યારેક સ્ટેશનના બાંકડા ઉપર; રાત્રિની છેલ્લી બસમાં, તમે બધે જ હો છો." અહીં પહેલા અને છેલ્લા વાક્યખંડમાં 'માં' પ્રત્યય પ્રયોજ્યો છે અને એ બે 'માં'ની વચ્ચે નામયોગી 'ઉપર'વાળાં વાક્યખંડોની આવત્તિ ગૂંથાય છે. છેલ્લે આવતા 'માં' પ્રત્યયથી આગળના વાક્યખંડના 'માં' પ્રત્યય સાથે પ્રાસનો સંબંધ બનતાં એક વર્તુળ જાણે પૂરું થાય છે. આ પછી શ્રીકાન્તના સંવાદોમાં પણ એવો જ વાગ્મિતા-વેગ રચાય છે: "એટલે જ હું નિરાંતે ખાઈ શકતો નથી; 'હલીમ'ને ચાટી શકતો નથી, 'પાપલેટ'ના કાંટાઓમાં ભૂંજાઈને ચીટકી ગયેલા સ્વાદિષ્ટ માંસને હું મુક્ત રીતે ચૂસી શકતો નથી. અંધકારના પટોળામાં શરમાઇને બેઠેલી નવોઢા જેવી મસૃણ લોનને હું આલિંગન કરી શકતો નથી. રાત્રિની છેલ્લી બસમાં નોનસ્ટોપ મુસાફરી કરી શકતો નથી." અહીં સુધી 'શકતો નથી' ક્રિયાપદોને નિભાવી રાખીને અને એની આગળના 'ઈ' કારાન્ત શબ્દોને પ્રાસમાં યોજીને વાગ્મિતા સર્જાઈ. વચ્ચે 'અંધકારના પટોળામાં શરમાઈને બેઠેલી નવોઢા' સાથે 'મસૃણ લોન'ને

સરખાવી કાવ્યત્વમય ઉપમાસંયોજન સિદ્ધ થયું. 'અંધકારનું પટોળું' પણ કવિત્વપૂર્ણ કલ્પન બન્યું ! લોનને 'મસૃણ' વિશેષણ દ્વારા સુંવાળપ અર્પી વાગ્મિતામાં યે વધારો કર્યો. શ્રીકાન્તનો આ સંવાદ સહાયકારક 'છો'ની આવલિથી પૂરો થાય છે : "તમે કેટલા દંભી છો ! તમે જ મને બધે મળતા રહો છો. આ નાટકમાં પણ તમે... તમે કોણ છો ?" લેખક પાસે નાટયોચિત ભાષા પ્રયોજી લેવાની સૂઝકુનેહ છે એની પ્રતીતિ ઉપરના સંવાદો કરાવે છે. 'લેબર રૂમ' અને 'કર્ટેઈન'ના ઉલ્લેખોમાંની રમૂજ પણ નોંધપાત્ર છે :

"શ્રીકાન્ત : વેર ધેર ઈઝ કર્ટેઈન, ધેર ઈઝ ડ્રામા.

અ : નો પ્લીઝ. વેર ધેર ઈઝ ડ્રામા, ધેર ઈઝ કર્ટેઈન.

... .... ... ... ... .... ... ... ... ... ... ... ... ...

શ્રીકાન્ત : પડદો એટલે લેબરરૂમ. હવે ખરું ।

અ : જી, ના. લેબરરૂમમાં પડદાઓ હોતા નથી. પરંતુ પડદાઓમાં લેબરરૂમ હોય છે."

અના ગયા પછી બ આવે છે. એના પિતા થીસીસચોર હતા. બ સાથેના શ્રીકાન્તના સંવાદોમાં રમૂજનું તત્ત્વ હોવા છતાં એ અ સાથેના સંવાદો જેટલા અસરકારક લાગતા નથી. આખું એકાંકી પણ આગળ વધતાં બોઝિલ બનતું જાય છે. એમાં રહેલું વિચારનું તત્ત્વ અને એની મુખરતા આ એકાંકીને ક્રમશઃ નાટયતત્ત્વથી દૂર લઈ જતાં જાય છે. 'હું કબરોમાં ખૂંપતો જાઉં છું' એમ જ્યારે શ્રીકાન્ત કહે છે ત્યારે એ ઉક્તિ સપાટી પરનું વિધાન બની અટકી જાય છે. ફરી 'બુદ્ધં શરણં ગચ્છામિ'ના પડઘાતા સ્વરો મૂકીને એક વર્તુળ પૂરું કરવાનો આભાસ એકાંકીકાર રચે છે પણ એમાં નાટયાત્મકતાનો અભાવ છે.

એકાંકીના અંતમાં એક ખૂણામાં બેઠેલી ટાઈપીસ્ટ ગર્લ મિસ નંદવાણી ઊભી થઈને 'ચોરસ ઈંડાં અને કબરો'ની ચોરાયેલી પ્રતનો ઉલ્લેખ કરે છે અને કહે છે કે 'સંચાલકે રીહર્સલ કરતાં પાત્રોને જે કાંઈ કંઠસ્થ થઈ ગયું હોય તે ઉપરથી સ્ક્રીપ્ટ તૈયાર કરવાની મને

સૂચના આપેલી અને અમે એમ કર્યું છે. આપ આપની ટિકિટનાં અડધિયાં સાચવશો, જે રજૂ કર્યેથી આપને નાટકની છપાયેલી એક પ્રત આપવામાં આવશે. અમો નાટક લખવામાં અને વંચાવવામાં માનીએ છીએ!' પ્રેક્ષકોને માત્ર રીહર્સલ જ બતાવવાની યુક્તિ તો લેખકે સફળતાથી બતાવી, છેવટના કટાક્ષમાં પણ વેધકતા દાખવી પણ અંત એનાથી નાટકીય વધારે બન્યો, નાટ્યાત્મક ઓછો.

'ચોરસ ઈંડાં અને ગોળ કબરો' વિચારોનું નાટક છે. આ વિચાર પ્રત્યક્ષતા સુધી, દૃશ્ય રૂપ સુધી પહોંચતો નથી. વાગ્મિતાનો વૈભવ પણ એને નાટક બનાવી શકતો નથી. એમાંનું અસંગતિનું તત્ત્વ પણ નાટ્યાત્મકતા સરજી શકતું નથી. એકાંકીનો પ્રારંભ તથા શ્રીકાન્ત અને અના સંવાદોનો ખંડ થોડી રંગભૂમિક્ષમતા દર્શાવે છે પણ અન્ત તરફ એનાં વળતાં પાણી થતાં એકાંકી ઓસરતું જાય છે.*

* 'મોક્ષ' (મુકુન્દ પરીખ)માંથી.

સ્વાદ-સ્વચ્છતા-વિનથી સેવાથી આગવું સ્થાન ધરાવનાર અંતરની આરસીમાં જડાઈ ચુકેલ નામ

ન્યુ

# આરાધના આહાર ભવન

(એરકન્ડીશન્ડ)

ઉનાપાણી રોડ [સ્ટેશન પાસે] સુરત.

જેની વાનગીઓમાં સ્વાદિષ્ટતા, પૌષ્ટિકતા અને લિજ્જત છે.

**ફુલ જમણ ફક્ત રૂા. ૭/–**

[વિશાળ ગ્રાહકોના આગ્રહથી ગૃપ બુકીંગ અને પાર્ટીઓની સગવડ]

સ્વાદિષ્ટતાના શિખર સર કરનાર

મધુર સવારી

**નવીન સુપર ડીલક્ષ થાળી**

**ફુલ જમણ : રૂા. ૧૨/–**

સહુને સંતોષ અને ગ્રાહકોના જતનને પોતાનું કર્તવ્ય બનાવનાર જેની ખ્યાતિ દૂર દૂર પ્રસરેલી છે.

**ન્યુ આરાધના આહાર ભવન**

